આવે અને તેની સારી માવજત લેવાય તો પુષ્કળ પ્રમાણમાં દુધ અને ખેતીને માટે બળદો આપી શકે તેવી છે. જો ખેડૂતો ભેંસને બદલે સારી ગાયો રાખવા માંડે તો, પાડાઓનો નિર્દય રીતે વધ થતો અટકે, અને તદુપરાંત ખેતીના કામ માટે બળદોની આયાત કરવી પડે છે, તેને બદલે ખેતી ઉપયોગી જનાવરોનો સારા પ્રમાણમાં નિકાસ કરવાની સ્થિતિએ પહોંચે.

ઉપર જણાવવામાં આવ્યું છે તેનો અર્થ ભેંસની ઉપયોગીતા ઉતારી પાડવાનો નથી. હિંદુસ્તાનની ગામડાની રૈયતના ગણ્યાગાંઠ્યા બીજા પેટા ગૃહ-ઉદ્યોગો છે તેમાં સારૂં વળતર આપે તેવા ઉદ્યોગોમાં ભેંસની ઉછેરનું સ્થાન પણ અગત્યનું છે. દુઝણી ભેંસોની સાવચેતી પૂર્વક પસંદગી કરી તેના દુધનાં ગુણ અને વજનમાં વૃદ્ધિ થાય તેવા ઉપાયો લેવાથી, ભેંસોનો ઉદ્યોગ અત્યારે જે વળતર આપે છે તેથી, ઘણું વધારે વળતર મળશે.

૧૭. બળદ સરેરાશ દસ વર્ષ સુધી કામ આપી શકે છે. આ સંસ્થાનના ૮૨,૪૬૧ બળદોને કામ આપતા રાખવા માટે દર વર્ષે નબળા અને કામ નહિ આપતા બળદોને બદલાવવા માટે તાજા અને સશક્ત ૮,૨૫૬ બળદો પૂરા પાડવા જોઇએ. અને આપણે દરેક બળદની સરેરાશે રૂા. ૫૦—ની કિંમત અટકળીયે તો પણ રૂા. ૪,૧૨,૩૦૦ એટલે કે ચાર લાખ ઉપરાંતની રકમ દર વર્ષે ખેડૂતોને બળદ ખરીદવા પાછળ ખર્ચવી પડે છે. ખેતી ઉપયોગી જનાવરોની ખરીદી પાછળ મોટી રકમનો ખર્ચ કરવાની જરૂર પડે છે તે ખેડૂતોની કરજદારીનું એક મુખ્ય કારણ છે. દરેક ખેડૂત, દર એક સાંતી દીઠ, એટલે કે ૬૦ થી ૮૦ વીઘા જમીન ખેડતો હોય તે માટે, એક સારી ગાય રાખતો થઇ જાય તો તે પોતે પૈસાથી ખરીદી ન શકાય તેવા સુંદર બળદો ઉછેરી શકે. એટલે પછી ખેડૂતને અત્યારે બળદ ખરીદવા સારૂ નાણાં માટે શાહુકાર પાસે જે લાચારી કરવી પડે છે તે ન કરવી પડે તેમજ બળદ વેચનાર સિંધી વાઘરી ઉપર પણ આધાર ન રાખવો પડે, અને પરિણામે, ઉમદા ઉછેરની અને સારી રીતે સચવાયેલી ગાયમાતા, પૂર્વની તેની મહત્તા ભરી કામદુધાની પદવી ફરી પ્રાપ્ત કરી શકે.

બાઇબલમાં સશક્ત ગાયોએ નબળી ગાયોથી પોષણ મેળવ્યું એ મતલબનું બીજા અર્થમાં લખાણ છે. જ્યારે હિંદુસ્તાનમાં તેથી તદ્દન ઉલટી સ્થિતિ પ્રવર્તે છે. આંહિ નબળા અને નિર્માલ્ય ઢોરો એવા ભારરૂપ છે કે, મળી શકતો તમામ ઘાસચારો તેઓ ખાઈ જાય છે અને સુંદર, ઉપયોગી અને સાચવવા યોગ્ય જાનવરોને ભાગે થોડુંક જ બાકી રહે છે.

૧૮. આગળ જણાવ્યું છે તેમ ૯,૫૬૮ રેઢીઆર અને નબળા ખૂંટોને અત્યાર સુધીમાં ખસી કરવામાં આવ્યા છે અને ભાવનગર સંસ્થાનના ૬૬૬ ગામોં પૈકી ૧૨૭ ગામોમાં અત્યારે દેશાણ, સુંદર દેખાવડા, ફાલુ ધણખૂંટો આપવામાં આવ્યા છે.

૧૯. ભાવનગર અને વડોદરા રાજ્યની સરહદે ઢોરના ઉછેરને અનુકૂળ પરિસ્થિતિ ઉભી થાય તેવાં સ્થળો છે. અને ત્યાં, સંયુક્ત ધોરણે સારી ઢોર ઉછેરની (breeding farm) સંયુક્ત સંસ્થા સ્થાપવાની યોજના વિચારણામાં છે. વડોદરા સંસ્થાને, સુધારણાના અનેક કાર્યોમાં, નેતૃત્વ પદ લીધું છે; અને આશા રાખીયે કે વિચારાતી યોજના સત્વર મૂર્ત સ્વરૂપ લઈ અસ્તિત્વમાં આવશે. વડોદરા જેવા મોટા પ્રગતિમાન રાજ્ય અને ભાવનગર રાજ્યના આ સહકાર્યથી ચાલતી, આવી સંસ્થાથી આખા સૌરાષ્ટ્રમાં ગૌસંવર્ધનની પ્રવૃત્તિને ઘણો સારો વેગ મળશે.

સને ૧૯૩૦ની ગણત્રી પ્રમાણે તથા સને ૧૯૩૫ની ગણત્રી પ્રમાણે ઢોર વિગેરેની સંખ્યાનો મુકાબલો અને કમી જાસ્તી સંખ્યા બતાવનારૂં પત્રક. પરિશિષ્ટ क.

| ઢોર વિગેરેનાં જાત | સને ૧૯૩૦ની ગણત્રી પ્રમાણેની સંખ્યા | સને ૧૯૩૫ની ગણત્રી પ્રમાણેની સંખ્યા | કમી | જાસ્તી |
|---|---|---|---|---|
| ધણખુંટ | ૪૦૭ | ૫૨૪ | ૦ | ૧૧૭ |
| ખેતીના ઉપયોગમાં લેવાતા ખુંટ | ૨૧૯૮૧ | ૧૨૯૫૭ | ૯૦૨૪ | ૦ |
| રેઢીયાર ખુંટ કે બળદ | ૧૫૮૩ | ૧૪૩૧ | ૧૫૨ | ૦ |
| બળદ દેશી | ૫૫૫૨૬ | ૭૦૯૯૮ | ૦ | ૧૫૪૭૨ |
| (૧) ખસી કરેલા દેશી બળદ ત્રણ વર્ષ ઉપરાંતની ઉંમરના | ૩૪૨૪૯ | ૪૫૧૮૧ | ૦ | ૧૦૯૩૨ |
| (૨) ખસી કરેલા ત્રણ વર્ષની અંદરના દેશી વાંછડાઓ | ૨૧૨૭૭ | ૨૫૮૧૭ | ૦ | ૪૫૪૦ |
| બળદ વઢીયારાં | ૩૦૭૩૪ | ૨૯૭૩૨ | ૧૦૦૨ | ૦ |
| ગાયો (વાછડી, વોડકી વિગેરે સાથે) | ૮૬૬૯૫ | ૮૩૭૬૧ | ૨૯૩૪ | ૦ |
| પાડા | ૭૧૦૫ | ૮૩૧૭ | ૦ | ૧૨૧૨ |
| ભેંસો | ૯૧૮૯૭ | ૯૯૧૯૭ | ૦ | ૭૩૦૦ |
| ઘોડા | ૯૫૨૪ | ૧૧૦૩૦ | ૦ | ૧૫૦૬ |
| ગધેડા | ૪૫૭૦ | ૬૦૭૨ | ૦ | ૧૫૦૨ |
| ગાડર | ૧,૫૫,૩૩૮ | ૧,૫૦,૩૪૯ | ૪૯૮૯ | ૦ |
| બકરાં | ૧,૧૧,૭૭૯ | ૧,૨૩,૩૭૬ | ૦ | ૧૧૫૯૭ |
| ખચ્ચર | ૧૪ | ૬ | ૮ | ૦ |
| ઊંટ | ૩૧૦ | ૩૯૫ | ૦ | ૮૫ |
| ટ્રેક્ટર | ૨ | ૩ | ૦ | ૧ |
| દેશી હળ | ૩૦૬૭૧ | ૩૧૦૨૦ | ૦ | ૩૪૯ |
| વિલાયતી હળ | ૨૧૭ | ૫૩૯ | ૦ | ૩૨૨ |
| ચાર બળદવાળાં હળ | ૧૧૨૪ | ૧૨૮૭ | ૦ | ૧૬૩ |
| એકા ડમણીયા | ૮૫૪ | ૯૫૯ | ૦ | ૧૦૫ |
| ગાડાં | ૧૯૦૨૬ | ૨૦૭૧૬ | ૦ | ૧૬૯૦ |
| ઘોડાગાડી | ૫૫૦ | ૬૧૪ | ૦ | ૬૪ |
| શેરડી પીલવાના ચીચોડા | ગણત્રી થઇ નથી | ૧૨૯ | ૦ | ૧૨૯ |
| સ્ટીમ કે ઓઇલ એન્જીનથી ચાલતા પમ્પ | સદર | ૪૫ | ૦ | ૪૫ |

# પ્રાચીન ઐતિહાસિક શહેર

# તળાજા

( ગયા વર્ષના છેલ્લા અંકથી ચાલુ )

## અર્વાચીન ઇતિહાસ

ઈ. સ. ૧૭૭૧માં બારૈયા પાસેથી તળાજા પ્રગણું ખંભાતના નવાબ પાસે આવ્યું પછી ઠાકોર વખતસિંહજીને એમ લાગ્યું કે આપણે તળાજા પ્રગણું ન રાખ્યું એ ભૂલ કરી છે વળી આસપાસ સુબાની પણ કનડગત હતી. એટલે ઠાકોર સાહેબે ઈ. સ. ૧૭૭૫માં ખંભાતના નવાબ પાસેથી રૂ. ૭૫ા હજારથી તળાજા પ્રગણું વેચાણુ રાખ્યું. પરંતુ અહીંના સુબા નુરદીને પ્રગણાનો કબજો છોડયો નહિ એટલે લડાઈ કરીને લેવાની ફરજ પડી.

એ વખતે ભાવનગરથી ઠાકોર વખતસિંહજી લશ્કર લઈને ચડયા ત્યારે તેની સાથે ભાદેવાણી તથા ખીમાજીવાળા હતા અને સુબાને ભગાડીને તળાજા સર કર્યું. એ વખતે ભાવનગરથી વધામણી આવી કે ઠાકોર સાહેબને ત્યાં યુવરાજશ્રીનો જન્મ થયો છે. (મહારાજા વજેસંહજી) તેથી ઠા. સાહેબ તથા લશ્કર તથા ભા. દેવાણી ભાવનગર પધારી ગયા અને અહીં તળાજા પ્રગણાનો વહીવટ કરવા માટે ખીમાજીવાળાને સુબા તરીકે થોડાક માણસો સાથે મૂકયા. ત્યારથી એ ખીમાજીવાળો અહીં રહ્યા. એને બીજા બે ભાઈઓ નથુજી તથા ભાભાજી સાથે હતા. તેનો મૂળ ગરાસ હાલારમાં ઢાંક પાસે હતો અને એ ઢાંકના ભાયાત હતા એટલે ઢાંકસાવાળા કહેવાતા.

હાલારમાં તેના સાત ગામો હતા. મેરવદર, ચંદુલી, ઉગલાવદર, કેરાળા, દેવળકી વગેરે ગામોનો ગરાસ મૂકીને અહીં રહ્યા એટલે ઠા. સાહેબે તેને દેવલી તથા ગોરખી એ બે ગામો તથા તળાજામાં સોળ સાંતીની જમીન, બાર કોશ તથા પાવડીનું ખીડ વગેરે તેને ગરાસમાં આપ્યું. ખીમાજીવાળાને બે દીકરાઓ જગાજી અને ઉનડજી હતા. એ વાળા ભાઇઓએ એ વખતે તળાજા ગામ, બંદર, તથા પરગણું આબાદ રાખેલું.

એ વખતે સરવૈયા ગરાસીયા તથા કાઠીનું જોર નરમ પાડેલું. તેમને હરાવેલા અને વાળાકમાં ભાવનગરની સત્તા વધારવામાં સારી મદદ કરી સામેલ રહેલા.

ખીમાજી પછી તેના મોટા દીકરા જગાભાઈએ ચીતળની લડાઈમાં પચ્છેગામના દેવાણી કીકાભાઈને સાથે લઈને ચીતળ પર હલ્લો કરેલો. અને જય મેળવ્યો હતો.

એ વખતનો એક દુહો છે.

ધજા ફરકે ધરમરી આવે વરણ અઢાર
તળાજે વાળો તપે, જસજીતણુ જગમાળ

બીજા દીકરા ઉનડવાળો પણ તળાજા પ્રગણાનો સારો બંદોબસ્ત રાખતા. એક વખત દેવલી ગામે કાઠીઓનું પાળ આવેલું. તેની સાથે મીયાણા પણ હતા. એ ખબર ઉનડભાઇને મળતા અહીંથી થોડાક આરબને લઈને ત્યાં ગએલા અને જ્યાં દેવલી ગામમાં જાય ત્યાં કાઠીઓ લૂંટ ચલાવતા હતા ત્યાં તેની સાથે ધીંગાણું થએલું અને તેના મુખ્ય કાઠીને મારેલો. પાળના ઘણા માણસો મરાયા અને બીજા ભાગી ગયા. એ વખતે દેવલી ગામની એક મોચણબાઈએ પણ બહાદુરી કરી હતી. એ વખતના પાળીઆ દેવલી ગામે હજી સુધી છે. પાળને ભગાડયા પછી ઉનડભાઈ ચોકમાં બેઠા હતા ત્યાં પછવાડેથી એક મીયાણો

ઉઘાડી તરવારે તેને માથે આવી ચઢયો એટલે ઉનડભાઈએ જાણ્યું કે આ ઘા કરશે એ વખતે સમયસૂચકતા વાપરીને પડકારો કરીને કહ્યું કે "ઘા કર, શું જોઈ રહ્યો છે." એ સાંભળીને મીયાંડો ઝબક્યો કે મારી પાછળ કોઇ ધસી આવ્યું છે એમ ધારીને પાછળ જોયું ત્યાં ઉનડભાઇએ ઉભા થઇને એકજ ઝટકાથી ઠાર કર્યો. ત્યાર બાદ ઉનડભાઈએ આ ગામમાંથી અમુક ચોરોને પકડયા હતા તે બદલ તેને પીંજારા ઉપરનો કર લેવાનો હુકમ મળ્યો હતો.

પછી આ ગામનો વહીવટ નાગજીના દીકરા નોંઘણજી કરતા અને તેની સાથે મહેતા કુટુંબના નથુ મહેતો વગેરે કારભાર કરતા. એ મહેતા કુટુંબને પણ આ ગામમાં ગરાસ મળેલ છે. અને હાલ તેના વંશજો ખાય છે. ત્યાર પછી રામા મહેતા વગેરે કારભાર કરતા. પછી સુધારા અને કોર્ટો થઇ ત્યારથી હાલની ચાલુ પ્રણાલી મુજબ વહીવટ થાય છે.

**બહારવટાં**:—ભાવનગરના ઠા. સાહેબે મહુવા પ્રગણાના ખસીયાના મોણપર વગેરે ગામો છે તે લઇ લીધેલ એટલે એક સાદુલ નામનો ખસીયો સંવત ૧૯૮૨ના પોષ વદી ૪ ને શુક્રવારે અહીં આવેલ તે મહુવાને રસ્તેથી ડુંગરા તરફથી પાવડીના દરવાજે આવેલ હાલ જ્યાં શાક મારકીટ છે. તેની સામે ઘોડાર હતી ત્યાં આવીને ઘોડા છોડીને તરત નાસી ગએલ એ વખતે પાવડીના દરવાજા પાસે એક કોઠો હતો તેને ઘોળીઓ કોઠો કહેતા ત્યાં એક પીરભાઇ કરીને એક સિપાઇ હતા તેને બંદુકથી મારેલ અને પછી ભાગી ગએલ એ સિવાય કાંઈ લૂંટ કરી શકેલ નહિ. એ સિપાઇનો ચોતરો હાલ શાક મારકીટ પાસે છે. એ સિવાય અહીં બહારવટાં થયાં નથી.

### વાળાઓ સાથે ભાવનગર રાજ્યનો સંબંધ

૧. ખીમાજીવાળાની કન્યા ઠા. સા. વખતસિંહજીને આપ્યા હતા અને તેના વજેસિંહજી ઠાકોર તે તળાજાના ભાણેજ થાય.

૨. ખીમાજીના દીકરા જગાજીના કુંવરી વજેસિંહજી ભાણેજને આપેલ.

૩. રણમલજી વાળાની દીકરી બાથી નાનીબા મહારાજા જસવંતસિંહજીને આપેલ હતા. પ્રથમ જસવંતસિંહજી રુટાયા હતા. ત્યારે એ ટીમાણા ગામે રહેતા અને તેના બળદો ચારવાને માટે વાળાઓને જે પાવડીનું બીડ આપેલું હતું તેમાંથી જમીન કાઢી આપેલી અને તેનું બાળધું ત્યાં જ રહેલું. પછી જ્યારે જસવંતસિંહજી મહારાજને ગાદી મળી ત્યારે એ બીડની જમીનને બદલે કુંડાના ડુંગર આપવાનું કહ્યું પણ વાળાઓએ ના પાડી. અમારે આટલો ગીરાસ ઘણો છે. પછી કલ્યાણજી વાળાની કુંવરી બાઇ બાજી રાજબા મહારાજા શ્રી તખ્તસિંહજીને આપેલા હતા. એ વખતમાં વાળાઓને મળેલા દેવલી ગોરખી બંને ગામો વહેંચાયાં અને જુદા પડયા તેમાં એ વ્હેંચણીને લીધે બીજા ભાઇઓને નુકશાન પણ ગયું છે. પ્રથમ જે ભાઇઓને દેવલી ગામ હતું તે બીજાને મળ્યું અને જેને ગોરખી હતું, તે દેવલી હતું તેને મળ્યું. એ રીતે વહેંચણી થઈ હતી. એ વખતમાં ઉનડભાઈ વાળાના દીકરા પથાભાઈના દીકરા ભગવતસંગ થઈ ગયા એ મરદ માણસ હતા ને તેની રહેણીકરણી સારી હતી.

મહારાજા ભાવસિંહજીના વખતમાં કનુભાઇ વાળા થઈ ગયા તેને ખુદ હજુર સાથે સારો સંબંધ હતો એ પણ એક પ્રખ્યાત ને મરદ માણસ થઇ ગયા. આ રાજ્યમાં તથા કાઠીઆવાડમાંના ઘણા રજવાડામાં પણ તેને સારી લાગવગ હતી. પાલીતાણાના એડમીનીસ્ટ્રેટર ઓવન સાહેબ સાથે સારો પરિચય હતો તેમ સર પ્રભાશંકર પટ્ટણી સાથે પણ સારી મિત્રાચારી હતી. તેને મર્હુમ મહારાજાએ ભંસવડીનો ટીંબો એક જમાબંધીથી આપેલો ત્યાં તેણે એક નાનું ગામ વસાવેલું તેનું નામ કનકપુર રાખ્યું છે, પણ હાલમાં ત્યાં વસ્તી નથી તેમજ ઘણાં ઘરો પડી ગયાં છે.

હાલમાં વાળા ભાઈઓના અહીં ૪૦ ઘરો છે અને નાનું મોટું ૧૫૦ માણસની વસ્તી છે. પ્રથમ બે ગામ હતાં હવે તેમાં ઘણા ભાગ થઇ ગયા છે

જેથી હવે સ્થિતિ સાધારણ છે. આ રીતનો ભાવનગર રાજ્ય સાથેનો સંબંધ વાળાઓનો જુનો સાત પેઢીથી છે. છતાં એ અહીં મુળ ગરાસીઆ તરીકે નથી તેને જીવાઈદાર ગણે છે એ મુજબ હાલમાં નિર્વંશનો ગરાસ દરબાર ખાલસા કરે છે એ જરા વાળાઓને ભવિષ્યમાં બહુ જ નુકશાની કર્તા છે. હાલમાં વાળાઓના એ બંને ગામ ઉપર ના. દરબારશ્રી તરફની જપ્તી હોવાથી એ ગામોનો વહીવટ જપ્તી વહીવટથી થાય છે.

## સ્થળ વર્ણન

૧. **શ્રીભોળેશ્વર મહાદેવનું દહેરૂં**—આ સ્થળ નદીના કાંઠા ઉપર આવેલું છે. એ દહેરૂં અહીં એક ભોળો રાજગર નામે બ્રાહ્મણ હતો તેણે બંધાવ્યું છે. તેના વિષે એવી હકીકત છે કે શેત્રુંજી નદીને કાંઠે શ્રીધનેશ્વર મહાદેવ છે ત્યાં પહેલાં બ્રાહ્મણો શ્રાવણ-માસમાં પુજા કરવા જતા ત્યાં એક બાવો રહેતો હતો એક વખત ભોળોરાજગર મોડો પુજવા ગયેલો એ વખતે બાવાએ તેને કહેલું છે કે મોડા મોડા કેમ આવો છો? રાજગરે કહ્યું કે અમારે જ્યારે વખત મળે ત્યારે આવીએ. બાવાએ કહ્યું કે–જો એવું હોય તો ઘરનું દહેરૂં બંધાવીએ એટલે કોઈ પૂછે નહિ.

એ ઉપરથી ભોળારાજગરે નિશ્ચય કર્યો કે–શિવનું એક દહેરૂં બંધાવવું. પોતે સારી સ્થિતિનો હતો એટલે આંહી નદીના કાંઠા પર એક દહેરૂં બંધાવીને ત્યાં શિવની સ્થાપના કરી. તેના નામ ઉપરથી ભોળેશ્વર મહાદેવ એવું નામ રાખવામાં આવ્યું અને એ ત્યાં પુજા કરતો, પછી ત્યાં એક બાવો પુજારી રહેતો. ત્યારબાદ આંહીના પુર્વાશ્રમી એક દશાશ્રીમાળી વાણીઆ સંન્યાસી થયા છે જેનું નામ કાશીકાનંદજી છે. તેણે એ જગ્યાની વ્યવસ્થા કરવા માંડી. એ સ્વામીજીએ બે વખત આફ્રીકામાં જઇને ફંડમાં સારી રકમ લાવીને ત્યાં ઘણો સુધારો કર્યો છે. અને તેની બાજુમાં એક રામજી મંદિર બંધાવીને ત્યાં રામચંદ્રજી, ઠાકોરજીની સ્થાપના કરી છે. એ જગ્યાની ખાલી જગ્યામાં મકાનો કર્યા છે. એક ભાગમાં ગુજરાતી સ્કૂલ બેસે છે. બીજી એક મેડી કરી છે ત્યાં સાધુ સંન્યાસીઓ ઉતરે છે. એ જગ્યામાં એક કુવો છે તે નાહવા તથા ધોવાના ઉપયોગમાં આવે છે તેમજ ચોમાસામાં નદીમાં પાણી હોય ત્યારે તેનું પાણી આ બાજુના તમામ માણસો ઉપયોગમાં લે છે. હાલમાં આ જગ્યાનું મહાત્મ્ય ઘણું સારૂં છે. સ્વામીજીએ હાલમાં ત્યાં સંન્યાસીઓ માટે અન્નક્ષેત્ર ખોલ્યું છે. ના૦ દરબારશ્રી તરફથી દર વરસે રૂા. ૫) પાંચ દીવેલના મળે છે. શ્રાવણ માસમાં બહુ સારી ધામધુમ થાય છે. સ્વામીજીએ એક અતિતબાવાને પુંજારી રાખેલા છે.

૨. **શ્રીભીડભંજન મહાદેવનું દહેરૂં**:—આ દહેરૂં નદીના સામા કાંઠા ઉપર આવેલું છે. ત્યાં પહેલાં એક ચોતરો હતો અને એક પ્રભુ નામના માણસે ત્યાં શિવની સ્થાપના કરેલી. ત્યાં એક પીંપળો હતો એટલે પ્રથમ પ્રભુજીનો પીંપળો કહેવાતો. ત્યાર પછી સ્વામી કાશીકાનંદજીએ ત્યાં દહેરૂં બંધાવ્યું અને ત્યાં આગળ એક ઘાટ બંધાવેલ છે. એ લોકોને ન્હાવા ધોવા માટે બહુ ઉપયોગી છે.

૩. **શ્રીમાળીઆ નાગની દહેરી**—એ ઉપરોક્ત દહેરા પાસે નાગની નાની દહેરી છે. તે આંહીના એક દશાશ્રીમાળી વાણીયાએ બંધાવેલ છે. કોઇને સર્પ કરડયો હોય તો તેની માનતા કરે છે કે સારૂં થઈ જશે તો સાકર વહેંચીશું. પછી ત્યાં છોકરાંઓને સાકર વહેંચે છે.

૪. **શ્રીકાશીવિશ્વનાથનું દહેરૂં**— એ દહેરૂં સ્વામી કાશીકાનંદજીએ બંધાવ્યું છે. ત્યાં પ્રથમ એક દશાશ્રીમાળી વાણીઆની બંધાવેલ કોઇ બાવાસાધુને ઉતરવાની ધર્મશાળા હતી. પરંતુ તેનો ધર્મશાળા તરીકે ઉપયોગ થતો નહીં. એક ગૃહસ્થે સ્વામીને રૂા. ૧) એક હજાર સાથે એ જગ્યા અર્પણ કરી. ત્યારબાદ સ્વામીએ ત્યાં એક દહેરૂં બંધાવ્યું અને કાશીવિશ્વનાથ મહાદેવની સ્થાપના કરી તથા ત્યાં બીજી ઇમારત ચણાવી.

**૫. વૈજનાથ મહાદેવઃ**—નદીના કાંઠા ઉપર અતિત બાવાના ઘર છે તેના ફળીઆમાં એક ચોતરો છે ત્યાં વૈજનાથ મહાદેવ પધરાવેલ છે.

**૬. હનુમાનજીની દહેરીઃ**—ગામમાંથી નદીએ જતાં માખણીઆના દરવાજા બહાર નીકળતા એ દહેરી છે, ત્યાં હનુમાનજીની મૂર્તિ પધરાવેલ છે. એવી પ્રતિમા આ બાજુ તો ક્યાંય પણ નથી. મૂર્તિ બહુ ભવ્ય અને આકર્ષક છે. સં. ૧૯૫૬માં એ મૂર્તિ નદી કાંઠે વડલાના ઝાડ નીચેથી દટાએલી મળી આવી હતી અને એક દશાશ્રીમાળી વાણીએ આ જગ્યાએ દહેરૂં ચણાવીને તેની પ્રતિષ્ઠા કરી અને તેની પુજાનો ખર્ચ પણ એ આપે છે.

**૭. રામજી મંદિરઃ**—આ મંદિર ગંગાદાસ નામના એક ગૃહસ્થે બંધાવ્યું છે. પ્રથમ ત્યાં ધર્મશાળા હતી તે રળીઆતની ધર્મશાળા નામે ઓળખાતી પછી ત્યાં મંદિર તથા એક મકાન બંધાવવામાં આવ્યું તે મંદિર મોટા ગોપનાથજીના બ્રહ્મચારીને સોંપેલ છે. એ મંદિરમાં એક મુસાફરખાનું રાખેલ છે, ત્યાં તીર્થવાસી સાધુઓ ઉતરે છે, તેને પોણોશેર ખીચડી તથા એક રૂપિયાભાર ઘીનું સદાવ્રત આપવામાં આવે છે. ત્યાં એક બ્રાહ્મણ પુજારી રાખેલ છે. એ મંદિરની પાસે નદીના કાંઠા ઉપર એક કુવો બંધાવેલ છે. પરંતુ તેનું પાણી કોઈ ઉપયોગમાં લેતું નથી. તેને ગંગાદાસનો કુવો કહે છે. આ મંદિર સંવત ૧૯૬૦માં બંધાવેલ છે. તેનું મહાત્મ્ય સારૂં છે.

**૮. ઠાકુરદ્વારો (નીચલુ મંદિર)**—એ ગામમાં જુનું મંદિર છે. અને મુરલીધરની મૂર્તિ પધરાવેલ છે. પહેલાં એ મંદિરનું મહાત્મ્ય સારૂં હતું પણ હાલમાં પુજારીના અભાવે બરાબર નથી.

**૯. મહાલક્ષ્મી માતાજીનું મંદિરઃ**—એ શ્રીમાળી બ્રાહ્મણ જ્ઞાતિની કુળદેવીનું મંદિર છે. તેથી એ જ્ઞાતિ તરફથી તેનો વહીવટ ચાલે છે અને પુજા થાય છે. નવરાત્રમાં આઠમને દિવસે ત્યાં હવન થાય છે.

**૧૦. વચલું મંદિરઃ**—ઠાકુરદ્વારથી ઉપર જતાં એ મુરલીધરજીનું મંદિર છે.

**મોરલીધરનું મંદિરઃ**—પહેલાં એ ફકડની જગ્યા હતી હાલમાં ત્યાં એક બૈરાજી (રામાનંદી મહારાજ, એ જગ્યાધારી છે. તેને નામદાર દરબારશ્રી તરફથી વાડી-ખેતર તથા ગામમાં જમીન મળી છે. ગામમાં વંડો છે. તેનું ભાડુ આવે છે. તેમજ આંહીનાં વાળા ગરાશીઆઓ તરફથી પણ મદદ મળેલી છે. બીજા દેવાલયો કરતા આ મંદિરને ઉપજ સારી છે. દરવરસે હુતાસણીના તહેવારોમાં ગરાશીઆઓ તરફથી ચાર દિવસ રાત્રે ઉત્સવ થાય છે અને હુતાસણીના દિવસે ના૦ દરબારશ્રી તરફથી ઉત્સવ થાય છે. આંહી એક પાણીનું ટાકું છે તેમાં ચોમાસમાં પાણી ભરી લેવામાં આવે છે. તે બારે માસ વપરાય છે.

**૧૧. ઉપલું મંદિરઃ**—આ મંદિર છેક ઉંચાણમાં ડુંગરની અધવચ્ચે આવેલું છે. અને સહુથી ઉંચાઇએ છે એટલે તેને ઉપલું મંદિર કહે છે. પહેલા આ જગ્યા પણ ફકડની હતી હાલમાં રામાનંદી એક મહારાજ રહે છે. તે સંસારી છે. પહેલાં હરિરામ મહારાજના વખતમાં આ મંદિરનું મહાત્મ્ય સારૂં હતું. એ મહારાજ દર શ્રાવણ માસમાં રામાયણ વાંચતા. ગામના ઘણા ભાવિકો સાંભળવા જતા. આ મંદિરને ખાસ કાંઈ ઉપજ નથી પરંતુ આસપાસના ગામડામાં તેના સેવકો છે એ અનાજ વગેરે પહેલા મોકલતા હાલમાં તો જુજબાજ આપે છે. વચલું તથા ઉપલું એ બંને મંદિરમાં ગરાશીઆઓ તરફથી હંમેશાં રોટલા અપાય છે. આ મંદિરનો દેખાવ બહુ સુંદર છે આંહીથી ગામનો દેખાવ બહુ સુંદર લાગે છે.

**૧૨. હવેલીઃ**—એ ગામના મધ્ય ભાગમાં આવેલ છે. વૈષ્ણવ ધર્મનું એ મંદિર છે. તેની વ્યવસ્થા કપોળ મહાજન કરે છે. પૂજાને માટે એક મૂખ્યાજી રાખેલ છે. એ શ્રીનાથજીના મોટા મંદિર સાથે જોડાએલ છે એટલે આંહીથી ત્યાં ભેટ જાય છે. ફાગણ માસમાં તથા શ્રાવણ માસની જન્માષ્ટમીએ સારી ધામધુમ થાય છે.

**૧૪. સામુંદ્રી માતાનું મંદિરઃ**—એ કપોળના વંડામાં કપોળજ્ઞાતિની કુળદેવીનું મંદિર છે. હવન અષ્ટમીએ ત્યાં હવન થાય છે.

૧૫. શ્રી ખોડીઆર માતાજી:—એ વિષેની હકીકત ગીરી વર્ણનમાં આવી ગઈ છે.

૧૬. શ્રી ભવાની માતાનું મંદિર:—પ્રથમ આ જગ્યાએ એક ચોતરો હતો. અને આસપાસ જંગલ હતું સૌથી જુનામાં જુનું આ સ્થાનક ગણાય છે. તળાજીઆ જ્ઞાતિના બ્રાહ્મણોની કુળદેવી એ ગણાય છે. તેઓએ એ મંદિર બંધાવેલ છે. તેના ઉપર એ લોકોની ખુબ શ્રદ્ધા છે. પ્રથમ જે મૂર્તિ હતી તે ખંડિત થઈ હતી. એટલે હાલમાં નવી મૂર્તિ આણી તેની પ્રતિષ્ઠા કરેલ છે. નાશક રહેતા એક તળાજીઆ બ્રાહ્મણ રામચંદ્રે રૂા. ૨૦૦૦) ખર્ચીને ત્યાં મકાન બંધાવેલ છે. એ સિવાય એ જ્ઞાતિના ફંડથી તેને હાલમાં રીપેરીંગ કરેલ છે.

એ લોકોની જ્ઞાતિના લગ્નબાદ ત્યાં આગળ મીંઢોળ છુટે છે. પ્રથમ આ મંદિરને પહેલાં નામદાર દરબારશ્રી તરફથી રૂા. ૩૫નું વર્ષાસન મળતું હાલમાં રૂા. ૧૪) મળે છે. એ જ્ઞાતિ તરફથી ત્યાં રૂા. ૭) સાતના પગારથી એક પુજારી રાખે છે. તેની વ્યવસ્થા સારી છે. ત્યાં એક જુનો શીલાલેખ છે. પણ તે વાંચી શકાતો નથી. હવન અષ્ટમીને દિવસે ત્યાં હવન થાય છે.

૧૭. ધનેશ્વર મહાદેવનું દેહેરૂં:—એ દહેરૂં ઘણા જુના વખતનું છે. જ્યારે પાલીતાણા તણાયું ત્યારે શેત્રુંજીમાં મોટી રેલ આવી હતી ત્યારે તેનો કેટલોક-ભાગ પડી ગયો હતો. એટલે તેનો જીર્ણોદ્ધાર શેઠ ચત્રભૂજ જીવણદાસે કરાવ્યો હતો. ત્યાં બે ઓરડા છે, ત્યાં કોઈ બાવા સાધુ ઉતરે છે. તેની પુજા એક અતીત બાવો કરે છે. તેને ના૦ દરબારશ્રી તરફથી થોડી જમીન મળેલી છે. આ દહેરૂં શેત્રુંજીના કાંઠા ઉપર છે. ત્યાં એક ઘાટ બંધાવેલ છે. ત્યાં પાણી એક વાંસ ઉંડુ રહે છે જેથી લોકો ખાસ નાહાવા-જાય છે.

૧૮. પંચનાથ મહાદેવનું દહેરૂં:—એ દહેરૂં તળાજી તથા શેત્રુંજીના સંગમ ઉપર છે. ત્યાં હિન્દુ લોકોનું સ્મશાન છે. સ્મશાન માટે છાપરૂં તથા એક વિશાળ ઓરડો શેઠ વાલજી રણછોડે બંધાવેલ છે. ત્યાં ઘાટ પણ તેમણે બંધાવેલ છે. ત્યાં વડલાના બહુ જ મોટાં ઝાડ છે. ત્યાં એક બાવો રહે છે અને ગાયો રાખે છે, ત્યાં પાંડુઓએ એ મહાદેવની સ્થાપના કરેલ છે. એટલે તેને પંચનાથ કહે છે.

૧૯. મમ્માઈ માતા:—તેનું સ્થાનક અહીંના એક સોની ભાણા સગાળને ત્યાં છે. પ્રથમ એ સોનીના વડવા, પેલા હાથસણી તરફ રહેતા અને અહીં રહેવા આવ્યા ત્યારે તેની ફુળાં સાથે આવેલ. એ માતાજી સોની તથા સરવૈયા ગરાશીયાની કુળદેવી છે. એ માતાજીના પરચાની એક એવી વાત છે કે-પ્રથમ મુળુ સોનીના વખતમાં વરસ નબળું હતું એટલે સોની લોકો પરદેશ કમાવા ગયેલા. ઘરે એમના બૈરાઓ હતા. તેની આર્થિક સ્થિતિ સારી નહતી પરંતુ એકવાર એ સોનીની સ્ત્રીને માતાજીએ સ્વપ્નામાં આવીને કહ્યું કે હંમેશાં સવારે વહેલા ઉઠીને નાહી ધોઈ ઘીનો દીવો કરી મારા સ્થાનકના પથરણા નીચે વાળશો તો એક સોનામહોર નીકળશે. એ પ્રમાણે એ બાઈ હંમેશાં કરતી. અને તેને એક સોના-મહોર મળતી. વરસ સારૂ થયું એટલે સોની લોકો ઘરે આવ્યા એટલે તેના નાતીલાએ એવું કહ્યું કે, તમારે ઘરે તો કાંઈ મોળુ વરસ દેખાતું નહતું કારણ કે સૌ ખાઈ પીને મઝા કરતાં. એથી એ સોનીને શક પડયો ને ઘરે આવીને કહ્યું કે તમે કેવી રીતે રહેતા તે સાચું બોલો અને હકીકત સાચી શું છે. જો બાઈ સાચું કહે તો સોનામહોર નીકળતી બંધ થાય એવું માતાજીનું વચન હતું એટલે બાઇએ કહ્યું કે માતાજીના પ્રતાપે અમો સુખી હતાં. અને એથી વધારે જાણવાની કાંઇ જરૂર નથી. એથી સોનીને વધારે શક પડયો અને હઠ લીધી કે નહિં બોલો સાચું ? જેથી બાઇએ માતાજીની સ્તુતિ કરીને કહ્યું કે, હે માતાજી મારી લાજ રાખવા માટે આજ તો પરચો બતાવો, એમ કહીને ઘીનો દીવો કર્યો. અને પાથરણા નીચે વાળે છે તો સોનામહોરો નીકળી ત્યારથી બીજે દિવસે નીકળતી બંધ થઈ. એ માતા-જીના દીવેલ માટે ના૦ દરબારશ્રી તરફથી જમીન

મળી છે તે તેના વંશજો હાલ ખાય છે. તેના વંશમાં એકેક ભૂલો માતાજીનો થાય છે નવરાત્રમાં તેનું સ્થાપન કરે છે અને ડાકલા વગાડે છે અને ધૂણે છે. ત્યાં લોકો દર્શને આવે છે અને શ્રીફળ વગેરે મૂકે છે.

૨૦. **જૈન દેરાસર**:—એ દેરાસર ગામમાં આવેલું છે. સંવત ૧૯૨૬માં એ દહેરું બાંધવામાં આવેલું હતું. દહેરું તૈયાર થયા પછી અહીંના કરોલીયા બ્રાહ્મણોએ રાત્રે જઇને ત્યાં શિવલીંગ પધરાવી દીધું હતું. સવારે વાણીયાઓને ખબર પડી એટલે બહુ ઉલ્કાપાત થયો. હવે કરવું શું? આ શિવલિંગનું ઉત્થાપન કોણ કરે? છેવટ એક વારૈયા કુટુમ્બના વાણીયે શિવલિંગ ઉખેડીને નદીમાં પધરાવી દીધું એટલે તેના વંશમાં એકેક ઉત્તરોત્તર આંધળો થાય છે. પછી એ દહેરામાં શાન્તીનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરવામાં આવી ત્યારે ઘોઘાથી દલીચંદ નામે એક ગોરજી આવેલ હતો એ બહુ ક્રિયાવાળો હતો. તેણે તેની જૈનવિધિ પ્રમાણે પ્રતિષ્ટા કરાવી હતી. એ વખતે પોતે બાકળા તથા શ્રીફળ અદ્ધર ઉરાડતો હતો. તેમાં ફક્ત શ્રીફળનાં કાચલા જ નીચે પડતા. વળી બીજો ચમત્કાર એવો થયો હતો કે-એ દેરાસરની પાસે એક જુનો અપાશરો છે. ત્યાં એક ભૂત રહેતો હતો. ત્યાં આવતા એ લોકોનો ધૂપ બંધ થઇ ગયો, એટલે ગોરજીએ પોતાની ક્રિયાથી પાછો ધૂપ શરૂ કર્યો અને ત્યાંથી ભૂતને કાઢયો. અને પોતાની ક્રીયા પુરી કરી.

## મુસલમાની પીરાણા

૧. **હસનપીર**:—તેની દરગાહ ગામની પશ્ચિમે ડુંગરની બાજુમાં છે. તેની પીરાઈ વિષે એવી વાત છે કે-અહીં એક સૈયદમીયાં રહેતા હતા. તેને બે ફરજંદ હતા. દીકરાનું નામ હસન, દીકરીનું નામ ચાંદબીબી હતું. તેને ત્યાં એક વખત પરદેશી મુસાફર આવ્યો. તેણે સૈયદની બહુ સારી આબરૂ સાંભળીને તેને ત્યાં થાપણ મૂકી પોતે દેશાવર ગયો એ વખતે સૈયદના બન્ને ફરજંદો ત્યાં હાજર હતા.

મુસાફર એક વરસે પાછો આવ્યો. અને પોતાની થાપણ સૈયદ પાસે માગી. ત્યારે સૈયદે સાફ ના પાડી અને કહ્યું કે, તારી થાપણ અહીં કેવી? હું તને ઓળખતો પણ નથી. તારો કોઇ સાક્ષી હોય તો લાવ. પેલો મુસાફર કહે, મારૂં કોઈ સાક્ષી નથી. પરંતુ એ વખતે તમારા બે ફરજંદો ત્યાં રમતા હતા. તેને પૂછો સૈયદે કહ્યું એ બચ્ચા શું જાણે. એટલે મુસાફર તેને ઘરે ચાલી નીકળ્યો અને નદી કાંઠે આવે છે. તો હસન બહારથી આવતો સામો મળ્યો અને મુસાફરને ઓળખી ગયો. કહ્યું કે ચાલો ઘરે એટલે મુસાફરે કહ્યું કે ઘરે શું આવું. આજથી એક વરસ પહેલાં હું તમારે ત્યાં થાપણ મૂકી ગયો હતો પણ હવે તમારા બાપ ના પાડે છે અને મારી થાપણ ઓળવી છે. એ સાંભળી હસને કહ્યું કે "જમાના બુરા આયા" એમ કહીને પોતાને ઘરે ગયો. ને તેના બાપને કહ્યું, "પેલાની થાપણ આપી દો." એટલે સૈયદે કહ્યું તું શું સમજે. એ સાંભળી હસન ત્યાંથી ચાલી નીકળ્યો અને જ્યાં હાલ દરગાહ છે ત્યાં સમાઇ ગયો. હસન ચાલી નીકળ્યો પછી તેની બ્હેન ચાંદબીબી તેને બોલાવા માટે નીકળી. નદીકાંઠે જતાં તેને ખબર મળી કે હસન તો સમાઇ ગયો. એ સાંભળી પોતે પણ ત્યાં જ સમાઈ ગઇ. ત્યાં એક ચોતરો છે અને તેની ઉપર તેની કબર છે તેને ચાંદબીબીનો ચોતરો કહે છે. હસન જ્યાં સમાણો ત્યાં તેની કબર છે અને તેની ઉપર મુકરબો બાંધેલ છે તેની પાસે એક હોજ છે અને તેને હસનપીરનો હોજ કહે છે. તેની પાસે એક ઈદગાહ છે. ત્યાં ઇદને દિવસે મુસલમાનો કુતબો પઢે છે. એ ઇદગાહનો હાલમાં જીર્ણોદ્ધાર કરેલ છે. તેમાં અહીંના રહીશ ખોજા ગૃહસ્થ ગુલામહુસેન વલ્લીમાહમદ દેવજીએ સારી રકમની મદદ કરી છે. એ સિવાય મુસલમાનોએ ફાળો કરીને એ કામ કરેલ છે.

૨. **જોડીયાપીર**:—એ હસન પીરથી ડુંગરાની પાછળ થઈને ગામ તરફ આવતાં બે કબરો છે, તેને જોડીયાપીર કહે છે.

૩. **લીલાપીર:**—તેની કબર એક કોળીની વાડીમાં છે.

૪. **ભૂરાપીર:**—તેની કબર સીપાઇના કબ્રસ્તાનમાં છે.

૫. **વજીનશા ઉર્ફે હજીરાપીરઃ**—એ કાજીની વાડીમાં છે ત્યાં તેનો મુકરબો છે. એ વાડી હજીરાપીરની વાડી તરીકે ઓળખાય છે તેની ઘણા લોકો માનતા કરે છે.

૬. **લીલાપીરઃ**—તેની કબર જમાદારના ખેતરમાં છે.

૭. **સૈયદપીરઃ**—તેની કબર સંઘેડીયાની વાડીમાં છે.

૮. **શાબાપીરઃ**—તેની કબર ગામમાં પંડયા ત્રીભોવનદાસના ઘર પાસે છે.

૯. **ભંગડશાપીરઃ**—તેની કબર ગામમાંથી વાયવ્ય કોણમાં છે.

૧૦. **ગોરાપીરઃ**—તેની કબર સોભાવડ પાસે ખેતરમાં છે.

૧૧. **દાદાપીરઃ**—એ ગામમાં ભવાની માતાના મંદિર પાસે છે. ત્યાં સાત કબરો છે.

૧૨. **લીલાપીરઃ**—એ ગામમાં વાવ પાસે એક ચોતરા પર તેની કબર છે.

૧૩. **દાદાપીરઃ**—આંબલીયા કોદાની ધારે છે જેની નિશાની હાલ નથી.

૧૪. **મોટી મસ્જીદઃ**—એ ઘણા જુના વખતની કોઈ મુસલમાન બાદશાહે બંધાવેલ મસ્જીદ છે. એ મસ્જીદમાં એક કુવો છે. કહે છે કે, એ મહમુદ બેગડાના વખતમાં બંધાએલ છે, તેને બાવન થાંભલા છે. અને એ ભવ્ય ઇમારત છે. ત્યાં મુસલમાનો નિમાજ પઢવા જાય છે. ત્યાં ફકીરો ઉતરે છે. એ મસ્જીદ ગામમાં જૈન દેરાસરની સામે છે.

૧૫. **વોરા મસ્જીદઃ**—એ વહોરા જમાતે બંધાવેલ છે. એ દરબારી ઉતારાની પાછળ આવેલ છે. ત્યાં એક કુવો છે. ત્યાં એક મકાન બંધાવેલું છે તેમાં વહોરાના મોટા ધર્મગુરૂ તરફથી મોકલેલ મુલ્લાં રહે છે. તે નીમાજ પઢાવવાનું તેમજ બચ્ચાંઓને તેના ધર્મનું શિક્ષણ આપે છે.

૧૬. **શિયાઈસ્નાસરીનો મદ્રેસોઃ**—(મસીદીયા ખોજાનો) ત્યાં એ લોકો નીમાજ પઢવા જાય છે, એક મોલવી રાખે છે. અને તેના બચ્ચાંઓને ધર્મનું શિક્ષણ આપે છે. પહેલાં આ ગામમાં મસ્જીદીયા ખોજાનાં ઘણાં ઘર હતાં પણ હાલમાં વીસ પચીસ ઘરો છે.

૧૭. **ઇસ્માલીયા જમાતખાનું**—(ખોજાખાનું) એ આગાખાની ખોજા (દસોંદી)નું છે. ત્યાં હંમેશાં એ લોકો દુઆ પઢવા જાય છે. ત્યાં એ લોકોના બચ્ચાંઓને તેના ધર્મનું શિક્ષણ આપવા માટે તેની કાઉન્સીલ તરફથી એક માસ્તર રહે છે.

## તળાજાની આસપાસ દેવસ્થાન તથા તેનું મહાત્મ્ય

૧. **આલેસાની ખોડીઆરઃ**—તેનું સ્થળ આંહીથી પૂર્વે ગોરખી ગામની સીમમાં એક ખેતરમાં વાવની અંદર તેનું સ્થાનક છે. તેના દીવેલ માટે એક ખેતર આપેલું છે. અને ગરાસીઆઓ તરફથી દર વરસે રૂા. ૫) લાપસી કરવા માટે મળે છે. અગાઉ આલેશા વાણીઆની હકીકત આવી ગઇ તેના ઘર પાસે આ માતાજીનું સ્થાનક છે. એટલે તેને આલેશાની ખોડીઆર કહે છે. એ માતાજીની એક એવી વાત છે કે-પ્રથમ જે ઉનડજીવાળાની હકીકત આવી ગઈ તેના દીકરા પથાભાઈના દીકરા ભગવાનસંગ હતા એ વખતે તેનો ગરાસ દેવલી ગામમાં હતો. તેની પાસે તરસરાની સીમમાં તેના આંબા હતા. એ વખતે તરસરા ગામ એ બાપસાહેબનું હતું અને તેને ત્યાં એક વાણીઓ કારભારી રહેતો. એક વખત મોસમમાં આંબા વેડવા માટે ભગવાનસંગ ગોરખી ગામેથી કોળીઓને લઈને તરસરા ગયા તે પહેલાં આંહીના અમુક ભાઇઓ તથા પેલા કારભારીએ ખટપટ કરી રાખી હતી કે આ વખતે જો ભગવાનસંગ આંબા વેડવા આવે તો તેને વેડવા દેવા નહીં. એ તો

પોતાના કોળીઓને આંબે ચડાવીને કેરીઓ વેડવા લાગ્યા. એવામાં એ ગામના કારભારીના ઉશ્કેરવાથી એક અતિત બાવો ગામના કેટલાક માણસો લઇને આવ્યો અને આંબા વેડવાની ના પાડી. એટલે ભગવાનસંગે તેને કહ્યું કે, જે તને ના પાડતો હોય તેને મારી પાસે મોકલ. એટલે બાવો પાછો ગયો તેણે કારભારીને વાત કરી. જેથી કારભારીએ બાવાને વધારે ઉશ્કેર્યો અને આખું ગામેડુ હથિયારબંધ એટલે લાકડીઓ વગેરે લઇને મોકલ્યું. એ આવતા જોઇને ભગવાનસંગે ખુલી તલવારે તેની સામે જઇને ગામેડું હકાવીને ગામમાં પાછું વાળ્યું. એટલે વળી પાછું ગામેડું આવે–એમ ત્રણવાર ગામેડાને હકાડયું.

પેલા બાવાને કહ્યું કે–તું અતિત બાવો છે માટે આ તારૂં કામ નથી છતાં બાવો માન્યો નહિ જેથી તલવારના એક ઝટકાથી તેનો હાથ કાપી નાખ્યો એ જોઇ ને બધા વીખરાઇ ગયા અને ગામમાં જતા રહ્યા. પછી ભગવાનસંગ આંબા પાસે ઉઘાડે માથે ખુલી તલવારે ઉભા છે અને આંબા વેડાવે છે. એવામાં એ ગામની સીમમાં ભરવાડો ઘેટાં ચારતા હશે. તેણે જતરડાનો (ગોફણનો) ઘા કર્યો. એ ઘા ભગવાનસંગના માથામાં વાગ્યો. "જતરડાનો ઘા એટલે બંદુકની ગોળી" એટલે પડી ગયા ત્યારે જે ગામ લોકો હટી ગયા હતા એ પાછા આવ્યા ને પડયા ઉપર પુષ્કળ માર માર્યો કે તેની સ્થિતિ બચે એવી રહી નહી.

એવી બેભાન સ્થિતિમાં તેને જોળીએ નાખીને ઘરે લાવ્યા. એ હકીકતની ખબર ભાવનગર બાઇ સાહેબને પડી તેણે પેલા વાણીઆને ઠપકો મોકલ્યો પણ તે પહેલાં એ વાણીએ આપઘાત કર્યો હતો. કારણ કે તેને બીક લાગી કે આ કાવત્રામાં હું છું એવી જો ખબર પડશે તો મારી કફોડી સ્થિતિ થશે.

આંહી ભગવાનસંગને લાવ્યા ત્યારે બચે તેવી સ્થિતિ નહોતી જેથી તેના પિતા પથાભાઇએ કહ્યું કે જ્યારે હોંકારો દેશે ત્યારે હું અનાજ લઇશ. બીજે દિવસે રાત્રે એ ખોડીઆર માતાજી સ્વપ્નમાં આવ્યા અને કહ્યું કે–તારા દીકરા ઉપર હું મારી ધાબળી ફેરવીને તેનું રક્ષણ કરતી હતી. નહીંતર આખા ગામનો માર પડે તે બચે જ નહીં. માટે સારૂં થઇ જશે. સવારે ભગવાનસંગે હોંકારો દીધો અને પાણી માગ્યું.

પછી તેમાંથી ભગવાનસંગને સારૂં થયું ત્યારથી તેના કુટુંબના હજી એ માતાજીની માનતા કરે છે. અને તેની શ્રદ્ધા સારી છે.

**૨. શીતળામાતાજી:**—એ સોભાવડ ગામને અને આંહીથી એક માઈલ ઉપર છે. જ્યારે બચ્ચાઓને શીતળા નીકળીને નમી જાય છે ત્યારે ત્યાં તેને પગે લગાડવા લઈ જાય છે.

**૩. યજ્ઞેશ્વર મહાદેવ:**—એ આંહીથી બે માઇલ ઉપર સોભાવડ ગામ પાસે તળાજી નદીના કાંઠા ઉપર છે. તેની વિષે એવી વાત છે કે શોભાવડ ગામે વિશ્વેશ્વર ભટ્ટ રહેતો હતો તેના કુટુંબમાં કોઇ ભાણેજપતી બીજી કન્યા લાવ્યા હતા. એટલે ઔદિચ્ય જ્ઞાતિમાંથી તેનો બહિષ્કાર કર્યો હતો. એ હકીકત તેના યજમાનો આહીરોને ભટ્ટે કરી જેથી આહીરોએ ભટ્ટને કહ્યું કે ગમે તેટલો ખર્ચ કરીને તમારી જ્ઞાતિ ભેગી કરો. અમો તમને સારી મદદ કરશું પછી એ ભટ્ટે એક મોટો યજ્ઞ આરંભ્યો અને ઔદિચ્યની તમામ જ્ઞાતિ તેડું કર્યું એ વખતે ઔદિચ્ય જ્ઞાતિમાં દવે, જાની વગેરેના કજીઆને લીધે ઘણો તડ પડી ગયાં હતા. પરંતુ એ વખતે ભટ્ટે યજ્ઞ કરીને પછી જમાડવાના વખતે એવું કહ્યું કે એક બાજુ દવે અને એક બાજુ જાની. જેને દવે તરફ રહેવું હોય તેણે એ બાજુ બેસવું અને જેને જાની તરફ રહેવું હોય તેણે જાની તરફ બેસવું એટલે એ વખતથી બે મોટા તડ રહ્યાં, ત્યારથી દવેનું અને જાનીનું એ બે વળાણા થાય છે. ત્યાં ભટ્ટે સૌ બ્રાહ્મણોને જમાડયા. ભટ્ટને પણ જ્ઞાતિમાં લીધા. ભટ્ટે રૂા. પાંચ હજારનો ખર્ચ કર્યો હતો. પછી ત્યાં મહાદેવની સ્થાપના કરી તેને યજ્ઞેશ્વર મહાદેવ કહે છે. એ ભટ્ટને એ વખતથી તેના યજમાન તરફથી પાંચસો

વીઘા જમીન મળેલી છે. તે તેના વંશજો હજી ખાય છે. ત્યાં શ્રાવણ મારામાં જન્માષ્ટમીને દિવસે મેળો ભરાય છે એ વખતે તળાજાથી બધાં સ્ત્રી પુરૂષો છોકરાંઓ વગેરે ત્યાં દર્શન કરવા જાય છે. આંહીથી જવાને માટે સાધન ગાડી ટપ્પો, મોટર વગેરે મળે છે. ત્યાં રહેવા ઉતરવા માટે એક ઓરડો તથા એક બાજુ રસોડું રસોઈ કરવા માટે છે. જમવા માટે સીધુ સામાન આંહીથી લઈ જવો પડે છે.

૪. **રાંદલ માતાજી**:—આંહીથી ૭ માઈલ ઉપર ખંઢેરા ગામ છે. ત્યાંથી દક્ષિણે એક માઇલ ઉપર આ માતાજીનું સ્થાનક છે. આંખ માટે હાથ પગ લુલા થયા હોય તેમજ જે છોકરાને માતા નીકળ્યા હોય તેની માનતા અહીં કરે છે. ત્યાં એક ઓરડો છે. ત્યાં અતીત બાવા પુજારી રહે છે. તેને થોડીક જમીન છે. દર વરસે મહા માસના ચારે રવિવારે ત્યાં મેળો ભરાય છે. અને જે લોકોને માનતા હોય તે ત્યાં આવે છે. અહીંથી સાત માઈલ થાય છે. ત્યાં બીજી કાંઈ સગવડ નથી પણ ખંઢેરા ગામે નિશાળ છે, વળી ત્યાં વાણીયા, બ્રાહ્મણની વસ્તી પણ છે. એટલે જમવાની સગવડ એ ગામે થઇ શકે.

૫. **મોટા ગોપનાથજી**:—આંહીથી ૧૪ માઈલ પર એ સ્થળ આવેલ છે. ત્યાં પહેલા મહાદેવનો એક ચોતરો હતો. એ દહેરૂં રાજપીપળાના ગોહીલ રાજા ગોપસિંહજીએ સોળમાં સૈકામાં બંધાવ્યું હતું. એ ઉપરની એ મહાદેવનું નામ ગોપનાથજી પડેલું છે. ત્યાર પછી સુરતના શેઠીયા બારભાઇ વાળાએ તેનો જીર્ણોદ્ધાર કરેલ છે. આંહીથી તળાજાથી નરસિંહ મહેતા ત્યાં ગયા હતા. ત્યાં મહાદેવનું તેણે તપ કર્યું હતું. મહાદેવ તેને પ્રસન્ન થયા હતા. એ જગ્યામાં મહંત તથા બ્રહ્મચારી રહે છે. અને તેને સારા પ્રમાણમાં ગરાસ છે. તેમજ સેવકો તરફથી પણ સારી ઉપજ આવે છે ત્યાં ઘણા જાત્રાળુ તથા મુસાફરો આવે છે. રહેવાની તથા ઉતરવાની સારી સગવડ છે એ સ્થળ તદ્દન દરિયા કીનારે આવેલું હોવાથી ઘણું રમણીય અને હવાસીક છે, તે હવાખાવાનું તથા જાત્રાનું ઠેકાણું છે.

ત્યાં નામદાર દરબારશ્રીએ દરિયા કીનારે એક બંગલો બંધાવેલ છે. અને તેની પાસે એક દીવાદાંડી છે ત્યાં દરબારી ઉતારો પણ છે. પહેલાં ત્યાં યુરોપીઅનો પણ હવાખાવા આવતા. નામદાર પાલીતાણા ઠાકોર સાહેબ પણ દર વરસે ત્યાં હવા ખાવા આવે છે. આપણા મહારાજા સાહેબ પણ ત્યાં હવા ખાવા પધારે છે. તળાજાથી જવા માટે વાહનમાં ગાડી તથા ઘોડા ગાડી મળે છે. જમવા ખાવાની પણ સગવડ સારી છે.

૬. **ગણેશની દહેરી**:—એ સ્થળ અહીંથી ત્રણ માઇલ ઉપર ધસોરા ગામ છે તેની ધાર ઉપર એક દહેરી સથરાના રહીશ શેઠ જીવણદાસ પરભુદાસે બંધાવેલ છે. ત્યાંથી સમુદ્ર પણ નજીક છે. ત્યાં રહેવા ઉતરવાનું કાંઈ ખાસ સાધન નથી ધસોરા ગામે રહીને ત્યાં જોવા જવાય છે. સીધુ સામાન તળાજાથી લઇ જવું પડે છે.

૭. **દેરાળીની જગ્યા**:—આ પાદરી ગામ પાસે અહીથી ચાર માઇલ ઉપર દરિયા કાંઠે આવેલ છે. ત્યાં ઠાકોરજી તથા શંકરના દહેરા છે. એ ચત્રભૂજ જીવણદાસ તળાજાના શેઠે બંધાવેલ છે. ત્યાં ખાખી બાવાઓ રહે છે ગાયો સારા પ્રમાણમાં રાખે છે. વાહન અહીંથી મળે છે સીધુ સામાન લઈ જવું પડે છે.

૮. **રામગુફા**:—એ સ્થળ સથરા પાસે મસવાડા ગામ છે તેની પાસે દરિયા કાંઠે એ આવેલ છે. તે કુદરતી રીતે બહુજ સુંદર અને હવાસિક છે. ત્યાં એક નહેરૂં છે ત્યાં રાણનાં ઝાડ ઘણાં છે. એ નહેરામાં પાણીનો ધરો છે. ત્યાં ખોડિયારનું સ્થાનક આંહીથી આઠ નવ માઈલ ઉપર છે. વાહન આંહીથી મળે છે. સીધું સમાન લઈ જવું પડે છે.

૯. **નાના ગોપનાથ**:—એ સ્થળ મણાર ગામ પાસે અલંગ ગામની પૂર્વે દરિયા કાંઠા પર આવેલ છે, ત્યાં મહાદેવનું દહેરૂં છે અને એક પુજારી

રહે છે, અહીંથી દસ અગિયાર માઈલ ઉપર છે. વાહન અહીંથી મળે છે. સીધુ સામાન લઈ જવું પડે છે. તેનું મહાત્મ્ય સારૂં છે. ભાદરવી અમાસે ત્યાં મેળો ભરાય છે.

૧૦. ત્રિવેણી મહાદેવઃ—એ સ્થળ અહીંથી ૭ માઈલ ઉપર ટીમાણા ગામ પાસે છે. ત્યાં શેત્રુંજીને બે નાની નદીઓ મળે છે એટલે એ સંગમને ત્રિવેણી કહે છે ત્યાં પ્રથમ મહાદેવનો ઓટલો હતો પણ હાલમાં રાથરાના રહીશ સ્વ૦ શેઠ જીવણદાસ પરશુદાસે દહેરૂં ચણાવ્યું છે. ભાદરવી અમાસે ત્યાં પણ મેળો ભરાય છે વાહન અહીંથી મળે છે, સીધુ સામાન લઇ જવું પડે છે.

૧૧. કમળાનો ડુંગરઃ—તેને જૈન લોકો શેત્રુંજાની એક ટુંપ ગણે છે ને કદમગીરી કહે છે. તેની ઉપર આહીરોની કુળદેવી કમળાનું સ્થાનક છે. એટલે તેને કમળાનો ડુંગર કહે છે. ફાગણ સુદી ૧૪ને દિવસે આહીર લોકો તરફથી ત્યાં હુતાશની પ્રકટાવવામાં આવે છે તેને કમળની હુતાશની કહે છે ત્યાંથી તળાજી નદી નીકળેલ છે આહીંથી પંદર માઇલ થાય છે અહીંથી વાહન મળે છે સીધુ સામાન લઈ જવું પડે છે.

૧૨. મીઠી વીરડીઃ—એ આંહીથી સોળ માઇલ ઉપર જસપરા ગામ પાસે મીઠી વીરડી નામે ગામ છે ત્યાં કોળીઓની વસ્તી છે. દરિયા કાંઠે ઠાકોરજીની જગ્યા છે અને દરિયામાં એક ચોતરા ઉપર મહાદેવનું બાણ છે. એ ચોતરા પાસે પાણીના વીરડા છે તેમાં કેટલાક ખારા તથા મીઠા છે. દરિયાનું પાણી આવી જાય છતાં અમુક વીરડામાં મીઠું પાણી નીકળે છે તેથી તે સ્થળને મીઠી વીરડી કહે છે. ત્યાં ગામમાં દરબારી ઉતારો છે તથા જગ્યામાં પણ ઉતરવાની સગવડ છે ત્યાં એક બાવો રહે છે, તેને દરબારશ્રી તરફથી જમીન મળે છે. વાહન અહીંથી મળે છે. સીધુ સામાન લઈ જવું પડે છે. તણુસા સ્ટેશનથી પણ જવાય છે.

૧૩. મોખડાજીની દહેરીઃ—એ મીઠી વીરડી પાસે ખદડપર ગામ છે ત્યાંથી બે માઈલ ઉપર ભેગવડી ગામ પાસે એક ધાર ઉપર તેની દહેરી છે. ગોહીલ મોખડાજી કે જેનું ધડ ગોધાથી લડતાં લડતાં ત્યાં પડ્યું હતું ત્યાં એક દહેરી ચણાવેલી છે. તેમાં મોખડાજીનો પાળીઓ છે.

ત્યાંથી કેટલાક અફીણના બંધાણીઓ નીકળે છે તે મોખડાજીની દહેરીએ અફીણની કાંકરી મૂકતા જાય છે એટલે અવારનવાર અફીણ પડ્યું જ રહે છે. કોઈ અફીણનો બંધાણી ત્યાંથી નીકળ્યો હોય અને તેની પાસે અફીણ ન હોય ત્યારે તેને બહુ ઉપયોગી થઈ પડે છે. વાહન અહીંથી મળે છે. તણુસા સ્ટેશનથી વાહન મળે છે. સીધું સામાન સાથે લઇ જવું પડે છે.

૧૪. ગેબલશાપીરઃ—એ જગ્યા ભાવનગરની સડકે અહીંથી ત્રણ માઈલ ઉપર છે. ત્યાં એક વાવ છે. તેને પીરની વાવ કહે છે. ત્યાં એક ફકીર રહે છે તેને નામદાર દરબારશ્રી તરફથી જમીન મળેલી છે. તેને વિષે એવી દંતકથા છે કે જ્યારે ત્રાપજમાં જૈન દેરાસર ચણાતું હતું ત્યારે એ પીરની જગ્યા પાસેથી પત્થરો લાવ્યા હતા, એટલે એ દહેરૂં દિવસે ચણાય અને રાત્રે પડી જાય. પછી એ દહેરાના આગલા ભાગમાં એ પીરનું સ્થાનક કરવામાં આવ્યું ત્યારે દહેરૂં પૂરૂં થયું એ વિષે કહેવત છે કે-"અપાસરો તો અધુરાય રહ્યો, ને ગરજ્યો ગેબલશાહ."

૧૫. સેજ જલાલપીરઃ—અહીંથી બે માઈલ પર પાવઠી ગામ છે, તેને પાદર એ જગ્યા છે. ત્યાં તેનો મકરબો બંધાવેલ છે. મુંજાવર તરીકે પાવઠીનો ફકીર રહે છે. પહેલાં તેની પાસે એક મોટું રૂખડાનું ઝાડ હતું. તેના થડનો ઘેરાવો લગભગ વીસ હાથ હતો. તેની માનતા ચાલતી. જે છોકરાને મોટી ઉધરસ થાય તેની તેને ફાફડાની માનતા થતી.

૧૬. હાજી મહમદશાપીરઃ—આંહીથી ૭ માઇલ ઉપર સુલતાનપુર ગામે તેની કબર છે. તેને ખારવાઓ માને છે.

૧૭. ઉમરખતીબપીરઃ—અહીંથી ૭ માઈલ ઉપર ટીમાણા ગામ પાસે તેની કબર છે.

**૧૮. કુતરાપાળીઓ:**—તેની વિષે એવી દંતકથા છે કે એક વણજારા પાસે એક કુતરો પાળેલો હતો તે બહુ સારો નીમકહલાલ કુતરો હતો, એ વણજારાને કાંઇ પૈસાનો ખપ પડવાથી એ મહુવે ગએલ ત્યારે ત્યાં કોઇ વેપારીને ત્યાં એ કુતરાને ઘરેણે મૂકીને પૈસા લાવ્યો હતો કે જ્યારે પૈસા આપી જઇશ ત્યારે કુતરો લઈ જઇશ. એક વખત એ વાણીયાને ત્યાં ચોરી થઈ તે વખતે એ કુતરો તેને ઘરે હતો. ચોરો ખાતર પાડીને તમામ માલ ખેતરમાં દાટીને જતા રહ્યા. કુતરો તેની પાછળ પાછળ છુપી રીતે ગએલો જ્યાં માલ દાટયો હતો ત્યાં કુતરાએ નિશાની રાખીને આવતો રહ્યો સવારે વાણીયાને ખબર પડી કે ચોરી થઈ અને ઘણો માલ ચોરાઇ ગયો છે. એ ટાઇમે ઘણા માણસો ભેગા થઈ ગયા હતા. પેલા કુતરાએ તેના શેઠના ધોતીયાનો છેડો પકડીને બહાર લઇ જવા લાગ્યો એટલે સહુ તેની પાછળ ગયા જે ખેતરમાં માલ દાટયો હતો ત્યાં જઈ ને કુતરો તેના પગવતી ખણવા લાગ્યો. પછી ત્યાં ખોદયું એટલે તમામ માલ મળી આવ્યો, એથી એ વાણીયો બહુ ખુશી થયો. અને પોતે પેલા વણજારા ઉપર ચિઠી લખીને તેમાં લખ્યું કે: તમારા રૂા. વસુલ થઈ ગયા છે, કારણ કે તમારા કુતરાએ અમને ઘણો ફાયદો કરી દીધો છે માટે આ સાથે તમારો કુતરો પણ મોકલ્યો છે. આ ચિઠી કુતરાની ડોકે બાંધીને મહુવેથી રવાના કરી દીધો.

થવા કાળે આંહીથી વણજારો રૂા. લઇને મહુવે જતો હતો અહીંથી એ માઈલ ઉપર સાખડાસર ગામે તેને કુતરો સામો મળ્યો, એ જોઇને વણજારાને ક્રોધ ચડયો કે એક દિવસ માટે ભાગી આવ્યો. એમ કહીને કુતરાના માથા ઉપર લાકડી મારી. કુતરાને સખત ઘા વાગવાથી પડી ગયો અને મરી ગયો. તેને ગળે વણજારાએ ચીઠી જોઈ વાંચી તો બહુ પસ્તાયો છેવટ ત્યાં તેણે એક ચોતરો બંધાવ્યો તેને કુતરા **પાળીઓ** કહે છે.

## ચમત્કારો વિષે દંતકથાઓ

**૧. ચમત્કાર પહેલો:**—આ ગામથી પશ્ચિમે એક દહેરી છે. તેના વિષે એવી વાત છે કે-અહીં એક સફેદ કપડાંવાળો ગોરખ રહેતો હતો. તે ક્રિયા-વાળો હતો અને મેલી સાધનાઓ કરતો હતો. એક વાર તેણે એક જક્ષની સાધના કરવી શરૂ કરી પરંતુ તેમાં તેને એક માણસનો ભોગ દેવાનો હતો એટલે એક વાણીયાને મોટી મોટી લાલચો આપીને તે પોતાની પાસે રાખતો અને તેને કહ્યું કે હું એક સાધના કરૂં છું જો એ ફળિભૂત થશે તો તું માગીશ તે હું કરી દઇશ. એ લાલચથી વાણીયો હમેશાં ગોરજી પાસે આવતો. ગોરજીનો વિચાર એવો હતો કે આ વાણીયાનો ભોગ ચડાવી દેવો. ઠીક સપાટામાં આવ્યો છે. જે દિવસે તેની સાધના પૂરી થવાની હતી અને જક્ષને ભોગ દેવાનો હતો તે દિવસે વાણીયાને કહ્યુ કે આજે સાંજે તું મારી પાસે આવજે આપણ આજ રાત્રે સાધના કરવા જવું પડશે. રાત્રે વાણીઓ તેની પાસે આવ્યો એટલે બરાબર અરધી રાત થઇ ત્યારે બંને જણા જ્યાં હાલ એ દહેરી છે ત્યાં આવ્યા એ જગ્યા કોળીઓનું સ્મશાન હતું પોતે દરેક જાતની સામગ્રી સાથે લાવેલ. સાથે એક દોરાની દડી હતી, એક જગ્યાએ એક ખીલો નાખીને તેની સાથે દોરાનો એક છેડો બાંધ્યો અને બીજો છેડો દૂર પકડીને વાણીયાને બેસાર્યો તેણે કહ્યું કે બીતો નહીં કોઇપણ દેખાવ થાય તો પણ ડરતો નહીં ફક્ત બે કલાક બેસવાનું છે પછી આપણને જક્ષ પ્રસન્ન થશે એટલે જે જોઇશે તે આપણને મળશે.

એ પ્રમાણે ગોઠવણ કરીને જ્યાં ખીલી મારેલી હતી ત્યાં ગોરજી પોતે બેસીને જક્ષની ઉપાસના કરવા લાગ્યો બરાબર અરધી રાત્રી થઇ એટલે જક્ષ એક અગ્નિના ગોળાના રૂપમાં આવ્યો એટલે ગોર-જીએ તેને ઉભો દોરો બાંધ્યો હતો તે ઉપર જવાનું કહ્યું ને સંકેત કર્યો કે ત્યાં તારો ભોગ છે તે લઇ લે પણ જ્યારે વાણીઆને ગોરજીએ દોરાનો છેડો પકડીને દૂર બેસાર્યો હતો ત્યારે એ વાણીઆએ ગમે તે કારણસર

પેલો દોરાનો છેડો પાસે કયારડાનું જાળું હતું ત્યાં બાંધી દઈને પોતે એક બીજા જાળાની ઓથે જઈને બેઠો. જેવો પેલો અગ્નિનો ગોળો ઉભે દોરે આવ્યો તો ત્યાં ભક્ષને બદલે કયારડાનું જાળું હતું. કોઈ માણસ મળે-નહીં. ક્રોધાયમાન થઈને પાછો વળ્યો અને જ્યાં પેલો ગોરજી બેઠો હતો ત્યાં સડસડાટ કરતો પાછો આવ્યો અને ગોરજીને ભરખી ગયો.

એ બધુ દ્રશ્ય પેલા વાણીઆએ જોયું એટલે તે તો ગભરાઈ જ ગયો. અને બીતો બીતો મહામુશીબતે ગામ ભેગો થયો. સવારે એ જગ્યાએ જુએ છે તો ગોરજી રામ થઈ ગએલા. પછી ત્યાં એક દહેરી ચણાવી તેને ગોરજીની દહેરી કહે છે.

પર્યુસણના તહેવારોમાં જૈન લોકોનો વરઘોડો ચડે છે ત્યારે ત્યાં જઈને જૈનો પાલીતાણાના શેત્રુંજા ડુંગરના દર્શન કરે છે.

૨. ચમત્કાર બીજો—અહીં એક અમરગર નામે અતિત બાવો રહેતો હતો તે નાડી વૈદ્ય હતો તેમજ સાધનાવાળો હતો, તેને કાળીકા તથા ભૈરવની સાધના હતી. જેને અંગે પોતે ઘણું ઘણું કામ કરી શકતો પણ તે કોઈને હેરાન કરવાનું કામ કરતો નહીં.

એક વખત તેણે એક મલાયકાને તાબે કરવા માટે સાધના શરૂ કરી, તેમાં નીચે પ્રમાણે ચીજો જોઈએ છીએ અને ક્રિયા કરવી પડે છે.

૧. સાતવાવનું પાણી નગ્નાવસ્થામાં લાવવું.

૨. સાતમેસાણની માટી નગ્નાવસ્થામાં ખોદી લાવવી.

૩. સાત જાતનાં ફુલ નગ્નાવસ્થામાં લાવવાં.

૪. ઉપરોક્ત માટી તથા પાણીથી નગ્નકુંભાર પાસેથી રાત્રે અવળે ચાકડે ઉતારીને ઘડો બનાવરાવવો.

૫. પછી એ કુંભની સ્થાપના કરીને સાત દિવસ સાધના કરવી.

ઉપર પ્રમાણે દરેક કાર્ય જો પરિપૂર્ણ થાય તો મલાયકા તાબે થાય અને જે કાર્ય કરવા માગે તે થઈ શકે એવી સિદ્ધિ મળે. એ હેતુથી તેણે ઉપર પ્રમાણે સાધના શરૂ કરી.

પહેલી રાત્રીએ એ મહારાજ હાથમાં ઉઘાડી તલવાર લઈને માટી લેવાને મસાણમાં ગયા જ્યાં માટી ખોદે ત્યાં એવો તેને ભાસ થતો કે હું પોતે જ જમીનમાં ઉંડો ઊતરતો જાઉં છું. પણ જ્યારે તલવારની પીંછી (અણી) જમીનને અટકાડે એટલે એ ભાસ થાય નહીં. એમ મસાણ તથા કબરસ્તાનમાંથી માટી ખોદી લાવ્યા.

બીજી રાત્રીએ સાતવાવનું પાણી લેવા ગયા જે વાવમાં ઉતરીને જ્યાં પાણી ભરે ત્યાં એવો ભાસ થાય કે જાણે માણસનાં તુંબલાં તરતાં હોય પણ જ્યારે તલવારની પીંછી અડાડે એટલે તુંબલાં હટી જાય એવી રીતે પાણી ભરી લાવ્યા.

ત્રીજી રાત્રીએ ફુલ લેવા ગયા તો જે ફુલઝાડે જાય ત્યાં સર્પો જ દેખાય પણ તલવારની પીંછી અડાડે એટલે તે દૂર થાય અને ફુલ તોડી લે. એ પ્રમાણે ફુલ લાવ્યા.

ચોથી રાત્રીએ એક કુંભારને બોલાવીને તેનો ઘડો ઉતરાવ્યો. પછી તેણે કુંભ સ્થાપના કરીને સાધના શરૂ કરી. એમ કરતાં ૭ દિવસ તો થયા, તે દરમ્યાન તેને ઘણા ચમત્કારો જોવામાં આવ્યા પરંતુ મહારાજ હિંમતવાળા તથા પરાક્રમી હતા જેથી ડગ્યા નહીં. છેવટ સાતમે દિવસે રાત્રીએ એ મહારાજની માતાને સ્વપ્નું આવ્યું કે—તારો દીકરો સાધના કરે છે તે સાધના પૂરી નહીં થાય અને તેનું પરિણામ સારૂ નહીં આવે તેમજ તેને કેટલાક બિહામણા ચમત્કાર દેખાડયા એટલે સવારે જ્યારે મહારાજ ન્હાવા ગયા હતા ત્યારે તેણે જે કુંભ સ્થાપ્યો હતો તે ફોડી નાંખ્યો અને ફેંકી દીધો.

જ્યારે મહારાજ નાહીને આવ્યા ત્યારે જુએ છે છે તો કાંઈ મળે નહીં તેણે માતાજીને પૂછયું કે આ કુંભ કોણે ફેંકી દીધો, માતાજીએ તેને સઘળી વાત કરી. એ સાંભળી મહારાજ બહુ નારાજ થયા.

ઘણી ઘણી જહેમત ઉઠાવીને સાધના કરી હતી તે ફક્ત એક જ દિવસ માટે અધુરી રહી, પછી શું ઉપાય!

૩. **ચમત્કાર ત્રીજો**—આંહી એક જુનો અપાસરો છે ત્યાં એ કલ્યાણ ગોરજી રહેતા હતા તે ચમત્કારી ને સાધનાવાળો હતો ઘણા માણસોને ત્યાં એક ચંપાનું ઝાડ છે તે ખંખેરીને રૂપિયા દેખાડયા હતા. એવી રીતે તેણે કેટલાક રૂપિયા ભોળા માણસો પાસેથી મેળવ્યા હતા.

પરંતુ એક બાવો મળ્યો તેણે તેને રૂપિયા હોય તો તેના સોનાના સીક્કા બનાવી આપવાનું કહીને અમુક ક્રિયા બતાવીને તેના તમામ રૂપિયા લઇને રાતોરાત રવાના થઈ ગયો હતો.

૪. **ચમત્કાર ચોથો**— એ અપાસરામાં કસ્તુર વિમળ નામનો ગોરજી રહેતો હતો કહે છે કે એ ગોરજી જ્યારે આંહી આવેલ ત્યારે પેલા ચંપાનું ઝાડ ઉડાડીને તેની ઉપર બેસીને આવેલ.

એક વખત રાજુલા તરફના વાંઝા દરજી ત્યાંથી તાડનાં ઝાડ ઉડાડીને આજુબાજુ નીકળ્યા હતા તેનું ઝાડ તેણે દકાના ગામના રસ્તામાં પાડયું હતું તે આજદીન સુધી હતું. પેલા અપાસરામાં ચંપાનું ઝાડ હજી સુધી છે. હાલમાં પણ એ અપાસરામાં રાતવાસો કોઈ રહેતું નથી.

૫. **ચમત્કાર પાંચમોઃ**—પહેલાં જે હસનપીર વિષે વાત આવી ગઈ છે તેની વિષે ઘણાં લોકો એવું કહે છે કે દર શુક્રવારે પીરની સવારી ત્યાંથી નીકળે છે, અને ગેબનશાપીર સુધી જાય છે ઘણી વખત બત્તીઓ પણ દેખાય છે.

૬. **ચમત્કાર છઠ્ઠોઃ**—આંહીથી કુંઢેલી ગામે જતાં રસ્તામાં એક જુની વાવ આવે છે તેને ભીંકડાની વાવ કહે છે. ત્યાં પહેલાં એક ગામ હતું તેનો નાશ થઇ ગયો છે. ઘણાં લોકો કહે છે કે—રાત્રે ત્યાં રેણુ જાગે છે અને દેકારો બોલે છે.

એ વાવમાં એક શિલાલેખ છે—તેની નિચે ધન દાટેલું છે એવી લોકવાયકા ચાલતી. એથી આંહીના એક કડીયા મહમદ કાજીએ એ શિલાલેખ ઉખાડયો અને બીજે દિવસે જોયું તો પાછો ચોંટી ગએલો. ફરીથી એ પ્રમાણે કર્યું ને જ્યાં ઘરે આવે છે તો નદીમાં આવતાં તે પડી ગયો અને તેમાં તેનો જીવ ગયો.

૭. **ચમત્કાર સાતમોઃ**—આજથી પાંચેક વરસ પહેલાં હાલના મહેo આo વસુo સાહેબ હરિલાલભાઈ છે તે તળાજાના વહિવટદારના હુદ્દા પર હતા એક વખતે એઓ સાહેબ તથા ન્યાયાધીશસાહેબ ડુંગર પર ફરવા ગયેલા, સાંજે વહિવટદાર સાહેબની કચેરીનો ફરાસ વાણંદ નામે જીવન તેમને બત્તી લઇને તેડવા જતો હતો, જ્યાં ડુંગર પર પ્રથમ આવતું આંબલીવાળું ભોંયરૂ છે, ત્યાં જાય તો તેણે એક મહાત્માને ઉભેલા જોયા. તેને માથાપર લટુરીયાવાળ હતા અને તે સુનેરી જેવા ચળકતા હતા. એ જોઈને પેલો વાણંદ એકદમ ઉપર પગથીયાં ચઢવા લાગ્યો.

પેલા મહારાજે તેને કહ્યું "ખડે રહે બચ્ચા" એ સાંભળીને વાણંદ એકદમ નાઠ્યો જ્યાં ઉપર જાય ત્યાં તેની પાછળ ફરી વખત એવો જ અવાજ આવ્યો. જ્યાં નરસિંહ મહેતાની નિશાળ પાસે જાય તો ત્રીજી વખત એ પ્રમાણે અવાજ આવ્યો. જેથી વાણંદ તો એકદમ જીવ લઇને નાઠો. છેવટ મહાત્માએ કહ્યું કે "જા બચ્ચા તેરા ભાગ્ય" એમ કહીને ખોડીયારના ભોંયરા તરફ જવાની કેડી તરફ ગયા.

પેલો વાણંદ જ્યાં ગઢના દરવાજામાં જાય છે ત્યાં વહીવટદાર સાહેબ વગેરે ફરીને નીચે ઉતરતા તેને સામે મળ્યા. પણ પેલો વાણંદ તો ચાલ્યો જ જાય; એ જોઈને ન્યાo સાoનો ફરાસ વાણંદ હીરો હતો તેણે તેનું બાવડું પકડીને પાછો વાળ્યો એ જોનારાઓને નવાઈ લાગી પણ એ વખતે કોઈ કાંઇ બોલ્યું નહીં.

છેવટે વહિવટદાર સાહેબને ઘરે મૂકીને વાણંદ પોતાને ઘરે જતાં એક પટાવાળાને તે વાત કહેતો ગયો. પટાવાળાએ એ વાત વહિવટદાર સાહેબને કરી. એટલે તેણે પેલા વાણંદને બોલાવીને પૂછ્યું કે આ વાત સાચી? એટલે તેણે બનેલી વાત કરી.

હાલ પણ એ જીવન વાણુંદ હયાત છે અને એ બનેલી સત્ય હકીકત છે.

## ભૂત તથા-જીનના વહેમ.

૧. પહેલાં આંહી એક જુનો ઉતારો હતો. પ્રથમ ત્યાં પોલીસ ઓફિસ બેસતી પછી એ મકાન ના૦ દરબારશ્રીએ બાશ્રી માજીરાજબાના ભાયોને સોંપેલ પરંતુ ત્યાં કોઇ રહેતું નહીં કારણ એવું મનાતું કે ત્યાં એક ભૂત થાય છે. હાલમાં તો ત્યાં બીજાં ઘણાં મકાનો થઇ ગયાં છે.

૨. આંહી એક આફ્રિકાવાળાનો વંડો છે. ત્યાં પણ કોઈ રહેતું નથી તેની વિષે એવો વહેમ છે કે છે કે-ત્યાં રહેનાર કોઇ સુખી થતું નથી.

૩. નવી બજારમાં—એક ટીમાણાવાળા વાણીઆનું મોટું મકાન છે ત્યાં પહેલાં કન્યાશાળા ભાડે બેસતી. ત્યારબાદ ત્યાં કોઈ ભાડુત રહેતું નથી ત્યાં એવું મનાય છે કે-ભૂત થાય છે.

૪, જુના અપાસરા પાસે એક પીંપળાનું ઝાડ છે ત્યાં એક ભૂત રહેતો હતો પણ જ્યારે દલીચંદ ગોરજીએ તેને ખીલી લીધો છે પછી થતો નથી. હાલમાં ત્યાં વસ્તીવાળાં મકાનો છે.

૫. જ્યાં હાલમાં ગોરજીની દહેરી છે. ત્યાં આગળ નદી કાંઠે એક મોટું વડનું ઝાડ હતું ત્યાં પણ ભૂત થતો હતો.

ત્યાં આગળ માટીની ખાણો છે એટલે ત્યાં માટી ખોદતાં ઘણીએ સ્ત્રીઓ દટાઈ ગઈ છે એટલે એવું મનાય છે કે બાઇઓ બીજાને વળગે છે. ત્યાં ભુત-ચુડેલ ચામડી વગેરે ઘણીવાર થાય છે એમ કહેવાય છે.

૬. ડુંગરે ચઢતાં ગઢના દરવાજા પાસે એક જન થાય છે. તેનો દેખાવ એક વ્હોરાના ધર્મગુરૂ મુલ્લાંને થયો હતો.

૭. આંબલીઆ કોકાની ધારે પહેલાં એક કોઠો હતો તેમાં આંબલીનું એક ઝાડ હતું તેથી તે આંબલીયા કોકાની ધાર કહેવાય છે. ત્યાં પહેલાં એક જન રહેતો હતો. તેને એક કાજીએ શીશામાં કેદ કરીને શેત્રુંજી કાંઠે દાટી દીધો હતો. થોડાએક વરસે બહાર નીકળ્યો હતો અને પેલા કાજીને તેણે મારી નાખ્યો હતો, હાલમાં તો એ કોઠો પાડી નાખવામાં આવ્યો છે અને એ ધાર ઉપર કન્યાશાળાનું મકાન બંધાવેલું છે, હાલમાં કોઈ ત્યાં છે નહીં.

૮. આંહી એક મોટી મસજીદ છે ત્યાં પહેલા નુરૂદીન નામે એક જન રહેતો હતો તેમજ બીજી કેટલીક જીનાત હતી. એટલે મસજીદમાં કોઇ રાતવાસો રહી શકતું નહીં જે જે ફકીરો આવતા હતા તે પણ ત્યાં રહેતા નહીં, જો કોઇ ત્યાં રાત્રે રહેતું તો સવારે તેને પછાડેલો જ હોય.

એક વખત પંજાબ તરફથી એક સૈયદ આવેલો તેને પોતાના ફરજંદના નીકાહ કરવા હતા એટલે આવેલ હતો. સાંજે તેને કહેવામાં આવ્યું કે તમો અહીં રાતવાસો રહેશો નહી આંહી એક જીનાત રહે છે. પણ તે વાત સૈયદે માની નહી, પોતે કુરાને હાફીઝ હતો. એટલે કુરાન સારૂં પઢેલો હતો. રાત્રે તેણે કુરાન વાંચવું શરૂ કર્યું એટલે પેલો જીન તેની જીનાત સાથે આવ્યો અને કુરાન સાંભળવા બેઠો. જ્યારે કુરાન વંચાઈ રહ્યુ ત્યારે જીને કહ્યું કે મુર્શીદ આપને શું જોઇએ છીએ મુર્શીદે પોતાની હકીકત જણાવી એટલે પેલા જને તેનો એક ખોબો ભરીને સોનામહોરો આપી ત્યારે સૈયદે કહ્યું કે મારે એ ના જોઈએ પરંતુ આ મસીદમાં કોઈ મુસાફરને તું ઉતરવા નથી દેતો એટલે હવે પછી એ કરવું નહીં. એટલે એ પ્રમાણે જન કબુલ થયો ને કહ્યું કે હવે હું કોઈને હરકત કરીશ નહીં પણ આ જે ચાલી છે ત્યાં કોઇએ સુવું નહીં.

વળી એજ રાતમાં સૈયદને એ જને પોતાના વતનમાં પહોંચાડી દીધો. સવારે માણસો આવીને જુએ છે તો સૈયદ મળે નહીં એટલે દરેકે માની લીધું કે સૈયદને જીનાતે ઉપાડીને કયાંય ફેંકી દીધો હશે, ત્યારપછી ૧૫ દિવસે એ સૈયદનો આંહીની જમાત ઉપર પત્ર આવ્યો અને તેમાં તેણે તમામ હકીકત લખી હતી. ત્યારથી હવે ત્યાં મુસાફરો ફકીરો વગેરે ઉતરે છે અને એ જન કોઈ ને કાંઈ હરકત કરતો નથી.

### પરચુરણ હકીકત

૧. આંહીથી ૭ માઇલ ઉપર ટીમાણા ગામ છે તેની પાસે જે નદી છે તેને ગોડી નદી કહે છે એ વિષે એવી વાત છે કે–ગોડીઆ રમવા આવ્યા હતા તેણે આ નદી બનાવી છે એટલે તેને ગોડી નદી કહે છે.

૨. આંહી એક વાલજી કરીને બ્રાહ્મણ રહેતો હતો તે કાસદનું કામ કરતો સવારે વહેલો ચાલે તો સાંજે જુનાગઢ પહોંચતો અને ત્યાંથી ત્રીજે દિવસે નીકળી સાંજે આંહી પહોંચતો એટલે તેને વાલજી પંખી કહેતા. તેના મકાનો હજી સુધી છે.

૩. આંહી એક ડોસા નામે આગર રહેતો હતો ખાનારો બહુ હતો. એક વખત આંહીથી તે ગાડી લઈ ને આંહીના મહેતા કુટુંબના વેપારીને ત્યાં મહુવે ગયેલો. એ વખતે તે ૨૫ માણસની રસોઇ દુધપાક વગેરે ખાઈ ગયો હતો છતાં કહે મેં હજી જરા શીરામણ કર્યું છે હવે રોટલો બપોરે ખાઈશ. એ ઉપરથી તેનું નામ ડોસો ધીંગ પાડયું હતું.

૪. સુલતાનપુરની સડકે એક વડલો છે. બચ્ચાઓને મોટી ઉધરસ થઈ હોય ત્યારે ત્યાં પાણી નામવાની માનતા કરે છે તેને પીજા વડ કહે છે.

૫. ગોજારો પત્થરઃ—આંહીના માજી પોલીસ આસિ૰ ના મકાનના ફળીયામાં એ પત્થર પડેલો છે તે ડુંગર ઉપરથી દડીને આવેલો છે મોટા જબર ખોરડા જેવડો એ પત્થર છે જ્યારે કોઈ બચ્ચાને મોટી ઉધરસ થાય છે ત્યારે તે પત્થરના ટુકડાને બચ્ચાના ગળામાં બાંધે છે.

---

# શ્રીમંત સરકાર ગાયકવાડ અને તેમને ખંડણી ભરનારા તાલુકદારો વચ્ચેના સંબંધની પુનર્ઘટના

## ૧
## સામાન્ય ધોરણો

૧. શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબ તરફથી દરેક તાલુકદારને એક કાયમનો પરવાનો નેકનામદાર વાઇસરોય સાહેબે પસંદ કરેલા નમુના મુજબ આપવામાં આવશે. અને તેમાં હાલ તે તાલુકદારો જે જે હક્કો ભોગવે છે તે કાયમને માટે બહાલ રાખવામાં આવશે.

૨. પરવાનામાં નિર્દિષ્ટ કરેલા હક્કોનું કોઈપણ પ્રકારનું ઉલ્લંઘન થયું છે, એવી કોઈ તાલુકદારની ફરીઆદ હોવાને પ્રસંગે નામદાર ગવર્નર જનરલના એજંટ તરફ વિવાદ થઈ શકશે અને આ બાબતમાં તેઓનો ઠરાવ બન્ને પક્ષને બંધનકારક ગણવામાં આવશે.

(જે નામદાર ગવર્નર જનરલના એજંટના આ બાબતના ઠરાવ વિરૂદ્ધ નેક નામદાર વાઇસરોય સાહેબ તરફ રીતસર વિવાદ કરવાની છુટ હોવા બદલ તાલુકદારોની માગણી હશે તો સે વિષે આ યોજનામાં વ્યવસ્થા કરી શકાશે.)

૩. શ્રીમંત વડોદરા સરકાર અને ખંડણી ભરનારા તાલુકદારો વચ્ચેનો અરસપરસ સંબંધ ચલાવવાનું કામ શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબે નીમેલા એક અમલદારને સોંપવામાં આવશે. આ અમલદાર વડોદરાના નામદાર દીવાન સાહેબના રાજકીય (પોલીટીકલ) અધિકાર પરત્વે તેમના હાથ નીચે રહી કામ કરશે. જેથી તાલુકદારોની વિશિષ્ટ સ્થિતિ કાયમને માટે જાળવી શકાય. આ અમલદાર માટે હવે પછી વિશેષ અમલદાર એ સંજ્ઞા વાપરવામાં આવશે.

## ૨

### તાલુકદારોના અધિકાર વગેરે.

૪. તાલુકદારો જે મુલકી, પોલીસ, દીવાની અને ફોજદારી અધિકારો હાલમાં ભોગવે છે, તે ચાલુ રહેવા દેવામાં આવશે.

૫. મુલકી અધિકાર એ શબ્દમાં જમીન મહેસુલ, આબકારી, ભાંગ ગાંજો વગેરેની વ્યવસ્થા અને જગાત સાયર વગેરેનો વહીવટ ચલાવવાના અધિકારનો સમાવેશ થાય છે.

૬. પોલીસ,દીવાની અને ફોજદારી અધિકાર એટલે તાલુકદાર હાલ જે એવા ભોગવતા હશે તે સમજવાના છે.

૭. જે જે સંસ્થાઓ અને લોકહિતની યોજનાઓ તાલુકદારોની ઉપજમાંથી નીભાવવામાં આવતી હશે તે ઉપરની તાલુકદારોની સત્તામાં કોઈપણ પ્રકારની દરમિયાનગીરી કરવામાં આવશે નહીં.

૮. તાલુકદારોના એકબીજા માંહેના દરજ્જાની જે મીસલ હાલ ચાલુ હોય તેમાં નેક નામદાર વાઈસરોય સાહેબની અગાઉથી સંમતિ મેળવ્યા સિવાય ફેરફાર કરવામાં આવશે નહીં.

૯. તાલુકદારોના હાલ જે નીચે દર્શાવેલા અંગત હકો છે, તે ચાલુ રહેશે.

૧. શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબની સ્પષ્ટ પરવાનગી સિવાય કોઈપણ તાલુકદાર વિરૂદ્ધ નાણાં વિષયક દીવાની દાવો લાવી શકાશે નહીં. તાલુકદારો વિરૂદ્ધના સર્વ પ્રકારના દાવા વિશેષ અમલદાર આગળ જ ચાલશે. વડોદરા રાજ્યની સાધારણ ન્યાયાધીશીઓને આ બાબતમાં અધિકાર રહેશે નહીં.

૨. હકુમત ધરાવતા તાલુકદાર, તેની પત્ની તથા તેના પાટવી વિરૂદ્ધ ફોજદારી રાહે કામ ચાલી શકશે નહીં. કોઈપણ પ્રસંગે આવું કામ ચલાવવાની આવશ્યકતા જણાશે તો શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબની આજ્ઞાથી આવી બાબતમાં વિશેષ અમલદાર રાજકીય તપાસનાં સ્વરૂપનું કામ ચલાવશે. આ અમલદારના નિર્ણય વિરૂદ્ધ નેકનામદાર વાઈસરૉય સાહેબ તરફ વિવાદ કરવાનો હક રહેશે.

૩. બીજા હકુમતી તાલુકદારો જેઓ અગ્રજત્વનો (Primogeniture) રિવાજ પાળે છે તેમના વિરૂદ્ધનાં સર્વ ફોજદારી કામો વિશેષ-અમલદાર સમક્ષ ચાલશે. આ બાબતમાં રાજ્યની સામાન્ય ન્યાયાધીશીઓને અધિકાર રહેશે નહીં. આ અમલદારના નિર્ણય વિરૂદ્ધ નામદાર ગવર્નર જનરલના એજંટ તરફ વિવાદ કરવાનો હક રહેશે.

૪. જે જે તાલુકદારો અગ્રજત્વનો રિવાજ પાળતા હોય તે સર્વને વડોદરા રાજ્યની દીવાની ફોજદારી અને મુલકી કચેરીઓમાં જાતે હાજર થવાની ફરજમાંથી માફી પાળવામાં આપશે. તેમજ; હથીઆર સંબંધી કાયદામાંથી પણ તેમને માફી આપવામાં આવશે.

## ૩

### શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબનો અધિકાર

૧૦. જમીન મહેસુલની આકરણીના સંસ્થાપિત સિદ્ધાંતોની અવગણનાથી અગર અસહ્ય કરવેરાના દબાણથી તાલુકદારોની પ્રજામાં વાજબી અસંતોષ ફેલાવા પામે નહીં એટલા માટે તાલુકદારોના મુલકી વહીવટ ઉપર સાધારણ દેખરેખ રાખવાની સત્તા.

૧૧. જે પ્રસંગે હાલમાં તાલુકદારોને એજન્સીની પરવાનગી લીધા સિવાય જમીન અગર તેનું મહેસુલ બીજાને નામે સ્વત્વાર્પણ કરી આપવાની મનાઈ કરવામાં આવી છે, તેવાં કામોમાં પરવાનગી આપવાનો અધિકાર.

૧૨. તાલુકદારોએ આબકારી અને જગાતને લગતા કરી આપેલા કરારો પ્રમાણે વહીવટ રહે છે કે નહીં તે બદલ તાલુકદારના વહીવટ ઉપર સાધારણ દેખરેખ.

૧૩. નીચે દર્શાવેલા અધિકાર વાપરવાની સત્તા.

(૧) જે તાલુકદારોને પોલીસ અધિકાર બિલકુલ નથી તેમના તાલુકાની હદમાં તમામ પ્રકારના પોલીસ અધિકાર.

(૨) જે તાલુકદારોને પોલીસ અધિકાર થોડા પ્રમાણમાં હશે તેમની હદમાં બાકી રહેતા તમામ પોલીસ અધિકાર. હથીઆર દારૂગોળા સંબંધી નિયમોનો અમલ તથા જેમને તાલુકદારોની હદમાં રહેવા દેવા ઇષ્ટ નથી એવું જણાય તેવા શખ્સોને હદપાર કરવાના અધિકારનો આ કલમમાં સમાવેશ થાય છે.

૧૪. સર્વ તાલુકામાં સુલેહ શાંતિ જાળવવાની સત્તા.

૧૫. દીવાની ફોજદારી કામોમાં અવશિષ્ટ હકુમત પ્રાંત ન્યાયાધીશથી નીચેના દરજ્જાની નહીં એવી વડોદરા રાજ્યની ન્યાયાધીશીઓ વાપરશે.

૧૬. તાલુકદારોને મુકરર કરી આપેલી દીવાની અને ફોજદારી હકુમતની રૂએ તેઓએ કરેલા નિર્ણયની વિરૂદ્ધ રીતસર વિવાદ ચાલી શકશે નહીં. પરંતુ કોઈ કામમાં ભારે અન્યાય થયો છે એવું જણાય તો તેવા કામમાં "વિશેષ અમલદાર" તરફ તપાસણીનો અધિકાર રહેશે.

૧૭. તાલુકદારોની દીવાની હકુમતની મર્યાદાની અંદર આવતાં હોય તેવાં કામો સિવાય દસ્તાવેજો વગેરેની નોંધણીના અધિકાર શ્રીમંત વડોદરા સરકારના હસ્તક રહેશે.

૧૮. રેલ્વે, રસ્તા, નહેર અને બીજાં સાર્વજનિક કામો માટે જમીન લેવાના કામનું નિયમન શ્રીમંત વડોદરા સરકાર કરશે. પરંતુ જો પક્ષકાર મુલકી અમલદારે અપાવેલ વળતરથી નારાજ હશે તો તેને દીવાની ન્યાયાધીશીમાં કામ લઈ જવાની છૂટ રહેશે.

૧૯. (૧) તાલુકદારોની અરસપરસના સીમાડાને લગતી તકરારનો નીકાલ "વિશેષ અમલદાર" કરશે. પક્ષકારોને વડોદરાના નામદાર રેસીડેન્ટ સાહેબ તરફ વિવાદ કરવાનો હક રહેશે.

(૨) શ્રીમંત વડોદરા સરકાર અને તાલુકદારો વચ્ચેની સીમાડાની તકરારનો નીકાલ, નામદાર અંગ્રેજ સરકાર અને શ્રીમંત વડોદરા સરકાર વચ્ચે આવી તકરારના નીકાલ માટે જે નિયમો હાલ અમલમાં છે તે મુજબ થશે.

૨૦. એજન્સિ તરફ હાલમાં ચાલતી રેલ્વેની હકુમત શ્રીમંત વડોદરા સરકારને હસ્તક રહેશે.

૨૧. અફીણ સંબંધી કરવામાં આવેલા કરારોનો વહીવટ જે હાલમાં એજન્સિ હસ્તક છે, તે શ્રીમંત વડોદરા સરકાર તરફ રહેશે.

૨૨. ધારા ઘડવાની સત્તા શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબ તરફ રહેશે. (વડોદરાની ધારાસભાને તાલુકાના સંબંધમાં કોઈપણ હક રહેશે નહીં.) નેક નામદાર વાઇસરોય સાહેબની અગાઉથી સંમતિ મેળવ્યા સિવાય તાલુકદારોને પોતાને અસર કરે તેવો અથવા તેમના વારસાઈ હકના કાયદાને અસર કરે તેવો કોઇપણ કાયદો ઘડવામાં આવશે નહીં.

૨૩. તાલુકદારોના ભાગીદારો વચ્ચેની તકરારોનો નિર્ણય કરવાનો અને તેમના ભાગોની વહેંચણીને બહાલી આપવાનો અધિકાર શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબ તરફ રહેશે.

૨૪. વસ્તી ગણત્રીની વ્યવસ્થા શ્રીમંત વડોદરા સરકાર કરશે.

## ૪

## રાજકીય પ્રકારના અધિકાર-ગાદીનો ઉત્તરાધિકાર રાજ્યની ગેરવ્યવસ્થા વગેરે

૨૫. શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબ નીચે દર્શાવેલી બાબતોમાં નેક નામદાર વાઈસરોય સાહેબની અગાઉ અનુમતિ મેળવી હુકમો કરી શકશે.

(૧) તાલુકાની ગાદીના ઉત્તરાધિકાર વિષેની તકરારો.

(૨) તાલુકદારોના વહીવટમાં ગેરવ્યવસ્થા પ્રસંગે કરવાની વ્યવસ્થા.

(૩) શ્રીમંત સરકાર મહારાજા સાહેબ જે પ્રસંગોએ ઉત્તરાધિકારનો અથવા ખાલસા કરવાનો હક ધરાવતા હોય તે પ્રસંગો.

૨૬. તાલુકદારો દત્તક લે તે પ્રસંગે શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબની સંમતિની આવશ્યકતા રહેશે. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ આવા પ્રસંગે નામનો જ નજરાણો લેશે એવું ધોરણ તેઓશ્રીએ સ્વીકાર્યું છે. અને તે નજરાણો કોઇપણ

પ્રસંગે તાલુકદારના ત્રણ મહીનાના ઉત્પન્ન કરતાં વધારે હશે. નહીં;

૨૭. (જે તાલુકામાં અગ્રજત્વનો રીવાજ પળાતો હોય તેવા તાલુકામાં) તાલુકદારની સગીરાવસ્થામાં તેમનું વાલીપણું શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબ અને વડોદરાના નામદાર રેસીડન્ટ સાહેબનું સંયુક્ત રહેશે. આવી સગીરાવસ્થા સાધારણ રીતે ૨૦ વર્ષની ઉંમરે પૂરી થયેલી ગણાશે. અને તે નામદાર અંગ્રેજ સરકારની અનુમતિ સિવાય લંબાવી શકાશે નહીં.

તાલુકદારની સગીરાવસ્થા દરમિયાનનો વહીવટ વિશેષ અમલદાર (શ્રીમંત સરકાર મહારાજા સાહેબના હુકમ અનુસાર) અને નામદાર રેસીડન્ટ સાહેબના (નામદાર રેસીડન્ટ સાહેબના હુકમ અનુસાર) એક બીજાના સંપૂર્ણ સહકારથી સંયુક્ત રીતે ચલાવશે.

## ૫

## નાણાં વિષયક વ્યવસ્થા

૨૮. (૧) તાલુકદારોની ઉપજ અને તેમણે ભરવાની ખંડણીનું પ્રમાણ દરેક તાલુકદારોની બાબતમાં એક સરખું નથી માટે ખંડણી ભરનારા તાલુકદારો સાથે પ્રત્યક્ષ સંબંધ પુનઃ સ્થાપિત થાય ત્યારે અને તેઓ પ્રત્યક્ષ સંબંધ ચાલુ રહે ત્યાં સુધી ખંડણી ભરનારા તાલુકદારો પાસેથી ખંડણી લેવાનો પોતાનો હક તહકુબ રાખવાનું શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબ સ્વીકારે છે.

(૨) બન્ને થાણાની હદના સામાન્ય વહીવટના ખર્ચને તેમજ હકુમતવાળા તાલુકામાં હાલમાં આપવામાં આવતા ફાયદા (જેવા કે કેળવણી, વૈદકીય મદદ, શીતળાનો ઉપચાર, કાયદો અને વ્યવસ્થા જાળવવાં માટે કરવામાં આવતી તજવીજ વગેરે)ના ખર્ચને અને નામદાર અંગ્રેજ સરકારના અમલદારો હાલમાં જે અવશિષ્ટ અધિકાર વાપરે છે અને કર્યા કરે છે તેના ખર્ચને પહોંચી વળવા માટે નામદાર પ્રેસીડન્ટ સાહેબની સંમતિથી એક સરખા ધોરણે તાલુકદારો પાસેથી ફાળો લેવામાં આવશે. આ ફાળો જે તે તાલુકા પાસેથી તેના ઉત્પન્નના ૧૦ ટકાથી* વધારે લેવામાં આવશે નહીં. તેમજ જે તાલુકા પોતાના ખર્ચે દવાખાનું, પોલીસ ને કેળવણીની સંસ્થા નીભાવતા હશે તેમને તે બદલ ૨.ના ખર્ચ માટે અમુક રકમો મજરે આપવામાં આવશે,

## ૬

## કિરકોળ

૨૯. (૧) તાલુકદારોની રૈયતને વડોદરા રાજ્યની રૈયતને અપાય છે તે ધોરણે માધ્યમિક અને કળા વિષયક શિક્ષણનો તથા વડોદરા રાજ્યનાં રુગ્ણાલય અને ઔષધાલયમાં વૈદકીય ઉપચારોનો લાભ મળી શકશે.

(૨) પરરાજ્ય સાથે સંબંધ ધરાવતી અને વડોદરા રાજ્યની નોકરી માટે કરવામાં આવતી ભરતીની બાબતમાં શ્રીમંત વડોદરા સરકારની રૈયતને જે રક્ષણ અને સવલતો આપવામાં આવે છે તે પણ તાલુકદારોની રૈયતને આપવામાં આવશે.

## ૭

## વિશિષ્ટ તાલુકદારોને લગતી કલમો

૩૦ માંડવાના રાણાને જે દીવાની અને ફોજ-

---

* (૧) થાણાની હદના સામાન્ય વહીવટના ખર્ચને પહોંચી વળવા માટે જે તાલુકા હાલમાં કાંઈ ફાળો આપતા નથી તેમને ભવિષ્યમાં આવો ફાળો આપવો પડશે નહીં. હાલમાં જે તાલુકા આવો ફાળો આપે તેમને જ આ કલમ લાગુ કરવાનો ઈરાદો છે.

(૨) જે કોઇ તાલુકો હાલ ૧૦ ટકા કરતાં ઓછો ફાળો આપતો હોય તો હાલ જે ટકાવારીનું ધોરણ પ્રચલિત હોય તે દરથી તેનો ફાળો નક્કી કરવામાં આવશે.

જે તાલુકદારો આ પુનર્ઘટના સ્વીકારશે તેઓને ગુજરાત સ્ટેટ્સ એજન્સિની જાહેરાત નં. ૨૦૭૪ તા. ૨૨-૧-૩૬ અગર વેસ્ટર્ન ઈંડિયા સ્ટેટ્સના તાલુકદારોના સંબંધમાં તે એજન્સિની જાહેરાત નં. ૧૪૬ તા. ૧૦-૧૨-૩૫ લાગુ કરવાનો નામદાર વડોદરા સરકારનો ઈરાદો નથી.

દારી અધિકાર પોતાના તાલુકામાં છે. તે અધિકાર તેઓને સાણોદમાં વાપરવા દેવાનું શ્રીમંત સરકાર વડોદરા રાજ્યના મહારાજા સાહેબ સ્વીકારશે. આમાં ગામ હોય એવા તેમના વાંટાઓમાં પણ તેમને અધિકાર આપવામાં આવશે. અને આવા અધિકાર તેઓ વડોદરા રાજ્યના સાધારણ વહીવટને તાબે રહીને વાપરી શકશે. (વિશેષ અમલદારને તાબે રહીને નહીં.)

૩૧. નીચે લખેલા નાના તાલુકાઓમાં કોઈપણ તાલુકદાર નથી. પણ તેમાં મતાદારો વગેરે ખંડણી ઉઘરાવે છે તેના તાલુકા શ્રીમંત વડોદરા સરકારના પ્રત્યક્ષ અમલ નીચે આવશે.

(૧) બાવીશી.
(૨) બારમુવાડા.
(૩) ચાંદપ.
(૪) જહેર નીરમાળી.
(૫) દોડકા.

---

# અહમદનગર સંસ્થાન કોને સોંપવું એ વિષયને લગતા કાગળો

## ઈ. સ. ૧૮૪૭ થી ૧૮૪૯

### (ઓન. મી. વીલોબીની મીનીટ)

(ગત વર્ષ પૃષ્ટ ૨૧૫ થી ચાલુ)

૩૭. પણ આ બધી વિનતિઓ નિષ્ફળ નીવડી અને તખ્તસીંગ ચુંટાયો, દત્તક લેવાયો અને મારવાડનો રાજા બન્યો. અને તેના પુત્રને પણ યુવરાજ તરીકે તેની સાથે આવવા માટે નિમંત્રણ દેવામાં આવ્યું. બાપનું રાજકર્તા તરીકે અને દીકરાનું યુવરાજ તરીકે ચુંટાવું એ એક જ ક્રિયા છે (બે જુદી જુદી ચુંટણીની ક્રિયા નથી) એ બતાવવા માટે અને તખ્તસીંગને જેમ ચુંટવામાં આવ્યો હતો તેમ દત્તક પણ લેવામાં આવ્યો જ હતો એ વાત નિઃશંક સિદ્ધ કરવા માટે આ બનાવને લગતી હકીકતનો મારે વિગતવાર ઉલ્લેખ કરવો એ અહીં જરૂરનું છે. કારણકે તખ્તસીંગને દત્તક લેવામાં આવ્યો હતો એ વાતનો પાછળથી ઇન્કાર કરવામાં આવ્યો છે.* બોર્ડનું ધ્યાન આ રીતે વિગતો ઉપર રોકવામાં હું માત્ર અહમદનગર અને તેના તાબાનાં પ્રદેશ કોને સોંપવા એ પ્રશ્ન સંબંધે વ્યાજબી નિર્ણય ઉપર આવવાનો માર્ગ વિચારૂં છું. કેમકે તખ્તસીંગનું દત્તક વિધાન થયેલું હોવાની હકીકતો ઉપર એ નિર્ણયનો ઘણો જ આધાર છે. કારણકે દરેક વિધાન થવાની સાથે તેનાં આવશ્યક પરિણામો આપોઆપ ઉપસ્થિત થાય છે. અને તેથી તખ્તસીંગના પુત્રના હક્કો તેના પિતાના હક્કોને અનુસરવા જોઈએ એમ ફલિત થાય છે.

૩૮. તા. ૨૯ સપ્ટેમ્બર ૧૮૪૩ના રોજ કર્નલ સધરલેંડે લખી જણાવ્યું કે "જે પ્રમાણે ધારવામાં આવતું હતું તે પ્રમાણે મર્હુમ :મહારાજાએ છેવટ જે મોડાસા અને અહમદનગરના રાજ્ય કુટુંબની તરફેણમાં પોતાનો અભિપ્રાય જાહેર કર્યો હતો તેની અસર બધા પક્ષો ઉપર થઇ હતી. અને તેને અંગે તેઓ મારવાડની

* કર્નલ સધરલેંડના હીંદી સરકાર ઉપરના તા. ૨ અને તા. ૧૬, મે ૧૮૪૬ના કાગળોમાં.

ગાદીના ઉત્તરાધિકારી તરીકે એ મોડાસા તથા અહમદનગરના રાજ્ય કુટુંબના પુરૂષને નક્કી કરવા પ્રેરાયા હતા." અને તે સાથે જણાવ્યું હતું કે જનાનાની રાણીઓ તેમજ રાજ્યના સરદારો અને મુખ્ય અધિકારીઓ તરફથી કેટલાક વિશ્વાસપાત્ર માણસોને થોડા વખતમાં અહમદનગર મોકલવામાં આવનાર છે. તેની સાથે જ તેણે બધા પક્ષોની સંમતિવાળો એક કાગળ મોકલ્યો હતો. જેમાં "જોધપુરની ખાલી પડેલી ગાદી ઉપર કાં તો તખ્તસીંગને અથવા તેના દીકરાને નીમવામાં આવશે એવી સમજથી અહમદનગરના રાજા તખ્તસીંગને અને તેના દીકરા જસવતસીંગને આમંત્રણ કરીને જોધપુર બોલાવવા" નો ઠરાવ કરવામાં આવ્યો હતો. કારણ કે રાજ્યમાં એક પક્ષ સગીરની પસંદગી કરવાની તરફેણમાં હતો અને બીજો પક્ષ પુખ્ત ઉમરના પુરૂષને ચુંટવાની તરફેણમાં હતો. તા. ૧૫મી ઓકટોબરના રોજ જોધપુરના પોલીટીકલ એજંટે રીપોર્ટ× કરી લખી જણાવ્યું કે તે પત્ર લખવાને આગલે દીવસે રાણીઓ, સરદારો અને બીજાઓ જેને વારસાના નિર્ણયમાં મત આપવાનો અધિકાર હતો તે બધાના સર્વાનુમતે તખ્તસીંગ મારવાડના રાજ્યકર્તા તરીકે ચુંટાયો હતો. અને તેની સાથે તેજ વખતે રાણીઓએ "તખ્તસીંગના દીકરાને મારવાડની ગાદીના (તખ્તસીંગ પછીના વારસ ઉત્તરાધિકારી) યુવરાજ તરીકે આમંત્રણ કરી બોલાવ્યો હતો. તે ઉપરાંત આ બાબતમાં રાણીઓ તથા સરદારોએ તૈયાર કરેલા લેખી દસ્તાવેજો પોતાના "આ દત્તક વિધાનના વિષય સંબંધના" બીજા રીપોર્ટ સાથે મોકલવાનો પોતાનો ઇરાદો હોવાનું આ પત્રમાં લડલોએ જણાવ્યું હતું. "વિધવા રાણીઓએ મહારાજ તખ્તસીંગને લખેલા અને મારવાડની ખાલી પડેલી ગાદી ઉપર મહારાજ તખ્તસીંગનું દત્તક વિધાન તથા તેની ચુંટણી+ થયેલી હોવાનું જાહેર કરતા આ દસ્તાવેજી પત્રો તેજ તારીખના રોજ મહારાજા તખ્તસીંગને મોકલવામાં આવ્યા હતા. અને તેની સાથે જ પોલીટીકલ એજંટ તરફથી મહારાજા તખ્તસીંગને ખરીતો મોકલવામાં આવ્યો હતો. જેમાં ગવર્નર જનરલની મંજુરીની આગાહીમાં મારવાડનું રાજ્યતંત્ર હાથમાં લેવા માટે મારવાડની રાજધાની જોધપુર આવવાનું તેને

---

× રાજપુતાનાના એજંટ ટુ ધી ગવર્નર જનરલ કર્નલ સધરલેંડ ઉપરનો કેપ્ટન લડલોનો કાગળ.

+ આ પેરેગ્રાફમાં રહેલી માહિતીનો મુખ્ય ભાગ ખરેડાના રેસીડેન્ટના તા. ૨૪ ઓક્ટોબર ૧૮૪૩ના રોજના કાગળમાંથી તથા તેની સાથે સામેલ રાખી મોકલવાના કાગળોમાંથી લેવામાં આવેલ છે. તખ્તસીંગની ચુંટણી તેમજ તેનું દત્તક વિધાન થયેલું હોવાનું કર્નલ સધરલેંડ પોતાના ગવર્નમેંટ ઓફ ઇંડીઆ ઉપરના તા. ૨, ડીસેંબર ૧૮૪૩ના રોજના કાગળમાં પણ સ્પષ્ટ કબૂલ કરે છે. એ કાગળમાં કર્નલ સધરલેંડ "તાજેતરમાં મારવાડના મહારાજા તરીકે તખ્તસીંગની ચુંટણી કરવામાં આવી તથા તેનું દત્તક વિધાન કરવામાં આવ્યું તેને અંગે જે બે નાજુક તથા મુશ્કેલી ભર્યા પ્રશ્નો ઉભા થવાનો સંભવ હતો તે પ્રશ્નો ચર્ચે છે. એ પ્રશ્નોની ચર્ચામાં તે ઉતરે છે તેનું કારણ એ છે કે રાજ્યના સરદારોએ તથા મર્હુમ મહારાજાની વિધવા રાણીઓએ જે ચુંટણીની તથા દત્તક વિધાનની ક્રિયા કરી હતી તે હીંદના ગવર્નર જનરલના એજંટ તરીકે તેની (કર્નલ સધરલેંડની) સાથે મળીને તેને જણાવીને કરી હતી." એ કાગળના એકંદર વલણ ઉપરથી એવું સ્થાપિત થાય છે કે તખ્તસીંગની ચુંટણીની તથા તેના દત્તક વિધાનની ક્રિયા બધી રીતે સંપૂર્ણ પદ્ધતિસર નિયમાનુસાર થયેલી હતી. ખાસ વધારે તો, એટલા માટે કે તખ્તસીંગ પુખ્ત ઉમરનો હોવાથી તેની ચુંટણી કરવામાં કશો પણ અંગત સ્વાર્થી આશય હોવાનો આક્ષેપ ઉપસ્થિત થઈ શકતો નથી. તે છતાં આપણે જોઈશું કે કર્નલ સધરલેંડ ઇ. સ. ૧૮૪૬ના મે માસમાં એ દત્તક વિધાનની ક્રિયા થયેલી હોવાની વાતનો સમૂળો ઇન્કાર કરે છે.



૬

આમંત્રણ કરવામાં આવ્યું. આ લખાણના જવાબમાં કર્નલ સધરલેંડે તખ્તસીંગ તથા તેના પુત્રને જોધપુરના મહારાજા તરીકે અને તેના ઉત્તરાધિકારી યુવરાજ તરીકે દત્તક લેવામાં તથા ચુંટવામાં આવ્યા તે આનંદજનક બનાવ માટે પોતાના અંતઃકરણપૂર્વકનાં અભિનંદનો પાઠવ્યાં અને તેની સાથે જ કેપ્ટન લૅંગને એમ લખી જણાવ્યું કે તેણે "મહારાજા તખ્તસીંગ તથા તેના પુત્રને તેમની જોધપુરની મુસાફરીમાં મર્હુમ મહારાજા માનસીંગના ઉત્તરાધિકારી તરીકે સંપૂર્ણ ધોરણસર ચુંટાયેલ રાજ્યકર્ત્તા તથા યુવરાજ તરીકે દરેક સગવડ આપવી." લગભગ આ અરસામાં તખ્તસીંગે જોધપુરથી પોતાને તેડી જવા માટે જે લોકોને મોકલવામાં આવ્યા હતા તેઓ અહમદનગર આવી પહોંચવાના, તથા પોતાને દત્તક લેવામાં આવેલ છે એમ જણાવતો મહારાણીઓ તરફનો ખાસ રૂક્કો અથવા રાજપત્ર પોતાને મળી ગયેલ હોવાના ખબર કેપ્ટન લૅંગને આપ્યા. અને પોતાના રક્ષણ માટે પોતાની સાથે રક્ષક સવારો મોકલવાની માગણી કરી. આ માગણી પ્રમાણે તુરત જ અમલ કરવામાં આવ્યો અને તખ્તસીંગને જોધપુર જતાં માર્ગમાં અડચણ નાંખવા માટેના ઇડર તરફના કોઇ પણ પ્રયત્નને તોડી નાંખવા માટેના પ્રબંધ કરવામાં આવ્યા. મહારાજા તખ્તસીંગ અહમદનગરથી તા. ૨૦મી ઓક્ટોબરના રોજ સવારમાં નીકળીને પોતાની ભાવિ રાજધાની જોધપુરમાં તા. ૨૯ના રોજ સાંજે દાખલ થયા.* અને પછી તુરત જ માનસીંગના રાજમહેલમાં દાખલ થઈ તેમાં નિવાસ કર્યો. અને મારવાડના મહારાજા તરીકેનું પદ તથા અધિકાર ધારણ કર્યા.x આ ચુંટણી તથા દત્તક વિધાન માટે હીંદી સરકારે તુરત જ પોતાની મંજુરી આપી અને એ વ્યવસ્થાને સંમતિ આપતાં એમ જણાવ્યું કે+—

"જો કે સહુથી નજીકનો વારસાહક તો ઇડરનો જ છે એ વાત કબૂલ રાખવામાં આવે છે તો પણ જ્યારે હવે રાણીઓએ તથા સરદારોએ અહમદનગર શાખામાંથી સર્વાનુમતે પસંદગી કરીજ છે ત્યારે ગવર્નર જનરલ ઇન કૌંસીલનો મત એમ થાય છે કે આ બાબતમાં હવે બ્રિટિશ ગવર્નમેંટે વચમાં પડી દખલગીરી કરવી એ જરૂરનું નથી."

૩૯. મારવાડના ગાદી વારસાના પ્રશ્નના આ વિભાગ સંબંધે હીંદમાંની વરિષ્ટ સત્તાએ પોતાનો છેવટનો નિર્ણય આપી દીધો છે તો પછી એ સંબંધની આ બધી વિગતોથી મેં બોર્ડને શા માટે તકલીફ આપી છે એમ પ્રશ્ન થઇ શકે એવું છે. એના ઉત્તરમાં હું સવિનય જણાવવાની રજા લઉં છું કે મારવાડની ગાદીના વારસા સંબંધેના પ્રશ્નને ફરી ઉખેળવાની મારી લેશ પણ ઇચ્છા નથી. કારણકે ઇડરના બાળક રાજકર્તાને એ નિર્ણયથી જે નુકસાન પહોંચ્યું છે તે જોતાં જો કે એ નિર્ણય ગેરવાજબી અન્યાય ભરેલો જ ગણવો જોઇએ. તો પણ આગળ જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે અહમદનગરની ગાદી કોને સોંપવી એ બાબતનો નિર્ણય કરવા સંબધેનો જે પ્રશ્ન હાલ અહીં ઉપસ્થિત છે તે પ્રશ્ન સાથે આ વિગતો વિચાર કરી જોતાં અસંબદ્ધ નહીં લાગે, કારણ કે એ પ્રશ્ન સંબંધેનો નિર્ણય કેટલાક પ્રમાણમાં તખ્તસીંગને દત્તક લેવામાં આવ્યો હતો કે નહીં એ હકીકત ઉપર આધાર રાખે છે. આ વિગતો ઉપરથી આપણને એક બોધપ્રદ શિક્ષણ મળે છે. અને તે એ છે કે આવા ગંભીર મહત્વના પ્રશ્નોના વાજબી નિર્ણય ઉપર આવવા માટે ઉતાવળથી અને જરૂરી એવી બધી હકીકતોની માહેતી વિના તેનો નિકાલ કરી નાંખવો ન જોઇએ. કારણકે જો એ કેસને લગતી બધી પરિસ્થિતિ ગવર્નમેંટ ઓફ ઇંડીઆની જાણમાં હોત તો ઇડરના

* કેપ્ટન લૅંગના હેડક્લાર્ક વિનાયકરાવને જેને મહારાજાની સાથે જવા માટે નિયુક્ત કરવામાં આવ્યો હતો તેનો રિપોર્ટ.

x કેપ્ટન લડલોનો તા. ૨૯નો અને કર્નલ સધરલેંડનો તા. ૩૧ ઓક્ટો. ૧૮૪૩નો કાગળ.

+ અંડર સેક્રેટરી મિ. એડવર્ડનો તા. ૪ નવેંબર ૧૮૪૩નો કાગળ.

રાજ્યકર્તાના હકને ગવર્નમેંટ ઓફ ઇંડીઆએ ટેકો આપ્યો હોત એવો જે કેપ્ટન લેગનો મત છે* તેમાં હું સંપૂર્ણ મળતો થયા સિવાય રહી શકતો નથી. ખરેખર પ્રથમ દષ્ટિએ જોતાં તો ઇડરના એ હકોને કેમ શા માટે ડુબાડવામાં આવ્યા હશે તેનું કશું જ કારણ જોવામાં આવતું નથી. તખ્તસીંગની પસંદગી કરવામાં આવી તે પહેલાં ઘણા લાંબા વખતથી માંડીને છેક તે પસંદગીના છેવટના દિવસ સુધી મારવાડના પોલીટીકલ અમલદારોએ અને હોંદના ગવર્નર જનરલે ઇડરના રાજકર્તાને મારવાડની ગાદીના વર્તમાન, સહુથી નજીકમાં નજીકના વારસ તરીકે માન્ય ગણ્યો હતો +

મહારાજા માનસીંગે પોતાના ઉત્તરાધિકારી ગાદી વારસ તરીકે બીજાં નામો સાથે તેનું નામ પણ જણાવ્યું હતું.× અને ઇડરના રાજકર્તાના પ્રતિસ્પર્ધી તખ્તસીંગની ચુંટણી તથા તેના દત્તક વિધાનની ક્રિયા જે કરવામાં આવી તે સર્વોત્તમ પ્રમાણભૂત મતો અનુસાર, જે નિયમો અને ધોરણઅનુસાર આવી ચુંટણી તથા દત્તક વિધાનની ક્રિયાઓ થવી જોઈએ તે પદ્ધતિ અને નિયમોથી તદ્દન વિરૂદ્ધ રીતે જ કરવામાં આવી હતી એમ જ્યારે હું સ્પષ્ટ સિદ્ધ કરી બતાવીશ ત્યારે આપણને, અહમદનગરની પસંદગી કરવામાં આવી એ ઘટના વધારે આશ્ચર્યજનક અને ન સમજાય એવી લાગશે,[1] પરંતુ જોધપુરની ગાદીના વારસા માટેના એ બે ઉમેદવારો તે વખતે કેવી ભિન્ન ભિન્ન પરિસ્થિતિમાં મુકાએલા હતા તે જો ખ્યાલમાં લેવામાં આવે તો અહમદનગરની પસંદગી કેમ થઈ તેનું કારણ સ્પષ્ટ થઈ જાય છે. બીજી કોઈ પણ રીતે એ ઘટના કેમ બનવા પામી તે સમજી શકાય એવું નથી. તખ્તસીંગ ચોવીસ વરસનો ખંતથી, ચપળતાથી ઉદ્યોગ કર્યા કરનાર અને ચાલાક બુદ્ધિવાળો યુવાન હતો. પોતાના સ્વાર્થની સંભાળ રાખવા માટે

---

* કેપ્ટન લેગનો તા. ૨૦મી જુન ૧૮૫૫નો કાગળ પેરા ૯થી ૧૧ જેમાં ઇડરને સહન કરવા પડેલા અન્યાય ઉપર લાગણી ભરી ટીકા કરવામાં આવી છે.

\+ જુઓ આ મીનીટના પેરા ૨૬થી ૨૯, કેપ્ટન લડલોનો તા. ૧૨ જુન ૧૮૪૩નો કાગળ, કર્નલ સધરલેંડના તા. ૪ તથા તા. ૧૭ જૂન ૧૮૪૩ના કાગળો અને સેક્રેટરી મિ. થોમસનના તા. ૨૯ મે અને તા. ૧૪મી ઓક્ટોબરના કાગળો.

× તખ્તસીંગનું પણ નામ પોતાના ઉત્તરાધિકારી તરીકે માનસીંગે જણાવ્યું હતું પણ એ તો એ વખતે જણાવ્યું હતું કે જ્યારે માનસીંગ પોતે ચિત્તભ્રમની સ્થિતિમાં હતો એ સિદ્ધ હતું.

૧ કેપ્ટન ફાલીના તા. ૯ મી એ ૧૮૪૫ ના રિપોર્ટમાંથી નીચે આપેલું અવતરણ તખ્તસીંગને વધારે પસંદગી શા માટે આપવામાં આવી તે બાબતમાં આ પ્રમાણે ખુલાસો કરે છે.

ઇ. સ. ૧૮૪૩ માં માનસીંગ બીનવારસ ગુજરી ગયો આથી મારવાડના ગાદી વારસા માટે સંખ્યાબંધ ખટપટો થઇ. જે ખટપટોને લીધે છેવટ એ રાજ્યવંશની મોટી શાખામાંથી ઉતરી આવેલ ઇડરનું રાજ્ય કુટુંબ વારસામાંથી તરવાઇ ગયું અને તખ્તસીંગને દત્તક લેવામાં આવ્યો. અહમદનગરની ખટપટ અને યુક્તિ પ્રયુક્તિ ફતેહમંદ થવાનું કારણ કદાચ એ પણ હોઈ શકે કે ઇડરનો રાજ્ય વહીવટ સરકારના મેનેજમેંટ નીચે હોવાથી ઇડરના હકોને પૂરતું સંરક્ષણ મળશે એવો ઇડર દરબારને પૂરતો વિશ્વાસ હોવાથી જોધપુરની ગાદી માટે વારસ દત્તક લેવામાં જેઓનાં સ્વાર્થ સંબંધ અને હિત જોડાયેલાં હતાં તેમનાં મન મનાવી લેવા માટે તેમને રાજી કરી પોતાના પક્ષમાં મેળવી લેવા માટે ઉપાયો યોજવા જરૂરના હતાં. આ ઉપાયો યોજવાનું બીન જરૂરી ધારી ઇડર દરબારે તે પ્રમાણે કર્યું નહીં હોય અને તેથી ઇડરની ગફલતને પરિણામે અને પ્રયત્નના અભાવને પરિણામે અહમદનગર ફાવી ગયું હશે.

તે પોતે જાતે સમર્થ હતો. અને તેથી પ્રયત્ન કરવાના કેન્દ્રસ્થાન તળ જોધપુરમાં પોતાના ખંતથી કામ કરનારા એજંટો મોકલીને તેમની દ્વારા પ્રયત્ન કરીને તે પોતાની પસંદગી કરાવી શકયો. જ્યારે બીજી બાજુએ જુવાનસીંગ બાર વરસની ઉંમરનો સગીર હતો અને પોતે બ્રિટિશ સરકારના વાલીપણા નીચે* હતો તેથી જે સત્તા જાતે પોતાનો (ઈડરના રાજ્યકર્ત્તાના) વાલી બની છે, તે સત્તા એવા વાલીપણામાં જે ફરજોનો સમાવેશ થાય છે તે ફરજો અદા કરશે (અને તે પ્રમાણે પોતાના હકોનું અને હિતોનું સંરક્ષણ કરશે) એવો વ્યર્થ ભરોસો તેના મનમાં હતો. અને તેથી પોતાના હકોનું સંરક્ષણ કરવા તેણે કાંઇપણ પગલાં લીધાં નહીં. વસ્તુતઃ એક વખત તો માનસીંગના મૃત્યુ પહેલાં ઈડર પક્ષે પોતાના એક એજંટને જોધપુર મોકલવાની ઈચ્છા કરી હતી. પણ કમનસીબે મહારાજા માનસીંગના ગાદીત્યાગ સંબંધે જે ચર્ચાઓ તેજ સમયે ચાલી રહી હતી તેથી કેપ્ટન લૅંગ તદ્દન બીન વાકેફ હતો. અને તેથી તેણે, ઈડર પક્ષને સલાહ આપી તે પગલું લેતાં અટકાવ્યો. કયા ઉપાયથી તખ્તસીંગ જોધપુરના ગાદી વારસ તરીકે ચુંટાવામાં અને દત્તક નિમાવામાં સફળ થયો તે આપણે ચોક્કસ પણે જાણી શકીએ એવું નથી. કારણ કે જનાનાનાં છૂપાં રહસ્યો આપણાથી ગુપ્ત છે. કેપ્ટનલૅંગની માન્યતા પ્રમાણે આ કામ ખટપટ અને લાંચ રૂશ્વત દ્વારા સિદ્ધ કરવામાં આવ્યું હતું. અને એમ માનવા માટે પોતાને જે કારણો જણાવ્યાં હતાં તેનો તેણે લેખિત ઉલ્લેખ કર્યો છે.× અને ઇડરની રાણી, આમ બનવામાં કેટલેક અંશે ઉપર જણાવેલ ખટપટ અને લાંચરૂશ્વતને અને કેટલેક અંશે તખ્તસીંગની મા સાથે સગપણ ધરાવનાર માનસીંગની વિધવાની લાગવગને કારણરૂપ જણાવે છે. અને જો આવો સગપણ સંબંધ ખરેખર હોય તો એ કારણ ઘણું સંભવિત છે. બીજી તરફ કેપ્ટન લડલો+ ઈડરના રાજ્યકર્તાને પસંદ ન કરવામાં આવ્યો તેના કારણ તરીકે નીચે પ્રમાણે જણાવે છે. "ઈડરના રાજ્યકર્ત્તાને પસંદ કરવા સામે વાંધો ઉઠાવવામાં આવ્યો હતો. જેના કારણ સંબંધે મને લાગે છે કે કુંવર છત્રસીંગનું મરણ થતા મારવાડની ગાદીના ઉત્તરાધિકારી વારસ થવા

* મેં આગળ જણાવ્યું છે કે ગભીરસિંહનું મરણ થતાં તેની રાણીની અરજીથી તેનું સંસ્થાન સરકારના મેનેજમેંટ નીચે લેવામાં આવ્યું હતું. અને તેથી (કેપ્ટનલૅંગ જણાવે છે કે) "જ્યારે જોધપુરના ગાદી વારસાનો પ્રશ્ન શરૂ થયો ત્યારે ઇડરના રાજાનો બધો વહીવટ સીધો બ્રિટિશ ગવર્નમેંટ હસ્તક જ થતો હતો તેથી ઈડર દરબારે પોતાનો હકદાવો રજુ કરવા માટે કશાં પણ પગલાં લીધાં નહીં. પણ સરકાર ઉપર આધાર રાખ્યો એમ લાગે છે." તા. ૧૮ મી ડીસેંબર ૧૮૪૩ નો કાગળ.

× ઉપર જણાવેલો કેપ્ટનલૅંગનો તા. ૨૦–૬–૪૩ નો કાગળ પેરા ૯.

+ આ ઓફીસર તખ્તસીંગ અને તેના પુત્રનું વર્ણન આ પ્રમાણે આપે છે. "તખ્તસીંગ સંબંધે એમ જણાવવામાં આવે છે કે તે ચોવીસ વર્ષની ઉમરનો, મધ્યમ કદનો, સારા સ્વભાવવાળો, વ્યવહાર, કામકાજ કુશળતાથી પદ્ધતિસર કરવાની ટેવવાળો અને જે ઉંચા અધિકારનું આસન તેણે પૂરવાનું છે તેને માટે જોઈતી શક્તિ અને આવડત ધરાવનારો છે. આ બધી તેની તરફેણમાં લાભદાયક થાય એવી બાબતો ઉપરાંત તેનો અંગત દેખાવ પણ એવો ખોડખાંપણ વિનાનો અને સંપૂર્ણ સંતોષકારક જણાવવામાં આવે છે કે તેમાં કાંઇ પણ વિશેષ ઈચ્છવાનું બાકી રહેતું નથી. તેનો દીકરો જેને રાજ્યમાતા માનસીંગના ઉત્તરાધિકારી યુવરાજ તરીકે નીમવા ઈચ્છે છે તેને માટે પણ વખાણના શબ્દોમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જેમાં માત્ર એક જ અપવાદ છે અને તે એકે સાત વર્ષની ઉમરના બાળકના પ્રમાણમાં તેનું કદ વધારે પડતું નાનું ગણવામાં આવે છે." કર્નલ સધરલેંડ ઉપરનો તા. ૧૫ ઓકટોબર ૧૮૪૩નો કાગળ.

માટે ઈડરના રાજાએ પ્રયત્ન કરેલો હોવાથી મુંબઈ મહારાજાને એ બાબતમાં ઈડરના રાજવંશનું ખોટું લાગ્યું હતું. અને તેના માટે ઈતરાજી તથા વિરોધ વૃત્તિ ઉભી થઈ હતી. અને ઇડરના રાજકર્તાની પસંદગી સામે ઉઠાવવામાં આવેલ વાંધાનો મૂળ ઉદ્ભવ આમાંથી થયો હતો. જો કે તખ્તસીંગની ચુંટણી કરવાની તરફેણના પક્ષ તરફથી આ બાનું ઉભું કરવામાં આવ્યું હોય એ ઘણું બનવાજોગ છે પણ છેક તાજેતરમાં ઇ. સ. ૧૮૪૩ના જૂન માસમાં મહારાજાએ પોતે જ પોતાના વારસદાર તરીકે ઇડરના રજકર્તાનું નામ આપ્યું હતું. એ હકીકત છે. અને એ હકીકત માનસીંગના મનમાં ઈડર તરફ ઇતરાજી કે તેની સામે વિરોધ હોવાની કલ્પનાને ખોટી સાબીત કરે છે. અને એ મોજુદ હકીકતના પૂરાવાથી એ કલ્પના ખોટી પડતી ન હોત તોપણ નીચે આપેલા અવતરણ* ઉપરથી જોવામાં આવશે કે આ જાતની લાગણી માનસીંગના મનમાં હોય એ ઘણું જ અસંભવિત છે

૯૯ એ. તખ્તસીંગની એ ચુંટણી કરવામાં આવી તે રજપુતાનાના રૂઢ રિવાજોની વિરૂદ્ધ કરવામાં આવી હતી એવો જે મારો મત મેં દર્શાવ્યો છે તેના ટેકામાં આ મારી મીનીટના આગળ આવી ગયેલા પેરા ૨૯ થી ૩૩ સુધી પાછું ધ્યાન ખેંચવું જરૂરનું છે. એ ફકરાઓમાં સારામાં સારાં પ્રમાણોને આધારે અથવા તો ગવર્નર જનરલના એ પ્રદેશમાંના વર્તમાન તથા ભૂતકાળના એજંટોનાં પ્રમાણને આધારે સ્પષ્ટ બતાવવામાં આવ્યું છે કે વારસદારને અભાવે ચુંટણી કરવાનો જે રિવાજ છે તેનો પાયો હીંદુઓમાં સામાન્ય રીતે પ્રચલિત દત્તક વિધાનના ધારા ઉપર રચાયેલો છે. અને તે સાથે એમ પણ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે જો કે ચાલુ પ્રથા જે બેશક રાજકીય વિચારણાને આધારે ઉદ્ભવિત છે તે પ્રથાનુસાર જે વ્યક્તિ રાજપદ માટે નાલાયક હોય તેનો કૌટુંબિક સંબંધ સહુથી નજીકનો હોય તોપણ તેને વારસામાંથી બાતલ રાખવી એ વાજબી ગણાય. તોપણ આવી રીતે વારસા માટે નાલાયક બનાવી દેનારૂં કોઈપણ કારણ જ્યાં વિદ્યમાન ન હોય ત્યાં કૌટુંબિક સંબંધ પ્રમાણે પ્રાપ્ત થતા અગ્ર હકની અવગણના કરવી ન જ જોઇએ. તે છતાં આ સદરહુ કેસમાં તો આવા હકોની સદંતર અવગણના કરવામાં આવી છે. એટલું જ નહીં પણ એની અવગણના કરી તેને બદલે જે પક્ષની પસંદગી કરવામાં આવી છે તે પક્ષની આ વારસા માટે અયોગ્યતા સિદ્ધ કરનારૂં અત્યંત સ્પષ્ટ નિશ્ચયાત્મક કારણ મોજુદ છે. કર્નલ સધરલેંડે એવો ઉલ્લેખ+ કર્યો છે કે રાજ-

---

* ઈ. સ. ૧૮૧૭–૧૮માં છત્રસીંગનું મરણ થતાં 'પોકમ પક્ષને ભય લાગ્યો કે કદાચ રાજા માનસીંગ પોતે રાજ્યની લગામ પાછી પોતાના હાથમાં લેશે. અને તેથી એ ભય દૂર કરવા માટે તેઓએ પોતાના રાજ્યકર્તા તરીકે દત્તક લેવા માટે એક ઈડર રાજ્ય કુટુંબનો પુત્ર આપવાની ઇડર પાસે માગણી કરી. આ માગણી ઘણી આકર્ષક હતી છતાં ઇડરનો રાજા ગંભીરસીંગ કે જેને એક જ પુત્ર હતો તેણે આ માગણી મંજુર રાખવાની ના પાડી. સીવાય કે એ માગણી મારવાડના આખા સરદાર વર્ગની સંયુક્ત એકમતીના ટેકાથી કરવામાં આવે. આવી એકમતી મેળવવી અશક્ય હતી. અને તેથી પોકળ પક્ષને માટે રાજા માનસીંગને પાછો રાજ્યાધિકાર ઉપર લાવવા સિવાય બીજો કોઇ માર્ગ ખુલ્લો નહતો.

+ ગવર્નમેંટ ઓફ ઇંડીયા ઉપરનો તા. ૨ ડીસેંબર ૧૮૪૩નો કાગળ. આ કાગળમાંથી નીચેનું અવતરણ અગત્યનું છે.

"પ્રશ્નને આ દૃષ્ટિથી જોતાં મારવાડની રાજ્યગાદી માટે તખ્ખસીંગની જે ચુંટણી અને દત્તક વિધાનની ક્રિયા કરવામાં આવી તે બધું બધી રીતે ધોરણસર વ્યાજબી પદ્ધતિ અનુસાર થયું છે અને બીજી ઘણી ખરી ચુંટણીઓ અને દત્તક વિધાન કરતાં આમાં એક વધારે સારી બાબત એ છે કે તખ્તસીંગ પુખ્ત ઉંમરનો છે અને તેથી કોસનગઢના કાર્યવાહકો સામે તેમજ બીજે પણ જ્યાં જ્યાં આવો ચુંટણી

ગાદીના વારસાની બાબતમાં તો લગભગ દરેક પ્રકાર માટે અગાઉના દાખલાના આધારો ટાંકી શકાય, એવો કર્નલ સધરલેંડનો મત છે તેની સાથે હું મળતો થાઉં છું. વળી એમ પણ મારી માન્યતા છે કે આવા કેસોનો નિર્ણય હીંદુ ધારાના દત્તક વિધાનના નિયમોને ચુસ્તપણે અને અક્ષરશઃ વળગી રહીને ન કરવો જોઇએ. આ ખાસ વિશિષ્ટ પ્રકારના ધારા અનુસાર આવા નિર્ણયોમાં જે ખાસ અગત્યની બાબતો છે તે પૈકી કેટલીએકનો ઉલ્લેખ મારે આગળ ઉપર કરવો પડશે. અત્યારે અહીં કર્નલ સધરલેંડના શબ્દોમાં એટલું જ કહેવું બસ થશે કે જ્યાં વારસાનો નિર્ણય ચુંટણીથી થવાનો હોય ત્યાં "ચુંટણીને સંપૂર્ણ કાયદેસર પરિપૂર્ણ બનાવવા માટે, જેની વારસ તરીકે ચુંટણી કરવામાં આવે તેને, ગુજરી જનાર રાજકર્તાની મુખ્ય વિધવા મહારાણીએ પોતાના પુત્ર તરીકે દત્તક લેવો જોઇએ." દત્તક વિધાનના ધારાનો અત્યંત છૂટથી અર્થ કરવામાં આવે તોપણ એવા અત્યંત છૂટથી કરાયેલા અર્થ અનુસાર પણ, કોઈપણ સંજોગોમાં, ચોવીશ વર્ષની પુખ્ત ઉંમરનો માણસ જે પોતે જાતે છોકરાંનો પિતા હોય તે પુત્ર તરીકે દત્તક લેવાને માટે કાયદેસર યોગ્ય ગણાય એવો દાવો તો ભાગ્યે જ કોઇ કરે. અને તે છતાં તખ્તસીંગની વાસ્તવ સ્થિતિ બરાબર આવી જ છે. અને તેથી તેની ચુંટણી મારવાડની રૂઢિ અને રીવાજોથી વિરૂદ્ધ રીતે* કરવામાં આવી હતી એમ જે હું દઢપણે કહું છું તે સાચું છે એમ સાબીત થાય છે. (અપૂર્ણ)

અને દત્તક વિધાનના પ્રસંગો ઉપસ્થિત થયા હોય એવાં ઘણાંખરાં સ્થાનોના કાર્યવાહકો સામે, સગીર વહીવટના લાંબા ગાળા દરમિયાન રાજ્યસત્તા પોતાના હાથમાં રહે એવા આશયથી રાજ્ય કુટુંબની સૌથી નાનામાં નાની વ્યક્તિને પસંદ કરીને દત્તક લેવાના આક્ષેપને જેમ અવકાશ રહે છે તેમ તે પ્રકારના આક્ષેપનો અવકાશ મારવાડના ગાદી વારસની પસંદગી તથા દત્તક વિધાનની આ મહત્વની બાબતની સાથે સંબંધ ધરાવનારાઓ સામે નથી રહેતો."

*કર્નલ સધરલેંડના ગવર્નમેંટ ઓફ ઇંડીયા ઉપરના તા. ૭મી સપ્ટેંબર ૧૮૪૩ના કાગળમાંથી નીચેનું અવતરણ સાબીત કરે છે કે એક બીજી બાબતમાં પણ તખ્તસીંગની ચુંટણી રાજસ્થાનની રૂઢી તથા રીત રિવાજોથી વિરૂદ્ધ હતી.

પણ દત્તક વિધાનની વિધિઓ કરવી કે કેમ અથવા તો એટલુંજ નહીં પણ જ્યાં ગુજરી જનાર પતિ તરફથી એ જાતનો અધિકાર આપવામાં ન આવ્યો હોય ત્યાં આવા દત્તક વિધાનની વિધિઓ હીંદુ ધારા અને રૂઢી પ્રમાણે વ્યાજબી ગણાય કે કેમ અથવા આવો અધિકાર મળેલો નહોય ત્યારે જે કૌટુંબિક સંબંધ અનુસાર નજીકમાં નજીકનો વારસદાર હોય તેને જ પોતાના રાજ્યકર્તા તરીકે જાહેર કરવા પૂરતું જ તેમને માટે કરવાનું બાકી રહે છે કે કેમ, એનો નિર્ણય આવા પ્રશ્નોમાં નિયામક હક ધરાવનાર સરદારોએ તથા લોકોએ કરવાનો રહેશે." તેની સાથે તે સરકારને એવી ભલામણ કરે છે કે "જે લોકોના હાથમાં ચુંટણીનો અધિકાર છે તેઓ પોતાના તે કામમાં નિષ્ફળ થાય અથવા તો તેઓની આવી નિષ્ફળતાને પરિણામે સુલેહનો ભંગ થવાનો સંભવ જણાય અથવા તો બેમાંથી ગમે તે એક પક્ષ અથવા બન્ને પક્ષ આપણી દરમિયાનગીરીની માગણી કરે એવું કાંઈ જ્યાં સુધી ન થાય ત્યાં સુધી સરકારે જેટલું બને તેટલું ઓછું વચ્ચે આવવું."

આ ઉપરથી જોવામાં આવશે કે બેમાંથી એક પક્ષ અથવા બન્ને પક્ષ આ પ્રશ્નનો નિર્ણય કરવા માટે વચ્ચે પડવાની સરકારને અપીલ કરી શકે એવો અપીલનો હક કર્નલ સધરલેંડે ચુંટણી થયા પહેલાં આ ઉલ્લેખમાં સ્વીકાર્યો છે અને હું કબુલ કરૂં છું કે થના અન્યાય સામે ઈડર પક્ષે આપણને જે અપીલો અને દલીલો કરી તે સર્વ તરફ આપણા કાન બંધ રાખવાની આપણને શા માટે જરૂર પડી હશે તે હું કદી સમજી શકયો નથી.

# કાઠિયાવાડનો પહેલાંનો લોખંડ ઉદ્યોગ

( તા. ૩૭ જાને. ૧૮૩૮ને રોજ કાઠિયાવાડના પોલીટીકલ એજન્ટના બીજા આસિસ્ટંટ નીચેનો પત્ર ઉપલી સરકારને મોકલ્યો હતો. )

કાઠિયાવાડની લોખંડની બે ખાણો જ હજુ મેં તપાસી છે. એક રાણાના રાણાવાવની અને બીજી જામ તાલુકાના રાણપુરની–બન્ને ખાણોની રચના ગામડીઆશાહી અને સાદી છે. બખરલા અને વીમાવાડા (રાણાવાવ)ની ખાણના નમુનાઓ મુંબઇની જ્યોગ્રોફીકલ સોસાયટીના મંત્રીને મોકલ્યા છે. બરડામાંથી કોલસા મળે છે માટે રાણાવાવની ખાણો અતીશય સગવડતા ભરેલી થઈ પડે છે. આ તરફની ભૂમિનાં ખનિજ ક્ષેત્રો હજી સુધી અણખેડાયેલાં જ રહ્યાં છે. અને મેં કહેલી આ લોઢાની ખાણો તો જમીનના પેટાળમાં ખોદવામાં આવેલા માત્ર ખાડા જ છે. આ ખાડાઓ પાંચથી વીશ ફુટ સુધી ખોદવામાં આવે છે. અને જે પ્રમાણે દક્ષિણમાં કરવામાં આવે છે તેજ પ્રમાણે કાઠીઆવાડમાં પણ લોઢાની ખાણો ખોદવામાં આવે છે. બન્નેના વિધિમાં મળતાપણું છે. ખાણમાંથી ખોદાયેલો માલ ધોઈ નાંખી સાફ કરી ગાંડામાં ભરી કારખાનાઓમાં મોકલવામાં આવે છે. કારખાનાં પણ તદ્દન સાદી ઢબમાં હોય છે. ઉપર એક નાનું છાપરૂં હોય છે. અને તેની નીચે માણસ બેસીને કામ કરે છે. ચોમાસાની ૠતુમાં તો કામ બંધ રાખવામાં આવે છે. લોઢાની ભઠીઓ ઉપર કામ કરનાર માણસ ધમણથી જે કામ કરે છે એ કામ બર્મીંગહામના સારામાં સારા કારીગરને પણ છક્કડ ખવરાવે એવું છે.

દિવસ ઉગતામાં દરેક કારીગર કામ શરૂ કરે છે. અને અતીશય ખંત અને ઉદ્યોગથી એ માણસો પોતાનું કામ કરતા જણાય છે. દિવસ આથમતાં કામ બંધ કરવામાં આવે છે. આપણે યંત્રોની શોધ કરી છે. આપણી બુદ્ધિ વૈભવ ખૂબ છે. એટલે આપણી સામે સાદી રીતે કામ કરતા આ માણસોને હરીફાઈ કરવી કઠિન થઇ પડે છે. અને તેમને પોતાની મહેનતનો જે નજીવો બદલો મળે છે એ જાણતાં આપણને ખેદ થાય છે.

એક કારખાનામાંથી લોઢાની વાર્ષિકપેદાશ લગભગ ૬૫ ખાંડી થાય છે. અને કાઠિયાવાડમાં અત્યારે જે ૭ કારખાના કામ કરે છે તેમાંથી વાર્ષિક ૧૫૦ ટનની સરેરાશ પેદાશ ગણી શકાય. ગ્રેટબ્રિટનની લોઢાની પેદાશની સરખામણીમાં તો આ પેદાશ સાવ નજીવી ગણી શકાય. આ માટે નીચેનાં આંકડાઓ જાણવા જેવા છે.

| | | |
|---|---|---|
| કાઠિયાવાડમાં લોખંડની પેદાશ | ૧૮૩૭ | ૧૬ ટન. |
| વિલાયતની ,, | ૧૭૮૮ | ૮૦૦ ,, |
| ,, | ૧૭૯૬ | ૧૦૩૩ ,, |
| ,, | ૧૮૦૬ | ૧૪૯૭ ,, |
| ,, | ૧૮૨૦ | ૨૫૨૯ ,, |

કાઠીઆવાડમાં જોઈતું લોઢું–જરૂરીયાત કરતાં પણ વધારે લોઢું–પેદા કરવાની શક્તિ છે, છતાં વિલાયતી માલની સ્પર્ધામાં કાઠિયાવાડનું લોઢું ટકી શકતું નથી. રાણાવાવ અને રાણપુર કે જ્યાં લોઢું બને છે. ત્યાં તે વિલાયતના માલ કરતાં મોંઘું પડે છે. પરિણામ એ આવે છે, કે બજારમાં કાઠિયાવાડના લોખંડનો કોઈ ભાવ પૂછતું નથી. લોખંડ ઉત્પન્ન કરનારાં પોરબંદર, નવાનગર, જોડીઆ વગેરે રાજ્યો બહારથી આવતા લોઢાની સામે પોતાના રક્ષણ માટે જગાત નાંખે છે. પરંતુ તે સ્થળોએ પૂરતી માગ નથી. પરિણામે કાઠિયાવાડના લોખંડને કાઠિયાવાડ બહાર બજાર શોધવું રહ્યું. લીંબડી ૧-૧-૧૮૩૮.

જી. જેકબ. કેપ્ટન.

# પૂજ્ય શ્રી પ્રભાશંકર પટ્ટણી સાહેબના સંસ્મરણો

કોઈ પણ મહા પુરૂષના એકંદર જીવનનો ખ્યાલ કરવાનું તેમજ તેનો સર્વાંગ આલેખ કરવાનું કામ ઘણું કઠણ છે. એ વાત એવા જીવનનો વિચાર કરવા બેસીએ ત્યારે જ સમજાય એવી છે. વિચાર કરતાં એમનું જીવન એટલું બધું વિસ્તારવાળું, એટલું અગાધ અને ઉંચું જણાવા માંડે છે કે તેને પહોંચી વળવા માટે આપણી છેક લઘુતા અને અશક્તિનું તરત ભાન થઈ જાય છે.

પૃથ્વી આખીને વીંટાઈ રહેલાં મહાસાગરનાં અપાર અગાધ જળની મર્યાદાની છબી ઉતારવા માટે કેવડો કેમેરા જોઇએ તેનો ખ્યાલ પણ શી રીતે થઈ શકે! આપણે બહુ તો નકશામાં અમુકને હિંદી મહાસાગર, અમુકને આટલાંટિક, અમુકને પાસિફિક, ઉત્તર મહાસાગર અને એવાં એવાં જુદાં નામો પાડી પાડીને કંઇક દૂર દર્શન કર્યાનું માની લઈએ. પણ તેમ કર્યાથી તે સાગરોના વિસ્તારનો ખરો ખ્યાલ તો આવે જ નહિ. તો પછી એવા જુદાં નામોથી ઓળખાતા મહાસાગરો બધા સમુદ્રધુનિયોથી જોડાઇને એક અખંડ મહાન જળસમૂહ છે તેનું સાચું ભાન આપણને શી રીતે થઈ શકે!

પૃથ્વી ફરતા બધી બાજુ પથરાઈ રહેલાં એ અપાર પાણીના સમૂહનો એકી સાથે ખ્યાલ કરવો હોય તો તેનાથી પણ વધારે વિસ્તારમાં વ્યાપેલાં ચોમેરના આકાશમાં સમાય એવડો કેમેરા માંડવો જોઇએ, તોજ આખાય જળસમૂહને દેખી દેખાડી શકાય!

મને તો આટલું બધું મહાન અને વ્યાપકજીવન પૂજ્ય સ્વર્ગસ્થ સર પટ્ટણીજીનું લાગ્યા કર્યું છે. અને હજુયે લાગે છે, અને ગગનદમના અવકાશને ઘેરી વળે એવડો મારી પાસે કેમેરા નથી. હું તો એ અપાર ઐશ્વર્યવાળી, અગાધ હૃદયવાળી, અને આખી આલમમાં વિસ્તરી રહેલી એ અલૌકિક વ્યક્તિના જીવનસાગરને એક કાંઠે ઉભો ઉભો તેનાં અદ્ભુત સુંદર ઉછળતાં મોજાં જોઈ જોઇને આનંદ અને અહોભાવ જ માત્ર અનુભવી શકું. સાગરને કિનારે ઉભેલી કોઈ લઘુ વ્યક્તિ તેથી વધારે શું કરી શકે?

આ રીતે એ દૈવી પુરૂષના સર્વવ્યાપક જીવનમાં અનેક મોજાં ઉછળી રહેલાં હતાં, અને હું તે જોઈ જાણીને અનેકવાર હર્ષપ્રફુલ્લ થયો હતો, તેમાંના બેચાર સ્મરણો જ હું કહી શકું, અને એથી વધારેની વાતો મારી શક્તિ બહારની છે.

એમની રાજભક્તિ અને સેવાનિષ્ઠા તો દૂરથી પણ પ્રથમ નજરે દેખાય એવી છે. આરંભથી છેક છેવટ સુધી એકધારી સેવાનિષ્ઠા ચાલી આવેલી સૌ કોઇએ જોયેલી છે. એમાં નરેશ પ્રત્યે તો પ્રભુ સરખો પૂજ્યભાવ અને વફાદારી અનેકવાર તેઓશ્રીના જીવનમાં જોવામાં આવતાં હતાં.

હું છેક ન્હાની વયથી ઘરનો ખાનગી શિક્ષક હોઈ, ચાલુ અભ્યાસે નિશાળનો સમય થઈ જતો ત્યારે સાથે જ જમી લઇને મારે કોલેજમાં જવાનું થતું, અને વેકેશનોમાં પણ ઘણીવાર વિદ્યાર્થીઓ સાથે આખો વખત રહેવાનો પ્રબંધ હતો. આવા સમયમાં મેં અનેકવાર જોયેલું કે અમારી સાથે તેઓશ્રી જમતા હોય ત્યાં ઘણી વેળા "મહારાજા સાહેબ યાદ કરે છે." એવાં કહેણ આવતાં. અને એ કહેણ સંભળાય કે તરત તેને પ્રભુ આજ્ઞા જેમ સમજીને ખાવું અધવચ હોય કે આરંભ જ હોય તોપણ ઉભા થઇ ઝભો અંગરખું પહેર્યું ન પહેર્યું ને તુરત સામે રાજમહેલ તરફ ચાલતા થતા. અને ઘણીએ વેળા મુખવાસનું પડીકું અને પગરખાં પણ પટાવાળો લઇને પાછળ દોડી જતાં મેં દીઠેલો. આ જો કે એક નાનો દાખલો છે તોપણ રાજા પ્રત્યેની ભક્તિ અને સેવાનિષ્ઠા કેટલી બધી હતી. તે બરાબર સાબીત કરે એવો છે.

બીજો મોટો દાખલો તો સૌ જાણે છે, કે-પોતે સરકારી સામ્રાજ્યના હોદ્દી વજીરની કાઉન્સીલમાં, જ્યાં હિંદના ગણ્યા ગાંઠ્યા રાજપુરૂષને જ પદવી મળી શકે, એવી ઉંચી માનવંતી પદવી ઉપર પોતે પાંચ વરસ માટે નીમાયા હતા પણ દૈવયોગે આપણા લોકપ્રિય સદ્‌ગત મહારાજા સર. ભાવસિંહજીનો સ્વર્ગવાસ એમણે ત્યાં સાંભળ્યો કે તરત એ મોટી પદવી હજી વરસ દોઢ વરસ પણ પૂરી ભોગવી નહોતી તેને તજી દેતાં એમને જરાય વાર લાગી નહોતી. પોતાના પ્રભુતુલ્ય રાજા તરફની એમની પ્રેમભક્તિ અને સેવાનિષ્ઠાનો આ જ્વલંત દાખલો છે. "મારા પ્રભુ સમાન રાજવીનાં બાળકો અત્યારે માવતરની હૂંફ વિનાનાં થીજાં પડે તે કેમ સહેવાય, અને એ મહારાજાએ વત્સલભાવે સાચવેલી પ્રજાને પણ હવે કોનો દિલાસો"-આવી હૃદયની ભાવભીની ઉદાર વૃત્તિથી પોતે એ મહાન ગૌરવવાળું પદ પણ તત્કાળ છોડી દીધું હતું. અને પોતે પાછો પોતાનો રાજ્ય સેવાધર્મ સ્નેહથી સ્વીકારી લીધો હતો. એડમીની-સ્ટ્રેશનના લાંબા સમયમાં કેટલી ચીવટ, ખંત અને ઉમંગથી બાળ મહારાજા, રાજવી ભાઇઓ, અને બધી રૈયતનું કેવું સરસ રીતે લાલન, પાલન, પોષણ, શિક્ષણ વગેરે કર્યું હતું, અને રાજ્યની આબાદી અને સમૃદ્ધિ અનેક માર્ગે કેટલી બધી વધી હતી તે વાત તો હજી તાજી જ નજરે તરે છે.

પણ આ બધાં કાર્યો એમણે પોતાના ઈશ્વર તુલ્ય નરેશને નામે જ કર્યા છે. દરેક કામની યોજના ઓમાં "મર્હુમ મહારાજા સાહેબની અમુક અમુક ઇચ્છાઓ હતી" અથવા "તેમણે આ યોજના વિચારી રાખી હતી"—એવા ઉલ્લેખો અને વળી "નામદાર બાળ મહારાજાની આટલી આટલી ઇચ્છા છે" એવા ઉલ્લેખો દરબાર દફતરે અનેક છે એટલું નહિ પરંતુ જાહેર ભાષણોમાં પણ તેઓશ્રીના ઉદ્‌ગારો અનેકવાર સાંભળવામાં આવેલા.

આમાં એ મહાન નરનું નિરાભિમાનપણું અને આત્મસમર્પણની વૃત્તિ દેખાય છે. આવાં અહંભાવ વગરનાં કામો આપણા રાજ્યને અંગે તો અનેક કર્યા છે, પણ તે ઉપરાંત બીજા દેશી રાજ્યોનાં અને સરકારથી સોંપાયેલાં કામો પણ એવી જ ઉદાર ભાવનાથી તેઓશ્રીએ અનેક કર્યાં છે. અને તેથી જ તેઓ આખા હિંદમાં અને બ્રિટિશ સલ્તનતમાં ઉંચી પ્રતિષ્ઠા પામ્યા હતા. છતાં એમની સાદાઈ અને નિરભિમાનપણું એટલું બધું હતું કે એ મહાપુરુષ તરફ હરકોઈને પૂજ્યભાવ થયા વગર રહેતો નહિ.

મોટા મોટા સરકારી અમલદારો, મોટા રાજપુરૂષો અને પ્રસિદ્ધ લોકનેતાઓ પણ એમની સલાહ લેતા. અને એમની અગાધ બુદ્ધિ, ઊંચી શક્તિ, તલસ્પર્શી અને વિશાળ દૃષ્ટિ, અને કાર્યદક્ષતાથી તાજુબ થયાના પણ દાખલા છે.

ઉપરાંત એ ઉદાર પુરૂષની દાન દયાળુતાની વાતો લખતાં તો મારી કલમ છેક ટુંકી જ પડે. એટલી વિશાળ એમની દાનભાવના હતી. એમની પાસે માગવા ગયેલો કોઈ પણ ગરીબ કે દુઃખી માણસ કાંઈ મળ્યા વગરનો કદિ પાછો ફર્યોજ નથી. એટલું જ નહિ પણ માગનારે પોતે પ્રાપ્તિની જેટલી આશા કે ઇચ્છા રાખી હોય તે કરતાં ઘણું વધુ મળ્યાથી અહોભાવ અને તૃપ્તિ સાથે દાન બક્ષીસ લઈ રાજી થયેલાના દાખલા પણ ઘણા છે.

માગવા આવનારને જ આમ આપતા એમ નહિ, પણ રસ્તે જતાં આવતાં જે કોઇ દુર્બળ, દરિદ્રી કે દુઃખી નજર પડયો તેને માગ્યા વિના પણ પોતે આપ્યા વગર રહ્યા નથી. આખા દિવસમાં જો કોઇને કાંઈ ન અપાયું હોય તો એમના જીવને ચેન જ પડતું નહિ. કેમકે એ ઉદાર દિલની દયાળુ લાગણી કંઈ કંઈ અપાયાથી જ પ્રસન્ન થતી.

આમ દરિદ્ર કે દુઃખીને તો આપતા, પરંતુ મોટા શ્રીમંતો, શેઠીયા, કે ગૃહસ્થો જેને વિષે પરિચયથી જાણવામાં આવતું કે-તે અમુક સંજોગો કે કારણોને લીધે ગરીબીમાં લપસી પડવાની અણી ઉપર છે, તેવા અનેકને અણીને અવસરે એમણે હાથ દઇને ટેકવી રાખ્યાના પણ ઘણા દાખલા છે. એક અંગ્રેજ લેખક

લખ્યું છે કે–" ગરીબ અવસ્થામાં જન્મેલાને ગરીબાઈ વેઠવી પડે તે સહેલું છે, પણ શ્રીમંતાઈના વૈભવમાંથી ઉતરી પડીને દરિદ્રતાનાં દુઃખનો ભોગ થવું પડે તે અત્યંત અસહ્ય છે." આ સિદ્ધાંતનું તાત્પર્ય તેઓશ્રી બરાબર સમજતા તેથી એવી કોઈની પણ સ્થિતિ થઈ પડવાનું જાણીને તેમનું દયાળુ દિલ કકળી ઉઠતું.

દુઃખીને દાનનાં અને સહાયનાં કામો એમણે જીવનભર ઘણાંય કર્યો છે, પણ તેમાંથી એક પણ કામ એ મહાપુરૂષે કીર્તિ લોભથી કર્યું જ નથી. દાન કે સહાય લેનારો માણસ ઉપકાર માનવા આવે તે પણ તેમને ગમતું નહિ. એવા લોકોના તરફનાં આભારના શબ્દોની પણ તેઓ નાપસંદગી બતાવતા. દાન કે સહાય હરકોઈને જમણે હાથે જે અપાયું તે ડાબો હાથ પણ જાણે નહિ, એવું એમને તેનું કાયમ વિસ્મરણ જ રહેતું. આનું મુખ્ય કારણ એ કે પોતે આપ્યું છે એવો ક્ષુદ્રભાવ તેમને કદિ પણ થતો નહિ. પરંતુ જે કંઇ અપાય છે તે પ્રભુ અપાવે છે, અને પોતે તો આપવામાં નિમિત્ત માત્ર છે, તેથી પ્રભુની હુંડી શીકારે છે–એવી એમના હૃદયમાં ઉદાર ભાવના નિરંતર પ્રકટી રહેતી,

વળી "પાત્રે દાનમ્"નો સિદ્ધાન્ત પણ એમને પસંદ નહોતો. તેઓ એમ માનતા કે જેઓને કાંઈ આપવાની દાનત ન હોય તેઓ નહિ આપવાના બહાના તરીકે જ એ સિદ્ધાન્તનો ઉપયોગ કરે છે, બાકી પ્રભુની આ સૃષ્ટિમાં કોને દાન માટે પાત્ર કુપાત્ર ગણવો એ મુશ્કેલ છે. જે માણસ માગવા માટે લાંબો હાથ કરે તેજ એનું દાન લેવાનું પાત્ર–પછી વળી પાત્રનું બહાનું શા માટે શોધવું?

ગુજરાતી ભાષામાં "માગવું તે તો માથા સાટે" એવી કહેવત છે. તેમાં જે ઉંડો મર્મ રહેલો છે તે તેઓ બરાબર સમજતા. માગવામાં શરમ લાગે એ તો માનવીનો સહજ સ્વભાવ છે. પણ ઘણા લોકોને ગરીબ હોવા છતાં માગવું પડે તે માથા સાટે થાય છે, એટલે કે–માગવા માટે લાંબો હાથ કરવા કરતાં માથું વાઢીને ધરી દેવું એ વાત તેમને મન સહેલી છે. મનુષ્ય સ્વભાવની આવી પીછાણ એમને પૂરેપૂરી હતી, તેથી તેઓશ્રી એમજ માનતા કે–કંગાલીયત કે નાણાભીડ વગર કોઈ માગવાનો હાથ ધરે જ નહિ માટે જરૂર આપવું એવી ઉદાર ભાવના એમની હતી.

એમની પ્રભુ પરાયણવૃત્તિ અને ત્યાગની ભાવના પણ અદ્‌ભુત હતી. ત્યાગી, સન્યાસી થઇને બેસવામાં તેઓ વિરાગ કે પ્રભુમય જીવન માનતા નહિ. તેઓ તો પ્રભુ અર્થે લોક કલ્યાણનાં કર્તવ્યને જ પોતાનો ધર્મ સમજતા, અને એવો કર્તવ્ય ધર્મ જીવનની છેલ્લી ઘડી સુધી બજાવવાનું પોતે ચુકયા નથી. તા. ૧૬મી *ફેબ્રુઆરીએ એ પુણ્યાત્મા જીવનમુક્ત થયા, અને* તારીખ ૧૫મી ફેબ્રુઆરીના દિવસો સુધી એમણે ઘડેલી લોકકલ્યાણની અને રાજ્યહિતની તાજી અનેક યોજનાઓ એની સાબીતી દેનારી મોજુદ છે!

આમ પ્રભુને માટે, પોતાના પ્રભુતુલ્ય રાજવીને કાજે, અને પ્રભુના અંશવાળી બધી પ્રજાના હિતને સારૂ પ્રાપ્ત થયેલાં કામો કરવાં; પરંતુ તે કરવામાં પોતે કર્યાં છે અથવા પોતાના લાભ કે યશ માટે કર્યાં છે–એવી જેમાં છાયા પણ ન હોય એ જ ખરો ત્યાગ અને અને ખરો કર્મયોગ!

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં કહ્યું છે કે–ફળની જરા પણ ઈચ્છા રાખ્યા વગર માત્ર ફરજ કે ધર્મ ગણીને પ્રાપ્ત થયેલાં કર્તવ્યો કરવામાં આવે તેજ ખરો વિરાગ અને તેજ ખરો યોગ કહેવાય. આવી દૃઢ ભાવનાથી એ કર્મયોગી મહાત્માએ દરેક કર્તવ્ય કરેલું નજરે તરે છે. હું મારી જુવાનીમાં પૂજાપાઠ કરવા વખતે ગીતાનું વાચન કરતો અને અર્થ સમજીને પાઠ કરવાની કાળજી પણ રાખતો. પરંતુ ગીતામાં ગવાયલા તત્ત્વબોધનું ખરૂં રહસ્ય તો મને એ મહાપુરૂષના જીવનમાંથી જેટલું સમજાયું છે તેટલું ગીતાજીના શબ્દોમાંથી નહોતું જ સમજાયું!

ઉપરાંત એ મહાન પૂજ્ય પુરૂષ "માનવંતા મહેરબાન" તો શું પણ "સદા કૃપાળુ નામદાર" કે એવા ભવ્ય સંબોધનથી રાજરીતિમાં બોલાવા અને પૂજાવાને યોગ્ય ગણાતા હતા, તેમણે એવું ગૌરવભર્યું

પદ પણ કર્તવ્યનિષ્ઠાના ભાવથી તજીને "આઝમ" જેવા લઘુ સંબોધનનું પદ સ્નેહે સ્વીકારી લીધું હતું. અને તેમ કરીને રાજ્યની અને રૈયતની સેવા કરવામાં શરીરની પણ પરવા કર્યા વગર અપાર મનોબળથી છેલ્લા બે મહિના સુધી જે પરિશ્રમ ઉઠાવ્યો હતો તે વાત તો છેક તાજી જ છે.

આવા ઐશ્વર્યવાન પ્રતિભાશાળી મહાપુરૂષની મહત્તા હું મારાં અલ્પ સાધનોથી શી રીતે માપી શકું? હીમાલય જેવા મહાન પર્વતરાજની તળેટીમાં ઉભેલો માનવી તેમાંથી ચારે બાજુ અમૃત જેવા પ્રવાહોને ધોધબંધ વહેતા દેખે, અનેક ગુણોવાળી ઔષધીઓનાં વનોને એમાં ઝૂકી રહેલાં જુવે, એના પટ વિસ્તારનો તો ક્યાંય છેડો જ કળી શકે નહિ, અને એનાં ગંજાવર ઉંચાં શિખરોને આકાશમાં વાતો કરતાં નિહાળે, ત્યારે તે માનવી આશ્ચર્યમુગ્ધ થઈને માત્ર એટલું જ કહી શકે કે:—

"અહા હા! કેટલો મહાન!"

આવા અહોભાવે જ હું તો વિરમું.

તા. ૨-૩-૧૯૩૮. વિ. ય. આવસત્થી

---

# મુંબઈની રાજ-મંત્રી સભા

૧૯૩૬ ના ઑગસ્ટ, સપ્ટેમ્બર અને ઑક્ટોબર મહીનામાં મુંબઈના ટાઉન હૉલમાં નરેશો અને એમના મંત્રીઓની એક અસાધારણ સભા ઇન્સ્ટ્રુમેંટ ઑફ્ એક્સેશન અને ફીડરલ વિષયો પરત્વે વિચારણા અને નિર્ણય કરવા એકત્ર થઈ હતી. પહેલાં મંત્રીઓની સભાએ ચર્ચવા યોગ્ય વિષયોની વિગતસર ચર્ચા કરી જે નિર્ણયો બાંધ્યા હતા તે નિર્ણયો ઉપર હૈદરી કમિટીએ વિચારણા ચલાવી હતી અને ઑક્ટોબરમાં મળેલી નરેશોની સભાએ નહિવત ફેરફારો સાથે એને મંજુરી આપી હતી. આ સભાઓમાં થયેલું કામકાજ અગત્યનું હતું. અને તે એટલા માટે કે મંત્રીઓની સભાએ બહુજ ઝીણવટથી અને છણી છણીને અગત્યના સવાલોની ચર્ચા કરી હતી. આ સભાઓની કાર્યવાહીના પરિણામે ગયે વર્ષે નીમાયેલી નરેન્દ્ર મંડળની કૉન્સ્ટીટ્યુશનલ કમિટી અને અર્થ પ્રકરણી કમિટીએ પોતાના અભિપ્રાયો આપ્યા હતા. અર્થાત્ કે દેશી રાજ્યોએ ફેડરેશનમાં પ્રવેશ કરવા સંબંધીના પ્રશ્ન પરત્વે થઈ શકે એટલી સંપૂર્ણ વિચારણા મંત્રીઓએ અને નરેશોએ કરી લીધી છે,

જો કે આવી બાબતોની ચર્ચા નરેન્દ્ર મંડળની જાહેર સભાઓમાં કરવામાં આવતી નથી પણ ખાનગી બેઠકોમાં એ વિષે ખૂબ ઉહાપોહ કરવામાં આવે છે. પરંતુ હમણાં હમણાં નરેન્દ્ર મંડળની બેઠકો નિયમ પ્રમાણે ભરાતી નથી. છેલ્લાં ચાર વરસમાં આ મંડળની બેઠક માત્ર બે વખત દિલ્હી ખાતે મળી છે. એટલે તત્કાળ, ઉત્પન્ન થયેલા સવાલોને માટે નરેશો મુંબઈ જેવા સ્થળે એકત્ર થઈ વિચારણા કરે છે. ફેડરેશનની બાબતો સાથે સંબંધ ધરાવતા જે કેટલાક અનિવાર્ય સવાલો છે તે પૈકી એક સવાલ નરેન્દ્ર મંડળના બંધારણનો છે. ઇન્સ્ટ્રુમેંટ ઑફ્ એક્સેશન સંબંધી કે ફીડરલ વિષયો સંબંધી જો કે રાજ્યોના હિતની દૃષ્ટિએ નિર્ણયો બાંધવામાં આવે છે પરંતુ એ નિર્ણયોને જ્યાં સુધી નરેન્દ્ર મંડળ તરફથી વિધિસર સંમતિ, ન મળે ત્યાં સુધી એનું, કાયદેસર જોર ઓછું રહે. કારણકે મુંબઈ વગેરે સ્થળોએ નરેશો વ્યક્તિગત એકત્ર મળે છે. અને ત્યાં થતા નિર્ણયો એક સભાના નિર્ણયો જેવા છે. જ્યારે નરેન્દ્ર મંડળ પ્રતિનિધિત્વ ધરાવનારી સંસ્થા છતાં એના વિષે રાજ્યોમાં એવો અસંતોષ છે કે બધાં રાજ્યોનું એમાં પ્રતિનિધિત્વ નથી. એક બે રાજ્યો તો એવાં છે, કે અત્યાર સુધીમાં એ રાજ્યોએ નરેન્દ્ર મંડળને સ્પર્શ સુદ્ધાં નથી કર્યો, અને જ્યાં સુધી એ અસંતોષ દૂર કરવામાં ન આવે ત્યાં

સુધી નરેન્દ્ર મંડળની સંસ્થા, અને એના બંધારણ સંબંધી અસંતોષ દૂર ન જ થાય. મુંબઈની રાજ-મંત્રી સભાએ આ મુશ્કેલી દૂર કરવા ઘણે અંશે સફળ પ્રયત્ન કર્યો છે.

કેટલાંક વર્ષથી નરેન્દ્ર મંડળની પુનર્ઘટના કરવા સંબંધી તો ચર્ચા થતી જ હતી. અને તે. માટે સર્વે નરેશો ઇંતેજાર હતા. જો એમ ન કરવામાં આવે તો એ સંસ્થા, એના બંધારણની નિર્બલતાને લીધે સ્વયં નષ્ટ થવા જેવી સ્થિતિમાં આવી પડે. અને એટલા જ માટે આ મંડળની નવેસરથી રચના કરવાના હેતુથી નરેન્દ્ર મંડળની એક પુનર્ઘટના સમિતિ નીમવામાં આવી હતી. આ સમિતિનો હેતુ નરેશોમાં અસંતોષ દૂર કરી એકસંપી સ્થાપવાનો અને નરેન્દ્ર મંડળને રાજ્યોનું સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવનારૂં મંડળ કરવાનો હતો. આ સમિતિની એક ઉપ સમિતિ નીમવામાં આવી હતી અને તેણે પુનર્ઘટનાનો અહેવાલ રાજ-મંત્રીઓની સભા સમક્ષ રજુ કર્યો હતો. આઠ આઠ દિવસની સતત મંત્રણા પછી સર્વ એક મત ઉપર આવ્યા હતા, અને નરેન્દ્ર મંડળની સ્ટેન્ડીગ કમિટીનું બંધારણ, નવેસરથી રચવાનો અને હૈદરી કમિટીના નામે ઓળખાતી મંત્રીઓની સમિતિને સ્થાયી બનાવવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. મુંબઈની સભાએ નરેન્દ્ર મંડળના બંધારણ સંબંધી જે ફેરફારો સૂચવ્યા છે તેના ઠરાવોનો ખરડો આ લેખની નીચે આપવામાં આવ્યો છે. સૂચવાયેલા આ ફેરફારો મંડળના ચાન્સેલર, જેઓ અત્યારે મહારાજા જામસાહેબ સર દિગ્વિજયસિંહજી છે એમના ઉપર મોકલાયા પછી એ બધાની ચર્ચા નરેશોની ખાનગી સભામાં થશે અને ત્યાં થયેલા નિશ્ચય પ્રમાણે પુનઃ નરેન્દ્ર મંડળનું બંધારણ રચાશે. વળી પુનર્ઘટના સમિતિએ નરેન્દ્ર મંડળમાં સભ્ય તરીકે બીજાં રાજ્યો દાખલ થઈ શકે તેને માટે એક ક્રાઇટેરીઆ કમિટીની પણ નિયુક્તિ કરી છે. પણ આખા નરેન્દ્ર મંડળના બંધારણમાં અગત્યનું સ્થાન તો નરેશોની સ્ટેન્ડીંગ કમિટીનું છે. આ કમિટીનું મહત્વ લીગ ઓફ નેશન્સની કૌંસીલ જેવું છે. એટલે એ કમિટી, જ્યારે આ નવા ખરડા પ્રમાણે સ્થાયી સ્વરૂપ લેશે ત્યારે બીજાં રાજ્યોને નરેન્દ્ર મંડળમાં યોગ્ય રીતે પ્રતિનિધિત્વ મળી શકશે એમ અમારૂં માનવું છે. નરેન્દ્ર મંડળના મૂળ બંધારણ અનુસાર સ્ટેન્ડીંગ કમિટી સાત નરેશ સભ્યોની હતી. પાછળથી તેમાં ફેરફાર કરી એ સંખ્યા નવની કરવામાં આવી અને ઉપરાંત પ્રો-ચાન્સેલરની પદ્ધતિ દાખલ કરવામાં આવી. પરંતુ નરેન્દ્ર મંડળની બેઠકો દરમિયાન સ્ટેન્ડીંગ કમિટીની ચુંટણી કેવી રીતે થતી અને તેમાં રાજ્યોનું પ્રતિનિધિત્વ જળવાતું કે કેમ એ હકીકત, એવી બાબતો વિષે જાણકાર હોય તે બરાબર સમજી શકે એવું છે. હવે આ નવા ખરડા પ્રમાણે-જો તે નરેન્દ્ર મંડળમાં માન્ય રહે તો-સ્ટેન્ડીંગ કમિટીના સભ્યોની સંખ્યા ૨૫ ની થશે. અને જો ઠરાવોનો અમલ થશે તો લગભગ બધાં રાજ્યોનું એ કમિટી પ્રતિનિધિત્વ ધરાવશે. અર્થાત્ કે એથી નરેંદ્ર મંડળની અત્યારે જે અસ્થિર દશા છે તેમાં એકસંપી સ્થપાશે.

કેટલાકને એવી શંકા થાય કે નરેશોની આ એકસંપી અને નરેંદ્ર મંડળની પુનર્ઘટનાનું પગલું ફીડરલ ધારાસભાઓમાં બ્રિટિશ હીંદની સામે વિરોધ મતનું એક જુથ ઉભું કરશે. પરંતુ એવા કોઇપણ હેતુથી નરેશો કે જેઓ બીજાઓના જેટલાજ દેશભક્ત છે. તેઓ એવું પગલું ભરે એ માન્યતા અયોગ્ય અને ભૂલ ભરેલી છે. ફીડરલ બંધારણમાં વ્યક્તિગત રીતે અને એક સામટું પોતાનું હિત જળવાઈ રહે એટલું જ કરવાનો માત્ર નરેશોનો હેતુ છે. અને પુનર્ઘટના સમિતિએ એક સપ્તાહ સુધી સતત મહેનત કરી જે યોજના ઘડી, તૈયાર કરી છે તેથી એ હેતુ ભવિષ્યના ફીડરલ બંધારણમાં જળવાશે. નરેશોની માફક મંત્રીઓની પણ સલાહ આપનારી સ્થાયી સમિતિ નીમવાનું ઠરાવવામાં આવ્યું છે. જેનું કાર્ય નરેશોને ફીડરલ બાબતોમાં સલાહ અને સૂચના આપવાનું રહેશે. પણ એ સલાહ કે સૂચના નરેશોને બંધનકારક નહીં ગણાય.

એકંદરે આ યોજના એવી છે કે એથી, મોટાં

રાજ્યોની નરેંદ્ર મંડળમાં સહાનુભુતિ મેળવી શકાય છે. નાનાં રાજ્યોને સંતોષ મળે છે. તેમને નરેંદ્ર મંડળમાં પ્રવેશ કરવાનું દ્વાર ઉઘડે છે. અમુક જ નરેશો અત્યાર સુધી સ્ટેન્ડીંગ કમિટીમાં નીમાય છે, એવો જે આક્ષેપ હતો તે દૂર થઈ હીંદનાં બધાં રાજ્યોને એમાં યોગ્ય પ્રતિનિધિત્વ મળે છે. અને ફીડરલ બાબતો પરત્વે નરેશોને મંત્રીમંડળની સલાહ મેળવવાની તક ઉભી થાય છે. એક બાબતનો અત્ર ઉલ્લેખ કરવો જોઇએ, અને તે મહારાજા જામસાહેબે કહ્યું છે તેમ "કેટલાક નરેશોમાં ગેરસમજૂતી ફેલાઇ છે તે પ્રમાણે સમિતિનો ઉદ્દેશ નરેંદ્ર મંડળને નવેસરથી રચવાનો નથી. પણ તે વિશેષ શક્તિશાળી બને એવી રીતે તેનું બંધારણ રચવાનો ઉદ્દેશ છે." જામ મહારાજની એ વાત ખરી છે કે નરેંદ્ર મંડળનું કલેવર જ્યાં સુધી શક્તિશાળી ન બને ત્યાં સુધી એ મંડળથી દેશીરાજ્યોના હિત સંબંધો યથાર્થ રીતે જાળવી શકાશે નહીં. અને આવો મત લગભગ સર્વ માન્ય છે.

પુનર્ઘટના સમિતિએ જે પેટા સમિતિ નીમી હતી તેમાં મેંડીના મહારાજા, અને યુવરાજ સાહેબ લીંબડી ઉપરાંત વડોદરાના હાલના દીવાન સાહેબ, સર મનુભાઇ મહેતા ગ્વાલીયર તરફથી, નવાબ સર લીયાકત હયાતખાન, સર કૈલાસ નારાયણ હકસર, મેજર સરદાર પાનીકર, નવાબ અલીયાર જંગ, કર્નલ જોરાવરસિંહજી અને મી. પવાર વગેરે સભ્યો હતા. આ ઉપસમિતિએ પરિશ્રમ પૂર્વક ટુંક સમયમાં પોતાનો અહેવાલ તૈયાર કરી પુનર્ઘટના સમિતિ આગળ પેશ કર્યો હતો. અને નરેંદ્ર મંડળના બંધારણને લગતી કેટલીક વૈકલ્પિક સૂચનાઓ કરી હતી. ખાસ કરીને સ્ટેન્ડીંગ કમિટીના બંધારણ પરત્વે નાનાં રાજ્યો તરફથી મતભેદ ઉપસ્થિત થયો હતો. અને ફેડરલ ધારામંડળોમાં બેઠકોની વહેંચણીનું જે ધોરણ અખ્ત્યાર કરવામાં આવ્યું છે તે કરતાં પણ વિશેષ પ્રમાણમાં મધ્યમ કક્ષાનાં ૨૨ રાજ્યોને વિશેષ પ્રતિનિધિત્વ ન મળવું જોઇએ એવો નાનાં રાજ્યોના પ્રતિનિધિઓનો આગ્રહ હતો. પરંતુ માંહો માંહેની નિખાલસ ચર્ચા અને આપલેથી કામ કરવાની વૃત્તિથી એ મતભેદનું પરિણામ સુખરૂપ આવ્યું છે. અને કશા પણ મતભેદ સિવાય સર્વાનુમતે સ્ટેન્ડીંગ કમિટીનું અને સલાહ આપનારી કાયમી મંત્રી સમિતિનું બંધારણ માન્ય રહેવા પામ્યું એ રાજ્યોને માટે શુભ ચિહ્ન છે. નરેશો એ નરેશો હોવા છતાં તેમણે દર્શાવી આપ્યું છે કે સામાન્ય હિતની બાબતોમાં તેઓ એકસંપી જાળવી શકે છે. અમારી દઢ માન્યતા છે કે નરેશોના આ ઠરાવોની અસર બ્રિટિશ હીંદના આગેવાનો ઉપર અને સરકારી મંડળોમાં થશે.

આ રીતે એક અઠવાડીઆની મહેનત પછી નરેંદ્ર મંડળની પુનર્ઘટના સમિતિએ પોતાનું કામકાજ પૂરૂં કર્યું છે. એ નરેશોના જાણકારોને આશ્ચર્ય પમાડે એવું છે. અને તેમાં સર્વ એકમતથી સંમત થયા છે કે નરેશોની સ્ટેન્ડીંગ કમિટીની અને મંત્રીઓની રચાયી કમિટીનું પુનઃ બંધારણ કરવાની જરૂર છે. મહારાજા બીકાનેરના પ્રમુખપદે જે સભાઓ ભરાઇ તેમાં આ બન્ને કમિટીઓ પરત્વે વિગતેસર હકીકત આપવામાં આવી હતી. આટલી વિગતેસર અને સ્થિર ચિત્તે મુંબઇમાં એકત્ર મળેલા નરેશો અને પ્રધાનોએ પોતાનાં હિતોની ચર્ચા કરી નિર્ણયો બાંધ્યા એ, એમને વિષે અનિશ્ચિત મનોવૃત્તિનો આક્ષેપ કરનારાને જુઠા પાડે છે. અને આ રીતે બીકાનેર મહારાજના પ્રમુખપણા નીચે પુનઃરચના સમિતિની જે બેઠકો મળતી હતી તે ફત્તેહમંદ પૂરવાર થઇ, એ બેઠકોમાં દરેક પ્રશ્નોની ખુલ્લા દીલથી છણાવટ કરવામાં આવી અને દરેકના દૃષ્ટિબિંદુની વિચારણા કરવામાં આવી, એ ઉપરથી બીજાનો વિચાર કરવાની નરેશોની લાગણીની પ્રશંસા કરવાનું મન થઇ જાય એવું છે. બીજાના વિચારો સહન કરવાની ટેવ નરેશોમાં અને મંત્રીઓમાં કેળવાય એ એમના સુયોગતી નિશાની છે. પરિણામ એ આવ્યું હતું કે શંકાશીલ વાતાવરણ દૂર થઇ કમિટીના બધા સભ્યો એકમતના હતા કે રાજ્યો રાજ્યો વચ્ચે એકસંપી કરવાની ખાસ અગત્ય છે

અને એટલા માટે નરેંદ્ર મંડળ હીંદનાં બધાં રાજ્યોનું યોગ્ય રીતે પ્રતિનિધિત્વ ધરાવે એવું થવું જોઈએ. કાર્યવાહીના અંતે મહારાજા જામસાહેબે, બીકાનેર નરેશે કમિટીઓના કામકાજમાં જે જહેમત ઉઠાવી અને જે હેતુથી આ સભા બોલાવવામાં આવી હતી તે હેતુ પાર પાડવા માટે એમનો ઉપકાર માન્યો હતો, પ્રધાનોનો પણ. અને તેમાં ખાસ કરીને હૈદ્રાબાદના પ્રતિનિધિ નવાબ અલીયાર જંગનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો. આ સભાએ નીચેના ઠરાવોનો ખરડો પસાર કર્યો હતો.

## રાજાઓની સ્થાયી સમિતિ

રાજ્યો રાજ્યો વચ્ચે એકસંપી થાય એની જરૂરીઆત ધ્યાનમાં લેતાં અને નરેંદ્ર મંડળમાં દેશી રાજ્યોને પ્રતિનિધિત્વ મળે તથા સર્વ રાજ્યો એક સાથે પગલાં લઈ શકે એટલા માટે આ સમિતિ, રાજાઓની સ્ટેન્ડીંગ કમિટી (સ્થાયી સમિતિ)ની પુનર્ઘટનાની આવશ્યકતા માટે એકમત થાય છે. તેવીજ રીતે પ્રધાનોની પણ એક કાયમી સમિતિનું બંધારણ નક્કી કરે છે અને ભલામણ કરે છે કે નીચેની દરખાસ્તોનો અમલ કરવો.

૧. રાજાઓની સ્થાયી સમિતિનું નવું બંધારણ નીચે પ્રમાણે રહેશે.

અ. કુલ સભ્યોની સંખ્યા ૨૫ ની રહેશે. તેમાં પરિશિષ્ટ અમાં જે રાજ્યો દર્શાવ્યાં છે તેમને માટે ૧૫ બેઠક રહેશે. અને બાકીનાં રાજ્યો માટે ૧૦ જગ્યાઓ રહેશે. અને તેનું પ્રમાણ ૩ : ૨ નું રહેશે.

બ (૧) પહેલી ૧૫ બેઠકોમાંથી ૫ બેઠકો ૨૧ તોપોની સલામીવાળાં પાંચ રાજ્યો માટે અલગ રહેશે.

બ (૨) અને અવશેષ ૧૦ બેઠકો બાકીનાં ૧૯ રાજ્યો વચ્ચે વહેંચવામાં આવશે. અને તે એવી રીતે કે નીચેનાં પાંચ જુથમાંથી કોઈ પણ જુથ કોઇ પણ વખત પ્રતિનિધિત્વ વગરનું ન રહે. રાજ્યોનાં પાંચ જુથ આ પ્રમાણે છે. (૧) દક્ષિણ હીંદ અને દક્ષિણનાં રાજ્યો. (૨) રાજપુતાનાનાં રાજ્યો. (૩) મધ્ય હીંદનાં રાજ્યો. (૪) પંજાબનાં રાજ્યો. (૫) પશ્ચિમ હીંદ અને ગુજરાતનાં રાજ્યો.

બ (૩) આ દસ નરેશ પ્રતિનિધિ સભ્યોને પરિશિષ્ટ અમાં જે ચોવીશ રાજ્યો દર્શાવ્યાં છે તેના નરેશો ચુંટશે. અને

બ (૪) આ દસ બેઠકોનું વોટીંગ રજીસ્ટર્ડ પોસ્ટથી થશે. તથા દરેક વોટીંગ પેપરમાં મત આપનારની સહી થશે.

બ (૫) વોટીંગ પેપરોને એવી રીતે પોસ્ટ કરવામાં આવશે કે નરેંદ્રમંડળની બેઠક ભરાવાની હોય તે દિવસોમાં આ વોટીંગ પેપરો ઉઘાડવાની જે તારીખ નક્કી કરવામાં આવી હોય તે તારીખ પહેલાં બે અઠવાડીઆં અગાઉ એ નરેંદ્રમંડળના સેક્રેટરીને મળી જાય. અને જે પરિણામ બહાર પડે તે માન્ય રહેશે.

ક. પરિશિષ્ટ બમાં જે ધોરણ દર્શાવવામાં આવ્યું છે તે ધોરણ અન્વયે બાકીનાં રાજ્યો વચ્ચે બાકીની ૧૦ બેઠકોની વહેંચણી થશે.

## પ્રધાનોની સ્થાયી સમિતિ

૧. આ સમિતિની રચના નરેંદ્રમંડળ નીચે પ્રમાણેના ધોરણે કરશે.

અ. સમિતિમાં સભ્યોની કુલ સંખ્યા ૨૫ ની રહેશે. આમાં પરિશિષ્ટ અ માં જે રાજ્યો દર્શાવ્યાં છે તે રાજ્યો માટે ૧૫ બેઠકો અને બાકીનાં રાજ્યો માટે ૧૦ બેઠકો રહેશે.

બ. (૧) ૨૧ તોપોની સલામતી ભોગવતાં રાજ્યો માટે દરેકને એક એક એ પ્રમાણે ૫ બેઠકો અલગ રહેશે. અને આ પાંચ રાજ્યો પોતપોતાના પ્રધાનો નીમશે.

બ. (૨). અવશેષ ૧૦ બેઠકો બાકીનાં ૧૯ રાજ્યો વચ્ચે વહેંચવામાં આવશે. પણ તે એ રીતે કે નીચેનાં પાંચ જુથમાંથી કોઇ પણ જુથ કોઈ પણ વખત પ્રતિનિધિત્વ વગરનું ન રહે. રાજ્યોનાં પાંચ જુથ આ પ્રમાણે છે. (૧) દક્ષિણ હીંદ અને દક્ષિણનાં રાજ્યો. (૨) રાજપુતાનાનાં રાજ્યો. (૩) મધ્ય હીંદનાં

રાજ્યો. (૪) પંજાબનાં રાજ્યો. (૫) પશ્ચિમ હીંદ અને ગુજરાતનાં રાજ્યો.

ઘ (૩) આ દસ પ્રતિનિધિ સભ્યોને પરિશિષ્ટ બ માં દર્શાવેલાં રાજ્યોના નરેશો ચુંટશે.

ઘ (૪) આ દસ બેઠકોનું વોટીંગ રજીસ્ટર્ડ પોસ્ટથી થશે. તથા દરેક વોટીંગ પેપરમાં મત આપનારની સહી થશે.

ઘ (૫) વોટીંગ પેપરોને એવી રીતે પોસ્ટ કરવામાં આવશે કે નરેંદ્રમંડળની બેઠક ભરાવાની હોય તે દિવસોમાં આ વોટીંગ પેપરો ઉઘાડવાની જે તારીખ નક્કી કરવામાં આવી હોય તે તારીખ પહેલાં બે અઠવાડીઆ અગાઉ એ નરેંદ્રમંડળના સેક્રેટરીને મળી જાય. અને જે પરિણામ બહાર પડે તે માન્ય રહેશે.

ક. પરિશિષ્ટ બ માં જે ધોરણ દર્શાવવામાં આવ્યું છે તે ધોરણ અન્વયે બાકીનાં રાજ્યો વચ્ચે બાકી રહેલી ૧૦ બેઠકોની વહેંચણી થશે.

૨. (અ) ૧૯૩૫ના હીંદી સરકારના કાયદાને અંગે જે પ્રશ્નો દેશી રાજ્યોના હિત સંબંધ પરત્વે ઉત્પન્ન થાય તે સંબંધમાં સલાહ આપવાનું કાર્ય આ સમિતિનું રહેશે. (બ) નરેશોની સ્ટેન્ડીંગ કમિટી અથવા ચાન્સેલર જે બાબતો પરત્વે કમિટીને પૂછે તે ઉપર આ સમિતિ સલાહ આપશે. (ક) આ સમિતિને જે બાબતો સંબંધી પૃચ્છા કરવામાં આવી હશે તે બાબતો ઉપરના પોતાના વિચારો તે ફક્ત ચાન્સેલરને જ જણાવશે. (ડ) ઉપરના (બ)માં જે બાબતોનો ઉલ્લેખ કર્યો છે તે સિવાય ૧૯૩૫ના ગવર્નમેંટ ઓફ ઈંડીઆ એક્ટના સંબંધમાં જે કાંઈ પ્રશ્ન ઉપસ્થિત થાય તે સંબંધમાં આ સમિતિ પોતાનો મત ચાન્સેલરને આપશે. તેમજ વ્યક્તિગત રાજ્યને પણ પોતાનો અભિપ્રાય આપવાનો અધિકાર રહેશે. પણ રાજાઓની સ્ટેન્ડીંગ કમિટીની અને પ્રધાનોની સમિતિમાં જે રાજ્યો પ્રતિનિધિત્વ ધરાવતાં હોય તે રાજ્યોની અગાઉથી સંમતિ મેળવ્યા સિવાય બીજી કોઈ સત્તા સાથે આ સમિતિ પત્રવ્યવહાર અથવા વાટાઘાટ કરી શકશે નહીં.

## ચુંટણી

૩. હવે પછી પ્રધાનોની સમિતિ જે નિયમો કરે તે નિયમો પ્રમાણે પ્રધાનોની સમિતિના પ્રમુખનું સ્થાન રોટેશનથી નક્કી થશે.

૪. પ્રધાનોની સમિતિમાં જે સભ્યો ચુંટાય તે બે વરસની મુદત સુધી રહેશે. અને એના એ સભ્ય ફરી ચુંટણીને માટે લાયક ગણાશે.

૫. સમિતિનું સેક્રેટરીએટ એના પ્રમુખના હાથ નીચે રહેશે. અને દફતરોનું સંરક્ષણ, સલામતી અને એના કાયમીપણા વગેરે માટેના નિયમો સમિતિ ઘડશે.

૬. આ સમિતિના કામકાજમાં અને સેક્રેટરીએટના નિભાવ માટે જે ખર્ચ થાય તે, સમિતિમાં જે જે રાજ્યોનું પ્રતિનિધિત્વ હોય તે રાજ્યોમાં ફાળવવામાં આવશે. જે રાજ્યોને સમિતિમાં કાયમી સ્થાન છે તે રાજ્યોને, રાજ્યોનાં જુથ અથવા તો બીજા વ્યક્તિગત રાજ્ય કરતાં ફાળામાં બેવડી રકમ ભરવી પડશે. દરેકે કેટલો ફાળો આપવો તે હવે પછી યોગ્ય રીતે નક્કી કરવામાં આવશે.

૭. આગામી વર્ષના બજેટની નકલ અને તેનો તપાસાયેલો હિસાબ દરેક વરસે ચાન્સેલરને તેમજ જે રાજ્યો ફાળો આપતાં હોય તે રાજ્યોને મોકલવામાં આવશે. અને જે ખર્ચ કરવામાં આવશે તે હવે પછી સમિતિ જે નિયમો કરે તે નિયમો પ્રમાણે કરવામાં આવશે.

ઉપરના ઠરાવમાં જે ફેરફાર સુચવવામાં આવ્યા છે તે સિવાય કેટલાંક રાજ્યોના નરેશોમાં જે અસંતોષ હયાતી ધરાવે છે તે દૂર કરવા માટે આ પુનરરચના કરનારી સમિતિ પોતાના હકની રૂએ, નરેંદ્રમંડળના સભ્ય થવા માટેની યોગ્યતાનું જે ધોરણ ફ્રાઇટેરીઆ કમિટી રજુ કરે અને નરેંદ્રમંડળ મંજુર રાખે તે પ્રમાણે જો કોઈ રાજા નરેંદ્રમંડળના સભ્ય થવાને લાયક ઠરે તો તેને નરેંદ્રમંડળમાં દાખલ કરવા માટે અનુમોદન આપે છે.

## પરિશિષ્ટ અ

૧. જે રાજ્યોને ફેડરલ ધારાસભાઓમાં ૧૯૩૫ના કાયદા પ્રમાણે વ્યક્તિગત પ્રતિનિધિત્વ મળ્યું છે, તેને

૨. ૧૯૩૦નું હીંદી સરકારનું દેશી રાજ્યો ઉપર જે મેમોરેન્ડમ છે, તે મેમોરેન્ડમ પ્રમાણે જે રાજ્યની ઉપજ એક કરોડ અથવા તેથી વધારે હોય તેવાં રાજ્યો અથવા તો ૧૯૩૧ની વસતી ગણતરી પ્રમાણે જે રાજ્યની વસ્તી ૫ લાખ અથવા તે કરતાં વધારે હોય તેવાં રાજ્યો માટે નરેશોની અને પ્રધાનોની સમિતિમાં એકંદર પન્દર પન્દર બેઠકો મળશે.

ઉપર જણાવેલાં રાજ્યો નીચે પ્રમાણે છે.

૧. ૨૧ તોપોની સલામીઃ

(૧) વડોદરા, (૨) ગ્વાલીઅર, (૩) હૈદ્રાબાદ, (૪) કાશ્મીર, (૫) મ્હૈસુર.

૨. ૧૯ તોપોની સલામીઃ

(૬) ભોપાળ, (૭) ઇંદોર, (૮) કોલ્હાપુર, (૯) ત્રાવણકોર, (૧૦) ઉદેપુર.

૩. ૧૭ તોપોની સલામીઃ

(૧૧) ભાવલપુર, (૧૨) બીકાનેર, (૧૩) કોચીન, (૧૪) કચ્છ, (૧૫) જયપુર, (૧૬) જોધપુર, (૧૭) કોટા, (૧૮) પતીયાલા, (૧૯) રેવા.

૪. ૧૫ તોપોની સલામીઃ (૨૦) અલવર.

૫. ૧૩ તોપોની સલામીઃ

(૨૧) ભાવનગર, (૨૨) કુચબિહાર, (૨૩) જુનાગઢ, (૨૪) નવાનગર.

## પરિશિષ્ટ બ.

૧. પરિશિષ્ટ અમાં જે રાજ્યોનો સમાવેશ નથી તે રાજ્યો વચ્ચે નીચેના ધોરણે ૧૦ બેઠકો વહેંચવામાં આવશે.

(૧) દક્ષિણ હીંદ (વિભાગ ૯) દક્ષિણનાં રાજ્યો (વિભાગ ૧૩) ૧ બેઠક

(૨) રાજપુતાનાનાં રાજ્યો (વિભાગ ૧૦) ૨ બેઠક

(૩) મધ્ય હીંદનાં રાજ્યો બનારસ સાથે (વિભાગ ૧૧) ૨ બેઠક

(૪)*પશ્ચિમ હીંદ અને ગુજરાતનાં રાજ્યો (વિભાગ ૧૨) ૨ બેઠક

* આ વિભાગમાં ચુંટણી માટે બે જુદા જુદા વિભાગો કરવામાં આવશે.

(૫) પન્નબનાં રાજ્યો તેહરી સાથે (વિભાગ ૧૪) ૨ બેઠક

(૬) પૂર્વ હીંદનાં રાજ્યો રામપુર સીકીમ સાથે (વિભાગ ૧૫–૧૬) ૧ બેઠક

૨. અ. ઉપર જણાવેલા દરેક વિભાગનાં રાજ્યોના રાજાઓને દરેક વિભાગ માટેના પેનલમાં દાખલ થવા માટે અમુક રાજાનું તે રાજાની સંમતિથી નામ સૂચવવાનો હક રહેશે. બ. આ રીતે જે જુદાં જુદાં પેનલો બનશે, તેમાંથી નરેંદ્ર મંડળની બેઠક વખતે જે (પરિશિષ્ટ અમાં દર્શાવેલાં ૨૪ રાજ્યોના નરેશો સિવાયના) નરેશ સભ્યો હાજર હોય તેઓ દરેક વિભાગની જે સંખ્યા નક્કી કરવામાં આવી છે તે પ્રમાણે ચુંટણી કરશે.

"દેશી રાજ્ય" ઓફીસ.

# દરીઆઈ જગાત અને દેશી રાજ્યો.

( ગત વર્ષ પૃષ્ઠ ૧૯૨ થી )

ફીસ્કલ કમિશનના રિપોર્ટ ઉપર હીંદી સરકારે દર્શાવેલા વિચારો ઉપરથી એમ જણાય છે કે કેટલાંક રાજ્યોએ વ્યક્તિગત રીતે નરેન્દ્ર મંડળ દ્વારા પોતાનો દાવો નોંધાવ્યો છે. મ્હૈસોર સરકારે એક નવું અને મર્યાદિત દૃષ્ટિબિંદુ સરકાર આગળ મૂક્યું છે. અને વર્તમાનપત્રોના અહેવાલ ઉપરથી જણાય છે કે એ રાજ્યના દીવાને મ્હૈસૂરની પ્રજા પ્રતિનિધિ સભામાં જાહેર કર્યું કે "૧૯૨૩ના માર્ચ મહિનામાં રાજ્યે હિંદી સરકાર આગળ જે બે નિવેદનો રજુ કર્યાં હતાં તેમાંનું એક, રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓના ઉપયોગ માટે જે સ્ટોર્સ, મશીનરી તથા બીજી ચીજો રાજ્યમાં આયાત કરવામાં આવે તેના ઉપર હિંદી સરકાર જે જગાત લે છે તે સંબંધમાં હતું."

"એંગ્લો અફગાન ટ્રેઈડ કન્વેન્શન" ઉપર ૧૯૨૨ ના ૫મી જુને સહીઓ થઈ હતી. અફગાનીસ્તાન સાથે આમાં સમજણ કરવામાં આવી છે તે ઉપરથી પણ જણાય છે કે હીંદી સરકાર અફગાનીસ્તાનને બને તેટલી છૂટછાટો આપવા ખુશી છે. ૧૯૨૧ના ૨૨મી નવેંબરે અફગાનીસ્તાન સાથે કરવામાં આવેલા કરારોની કલમ ૬ અને ૭ અન્વયે આ વ્યાપારી ગોઠવણ કરવામાં આવી છે. આ બે કલમો પ્રમાણે અફગાનિસ્તાનને અમુક માલ જગાત લીધા વગર આયાત કરવા દેવાની અને ત્યાંથી અમુક માલ જગાત લીધા વગર નિકાસ કરવા દેવાની છૂટનો અધિકાર પ્રાપ્ત થાય છે. પણ આવી છૂટ એજ માલને માટે છે, કે જે માલ અફગાન સરકારનો હોય અને રાજ્યનાં ખાતાંઓને માટે જરૂરનો હોય તેને. આ છૂટ વેપારને માટે અથવા તો રાજ્યે કોઈને મોનોપોલી આપી હોય તેને માટે નથી. તેમ એ હકીકત પણ ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કે કાશ્મીરની માફક ટ્રાન્ઝીટમાં જો માલનો જથ્થો ( Bulk ) ભાંગે તો જગાતની આ છૂટ આપવામાં આવે છે.

હિંદુસ્તાનમાં ફ્રેંચ સરકારનું એક સંસ્થાન ચંદ્રનગર છે. તેની સાથે બ્રિટિશ સરકારે ખાસ ગોઠવણથી કરારો કર્યા છે. ત્યાંના કલેક્ટરને ફીસ્કલ કમીશનના એક સભ્યે નીચેના સવાલો પૂછ્યા હતા.

**પ્રશ્ન :** ચંદ્રનગરમાં જે માલ આવે છે તે માલ ઉપર બ્રિટિશ હિંદમાં જગાત લેવાય છે કે નહીં?

**ઉત્તર :** હું માનું છું તે પ્રમાણે ફ્રેંચ સરકાર અને બ્રિટિશ સરકાર વચ્ચે એવી જાતની ગોઠવણ છે, કે જેની રૂએ ફ્રેંચ સરકારે ચંદ્રનગરમાં કસ્ટમ્સ વહીવટનું પોતાનું જુદું ખાતું રાખવાનો હક જવા દીધો છે. ફક્ત ફ્રેંચ ઓફીસરોના અંગત ઉપયોગ માટેનો જેટલો માલ હોય તેના ઉપર જગાત લેવાતી નથી. જેને માટે અમારે ત્યાં રીબેટ આપવાની ખાસ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. ફ્રેંચ સંસ્થાનો અને બ્રિટિશ હિંદનું "કસ્ટમ્સ યુનીયન" છે.

ઉપરના જવાબ ઉપરથી એમ જણાય છે કે ફ્રેંચ અધિકારી વર્ગ માટે જગાતનો અપવાદ મૂકવામાં આવ્યો છે. જે પ્રમાણે હિંદુસ્તાનમાં અમુક રાજ્યોના રાજાઓ માટે પણ છે. પણ ખરૂં જોતાં ઉપરોક્ત જવાબમાં પૂરી સ્પષ્ટતા નથી કારણ કે ફ્રેંચ સરકાર સાથે વ્યાપારી ગોઠવણની જે કલમો છે તેમાંથી આવા પ્રકારની વહીવટી પદ્ધતિ સ્પષ્ટ થતી નથી.

હિંદુસ્તાનની સ્થિતિ આ કરતાં ઉલટી છે. તે આ પ્રમાણે છે.

૧. હિંદનાં બંદરી રાજ્યો અને કાશ્મીરનું રાજ્ય હિંદના સી કસ્ટમ્સ એક્ટની હકુમતની બહાર છે, એમ

ઠરાવવામાં આવ્યું છે. માત્ર હીંદનાં દેશી રાજ્યો સ્વયં પોતાની ખુશીથી રાજ્યમાં આ એકટનો અમલ કરી શકે છે.

૨. અફગાન સરકારના ઉપયોગ માટેનો માલ દરિઆઇ જગાતથી મુક્ત છે. અને બીજો અમુક પ્રકારનો માલ જમીન ઉપરની કસ્ટમ્સની મુક્ત છે.

૩. કાસ્મીર અને અફગાનિસ્તાન બંને રાજ્યો ખોડમાં જે માલ પડ્યો હોય એના જથ્થાના (Bulk) ભાગ પાડી શકે છે.

૪. ચંદ્રનગરના સંબંધમાં અને અમુક માલના સંબંધમાં હિંદી સરકાર અને ફ્રેંચ સરકાર વચ્ચે કસ્ટમ્સ યુનીયન છે. ચંદ્રનગરના ઓશીસરોના માલ ઉપર જગાત લેવાતી નથી.

૫. હિંદના અમુક રાજાઓના માલ ઉપર પણ જગાત લેવાતી નથી.

" ૧૮૬૩ના સી કસ્ટમ્સ એકટના ૧૨મા સેક્શન પ્રમાણે દેશી રાજ્યો એ કાયદામાંથી મુક્ત છે. પણ થોડાંજ રાજ્યોને એથી લાભ થયો હોય એમ જણાય છે. પણ દેશી રાજ્યોના હકોનો આ સ્વીકાર, "અમુક દેશી રાજ્યોની હદ તેમજ બહારનાં યુરોપીયન રાજ્યોની હદ ઓળંગતા માલ ઉપર જગાત લઈ શકાય એવી ગોઠવણ કરવાનું ઠરાવવામાં આવે છે." એવી રીતનું નિરૂપણ દરીઆઈ જગાત માટેના ૧૮૯૪ના ૮મા એકટમાં છે એથી રદ થઈ જાય છે.

અત્યારે બંદરી દેશીરાજ્યો કે જેઓ બ્રિટિશ હીંદના ધોરણે જગાત લેવા કબૂલ થયાં છે તે દેશીરાજ્યોને ફ્રી ટ્રાન્સીપમેંટનો હક આપવામાં આવ્યો છે. એટલે આવાં દેશી રાજ્યો માટે બ્રિટિશ હીંદના બંદરે વહાણોમાં જે માલ આવ્યો હોય તે માલ ઉપર કાંઈ પણ જાતના પોર્ટડયુઝ તથા જગાત લીધા વગર એમને એ માલને ટ્રાન્સીપ કરવા દેવામાં આવે છે. હીંદુસ્તાનનાં ફ્રેંચ અને પોર્ટુગીજ સંસ્થાનો માટે પણ આવા પ્રકારનો અપવાદ છે. પણ ૧૮૯૪ના કાયદાથી આ પ્રકારનો અપવાદ બંધ થાય છે. અને હીંદનાં બંદરી રાજ્યો જ્યાં સુધી રાષ્ટ્રીય ધોરણે ન ચાલે ત્યાં સુધી આ જાતનું ફ્રી ટ્રાન્સીપમેંટ ચાલુ રાખવાનું સરકારને કાંઈ કારણ જણાતું નથી. કેટલાંક દેશી રાજ્યોએ ગોઠવણ કરી છે તે પ્રમાણે તેઓ પોતાનાં બંદરોએ પરદેશથી માલની આયાત નિકાસ કરી શકે છે. જો કે બધાં બંદરી રાજ્યો પોતાનાં બંદરોએ બ્રિટિશ ઇંડીયન ટેરીફ પ્રમાણે જગાત લેવા કબૂલ થાય છતાં પણ "જમીન રસ્તે અમુક રીતની લાઈનદોરી મૂકવાની તો જરૂર ઉભી રહેશે. કારણ કે જો તેમ કરવામાં ન આવે તો અમુક રાજ્યો, બીજાં રાજ્યોને અને બ્રિટિશ હીંદને ભોગે ઘણો લાભ મેળવી જશે." સરકારની આવી માન્યતા બરાબર ન હોય તોપણ હીંદમાં ઠેકઠેકાણે રાજ્યોની આસપાસ જગાતની લાઈનદોરીઓ ઉભી કરવામાં આવી છે. ત્રાવણકોર રાજ્ય બ્રિટિશ હીંદના ધોરણે જગાત લેતું હતું અને અમુક ચીજો ઉપરની જમીન ઉપરની જગાત લેવા સિવાય એ રાજ્યની હદ ઉપર કસ્ટમ્સ થાણાં ન હતાં. અને હવે તો એ રાજ્યની સાથે બે વરસથી હીંદી સરકારે જગાતી ગોઠવણ કરી છે. પરંતુ કાઠીયાવાડનાં અમુક બંદરો વેપારની સગવડ માટે જેટલાં આકર્ષક છે તેવાં ત્રાવણકોરનાં બંદરો નથી. એટલે જ્યાં સુધી કાઠીઆવાડનાં બંદરો સાથે સમાધાન ન થાય ત્યાં સુધી આ આખા સવાલનો સંતોષકારક અંત આવી શકે એમ લાગતું નથી.

પરંતુ એવું સમાધાન કરવા માટે બીજા બંદરી રાજ્યોના હકો અને તેની માગણીઓ ધ્યાનમાં લેવી પડે એવું છે. બંદરી રાજ્યોની ભૌગોલિક સ્થિતિ તેમજ બીજા બંદરી રાજ્યોની ભૌગોલિક સ્થિતિ વચ્ચે તફાવત છે. એટલે એ બધાં સાથે એક સરખી ગોઠવણ થઈ શકે એવું નથી. જો આવકની વહેંચણી કરવા માટે વસ્તીની સંખ્યા ઉપર આધાર રાખવામાં આવે તો મોટાં પ્રગતિકારક રાજ્યો જેવાં કે ગ્વાલીઅર, ઇંદોર, વડોદરા, ઉદેપુર, જયપુર, ભાવનગર, શીરોહી, જેસલમેર વગેરે રાજ્યો વચ્ચેના તફાવતને ખસુસ ધ્યાનમાં લેવો જોઈએ. અને જો એ માર્ગે સમાધાન શક્ય ન લાગે તો બંદરી રાજ્યોનાં બંદરોનો વહીવટ રાષ્ટ્રીય

ધોરણે મૂકાય એવી ગોઠવણ કરવી. અને એ રાજ્યોનાં દરેક બંદરની કુદરતી સ્થિતિ, સંયોગો અને શક્તિ પ્રમાણે તેમજ તેની ચાલુ આવકને ધ્યાનમાં લઈ જગાતમાં હીસ્સો આપવો અને બીજાં રાજ્યોને ખોડ ટુ ખોડ માલની આયાત નિકાસ કરવાની અનુકુળતા તેમજ સગવડો આપવી. જો કે એથી એમને બહુ આર્થિક લાભ થશે કે કેમ તે ન કહી શકાય પરંતુ તેમના હક્કોનો એથી સ્વીકાર થાય છે એટલો એમને સંતોષ થશે. હીંદનાં અમુક દેશી રાજ્યોના સંબંધમાં આ પ્રમાણેની ગોઠવણ અત્યારે પણ હયાતી ધરાવે છે. એટલે જો એ યોજનાને વિસ્તારવામાં આવે તો વેપાર ખેચવાનો સંભવ છે અને તે નવી નહી લાગે એવી માન્યતા કાંઈ ખોટી નથી.

હીંદુસ્તાનનાં બંદરી રાજ્યોનાં બંદરો રાષ્ટ્રીયધોરણ ઉપર મૂકવાં કે નહીં તેમાં ફરજ ન પાડી શકાય. મ્હૈસોર રાજ્યમાં સોનાની ખાણ છે, એટલે જેઓ મ્હૈસુરની ખાણનું સોનુ વાપરે તેને નફામાં ભાગ મળવો જોઈએ એ માગણી જેવી બેહુદી લાગે છે, તેવી આ બાબત છે. દરેક રાજ્ય પોતાના કુદરતી હક્કોનો ઉપભોગ કરે એ સ્વાભાવિક છે, અને તેના એ હકો ઉપર બીજા રાજ્યોએ આક્રમણ ન કરવું જોઈએ. સિવાય કે એ રાજ્ય રાજીખુશીથી સહકાર કરવા માગતું હોય તો. કોઈ રાજ્ય ઉપર ફરજ પાડી શકાય નહીં. અને એમાં રાજદ્વારી ડહાપણ નથી. છતાં જે રાજ્યોને બંદરો નથી એ રાજ્યોને સીધી રીતે આયાત નીકાસ કરવાની સગવડ કરી દેવી જોઈએ. પરંતુ તે પોતાના નજીકના બ્રિટિશ પોર્ટ સિવાય બીજેથી આયાત નિકાસ ન કરે એવી એમાં મર્યાદા રાખવી જોઈએ. અને તે પ્રમાણે થાય છે કે નહીં તેમાં તકેદારી રાખવી જોઈએ. અથવા તો આવાં રાજ્યોની આજુબાજુ જમીન ઉપરની લાઈનદોરી નાંખવાની ફરજ રાખવી જોઇએ. ગમે તેમ પણ આ રાજ્યોને સંતોષવાં તો પડશે. અને ફેડરલ બંધારણમાં તો આવાં રાજ્યોની લાગવગ પણ એટલી હશે કે બ્રિટિશ ઈંડીયન એકસચેકર જગાતની બધી આવક પોતે રાખે એમ બનવું અશકય થશે.

૧૯૧૭ માં કાઠીયાવાડનાં રાજ્યો સાથે કરેલા કરારો અને એ પ્રશ્નની બધી બાજુ ધ્યાનમાં લીધા વગર વીરમગામની લાઈન દોરી કાઢી નાંખવામાં આવી તેથી વિશેષ ગુંચવાડો ઉભો થયો હતો. લાઈન દોરીથી લોકોને અતીશય હાડમારી પડે છે એ જાણીતી વાત છે. એટલે ૧૯૨૭ માં આબુ–કોન્ફરંસને પરિણામે જે પગલું લેવામાં આવ્યું તેથી તકરારની સ્થિતિ પુનઃ ઉપસ્થિત થઈ. કાઠીયાવાડનાં બે રાજ્યોનાં બંદરો સાથે બ્રિટિશ બંદરની માફક જ એ બંદરને ગણવાં એવી જાતના જુના કરારો છે તે ચાલુ રાખવામાં આવ્યા છે. એનું પરિણામ એ આવ્યું હતું કે બીજાં રાજ્યોને એથી ઈર્ષાનું કારણ મળ્યું હતું. એથી એકેય પક્ષને લાભ મળ્યો નથી. કાઠીઆવાડનાં રાજ્યોનો વેપાર છેલ્લાં દસ વરસમાં બીજે ઘસડાઈ ગયો છે. અને હીંદી સરકારની કસ્ટમ્સની રાજનીતિને લીધે બ્રિટિશ પોર્ટનો હક ધરાવતાં બંદરોનો વેપાર પણ નાશ પામ્યો છે.

બ્રિટન એ દરીઆની મહારાણી કહેવાય છે. અને ત્રણ માઈલ કરતાં દરીઆના વધારે ભાગ ઉપર રાજ્યોનો હક નથી એમ કહેવામાં આવે છે. અર્થાત્ કે કોઈ પણ પ્રકારના કરારોનો ભંગ કર્યા વિના બ્રિટન કોઈ પણ બંદર પરોક્ષ રીતે બંધ કરાવી શકવા શક્તિમાન છે. પરંતુ આ તો લડાયક સંયોગોની વાત છે. દરીઆની હદની માલીકીની બાબત એ આંતર રાષ્ટ્રીય સવાલ છે અને રાજ્યો ઉપરની પોતાની સાર્વભૌમ સત્તા છતાં આવી બાબતમાં એ દરીઆની માલકીની સત્તાનો ઉપયોગ કરે એવું બ્રિટન મૂર્ખ નથી. પરંતુ હાલ કે ભવિષ્યમાં પણ સરકારની કસ્ટમ્સની રાજનીતિને અંગે રાજ્યોને સહન ન કરવું પડે એટલા માટે સારામાં સારો માર્ગ એ છે, કે દરીઆઈ રાજ્યોએ અંદરો અંદર એક કસ્ટમ્સ યુનીયન કરવું. અને મુડી, રાજ્યની સ્થિતિ અને સંયોગો, વેપારનો જથ્થો વગેરેનો વિચાર કરી બંદરની આવકની વહેંચણી કરી લેવી.

આટલો ભાઈચારો રાજ્યો કેળવે તો ભવિષ્યમાં એમનું હિત છે. કાઠીઆવાડનાં બંદરોને કેટલાક કુદરતી લાભો પણ છે. એટલે હીંદનાં જે બંદરો કૃત્રિમ રીતે વિકસાવવામાં આવેલાં છે તે બંદરોનો વેપાર પણ કાઠીઆવાડનાં બંદરોએ આવે તો નવાઈ નહીં. અને બ્રિટિશ હીંદનાં બંદરોના ઘણા ખર્ચાળ માર્ગે કરતાં વેપારીઓ આ માર્ગને વધારે પસંદગી આપશે. થોડા વખત માટે આ બંદરોએ ઉતરતા માલ ઉપર જગાત લેવામાં ન આવે તો પણ રાજ્યોને પોર્ટ ડયુઝ, મજુરી તો મળશે અને વેપાર જ્યારે બરાબર સ્થિર થાય ત્યારે ડયુટી લેવામાં આવે તો તે ડયુટીને માટે સરકાર ટ્રાન્ઝીટ ડયુટી ગણીને વાંધો લઈ શકશે નહીં. કારણ કે જે રાજ્યોને બંદરો નથી તેની પણ આ સ્થિતિ છે. એટલે દેશી રાજ્યોની માગણી ઓને જ્યાં સુધી હીંદી સરકાર સંતોષશે નહીં ત્યાં સુધી હીંદી સરકારથી કોઈ પણ જાતનો વાંધો લઈ શકાય તેમ નથી.

પરંતુ આ બધી બાબતોમાં વીરમગામની લાઈનદોરી મુશ્કેલી રૂપ છે. પહેલાં કેટલાક રાજાઓનો વિચાર એવો હતો કે લાઈનદોરીનો આ સવાલ લીગ ઓફ નેશન્સની પાસે લઈ જવો. કાઠીઆવાડનાં રાજ્યો સાથે ૧૯૧૭ માં જે કરારો કરવામાં આવ્યા હતા. એ કરારોનું પાલન નહીં કરવામાં સરકાર વ્યાજબી છે કે કેમ તેનો છેવટનો નિર્ણય થાય તે પહેલાં બીજા ઘણા સવાલો ઉભા થશે. અને થયા છે. અને જે રાજ્યોને બ્રિટિશ પોર્ટના હક છે તેઓના હક ઉપર પણ તેની અસર થઈ છે. કાં તો આ બાબત એક સ્વતંત્ર ટ્રીબ્યુનલ આગળ નિર્ણય માટે મૂકાવી જોઈએ. અથવા તો લીગે એનો ન્યાયી નિર્ણય આપવો જોઈએ. જગતમાંથી ગુલામગીરી નાબૂદ કરવામાં અને કેફી પીણાં ઉપર નિયમન મૂકવામાં દેશી રાજ્યોનો સહકાર માગવામાં આવે છે અને એ બધી બાબતમાં લીગે કરેલા નિર્ણય દેશી રાજ્યોને બંધન કર્તા છે તો પછી દેશી રાજ્યોની આ ફરીઆદ લીગ શા માટે ન સાંભળે અને તેનો નિર્ણય શા માટે ન આપે? પણ બધાં રાજ્યોએ ભેગા મળી આ ઝુંબેશ ઉઠાવી લેવી જોઈએ.

જ.



# ગ્રામ્ય કેળવણીનો પ્રશ્ન*

( રા. રા. ગજાનન ઉ. ભટ્ટ, વિદ્યાધિકારી: ભાવનગર રાજ્ય )

મનુષ્યનો સ્વભાવ એ છે કે તે હેતુ સિવાય કોઇ ક્રિયા કરતો નથી. ધર્મની કે સમાજની સંસ્થાની ઉત્પત્તિ મનુષ્યની જરૂરિયાતમાંથી જ થઈ છે, તો આપણે તપાસવું ઘટે છે કે શાળાઓ અને શિક્ષકોની ઉત્પત્તિ કેવી રીતે થઈ અને સંયોગોમાં એવું શું પરિવર્તન થયું કે હાલ આપણને તે બિનઉપયોગી લાગે છે.

જૂના કાળમાં મનુષ્ય જ્યારે એકલ પ્રાણી મટી કુટુંબી બન્યો અને નાના સમાજો સ્થાપ્યા તે વખતે પુત્રની કેળવણી પિતા જ આપતો; પુત્ર પગભર થાય, ગુજરાન મેળવી શકે અને સ્વરક્ષણ સાધી શકે તે માટે પિતા તેને તૈયાર કરતો. આ વાત આપણા દેશમાં જ નહિ, પણ રોમ અને ગ્રીસના ઈતિહાસમાં પણ માલૂમ પડે છે.

Ancient Indian Education માં એક સ્થળે લખ્યું છે કે "In early days such instructions as the young Kshatriyas and Vaishyas received would presumably be given by their fathers and confined to teaching them the duties of their particular calling in life." (જૂના કાળમાં ક્ષત્રિય અને વૈશ્ય વિદ્યાર્થીઓને જે જાતની તાલીમ જોઈએ તે તેમના પિતાઓ આપતા, અને તેમાં પોત પોતાના ધંધાની તાલીમ અપાતી.) આ પદ્ધતિના અવશેષો આપણે ત્યાં દૃષ્ટિગોચર થાય છે. આપણા સુતાર, લુહાર, દરજી અને મોચી કોમનાં બાળકોને તેમનાં ઘરમાં જ પોતાના ધંધાની તાલીમ આપવામાં આવે છે. ઇંગ્લેન્ડમાં પણ ધંધાના શિક્ષણ માટે "guilds"ની ઉત્પત્તિ આ પ્રમાણે જ થઈ હતી, અને હાલની ટેકનિકલ સ્કૂલનું ઉત્પત્તિસ્થાન આ ગીલ્ડસ છે. દાખલા તરીકે લંડનની. "સીટી એન્ડ ગીલ્ડઝ ટેકનિકલ સ્કૂલ"

એક બીજી આપણે કલ્પના કરીએ. જૂના જમાનામાં નાના સમાજ બાંધી રહેતા માણસો પોતપોતાનો ધંધો કરતા, અને ધંધાને અંગેની તાલીમ તેમને તેમના ઘરમાં મળતી. આ નાના સમાજમાં હમેશાંનું કામ કરી નવરા પડેલા કેટલાક બુદ્ધિશાળી માણસોને એમ થયું હશે કે નવરાશના વખતમાં પોતપોતાના ધંધાને અંગેની કેટલીક વાતચિત કરી મુસીબતોને દૂર કરવી. આમ કરવા માટે તેઓ વારંવાર એકત્રિત થતા, અને પરિણામે વિચારની આપલેથી પોતાનું કામ વિશેષ સારૂં કરી શકતા. આ પદ્ધતિ બાકીના સમાજને પણ ગમી અને બીજાઓને તેમાં જોડાવાની ઈચ્છા થઇ. આનું નામ તે સ્કૂલ. નવરાશ અને સ્કૂલ (Leisure & School) આ બંને શબ્દોનો ધાતુ એક છે. એટલે નવરાશમાં વિચાર કરવા મળતા તેમાંથી સ્કૂલ બની. ગ્રીસના શિક્ષણના ઈતિહાસમાં સોક્રેટીસના વખતમાં આવી સંસ્થાની ઉત્પત્તિનાં વર્ણન માલૂમ પડે છે. જૂની આથેન્સ, પેડુઆ અને નેપલ્સનાં વિદ્યાપીઠોની પદ્ધતિ આમાંથી થઈ છે. આ બંને વસ્તુ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે માણસોને ધંધાની તાલીમ ઘરમાંથી મળતી, અને તાત્વિક વિષયોનું જ્ઞાન સ્કૂલોમાંથી મળવા લાગ્યું.

વળી હિંદુ ધર્મમાં પણ વર્ણાશ્રમધર્મ ઉપર સમાજની રચના હોઈ બુદ્ધિનું કામ અમુક કોમ કરે અને શારીરિક શ્રમનું કામ ઈતર વર્ણો કરે, એવું જૂના

* ગ્રામદક્ષિણામૂર્તિ, આંબલાના ઉદ્ઘાટન પ્રસંગે કરેલું પ્રવચન.

કાળથી ચાલ્યું આવ્યું છે. ગ્રીસમાં પણ શારીરિક શ્રમનું કામ તો ગુલામો જ કરે તે રિવાજ હોઈ, પાશ્ચાત્ય સંસ્કૃતિ કે જેનાં બીજ ગ્રીસમાં રોપાયેલાં, તેમાં પણ શરીરશ્રમ માટેનું ગૌરવ બિલકુલ આવ્યું નહિ. આ ઉપરથી સહજ એમ ફલિત થાય છે કે જૂના કાળથી બૌદ્ધિક કેળવણીને સમાજમાં હંમેશાં ઊંચું સ્થાન મળતું આવ્યું છે, અને શારીરિક શ્રમને અલ્પ સ્થાન મળતું આવ્યું છે, અને કેળવણીમાં બુદ્ધિની અને ઉદ્યોગની કેળવણી હમેશાં એકબીજાથી દૂર રહે છે.

જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ માણસોનું જ્ઞાન અને અનુભવભંડોળ વધતું ચાલ્યું, અને જે જે બાબતો જાણવાની જરૂર ઊભી થઇ, અને નિર્વાહમાં જે જે જ્ઞાન ઉપયોગી જણાવવા લાગ્યું, તેનો સમાસ શિક્ષણમાં થવા લાગ્યો. અભ્યાસક્રમ દિવસે દિવસે વધારે વિસ્તૃત થવા લાગ્યો, અને વસ્તુસ્થિતિ હાલની સ્થિતિએ પહોંચી. અભ્યાસક્રમના વિષયોના આપણે બે ભાગ પાડી શકીએ: (૧) ઉપયોગી વિષયો અને (૨) સંસ્કૃતિ આપનાર વિષયો. લખતાં, વાંચતાં અને ગણતાં આવડવું જોઇએ; નહિ તો મનુષ્યનો વહેવાર ચાલે નહિ. તેટલા માટે લેખન, વાચન અને ગણિત અભ્યાસક્રમમાં આવ્યાં. સાહિત્ય, સંગિત, ધર્મ અને ઇતિહાસ એ સમાજની સંસ્કૃતિ પોષે છે માટે સંસ્કૃતિ ખાતર આ વિષયો અભ્યાસક્રમ પર દાખલ થયા. આ ભંડોળ એટલું મોટું થયું કે શિક્ષણની પદ્ધતિ સાઇકોલૉજીકલ મટીને લોજીકલ થઈ, અને કેળવણી તર્કનો વિષય મટી યાદદાસ્તનો વિષય બની. દાખલા તરીકે સંસ્કૃત સાહિત્ય સંસ્કૃતિ આપે; પણ આ માટે વ્યાકરણની જરૂર રહે તેથી અભ્યાસક્રમમાં વ્યાકરણ દાખલ કરવું પડ્યું, અને વ્યાકરણે એટલો બધો સમય અને શક્તિ રોકયાં કે ખરૂં સાહિત્ય અદૃશ્ય થયું. વિજ્ઞાનના અભ્યાસમાં પણ ઉપયોગી જ્ઞાનની જગ્યા નિયમો અને વ્યાખ્યાઓએ લીધી: પરિણામે બૌધિક કેળવણી માત્ર બિનઉપયોગી જ્ઞાનના ભંડોળથી ભરપૂર બની, માણસો હાથેપગે લૂલાં બન્યાં અને પરિણામે અત્યારનો બેકારીનો જમાનો આવ્યો.

આ સ્થિતિ સુધારવા ઘણા દેશોમાં કેળવણીકારોએ પ્રયત્નો કર્યા છે. ડેન્માર્કમાં ગ્રોડીગે અને જર્મનીમાં કેરસર ટ્રાઈનરે તદ્દન બૌદ્ધિક કેળવણી સામે પોકાર કર્યો હતો. અમેરિકામાં જોન ડયુઈએ ઓકયુપેશનલ સાઇકોલોજી ઊભી કરી પ્રોજેકટ મેથડની શરૂઆત કરી. ઇંગ્લેન્ડમાં સેન્ડરસને લાઇબ્રેરી મેથડ અને જર્મનીએ આર–લાઈટ ઉન્ટરીસ્ટની ઘોષણા કરી. પૂજ્ય મહાત્માજીએ આપણા દેશની કેળવણીની સ્થિતિ નીહાળી ઉદ્યોગકેંદ્રિત કેળવણીની યોજના પ્રજા સમક્ષ મૂકી. આ બધી પદ્ધતિઓના સૂક્ષ્મ ભેદોમાં અહીં આપણે નહિ ઊતરીએ, પણ તે દરેકની અંદર રહેલાં સામાન્ય સત્યો આપણે જોઇએ.

૧. જ્ઞાન, જ્ઞાન ખાતર ઉપયોગી નથી, પણ તેના જીવનવહેવારમાં થતા ઉપયોગ ખાતર તે ઉપયોગી છે.

૨. જ્ઞાન–બુદ્ધિ તે બળ નથી, જો આપણે તેને વાપરી ન શકીએ તો.

૩. મનુષ્ય જીવન એક છે, તેના વિભાગ થવા યોગ્ય નથી; માટે એક વિષયમાંથી અનેક વિષયની ઉત્પત્તિ થવી જોઈએ. મનુષ્યજીવનને ટાઇમ ટેબલનાં ખાનામાં વિષયવાર ભાગી શકાય નહિ.

૪. સ્મૃતિ કરતાં તર્કશક્તિને પ્રથમ સ્થાન મળવું જોઈએ.

હવે આપણે પૂજ્ય મહાત્માજીએ જે યોજના આપણી સમક્ષ મૂકી છે તેના ઉપર થોડોક વિચાર કરીએ.

હિંદુસ્તાનમાં વસ્તીના લગભગ આઠ ટકા લખી વાંચી શકે છે; તે સ્થિતિ મટાડી બીજા સુધરેલા દેશોની માફક માણસ નિરક્ષર મટે તેને માટે કેળવણી ફરજિયાત અને મફત હોવી જોઇએ તેવું મંતવ્ય કોંગ્રેસના નેતાઓએ હમેશાં રજૂ કર્યું હતું. જ્યારે પ્રાંતોનો વહીવટ કોંગ્રેસ પ્રધાનમંડળોના હાથમાં આવ્યો ત્યારે તેઓને આ સ્થિતિ સુધારી અક્ષરજ્ઞાન જેટલું બને તેટલું સર્વવ્યાપી કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. આ

પ્રમાણે કરતાં ખર્ચનો બોજો વધવા સંભવ હતો. આપણા પ્રાંતમાં કેળવણીના ખર્ચને આબકારી ઉત્પન્નમાંથી પહોંચી વળવાનો વહીવટ છે. જેટલી આબકારીની આવક વધુ તેટલી જ કેળવણી પાછળ મોટી રકમ ખર્ચી શકાય: આબકારીની આવક વધારવી તે તો કોંગ્રેસને મન પાપ ગણાય. તો શું કરવું કે જેથી આબકારીની આવક સિવાય પણ કેળવણી સર્વવ્યાપી બનાવી શકાય? આ કૂટ પ્રશ્ન મહાત્માજીના મગજ આગળ આવ્યો. જેમાંથી સ્વાવલંબી (ઉદ્યોગકેંદ્રિત) કેળવણીની યોજના તેઓએ બહાર પાડી. મહાત્માજી એક મહાન વ્યક્તિ છે; આવી યોજનાની ઝીણી ઝીણી વિગતો તેઓ વિચારે તે માનવું વધારે પડતું ગણાય. તેઓની યોજનામાં ઘણાઓને ઘણા વ્યાવહારિક દોષો લાગ્યા છે. પરંતુ આપણા દેશની સ્થિતિનો વિચાર કરીએ છીએ ત્યારે ન્યુ એજ્યુકેશન ફેલોશીપના સભ્ય ડૉ. પી. બોવેના શબ્દો મને યાદ આવે છે. તેઓએ આ યોજના સંબંધી વાત કરતાં જણાવેલ કે "હિંદુસ્તાનની ગરીબાઈ પુષ્કળ છે. યુરોપમાં મધ્યકાળમાં જે જાતની કેળવણી અપાતી, તે જ જાતની કેળવણીની સંસ્થાઓ હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે આજે અસ્તિત્વ ધરાવે છે. હિંદુસ્તાનના ગામડાંની શાળાઓ અને યુરોપની આધુનિક શાળાઓ વચ્ચે એટલું મોટું અંતર છે કે મહાત્માજી જે યોજના રજૂ કરે છે તે બંધબેસતી થશે તેમ માનવા હું લલચાઉં છું."

મને પોતાને તો મહાત્માજીની યોજના સ્થાનિક ફેરફારો સાથે એકાદ બે ગામડાંની શાળાઓમાં પ્રયોગ તરીકે દાખલ કરવા જેવી જણાય છે, અને હું તો મહાત્માજીની ઉદ્યોગકેંદ્રિત યોજનાને શ્રદ્ધાથી જોઈ રહ્યો છું. વળી મને આ યોજના વિશેષ સફળ થાય તેમ જણાય છે તેનું કારણ છે કે હું થોડા વખત ઉપર અમુક અંશે ઉદ્યોગકેંદ્રિત સંસ્થાને સફળતાપૂર્વક કામ કરતી જોઈ આવ્યો છું. આ સંસ્થા તો અંકલેશ્વરની "વોકેશનલ ટ્રેનિંગ સ્કૂલ". આ સંસ્થા અમેરિકન મિશન તરફથી ચલાવવામાં આવે છે. અને એની અંદર પાંચ વર્ષથી માંડીને વીસ વર્ષની ઉંમર સુધીના વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. આ શાળાની અંદર પ્રાથમિકશાળાનાં સાત વર્ગો ઉપરાંત શિક્ષક બનાવવાના બે વર્ગો છે, અને વિદ્યાર્થીઓને ગવર્મેન્ટની પરીક્ષાઓમાં પાસ થવાનું હોય છે. સાથોસાથ આ વિદ્યાર્થીઓને ખેતીની, સુતારી કામની, બાગાયતની અને પોલ્ટ્રી ફાર્મિંગની તાલીમ આપવામાં આવે છે. મોટી ઉંમરના વિદ્યાર્થીઓ પોતપોતાનાં ખેતરો ઉપર દરરોજના છથી આઠ કલાક કામ કરે છે, અને જે ઉત્પન્ન આવે તેમાંથી જમીનનું મહેસૂલ, ખાતર અને બિયાણ, મજૂરી અને બળદની જોડનો ખર્ચ ચૂકવી સારી એવી પેદાશ પોતાને માટે બચાવી શકે છે, અને તેમાંથી સ્કૂલને અંગેનો પોતાનો ખર્ચ કાઢે છે. આ ઉપરાંત નવરાશના વખતમાં સુતારી વર્ગમાં કામ કરે છે, જ્યાં તેમને લાયકાત પ્રમાણે દર કલાકનો વધારેમાં વધારે એક આનો આપવામાં આવે છે. આ સંસ્થાના પ્રિન્સીપાલ રેવરન્ડ બ્રુમ્બોવ સાહેબ વાતચિતમાં કહેતા હતા કે આ વિદ્યાર્થીઓ શારીરિક શ્રમ ઉઠાવે છે તેથી તેમની બુદ્ધિશક્તિ ઘણી જ વધારે ખીલે છે, અને સરકારી પરીક્ષાનાં પરીણામોમાં આ સંસ્થાના વિદ્યાર્થીઓ બહુ સારી રીતે ઉત્તીર્ણ થાય છે.

જોન ડયૂઈએ એક ઠેકાણે લખ્યું છે:–"The fundamental point in the psychology of an occupation is that it maintains a balance between the intellectual and practical phases of experience." તે યથાર્થ છે.

આ ઉપરથી સ્પષ્ટ થશે કે ઉદ્યોગકેંદ્રિત કેળવણીની યોજના કદાચ શાળાનાં પ્રથમ બે ત્રણ વર્ષોમાં સ્વાવલંબી ન બની શકે પણ ત્યાર પછીનાં વર્ષોમાં તો ચોક્કસ વિદ્યાર્થીઓને શાળાના ખર્ચમાંથી બચાવી શકે, અને જીવનમાં પણ સ્વાશ્રયી બનાવી બેકારીના ત્રાસમાંથી મુક્ત કરે.

આવા ઉદ્યોગો દાખલ કરતાં, બાળકોનો અભ્યાસક્રમ અવશ્ય ફેરફાર માગે છે, અને કેટલુંક બૌદ્ધિક જ્ઞાન પણ ઓછું કરવું પડે તેમ છે, પરંતુ તેથી

કોઈને બીવાનું કારણ નથી કે આપણી કેળવણી, કેળવણી નહિ રહે અને સમાજમાંથી સંસ્કૃતિ ઓછી થશે. સંસ્કૃતિ માત્ર પુસ્તકોમાં જ છે તે માન્યતા ભૂલભરેલી છે. સંસ્કૃતિ તો નિત્ય જીવનના દરેક વ્યવહારમાં પણ રહેલી છે.

આ જાતના પ્રયોગો આજે હિંદ ભરમાં થવાની તૈયારીઓ થઈ રહી છે, અને તેવો એક પ્રયોગ શ્રીદક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન અમારે આંગણે કરે છે તે અમારે માટે શુભ શુકન છે. આ પ્રયોગ ઉપર ભાવનગર નરેશની મીઠી દૃષ્ટિ છે અને અમે તેને સફળ કરવા બનતું કરશું. કારણકે આ પ્રયોગદ્વારા અમે અમારાં ગામડાંની નવી કેળવણી ઘડવા માગીએ છીએ. આ પ્રયોગદ્વારા તૈયાર થયેલ ગ્રામ પ્રજાજનો, ગ્રામપંચાયતો, ગ્રામસહકારી મંડળો તથા ગ્રામ સુધારણા સમિતિઓ સુંદર રીતે ચલાવી શકે તેવા થાય, ગ્રામજીવનમાંથી નષ્ટ થતો જીવન ઉલ્લાસ ફરી જાગૃત થાય, બેકારી અને ભૂખમરાનો રાક્ષસ દૂર થાય, અને તેઓ સુખી, સંપૂર્ણ અને ઉપયોગી જીવન જીવે તેવા થાય તેવી અમારી આશાઓ છે.

કેળવણીના ક્ષેત્રમાં જીવન સમર્પણ કરેલ સિદ્ધહસ્ત શ્રી. નાનાભાઈ આ પ્રયોગ હાથ ધરે છે તેથી તેની સફળતા અવશ્ય થશે તેવી મને શ્રદ્ધા છે. આ પ્રયોગને પ્રભુના આશીર્વાદ હો તેમ ઈચ્છું છું.

---o---

# દેશી રાજ્યોના પ્રશ્નો

**જામનગર-રોઝી રેલ્વે.**

મે મહીનાની ૨૬મી તારીખે મહારાજા જામસાહેબે જામનગર રાજ્યના અગ્રગણ્ય નાગરિકો, ભાયાતો, રાજ્ય અને રેલ્વેનો અધિકારી વર્ગ અને રાજકુટુંબીજનો, સરદારો વગેરેની હાજરીમાં જામનગર રોઝી ૯ માઈલની રેલ્વેની ઉદ્‌ઘાટન ક્રિયા કરી હતી. જામનગર બેડી ડોક એસ્ટેટમાંથી રોઝી લાઇન જુદી પડે છે ત્યાં રોઝી બ્લોક સ્ટેશને ઉદ્‌ઘાટન ક્રિયા કરવામાં આવી હતી. મહારાજાશ્રીએ વિદ્યુત કળ દબાવી નવી લાઈનમાં પહેલી ટ્રેઈનને આવવા દેવાનો દરવાજો ખુલ્લો મૂકયો હતો. ના. મહારાજા જામસાહેબ સાથે તેમના બન્ધુઓ અને અન્ય ગૃહસ્થો ટ્રેઈનમાં બેસી રોઝી સ્ટેશને ગયા હતા. જ્યાં એક સુશોભિત મંડપ ઉભો કરવામાં આવ્યો હતો.

રાયસાહેબ ગીરધરલાલ ડી. મહેતા જેઓ જામનગર દ્વારકા રેલ્વેના મેનેજર છે તેમણે ના. જામસાહેબને વિજ્ઞપ્તિ કરતાં નવાનગર રાજ્યમાં "ટ્રાન્સપોર્ટ" ના વિકાસનો ઈતિહાસ આપ્યો હતો. અને દર્શાવ્યું હતું કે અત્યાર સુધી નવાનગરના નરેશોએ ટ્રાન્સપોર્ટ સંબંધી વિકાસમાં અગ્રણી ભાગ લીધો છે. ત્યાર પછી આ નવી રેલ્વે લાઈનથી કચ્છ અને જામનગર વચ્ચે ઉતારૂઓને તેમજ માલને વિશેષ અનુકુળતા થવાને પરિણામે તેમાં વધારો થશે તે દર્શાવ્યું હતું. એમણે પોતાના વકતૃત્વમાં નવાનગર અને કચ્છ રાજ્યના મીઠાશભર્યા સંબંધનો ઉલ્લેખ કર્યો હતો જેને પરિણામે કચ્છના મુસાફરોને મળતી અનુકુળતામાં વધારો થવા પામ્યો છે.

ત્યાર પછી ના. મહારાજાએ રેલ્વે લાઈન ખુલ્લી મૂકવાનું જાહેર કરતાં રાજ્યના બધા મહાલોને રેલ્વેથી જોડવાની પોતાની ઈચ્છા વ્યક્ત કરી હતી. અને તે સાથે પોતાના રાજ્યની પ્રજાને "ટ્રાન્સપોર્ટ"ની વિશેષ સગવડ મળે એવી પણ ઈચ્છા દર્શાવી હતી. કચ્છ રાજ્યે

અત્યાર સુધી નવાનગર સાથે જે મીઠો સહકાર અને સ્નેહસંબંધ જાળવી રાખ્યો છે. અને જેને પરિણામે કચ્છ અને જામનગર રાજ્ય વચ્ચે "ટ્રાન્સપોર્ટ"ની સગવડતાઓમાં વધારો થવા પામ્યો છે તે માટે કચ્છ રાજ્યનો આભાર માન્યો હતો. અને રોઝીમાતાનાં દર્શન કરવા અથવા ફરવા આવવા માટે પ્રજા ઉપર જે નિયમન હતું તે દૂર કરવાની ખુશી દર્શાવી હતી.

છેવટ રાયસાહેબ ગીરધરલાલે એક આદર્શ ટ્રેઈન જેમાં રોઝી પીયર અને ક્રાડા વગેરે બતાવવામાં આવ્યાં હતાં તે ના૦ જામસાહેબને નજર કરી હતી. ત્યાર-બાદ મી. સરૈયાએ રેલ્વેના આગલી સાલના આંકડાઓ રજુ કર્યા હતા. પાનસોપારી તથા હારતોરા થયા પછી મેળાવડો વિસર્જન થયો હતો, અને ખાસ ટ્રેઇન માર્ફત મહેમાનોને જામનગર પાછા લાવવામાં આવ્યા હતા.

---

## નવલખી બંદરનો ક્રમિક વિકાસ.

નવલખી બંદર ખુલ્લું કરવું અને તે આબાદ કરવું એ નામદાર મોરબી મહારાજા સાહેબનો ઉદ્દેશ છે. તેઓશ્રીના પ્રયાસથી નવલખી બંદરે ૧૯૨૪માં પહેલી સ્ટીમર આવી અને ત્યારબાદ વ્યાપારના પ્રમાણમાં આવવા માંડી. આ બંદરને લગતી કેટલીક હકીકત ખાસ જાણવા જેવી છે. સને ૧૮૯૪ માં કેટલાક માલધારીઓ પોતાની સાંઢો નવલખી બંદરની નજીક આવેલા ચેરના જંગલમાં ચારતા હતા. જામનગર સ્ટેટે એવો સવાલ ઉપસ્થિત કર્યો કે આ હદ જામનગરની છે. અને મોરબીએ એવી તકરાર કરી કે મોરબીની હદ છે. હાલાર પ્રાંતના મે પોલી. એજંટ સાહેબ પાસે બંને પક્ષના પ્રતિનિધિઓની સુનાવણી થઈ. મોરબી તરફથી પટવારીજી હતા. પ્રાંત સાહેબે જામનગરના લાભમાં ઠરાવ કર્યો. મોરબી તરફથી પટવારીજીએ અપીલ દાખલ કરી. અપેલેટ કોર્ટે બંને પક્ષની હકીકત સાંભળી નીચેની કોર્ટનો ઠરાવ ફેરવી આ હદ મોરબીની છે, તેવો ઠરાવ કર્યો એટલે મોરબીની માલિકીનો પાયો સને ૧૮૯૫-૯૬માં નંખાયો. સને ૧૮૯૯માં કાઠિયાવાડમાં ભયંકર દુષ્કાળ હતો. જોઇએ તેટલા મજુરો મળી શકતા. સર વાઘજી ઘણા દુરઅંદેશી હતા. તે વખતના એન્જીનિયર ગોકુળદાસ દફતરી, હોશિયાર અને કર્તવ્ય-નિષ્ઠ હતા. હજારો મજુરોને રોકી થોડા મહીનામાં દહીંસરાથી નવલખી સુધી ૧૧ માઈલ ટ્રામવે કરી નાખી. જામનગરે મોરબી સ્ટેટની સામે પોલીટીકલ દાવો દાખલ કર્યો અને મનાઈ હુકમ માગ્યો. સને ૧૯૦૫માં આ દાવાનો નીકાલ કરવા મુંબઈ ગવરમેન્ટે ગુજરાતના નોર્ધર્ન ડીવીઝનના કમીશ્નર મીસ્ટર આર. એમ. કેનડીને સ્પે. જડજ તરીકે નીમ્યા. પટવારીજીએ સને ૧૮૯૮ થી ૧૯૦૦ સુધી આધોઇ વવાણીઆનો કેસ મોરબી તરફથી ચલાવેલો. તેમની શક્તિ અને કર્તવ્યનિષ્ઠતા માટે મોરબીના મરહુમ મહારાજા સાહેબને ઘણો ઉંચો મત હતો. તેથી નવલખીનો કેસ પણ એમને સોંપવા મર્હુમ સર વાઘજીએ નિશ્ચય કર્યો તેમણી માગણીથી આ કેસ મોરબી તરફથી ચલાવવા પાલણપુરના મરહુમ નવાબ સાહેબે પટવારીજીને પરવાનગી આપી. પુરાવો અમદાવાદમાં લેવાયો. પટવારીજી ત્રણ મહીના સુધી ત્યાં રહ્યા. પુરાવો પુરો થયા બાદ મી. કેનડી સ્થાનીક તજવીજ કરવા ગયા અને બંને પક્ષના પુરાવાની તુલના કરી. નવલખી મોરબીની હદમાં છે તેવો ઠરાવ કર્યો. અને દરીઆમાં જામનગર, મોરબી અને કચ્છનો ત્રિભેટો મુકરર કર્યો. કેસ પુરો થયા બાદ પટવારીજી પાલણપુર ગયા. જામનગરે અપીલો કરી, તેનો જવાબ મોરબી તરફથી પાલણપુરમાં રહી તૈયાર કર્યો. મી૦ કેનડીનો ઠરાવ છેવટ બહાલ રહ્યો. ત્યારથી નવલખી મોરબીના કબજા-ભોગવટામાં અને વહીવટ નીચે છે.

મર્હુમ સર વાઘજીના પ્રયાસથી એક સ્ટીમર-નેવીગેશન કંપનીએ નવલખી સ્ટીમર લાવવાનું શરૂ કર્યું. શરૂઆતમાં જ કંપની અને સ્ટેટ વચ્ચે તકરાર ઉત્પન્ન થઈ. કોર્ટે ચઢવાને બદલે સર વાઘજીએ પંચ તરીકે પટવારીજીને પસંદ કર્યા, અને કંપનીએ મી૦

મુનશી બારીસ્ટરને પસંદ કર્યા. પટવારીજી પાલણપુરના chief minister હોવાથી, પાલણપુરમાં જ બંને પંચો ભેગા થયા. બંને પક્ષોના પ્રતિનિધિઓ હાજર થયા. મોરબી તરફથી કાઠિયાવાડના સુપ્રસિદ્ધ બેરીસ્ટર મી. શુકલ હાજર હતા. પંચો સંમત ન થયા. પટવારીજીએ મોરબીના લાભમાં ઠરાવ આપ્યો અને મી૦ મુનશી બેરીસ્ટરે કંપનીના લાભમાં આપ્યો. બંને પક્ષોએ એકમત થઈ સર ગોકુલદાસ કહાનદાસને સરપંચ તરીકે પસંદ કર્યા તેમણે પટવારીજીનો ઠરાવ બહાલ રાખ્યો. ત્યારબાદ એટલે કે ૧૯૦૮ થી સને ૧૯૨૨માં હાલના નામદાર મહારાજા સાહેબ ગાદીનશીન થયા ત્યાંસુધી નવલખી એક પણ સ્ટીમર ન આવી. અત્યારે આ બંદરની વાર્ષિક ઉપજ ૧૫થી ૨૦ લાખ જેટલી છે, જ્યારે મોરબીની જમીન મહેસુલની ઉપજ સાડાઆઠ લાખ રૂપીઆની છે. મોરબી રાજ્યનો અને રેલ્વેનો તમામ ખર્ચ બંદરની ઉપજમાંથી જ નીકળે તેવી આ બંદરની સ્થિતિ છે.

દહીંસરાથી હળવદ સુધી બની શકે તો ટ્રામ નાખવા મરહુમ સર વાઘજી નરેશનો પણ વિચાર હતો, પરંતુ ધ્રાંગધ્રાની સંમતીના અભાવે તે હેતુ પાર ન પડયો. તે વખતે મોરબીથી દહીંસરા અને દહીંસરાથી નવલખી સુધી નેરોગેજ ટ્રામવે હતી. આશરે ૭ વર્ષ પહેલાં લાખો રૂપીઆનું ખરચ કરી મોરબીથી નવલખી સુધી મીટરગેજ રેલ્વે હાલના નામદાર મહારાજા સાહેબે કરી છે.

નવલખીથી મોરબી અને વાંકાનેર રસ્તે વઢવાણ આશરે ૯૮ માઈલ છે. ભાવનગરથી વઢવાણ ૧૦૪ માઈલ છે જો દહીંસરાથી હળવદ સુધી (આશરે ૨૦ માઇલ) ધ્રાંગધ્રાની સંમતીથી મોરબી રેલ્વે બાંધી શકે તો નવલખીથી વઢવાણ જંકશન આશરે ૬૮ માઈલ થાય. કરાંચી અને મુંબઈ તરફથી કચ્છ જનારા પેસેન્જરો માટે આ રસ્તો ટુંકામાં ટુંકો થાય છે. સમય ઘણો ઓછો લાગે અને ભાડું પણ ઓછું બેસે. વઢવાણ જંકશન આ રસ્તે નવલખીથી ફક્ત ૬૮ માઈલ રહે, તેથી નવલખીમાં આયાત થએલા માલનું પોષાણ બ્રીટીશ ઇન્ડીઆમાં થાય તે દેખીતું છે. મોરબીની હાલની મીટરગેજનો કેટલોક ટ્રાફીક દહીંસરાથી ધ્રાંગધ્રા રેલ્વે ઉપર જાય તેથી મોરબીને થોડું નુકશાન થાય. પરંતુ બંદરની આબાદાનીના લક્ષબિંદુથી દહીંસરાથી હળવદ સુધી રેલ્વે કરવાની તક મળે તો તે તકનો લાભ મોરબી રાજ્યને થાય તે સ્વાભાવિક છે. જો દહીંસરાથી હળવદ સુધી મોરબી રેલ્વે કરી શકે તો ધ્રાંગધ્રાથી દહીંસરા સુધીની રેલ્વેનો વહીવટ પણ મોરબી જ કરે, તેમાં પણ મોરબી સ્ટેટનું હિત રહેલું છે.

---

## ભાવનગર રાજ્યના શિક્ષકોને તાલીમ આપવા માટે કેમ્પ.

ભાવનગર સ્ટેટના કેળવણી ખાતામાં છેલ્લાં કેટલાંક વર્ષોથી જે સુધારા થતા જાય છે તેમાં પ્રાથમિક શાળાના શિક્ષકોને તાલીમ આપવાની યોજના ખાસ ધ્યાન ખેંચે તેવી છે. ૭ વર્ષથી રાજ્ય તરફથી ભાવનગરમાં એક ટ્રેનિંગ સ્કૂલ ચલાવવામાં આવે છે. જ્યાં દર વર્ષે લગભગ ત્રીસેક શિક્ષકોને તૈયાર કરવામાં આવે છે. તે ઉપરાંત બંને વેકેશનમાં રાજ્યના ખર્ચે ટ્રેનિંગ કેમ્પ ખોલવામાં આવે છે.

પહેલા આઠ કેમ્પમાં અનટ્રેન્ડ શિક્ષકોને તાલીમ આપવાની ગોઠવણ હતી. તે મુજબ રાજ્યના કેળવણી ખાતામાંથી લગભગ ૧૪૦ શિક્ષકોએ તેનો લાભ લીધો. ત્યારબાદ ટ્રેન્ડ થએલા શિક્ષકોને માટે "રીફ્રેશર કોર્સ" જેવા કેમ્પ ખોલવામાં આવે છે.

ગયે વર્ષે આવો એક કેમ્પ કોળીઆકમાં ખોલવામાં આવ્યો હતો. આ સાલ કાઠિયાવાડના કાશ્મીર જેવા ગણાતા મહુવા મુકામે પંદર દિવસ માટે કેમ્પ ખોલવામાં આવ્યો છે.

કેમ્પમાં આવનાર શિક્ષકોને આવવા જવાનો તથા રહેવા ખાવાનો યોગ્ય બંદોબસ્ત સ્ટેટ તરફથી થાય છે. કેળવણી ખાતાના વરીષ્ઠ અધિકારી શ્રી. ગજાનન ભટ્ટ કેમ્પમાં ખુબ રસ લે છે અને ઘણો સક્રીય ફાળો આપે છે. તેમનાં માનસશાસ્ત્ર ઉપરનાં

વ્યાખ્યાનો તથા પાઠો ઉપરાંત બીજા વિષયોનાં વ્યાખ્યાનો તથા પાઠો આપવા માટે બીજા ગૃહસ્થોને પણ મહુવામાં આમંત્રણ કરવામાં આવ્યું હતું. સરકારી કેળવણી ખાતામાં મુંબઈ ઈલાકામાં પણ આવી રીતના કોર્સ દાખલ કરવામાં આવ્યાં છે અને તેથી શિક્ષકોને ઘણો ફાયદો થયો છે. ભાવનગર રાજ્યે આ દીશામાં જે પહેલ કરી છે તે સ્તુત્ય છે. અને અત્યાર સુધીમાં તાલીમ લઈ ગયેલા શિક્ષકોએ ગામડાંમાં જે કામ કર્યું છે તેનાથી પ્રજાને તેમજ કેળવણી ખાતાને સંતોષ થયો છે. બીજાં રાજ્યો તથા સંસ્થાઓ પણ ટ્રેનિંગ તથા રીફ્રેશર કોર્સ જેવા પ્રયોગો કરે તે ઇચ્છવા જેવું છે. ભાવનગર રાજ્યે અત્યાર સુધીમાં આ પ્રયોગની પાછળ દશ હજાર રૂપિયા ખરચ્યા છે.

આ કેમ્પમાં ભાગ લેનાર શિક્ષકો, વક્તાઓ પાસેથી નુતન વિચારો ગ્રહણ કરે, અદ્યતન પદ્ધતિઓનું જ્ઞાન મેળવી જુના સંસ્કારો તાજા કરી વિદ્યા વ્યાસંગ વધારે અને એક બીજાના વિચારોની આપલે કરી આવા સુંદર વાતાવરણનાં શારીરિક અને માનસીક તાજગી મેળવીને જાય તે સ્વાભાવિક છે. કેમ્પ ધયેથી જે જ્ઞાન શિક્ષકોએ સંપાદન કર્યું છે અને શિક્ષણની જે જે ખુબીઓથી તેઓ વાકેફ થયા છે તેમનો ઉપયોગ તેમની શાળામાં કરે અને ભાવિ પ્રજાના ઘડતરમાં સુંદર ફાળો આપે એવી શુભેચ્છા ભાગ્યે જ અસ્થાને ગણાશે.

---

કચ્છ રાજ્યનો દાણમાફીનો ઠરાવ.

[કચ્છ રાજ્યે આખા રાજ્યમાં જકાતની માફીનો જે ઠરાવ કર્યો છે તે આ નીચે આપવામાં આવ્યો છે.]

રે. જા. નં. ૯૭૩૬

ખુદાવિંદ મહારાવશ્રી હજુર સાહેબના ફરમાનથી આ સાથેના પત્રક મુજબ લેવાતાં દાણ સં. ૧૯૮૫ ના અસાડ સુદ ૨ થી બીજો હુકમ થતાં સુધી ન લેવાં એવો હુકમ કરવામાં આવે છે.

(૧) ઘીનુ દાણ, (૨) લીલોત્રી દાણ, (૩) પગવટ આયાત, (૪) પગવટ નિકાસ, (૫) પગવટ તલદાણ (૬) માંધાપુરનું દાણ (૭) ચરો તથા વનાદાણ (૮) બેંગી પગવટ દાણ (૯) ઉધડ તથા કેપનું દાણ (૧૦) ટાઢું દાણ (૧૧) ઉન તથા રૂનું દાણ (૧૨) છીનદાણ (૧૩) આંબા, જાંબુ તથા શેરડીના ટકા (૧૪) છાણા ચરાના ટકા (૧૫) કોટવાલનો લાગો (૧૬) પંચતન (૧૭) દેશી સરપણાં તથા ચુનો ભરાઈ (૧૮) ગેરૂકાંકઓ (૧૯) તળાવની માટી વેચાણ (૨૦) ભોગણીઆની દેગ (૨૧) કાપડ સુતરનું દાણ (૨૨) મશરૂની લાગત હુસકો (૨૩) ભીડ નવો લાગો (૨૪) વાંસનો લાગો (૨૫) ઉટાંકણી (૨૬) તોલામણી ભરામણી (૨૭) શુંગી (૨૮) છાગળ.

સૂર્યશંકર ડી. મહેતા.
દીવાન

---

માણસા પ્રકરણનું સમાધાન.

[સરદાર વલ્લભભાઈ પટેલની દરમિઆનગીરીથી, માણસા રાજ્યના ખેડુતોએ જે ચળવળ ઉપાડી હતી તેનો સમાધાનીથી અંત આવ્યો છે. આ સંબંધમાં લોકો તરફથી એક સમારંભની યોજના કરવામાં આવી હતી. અને તેમાં જુદા જુદા ગૃહસ્થોએ ભાષણ કર્યાં હતાં. તેમાં ના. રાઓલજીશ્રીએ "મારા વ્હાલા ખેડુતો અને ગૃહસ્થો" ને સંબોધી નીચે પ્રમાણે કહ્યું હતું. અમે આશા રાખીએ છીએ કે માણસામાં હવે શાંતિ રહેશે. અને ના૦ રાઓલજી અને પ્રજા વચ્ચેનો સંબંધ પિતા-પુત્ર જેવો રહ્યા કરશે. આ આખા પ્રકરણમાં નવા દિવાન મી. ઓઝાએ દર્શાવેલી વલણ પ્રશંસનીય છે.]

"આજે આપે સહુએ મને ખાસ મુંબઈથી બોલાવી બહુ માન આપ્યું છે તે બદલ હું તમારો ઉપકાર માનું છું.

રાજ્ય અને તમારી વચ્ચે મતભેદ હતા તેનો ઉકેલ આપણે હળીમળીને લાવી શક્યા છીએ, તે પરમાત્માની કૃપા છે અને હવે આપણે ભૂતકાળ ભૂલી જઈ વર્તમાન અને ભવિષ્યકાળમાં આપણી

વચ્ચે મતભેદ ઉભા ન થાય એવું પરમાત્મા પાસે આપણે ઈચ્છીએ છીએ.

'રાજા કાલસ્ય કારણમ્' એ કહેવત આપણા પુરાણા કાળમાં હતી અને તે સત્ય હતી, તેજ પ્રમાણે 'યથા રાજા તથા પ્રજા' એ પણ સુત્ર છે. એનો ગર્ભિત અર્થ એવો છે કે રાજા પ્રજાના સહકારથી રાજ્યનો રથ ચાલે છે. અત્યારે સમય કહે છે, કે યુગ બદલાય છે, ત્યારે પ્રજાની સંસ્થાઓએ પણ યુગને અનુરૂપ થવું જોઈએ એમ હું માનતો આવ્યો છું, અને માનું છું, રાજ્ય એટલે રાજા અને પ્રજા. પ્રજાનાં સંતોષ અને સુખ એ રાજાએ પોતાનાં સુખ અને સંતોષ માનવાં જોઈએ, એ રાજાનો ધર્મ છે. અને એ ધર્મ પ્રમાણે વર્તવું એ દરેક રાજાની ફરજ છે.

આજે તમારો આનંદ જોઈ હું રાચું છું અને તમારા સુખમાં હું સંતોષ અનુભવું છું. મારા પ્રત્યેની તમારી લાગણી અને મમતા જોઈ હું મગરૂર થાઉં છું. આપણુ રાજ્ય ઉપર પરમાત્માની કૃપા ઉતરે એટલી જ હું અત્યારે પ્રાર્થના કરૂં છું."

---

### કોચીન રાજ્યનો બંધારણનો કાયદો.

કોચીનના મહારાજાએ કોચીન સરકારનો કાયદો જાહેર કર્યો છે. જે અનુસાર કોચીન રાજ્યમાં પ્રજાને જવાબદાર એવું બંધારણસરનું રાજ્યતંત્ર સ્થાપવાની વ્યવસ્થા કરવામાં આવી છે. આ કાયદાની ભાષા લગભગ ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિયા એકટ ૧૯૩૫ ને મળતી જ છે.

આ કાયદામાં રાજ્યનો સાર્વભૌમસત્તા સાથેનો સંબંધ, અથવા તો બીજાં રાજ્યો સાથેની સંધીમાંથી ઉત્પન્ન થતી જવાબદારીઓનો સમાવેશ કરવામાં આવ્યો નથી. તેમજ રાજા અને રાજકુટુંબના ખર્ચને પણ આ કાયદાના અમલથી બહાર રાખવામાં આવેલાં છે.

રાજ્ય કારોબાર દીવાન અને ધારાસભાના પ્રધાનની સલાહ પ્રમાણે ચાલશે. મહારાજા, દીવાન અને બીજા પ્રધાનની સલાહ મુજબ ચાલશે. બંધારણમાં પ્રધાનનું સ્થાન દાખલ કરવામાં કોચીન રાજ્ય એ હીંદુસ્તાનમાં પહેલું દેશી રાજ્ય છે. દીવાનની નીમણોક મહારાજા કરશે. તેમ ધારાસભાને જવાબદાર હોય તેવા પ્રધાનની નીમણોક પણ મહારાજા કરશે, પણ છતાં મહારાજાનો ઈરાદો એવો છે કે પ્રધાન જ્યાં સુધી ધારાસભાનો વિશ્વાસ ધરાવશે ત્યાં સુધી જ હોદ્દા ઉપર રહેશે. પ્રધાનનો પગાર ધારાસભા ઠરાવથી નક્કી કરશે. ઠરાવ ન થાય ત્યાંસુધી માસિક ૮૫૦] રૂ. રહેશે અને પ્રધાનને સોંપાયેલાં બધા ખાતાઓમાં તે પ્રધાનની સલાહ પ્રમાણે જ ચાલશે. નીચેનાં ખાતાંઓ પ્રધાનને હસ્તક રહેશે. ખેતી, આયુર્વેદ, સહકારી મંડળી, પંચાયત, જાહેર તંદુરસ્તી, દલીતોદ્ધાર અને ગ્રામ્યઉદ્યોગોની ખીલવણી.

૫૮ સભ્યોની ધારાસભા રહેશે, જેમાં ૩૮ ચુંટાયેલા અને બાકીના નિયુક્ત સભ્યો રહેશે. એ નિષ્ણાતોની નીમણોક મહારાજા કરશે, દીવાન હોદ્દાની રૂએ સભ્ય ગણાશે. કાઉન્સીલનો પ્રમુખ દીવાન બનશે, પણ ઉપપ્રમુખ ચુંટવાની પ્રજાને સત્તા રહેશે.

ધારાસભાના પ્રદેશમાં નીચેની વસ્તુઓ નહીં આવી શકે.

[૧] રાજકુટુંબને લગતી બાબત.

[૨] સંધીઓ, તાજ સાથેના અને રાજ્યના બહારના સંબંધો.

[૩] મંદિરો અને રાજ્યની સખાવતોનો વહીવટ.

[૪] રાજ્યનું લશ્કર, સિક્કા, હાઈકોર્ટના જડજોનું ખાતું અને કાગાતુરના વડા વગેરે બાબતોના બીલને ધારાસભાની પુનઃવિચારણા માટે મોકલવાની દીવાનને સત્તા રહેશે. બીલ આખરી સંમતી માટે મહારાજા પાસે રજુ થશે જેઓ તેને સંમતિ આપશે તો જ તે કાયદાનું સ્વરૂપ લઈ શકશે.

રાજ્યનું બજેટ ધારાસભા સમક્ષ રજુ થશે અને ગ્રાન્ટની માગણીઓ ઉપર ચર્ચા ચાલી શકશે અને તે મંજુર અગર નામંજુર કરી શકશે, પણ અનામત ખાતાઓને લગતી ગ્રાન્ટો પુનઃ ચાલુ કરવાની સત્તા

સરકાર હસ્તક રહેશે. રાજ્યનું કુલ ખરચ, રેલ્વેખરચ મળીને-વાર્ષિક ૮૬.૭૬ લાખ જેટલું થાય છે. તેમાંથી ૩૦.૫૩ લાખનું ખરચ ધારાસભાના મત માટે નહી રજુ થાય. આ ૩૦.૫૩ લાખમાં મહારાજા અને રાજકુટુંબનું ખરચ, ૬.૯૫ લાખ બ્રીટીશ સરકારને ખંડણી, ૨.૨૮ લાખ દીવાસળી આવક વેરો અને જકાત માટેનું ભરણું, ૨.૨૮ લાખ પેન્શન, ૩.૮૧ લાખ સીન્કીંગ ફંડનું વ્યાજ, ૫.૫૫ લાખ અને બીજા ખર્ચનો સમાશ થાય છે,

ન્યાયને લગતી બાબતોમાં હાઇકોર્ટ ઉભી કરવામાં આવશે, અત્યારની મુખ્ય કોર્ટને હાઇકોર્ટ બનાવવામાં આવશે. જેમાં ત્રણ ન્યાયાધીશો ઉપર એક ચીફ જસ્ટીસ રહેશે. હાઈકોર્ટના જજોની નીમણોક મહારાજા કરશે મહારાજાની મિલકત કે જાત ઉપર કોઈપણ કોર્ટનો દાવો ચાલી શકશે નહી, ખાસ કાયદા કે હુકમો કરવાની મહારાજાની સત્તાને આ કાયદાથી કશો બાધ આવતો નથી.

---

કચ્છ રાજ્યે કસ્ટમ્સમાં કરેલો વધારો.

પગવટની જગાત કાઢી નાખી કચ્છ દરબારે સંવત ૧૯૯૪ ના જેઠ સુદ ૨ ના રોજથી નીચે પ્રમાણે બંદરી જગાતમાં વધારો કર્યો છે. જગાતના દર વધવાથી એમ ધારી શકાય છે, કે દાણચોરી થતી હવે અટકી જશે તેમ કચ્છ રાજ્યના આર્થિક ધોરણમાં જાણવા જોગ ફેરફાર પણ થશે.

| વસ્તુનું નામ | હાલ લેવાતો જગાતનો દર | હવે પછી લેવાનો જગાતનો દર |
|---|---|---|
| સિમેન્ટ | ૭ ટકા | ૨૦ ટકા |
| ખાંડ ચીનાઈ તથા જાવા | ૭ ટકા | બે હંડ્રેટની ગુણી ૧ ઉપર કોરી ૨૦ |
| દીવાસળી | ૭ ટકા | ૪૦ દીવાસળીની પેટી વાળી ૨૦ ગ્રોસની પેટી ઉપર ૧૦૦) કોરી |
| કાપડ સુતરાઉ પરદેશી | ૭ ટકા | બ્રિટિશ ઉપર ૧૫ ટકા તે સિવાયના ઉપર ૨૫ ટકા. |
| કાપડ આર્ટીફીશિલ તથા રેશમી | ૭ ટકા | ૧૫ ટકા |
| સુતર પરદેશી | ૭ ટકા | ૧૫ ટકા |
| સુતર હિન્દમાં બનેલું | ૭ ટકા | ૧૫ ટકા |
| ત્રાંબા પીતળનાં વાસણ | ૭ ટકા | ૧૫ ટકા |
| કેનવાસ શુઝ તથા પગરખાં | ૭ ટકા | ૧૫ ટકા |
| મોટરકાર તથા તેને લગતો સામાન | ૭ ટકા | ૨૦ ટકા |
| મશિનરી અને તેનો ભાગ | ૭ ટકા | ૨૦ ટકા |
| માંગલોરી નળીયાં | ૧૦ ટકા | ૧૫ ટકા |
| સીગારેટ | ૭ ટકા | ૨૦ ટકા |
| રીફાઈન્ડ તેલ ફોસઓઈલ એનીમલફેટ | ૭ ટકા | ૧૫ ટકા |
| ગ્રામોફોન રેકર્ડ અને તેને લગતો સામાન | ૭ ટકા | ૧૫ ટકા |
| રેડીઓ અને તેને લગતો સામાન | ૭ ટકા | ૧૫ ટકા |
| ચાંદી તોલો ૧ | છુટો ૧ | હવે પછી તોલા ૧ ઉપર છુટા બે |

| વસ્તુનું નામ | હાલ લેવાતો જગાતનો દર | હવે પછી લેવાનો જગાતનો દર |
|---|---|---|
| ચા | ૭ ટકા | એક રતલે કોરી ૦II |
| | ઓછું કરવાનું | |
| ચામડાં | ૭ ટકા | ૪ ટકા |
| છાપેલાં પુસ્તકો | ૭ ટકા | માફ |

## પોરબંદરનો પ્રાચીન રાજવંશ.

પૂનામાંથી પ્રસિદ્ધ થતા The Poona Orientalist નામક ત્રૈમાસિકના છેલ્લા અંકોમાં જાણીતા પુરાતત્ત્વવેત્તા શ્રીદત્તાત્રેય બાલકૃષ્ણ ડિસકળકરનો Some Unpublished Inscriptions of The Chaulukyas of Gujarat. એ નામનો લેખ છપાયો છે અને તે અપૂર્ણ હોઈ હજી આગળ લંબાવાનો છે. એ ત્રૈમાસિકના ગયા એપ્રિલના અંકમાં ૧૫થી ૧૯ સુધીના આંકના અપ્રસિદ્ધ લેખો (જો કે તેમાંનો ૧૫મો પૂર્વે શ્રી. દલપતરામ પ્રા. ખખ્ખરે અન્યત્ર છપાવેલો—જેનું સૂચન લેખકે કર્યું પણ છે.) છપાયા છે. આમાં ૧૯મો વિ. સં. ૧૩૪૬નો વાઘેલા સારંગદેવના સમયનો શિલાલેખ ખાસ ધ્યાન ખેંચે છે.

આ શિલાલેખ ઉપરથી જે મુખ્ય વસ્તુ જાણવા જેવી મળે છે તે એ છે કે એ વખતે વામનસ્થલી—વર્તમાન વંથળી સોરઠમાં કોઈ ક્ષેમાનંદનો પુત્ર વિજયાનંદ સૌરાષ્ટ્રનો મહામંડલેશ્વર (Governor) હતો. જ્યારે વિજયાનંદે ભૂમ્રુતલ્લી (ભૂમલી=ઘૂમલી—પોરબંદર રાજ્યની જુની રાજધાની અત્યારે જામનગરના તાબાના બર્ડા વિભાગમાં આવેલી)ના રાજા ભાનુ નામક રાજા ઉપર ચઢાઇ કરી હતી. આ પ્રસંગનો ઉલ્લેખ એ માટે કરવામાં આવ્યો છે કે, આ લડાઇમાં રાઠોડવંશીય શ્રીમલ્લ નામના કોઈ ક્ષત્રિયનો હરિપાલ નામનો પુત્ર વિજયાનંદની સાથે લડાઈમાં ગયેલો અને ત્યાં માર્યો ગયો હતો.

શ્રી ડિસકળકર જણાવે છે તે પ્રમાણે ભાનુ એ બીજો કોઈ નહીં, પણ સુપ્રસિદ્ધ ભાણ જેઠવો હોવો જોઇએ. આ લડાઈમાં કોનો વિજય થયો એ સમજી શકાતું નથી; બલ્કે એમાં એ વિશે કશું સ્પષ્ટ નથી. જેઠવાઓને પરાસ્ત કરી ગુજરાતના શાસન નીચે લાવવાનો આ પ્રયત્ન હોય એવું એ લેખમાંના વિગ્રહેતુમના: એવું જે વિજયાનંદનું વિશેષણ આપવામાં આવ્યું છે, તેથી સમઝાય છે. વિજયાનંદ વિજયી બન્યો હોય તેવું જણાતું નથી; કેમકે જો વિજયી બન્યો હોય તો વિજયોલ્લેખનું સૂચન થયા વિના ન રહે.

આ શિલાલેખમાં સ્પષ્ટ નથી; છતાં શ્રીડિસકળકર જણાવે છે, તે પ્રમાણે બીજા શિલાલેખો પરથી નક્કી થઈ શકે છે કે, વિજયાનંદનો જન્મ ક્ષેમાનંદથી વીરધવલની પુત્રી પ્રીમલાદેવીથી થયો હતો. એ રીતે એ વાઘેલા વંશનો દૌહિત્ર થતો હતો. એટલે જ તેને વંથલીનો શાસક નીમવામાં આવ્યો હતો. આ વિજયાનંદ એમ છતાં કયા કુળનો હતો તે જાણી શકાતું નથી. આ વિષયમાં વધુ શોધની અપેક્ષા રહે છે જ.

આ શિલાલેખથી એક બીજી વસ્તુ જાણવા મળે છે તે સૌરાષ્ટ્રમાં રાઠોડોના અસ્તિત્વની. બેશક, એઓની કોઈ જાગીરો હતી કે નહીં, તેનો નિર્ણય થઈ શકતો નથી. અત્યારે સૌરાષ્ટ્રમાં રાઠોડો ભાગ્યેજ જોવામાં આવે છે. માંગરોલ જેવામાં રાઠોડોની મોટી વસ્તી છે: પણ તે બધા તો મુસલમાન થઈ ચૂકેલા છે, જેમના પૂર્વજોને મુસ્લિમ શાસનકાળમાં ધર્મપરિવર્તન કરવું પડ્યું હશે.

આ શિલાલેખ શિલાલેખ ખરો, પણ એ પાળિયો (Herostone) છે. કાઠિયાવાડમાં જૂનામાં જૂના પાળિયાઓ મળે છે. તેમાં આ જૂનામાં જૂનો છે એમ માનવામાં બાધ નથી. આવા અનેક પાળિઆઓ

કાઠિયાવાડના ગામેગામ પાધરોમાં અને સીમાડે છે. એવો ૧૩૦૦ ની આસપાસનો માધવપુર નજીક રાજકમાં નષ્ટ દશામાં મારા જોવામાં આવેલો. આ પાળિયાઓમાં સૌરાષ્ટ્રનો સદર ઈતિહાસ દટાયેલો પડયો છે. પણ કાઠિયાવાડ અનેક દેશી રજવાડાઓમાં વહેંચાઈ ગયેલો હોવાથી એવા જૂના અવશેષોને સુરક્ષિત રાખવાની કોઈ સુવિધા નથી. અનેક ઠેકાણે પાળિયાઓના સારા પત્થરોને તોડી નાખી મકાન ચણવામાં ઉપયોગ કરી લેવામાં આવે છે. રાજ્યોનોજ ઇતિહાસ તેમાં દટાયેલો હોવા છતાં તે તરફ સેવાતી ઉપેક્ષાવૃત્તિથી એ નષ્ટ થાય છે.

અત્યારે પોરબંદરનો રાજવંશ આખા કાઠિયાવાડમાં સૌથી જૂનો કહિયે તો તેમાં જરાયે ખોટું નથી. બીજા રાજવંશો પાછળથી આવી વસેલા છે, જ્યારે આ રાજવંશ ઠેક વલ્લભીઓ જેટલો જૂનો છે; બલ્કે એથી પણ જૂનો ગણી શકાય. એ રાજવંશ સાથે આખા સૌરાષ્ટ્રનો ઇતિહાસ સંકળાયેલો છે. ઉપર સૂચવેલા શિલાલેખમાંજ ગુજરાતના સુબાને ભાણુ જેઠવા સાથે લડાઈ થયાનો ઉલ્લેખ છે. એ સહેતુક હશે જ. છતાં શા માટે લડાઈ થઈ, તે વાત અંધારામાં છે. એ લડાઈમાં ઉભય પક્ષના અનેક વીર પુરૂષો મરાયા હશે, અને જ્યાં જ્યાંના હશે ત્યાં ત્યાં એ વીર પુરૂષોના સૌરાષ્ટ્રના અદ્યાપિ પ્રચલિત રિવાજ પ્રમાણે પાળિયાઓ ખોડાયા હશે; અને તેમાં લડાઈનો હેતુ પણ કોઈ કોઈમાં અપાયો હશે; પણ રીતસર સંગ્રહ કે રક્ષણ થયાના અભાવે એ સૌ વાતો ઘોર અંધકારમાં પડી છે. પોરબંદરનાં ગામડાંઓમાં વિ. સં. ૧૦૦૦ સુધીનાં પાળિયાઓ હોવાનું સાંભળ્યું છે. અત્યારે પોરબંદર રાજ્યનો વિસ્તાર ઓછો છે, પણ પૂર્વે આખા બર્ડા વિભાગમાં અને આખા ઘેડ વિભાગમાં જેઠવાઓનું શાસન હતું. એટલે એ સમગ્ર વિભાગમાં એક ઐતિહાસિક વિગતો પૂરી પાડનારા અવશેષો હશે. આ દિશા તરફ એવાં સમૃદ્ધ રાજ્યો બરોબર લક્ષ આપે તો કદીબંધ ઇતિહાસ બહાર નીકળી આવે.

(ગુજરાતી)

## તળાજા-મહુવા ટ્રામ્વે-રેલ્વેની-ઉદ્‌ઘાટન ક્રિયા.

[તા. ૧૯મી માર્ચે તળાજા-મહુવા રેલ્વેની ઉદ્‌ઘાટન ક્રિયા વેસ્ટર્ન ઇંડીયા સ્ટેટ્સ એજન્સિના વડા ઓન. મી. ગીબસનના હસ્તે મહુવા ખાતે કરવામાં આવી હતી. અને તે પ્રસંગે ના૦ મહારાજા સર કૃષ્ણકુમારસિંહજી કે. સી એસ. આઈ. એ, ઓન. મી. ગીબસને અને રેલ્વે મેનેજર મી. બીથાએ જે પ્રવચન કર્યા હતાં તેનો સાર ભાગ આ નીચે આપવામાં આવ્યો છે.

આ રેલ્વે ૩૪૫ માઈલની બાંધવામાં આવી છે. અને તે ભાવનગર સ્ટેટ રેલ્વેના ડેપ્યુટી મેનેજર અને એન્જીનીયર શ્રીયુત હેમચંદભાઈ રામજીભાઇ મહેતાએ અતીશય કાળજીપૂર્વક અને લગભગ ૫૦ જેટલા નાના મોટા પૂલો બાંધવા પડયા છતાં બહુ અલ્પ સમયમાં બાંધી તૈયાર કરી છે. મી. બીથા અને મી. મહેતા બન્ને ભાવનગર સ્ટેટ રેલ્વેની લગભગ બે દસકાથી સેવા કરતા આવ્યા છે. અને મર્હુમ સર પ્રભાશંકર કે જેઓ રાજ્યની રેલ્વે નીતિના સર્જક હતા એમની યોજનાને પ્રયત્ન પૂર્વક સફળ રીતે પાર ઉતારવાનો યશ આ બન્ને ગૃહસ્થોને ઘટે છે. અને ભાવનગર રાજ્યે આવા કર્તવ્યનિષ્ટ રેલ્વે ઓફીસરોની સેવા પ્રાપ્ત કરી છે તે અભિનંદનીય છે.]

તંત્રી

### મી. બીથાનું ભાષણ.

"ભાવનગર તળાજા ટ્રામ્વે, તળાજાથી વધારી મહુવા સુધી લઈ જવામાં આવી તેની ઉદ્‌ઘાટન ક્રિયા અર્થે આપને અહીં આવતાં મુશ્કેલી પડી હશે છતાં આપે અહીં હાજરી આપી તેથી અમે ઘણા ખુશી થયા છીએ. અને આ રીતે આપે અમને જે માન આપ્યું છે તે માટે અમે આપના આભારી છીએ.

તળાજાથી મહુવા સુધી ૩૪½ માઇલમાં રેલ્વે બાંધવાથી ભાવનગર દરબારશ્રીનો પોતાના રાજ્યમાં રેલ્વે વધારવાનો જે ઉદ્દેશ છે તે કેટલેક અંશે પાર પડે છે. હવે રાજ્યને રેલ્વેની ઉપશાખાઓ સાથે એકંદર ૩૦૭ માઇલની મીટરગેજ અને ૬૭½ માઈ-

લની નેરોગેજ મળી એકંદર ૩૭૪ૣ માઇલની રેલ્વે થાય છે. ૩૧મી માર્ચ '૩૭ સુધીમાં દરબારે મીટર-ગેજ માટે ૨,૪૭,૪૯૦૦૦ રૂપીઆની રકમ ખર્ચી છે. અને નેરોગેજ માટે ૧૩,૬૭,૦૦૦ નો ખર્ચ કર્યો છે. મીટરગેજ રેલ્વે લગભગ ૫ ટકા ઉપરાંત વ્યાજ આપે છે, જે હાલના સમયમાં ઠીક ગણાય. ૧૯૨૬માં ઉઘાડવામાં આવેલી ભાવનગર તળાજા ટ્રામ્વેમાં રાજ્યે ૧૩,૬૭૦૦૦ રૂપીઆ ખર્ચ્યા છે. અને તે, મુડી ઉપર ૩ થી ૪ ટકા સુધીનું વ્યાજ આપે છે. એ પણ બહુ ખરાબ ન ગણાય.

રેલ્વેના વિકાસની આ નીતિ ચાલુ રાખવાનો સર્વ યશ મર્હુમ મહારાજાશ્રી તખ્તસિંહજી અને મર્હુમ મહારાજાશ્રી ભાવસિંહજીને ઘટે છે. આ પ્રકારની નીતિ ૧૮૬૦ થી ૧૯૨૯ સુધી ચાલુ રહી. મર્હુમ મહારાજાશ્રી તખ્તસિંહજીની કારકીર્દિમાં એટલે લગભગ ૧૮૯૬ સુધીમાં ૧૨૦.૪૪ માઇલની મીટરગેજ રેલ્વે ખુલ્લી મૂકવામાં આવી હતી. અને મર્હુમ મહારાજાશ્રી ભાવસિંહજીની કારાકીર્દિમાં ઇ. સ. ૧૯૧૯ સુધીમાં ૮૯.૧૯ માઇલની બીજી વધારે મીટરગેજ રેલ્વે ખુલ્લી મૂકવામાં આવી. ત્યાર પછી ૧૯૨૦ થી ૧૯૩૧ સુધીમાં સગીર વહીવટ દરમિયાન કૌંસીલના પ્રેસીડેન્ટ મર્હુમ સર પ્રભાશંકરની કારકીર્દિમાં ૧૦૦.૩૮ માઇલની મીટરગેજ રેલ્વે અને ૩૪.૭૪ માઇલની નેરોગેજ રેલ્વેનો વધારો થયો છે. અને છેવટે આ હાલની ૩૪.૫ માઇલની રેલ્વે મહારાજાશ્રી કૃષ્ણકુમાર-સિંહજીની કારકીર્દિમાં બંધાઇ છે.

મર્હુમ સર પ્રભાશંકર કે જેમણે ૪૫ વરસ જેટલા દીર્ઘકાળ સુધી આ રાજ્યની અપ્રતિમ સેવા કરી છે તેઓ રાજ્યની રેલ્વે સંબંધી આ નીતિમાં માર્ગદર્શક અને સલ્લાહકાર હતા. અને આ પ્રસંગે રેલ્વે સ્ટાફ, રેલ્વેના અધિકારી વર્ગ અને મારીવતી તેઓશ્રીના દુઃખદ અવસાન માટે હુ દીલગીરી જાહેર કરૂં છું. ભાવનગર સ્ટેટ રેલ્વેની ૧૭ વરસની મારી નોકરીમાં સર પ્રભાશંકર સાથે હું નિકટ સંપર્કમાં આવ્યો છું. અને મને લાગે છે કે મેં એક સાચા અને અંગત મિત્ર માત્ર જ ગુમાવ્યા નથી પરંતુ તે ઉપરાંત રેલ્વે બોર્ડના એક સલાહકાર અને સહકાર્ય કર્તાની પણ મને ખોટ પડી છે. એમનું સ્થાન હંમેશાં ખાલીજ રહેશે. તેઓ ખરેખર મહાન પુરૂષ હતા. અને રેલ્વેની બાબતમાં તો એમનું બુદ્ધિ કૌશલ્ય, ઉદાર નીતિ અને દીર્ઘદષ્ટિ ઘણાં જાણીતાં છે.

આ પ્રકારની રેલ્વે નીતિ (કે જેનાથી મર્હુમ મહારાજા ભાવસિંહજી સંપૂર્ણ વાકેફગાર હતા તે) સર પ્રભાશંકરની પ્રેરણા અને સૂચનને આભારી હતી. પરિણામે રેલ્વે રીઝર્વ ફંડ સ્થપાયું, અને તેથી મર્હુમ મહારાજાશ્રી ભાવસિંહજીએ જે રેલ્વે કામોની યોજના કરી રાખી હતી તેને સંપૂર્ણ રીતે પાર ઉતારવાનું બની શક્યું. આ બધાં કામો આજે પૂરાં થાય છે.

તળાજા મહુવા રેલ્વે કે જે આજે આપને હસ્તે ખુલ્લી મૂકાવાની છે; તે સંબંધમાં મારે અત્રે થોડા શબ્દો કહેવા જોઇએ. આ રેલ્વે નેરોગેજ છે. અને તેથી ભાવનગર રાજ્યના દક્ષિણ દરીઆ કિનારા ઉપર આવેલા મહુવા શહેરનો ભાવનગરની સાથે સંબંધ જોડાય છે. આ રેલ્વેની સર્વે ૧૯૩૫પતી સાલ... કરવામાં આવી હતી, તે વખતે આશરે ૧૮ લાખ ખર્ચનો અંદાજ કરવામાં આવ્યો હતો. રેલ્વેની ૧૯૩ માં મંજુરી મળી અને તેજ વર્ષના મે મહીનામાં ક શરૂ કરવામાં આવ્યું.

આ રેલ્વે બાંધવામાં એન્જીનીયરીંગ દષ્ટિ ખાસ ગંભીર મુશ્કેલીઓ આવી નથી અને એકંદર ૨ જોનાં પુલોના બાંધકામ સિવાય કામ સહેલું હલકું હતું. આ રેલ્વે લાઇનમાં કુલ ૧૫ પુલો .. વામાં આવ્યા છે. જ્યારે નાના મોટા બધા મળ પુલોની સંખ્યા ૫૦ થાય છે.

આ બધા પૂલોમાં મોટો અને ઉપયોગી પૂ તો શેત્રુંજી નદી ઉપર જે પૂલ બાંધવામાં આવ્ છે તે છે. જે આપણે આજ જોયું. આ પૂલને તળીએથી તે મથાળા સુધી રી-ઇન ફોર્સ કોંકરીટ બાંધવામાં આવ્યો છે, અને હું માનું છું કે કાઠ. વાડમાં આ જાતનો પૂલ આ પહેલો જ છે.

આ પૂલ ઉપર એકંદર ૬૨ ફૂટ પહોળાઈના રી-ઈન ફોર્સ કોંકરેટના નવ ગાળા છે, અને પૂલની એકંદર લંબાઈ ૬૮૫ ફુટ છે. પૂલનો પાયો છેક ડુંગરાળ જમીન આવી ત્યાં સુધી લઈ જવામાં આવ્યો છે. અને નદીની સપાટીથી ઉંડાઈમાં ૬ થી ૨૦ ફુટ સુધી આ પાયો ઉંડો ગયેલો છે. પાયાના ઉંડાંમાં ઉંડા તળીઆથી છેક ટોચ સુધી કુલ ઉંચાઈ ૫૫ ફુટની છે. અને નદીની સપાટીથી ૩૫ ફુટની છે. પૂલનું ખર્ચ આશરે ૨ લાખ ૨૦ હજાર રૂપીઆ થયું છે. જ્યારે લાઇન ઉપર આવેલા બધા પૂલોનું એકંદર ખર્ચ ૬ લાખ રૂપીઆ થયું છે.

આપને સર્વને જાણવામાં રસ પડશે કે શેત્રુંજીનો આ પૂલ બાંધવામાં ૧૫૦ ટન લોઢું વપરાયું છે. આ બધું લોઢું તાતા કંપની પાસેથી લેવામાં આવ્યું છે. લગભગ ૧૦૦૦ ટન સીમેંટ વાપરવામાં આવ્યો છે. આ બધો સીમેંટ પોરબંદર સીમેંટ કંપનીએ પૂરો પાડ્યો છે. ઠેઠ સુધી પૂલમાં બધો સીમેંટ વાપરવામાં આવ્યો છે. એ આ પૂલની વિશિષ્ટતા છે. આ પૂલને હોલ્ટાપેલ કાવસજી એન્ડ કંપનીએ પ્લાન કરી બાંધ્યો છે તેમનો, તેમજ આ લાઇનની માપણી તેમજ બાંધકામ, છેક પહેલેથી છેવટ સુધી આ રેલ્વેના ડેપ્યુટી મેનેજર અને એન્જીનિયર મી. એચ. આર. મહેતાએ કરેલ છે તેમનો, અને માલણ નદીનો પૂલ બાંધનાર રા. બા. ફતેહચંદ એન્ડ સન્સનો હું આ પ્રસંગે આભાર માનું છું. તેમજ રેલ્વેનો બીજો અધિકારી વર્ગ જેમણે આ રેલ્વે બાંધવામાં જે મદદ અને સહકાર આપ્યાં છે તેમનો ઉપકાર માનું છું.

છેવટ મારે જણાવવું જોઈએ કે આ રેલ્વેનો ભાવનગર-તળાજા ભાગ રાહદારી રસ્તા ઉપર હોવાને લીધે કેટલીક જગ્યાએ—ખાસ કરીને તણસા કે જ્યાં બજારમાંથી લાઈન પસાર થાય છે ત્યાં-વળાંક હોવાથી અમે ૧·૩૫ માઈલની લાઈન ફેરવવા માગીએ છીએ. અને આ માટેના પ્લાન વગેરે અમદાવાદના કલેકટરને મોકલવામાં આવ્યા છે. અને રેલ્વે માટેની જમીન મળી જશે કે તરત દરબારશ્રીની મંજુરી માટે તેને મોકલવામાં આવશે, અને અમને આશા છે, કે અમને તે માટે સત્વર મંજુરી મળી જશે. વળી બીજા કેટલેક ઠેકાણે પણ વળાંક છે જેની સુધારણા ભવિષ્યમાં કરવામાં આવશે.

એક વાર ફરીથી આપે અહીં આવી હાજરી આપવા માટે આપનો ઉપકાર માનું છું.

---

### નાં૦ મહારાજાશ્રી સર કૃષ્ણકુમારસિંહજીનું ભાષણ

આ તળાજા-મહુવા ટ્રામ્વેના વધારાની ઉદ્ઘાટન ક્રિયા કરવાનું આપને કહેતાં અમને ઘણો આનંદ થાય છે. આપ સર્વેએ મી. બીમ્રા પાસેથી ભાવનગર રેલ્વેનો ઇતિહાસ સાંભળ્યો છે. એટલે આ સંબંધી વિશેષ કહેવું એ ભાગ્યેજ જરૂરનું હોય. છતાં પણ આપ સર્વને જાણીને આનંદ થશે કે આ ટ્રામ્વેના વધારાથી રાજ્યનો રેલ્વે સંબંધી કાર્યક્રમ સંપૂર્ણ થાય છે. અમારા રાજ્યના બધા મહાલો હવે રેલ્વેથી સંકળાયેલા થયા છે. અને અમને લાગે છે કે એથી મારી પ્રજાની પ્રગતિ અને આબાદીમાં વધારો થશે.

બહુ લાંબુ ભાષણ કરવાનો અમારો ઇરાદો નથી, પરંતુ જે બાબત હું કે અમારી પ્રજા ભૂલી શકીએ એમ નથી. જેનો ઉલ્લેખ મી. બીમ્રાએ પોતાના ભાષણમાં કર્યો નથી, એ સંબંધી હું બે શબ્દો કહેવા ઇચ્છું છું. આ રેલ્વેમાં અને તેના વહીવટમાં મી. બીમ્રાનો ઘણો ફાળો છે. ૧૭ વરસથી મી. બીમ્રા અમારી સાથે છે, અને એ સમય દરમિયાન અમારી રેલ્વેના વહીવટમાં એમણે ઉચ્ચ પ્રકારની કર્તવ્યનિષ્ઠા, પોતાનો અનુભવ અને કાર્યદક્ષતાનો ઉપયોગ કર્યો છે. એમણે હમણાંજ જણાવ્યું છે કે ભાવનગર સ્ટેટ રેલ્વે કુલ ૩૭૪¾ માઇલની થશે. પણ આપ સર્વ જાણીને ખુશી થશો કે લગભગ ૧૮૬ માઇલ એટલે અરધો અરધ રેલ્વે એમને હાથે બંધાઈ છે, અને એટલા માટે મારી માન્યતા છે અને તે આપ સર્વને પણ લાગે એવું છે તે એ છે કે મી. બીમ્રાએ ભાવનગર રેલ્વેના મેનેજર તરીકે જે સેવાઓ કરી છે તેની ભાવનગરમાં દરેક વ્યક્તિ

કદર કરે છે, એ આ પ્રસંગે હું કહેવાની રજા લઉં છું. ઉપરાંત અહીંઆં જેઓ છે તે પૈકી દરેક જણ મી: બીલ્લાને એક જૂના અને સરસ મિત્ર તરીકે જુએ છે.

ઓન. મી. ગીબસનને ઉદ્દેશી મહારાજાએ કહ્યું કે આ લાઈનની માપણી તથા તેનું બાંધકામ કરવા માટે મી. એચ. આર. મહેતા તથા તેમના એન્જીનિયરો તથા બીજાઓ સંબંધી મી. બીલ્લાએ જે પ્રશંસાયુક્ત શબ્દો વાપર્યા છે તે સાંભળીને આપને પણ અમારી જેમ આનંદ થયો હશે. અને એ સંબંધીના અહેવાલો ઉપરથી જણાય છે કે અમારી રેલ્વેના વહીવટની જે પ્રણાલિકા છે તેને સાચવી રાખવા માટે દરેક પ્રયત્ન કરવામાં આવશે.

આજે અમારા અંતઃકરણમાં માત્ર એકજ શોચનીય વિચાર છે. અને તે એ કે મી. બીલ્લાએ કહ્યું છે તે પ્રમાણે સર પ્રભાશંકર કે જેઓ પ્રજાપયોગી આવી બધી યોજનાઓના સંરક્ષક હતા, તેઓ આજે નથી. તેમની ઉમદા હાજરીની અમને ખોટ લાગે છે. એમને અને ભાવનગરને જુદાં પાડી શકાય એવું નથી એટલે એ સંબંધમાં હું કાંઈ વધારે કહેવા ઈચ્છતો નથી.

છેવટે અમારા રાજ્યના બધા મહાલોને રેલ્વેથી જોડવામાં જે આ છેલ્લી કડી છે તેની ઉદ્ઘાટન ક્રિયા ઓન. મી. ગીબસનના હાથથી થશે તે માટે મને ખાસ આનંદ થાય છે. મારા આમંત્રણને માન આપીને તેઓ આટલે સુધી આવ્યા તે માટે હું તેમનો આભાર માનું છું અને ઓન. મી. ગીબસનને લાઈન ખુલ્લી મૂકવાની વિનંતિ કરું છું.

---

## ઓન. મી. ગીબસનનું વિવેચન

ત્યારબાદ ટ્રામ્વે ખુલ્લી મૂકતાં ઓન. મી. ગીબસને જણાવ્યું હતું કે ભાવનગર રેલ્વે ઉચ્ચ પ્રતિષ્ઠા ધરાવે છે. અને આખા કાઠીઆવાડમાં રેલ્વે વ્યવહારનો અપ્રતિમ લાભ આપે આપની ભાગ્યવાન પ્રજાને આપ્યો છે તે માટે આપે મગરૂર થવા જેવું છે. અને રેલ્વે બાંધવાનો કાર્યક્રમ સંપૂર્ણ કરીને આપ નામદારે આપના પુરોગામી નરેશો કે જેમણે રેલ્વેના વિકાસની ઉપયોગીતા સ્વીકારી હતી તેમની ડહાપણ ભરી નીતિનું અનુકરણ કરી તે નીતિને ચાલુ રાખી છે. આપ નામદારે કહ્યું તે પ્રમાણે આ સંબંધી ઘણો યશ આપના ઑફીસરોને ઘટે છે કે જેમને આ કાર્ય સુપ્રત કરવામાં આવ્યું હતું: ૬૦ વરસ પહેલાં જે યોજના કરવામાં આવી હતી તે યોજના અત્યારે સંપૂર્ણ પાર પડી તે જોઇને મી. બીલ્લાને ઘણો સંતોષ થતો હશે. કારણ કે તે પૈકી અરધોઅરધ રેલ્વે માટે તેઓ જવાબદાર છે.

ત્યાર પછી ના૦ મહારાજાએ ઓન. મી. ગીબસનને એક ચાંદીનો કાસ્કેટ ભેટ આપ્યો હતો જેમાં શેત્રુંજી નદી અને તળાજાની ટેકરીનું કોતરકામ કરવામાં આવ્યું હતું.

---

## સૂચના

—જે ગૃહસ્થોનાં ગયાં વરસનાં લવાજમ બાકી હોય તે મે. થી તુરત મોકલી આપવા ગોઠવણ કરશે એવી આશા છે.

—આ અંકમાં સ્થળ સંકોચને લીધે અવલોકન વિભાગ દાખલ થઈ શકેલ નથી. આવતા અંકમાં તે અવશ્ય પ્રસિદ્ધ થશે.

# વહીવટી અહેવાલો

## વડોદરા રાજ્યનો એડમીનીસ્ટ્રેશન રિપોર્ટ ૧૯૩૬–૩૭

૧લી ઑગસ્ટ ૧૯૩૬થી ૩૧મી જુલાઈ ૧૯૩૭ સુધીનો વડોદરા સ્ટેટનો વહીવટી રિપોર્ટ વખતસર પ્રસિદ્ધ થયો છે. અહેવાલ ઉપરથી જણાય છે, કે રિપોર્ટવાળા વર્ષમાં રાજ્યની એકંદર આવક ૨ કરોડ ૨૦ લાખ જેટલી થવા પામી છે. જે ગયા વરસ કરતાં લગભગ ૫૬ લાખ જેટલી ઓછી છે. આવક ઓછી થવાનું મહત્વનું કારણ તો ગયા વરસ કરતાં લેન્ડ રેવન્યુમાં લગભગ ૪૩ લાખ રૂપીઆ ઓછા આવ્યા છે એ છે. આમ છતાં રાજ્યની નાણાં પ્રકરણી સ્થિતિ ખૂબ સદ્ધર છે. અને બૅંકોમાં, જુદી જુદી સીક્યુરીટીઝમાં, લોનોમાં અને રેલ્વે જેવાં સ્થાયી કામો વગેરેમાં મળી રાજ્યની સ્થાવર જંગમ મુડી ૧૨ કરોડ ઉપરાંતની અત્યારે છે. જમીન મહેસુલથી બીજે દરજ્જે રાજ્યને રેલ્વેની આવક છે. અને તે લગભગ ૫૨ લાખ જેટલી છે. આખા રાજ્યમાં ૭૦૦ માઈલ ઉપરાંત રેલ્વે લાઈન છે, અને વધારાની લાઈન બાંધવા માટેની યોજના ગતિમાં છે એમ અહેવાલ ઉપરથી જણાય છે, અને અમને લાગે છે કે કાઠીઆવાડમાં શ્રીમંત ગાયકવાડ સરકારનો જે પ્રદેશ છે તેને પાટનગરની સાથે સીધી રીતે જોડવાનો કાર્યક્રમ રાજ્યને હાથમાં લેવો પડશે. પીજથી નડીયાદ ઉપરથી ધોળકા સુધી જો રેલ્વે બાંધી દેવામાં આવે તો વડોદરા રાજ્યને જેમ આર્થિકદૃષ્ટિએ લાભ થાય, તેમ ઉતારૂઓને હાડમારી ઓછી થાય, તેમજ વખતનો અને પૈસાનો બચાવ થાય. કેટલાક વખત પહેલાં વડોદરા રાજ્યની એવી રેલ્વે સંબંધી યોજના પણ હતી અને તે રિપોર્ટમાં રાજ્યનો જે નકશો આપવામાં આવ્યો છે તેના ઉપરથી સહજ ખ્યાલ આવે એમ છે. અને અત્યારે ફેડરેશનને અંગે વડોદરા સ્ટેટનો સંબંધ કાઠીઆવાડના તાલુકાઓ સાથે જોડવાનો પ્રયત્ન થાય છે તેવા સંયોગોમાં રેલ્વેની આવી કોઈ યોજના બધી દૃષ્ટિએ ઉપયુક્ત છે. શ્રીમંત નામદાર ગાયકવાડ સરકારના સુવર્ણ મહોત્સવ પ્રસંગે એક કરોડ રૂપીઆ એકત્ર કરવામાં આવ્યા હતા, તેનું ટ્રસ્ટ કરવામાં આવ્યું છે. અને તેના પ્રતિવાર્ષિક વ્યાજની જે રકમ આવે તે રકમ રાજ્યમાં ગ્રામ્ય સુધારણામાં ખરચી નાંખવાની એક યોજના તૈયાર કરવામાં આવી છે તે પ્રશસ્ય છે. અમને માહિતી છે એ પ્રમાણે આ ગંજાવર રકમ રાજ્યના ખેડુતોના કરજનિવારણ ફંડ માટે ઉપયોગમાં લેવાનો ઈરાદો હતો. જો કે ટ્રસ્ટની જે યોજના છે તેથી પરોક્ષ રીતે ખેડુતોને લાભ થશે, પરંતુ જ્યાં સુધી એમના કરજને માટે ઉપાયો ન કરવામાં આવે ત્યાં સુધી રાજ્યની જમીનમહેસુલ ઉપર ખેડુતોની સ્થિતિની અસર થયા વિના નહીં રહે. તેમાંય ખાસ કરીને અમરેલી જેવા પ્રાંતો કે જ્યાં જમીનની મગદૂર હલકી છે ત્યાં તો કાંઈ ઉપાય લેવા ઘટે છે. આખા અહેવાલમાં દરેક ખાતાની વિગતવાર માહિતી આપવામાં આવી છે. અને એ માહિતીને સંપૂર્ણ કરવા માટે નકશાઓ પણ છૂટથી આપવામાં આવ્યા છે. રિપોર્ટની કીંમત રૂ. ૨–૧૨–૦ રાખવામાં આવી છે.

---

## ભાવનગર રાજ્યનો વહીવટી રિપોર્ટ સં. ૧૯૯૨ ઇ. સ. ૧૯૩૫–૩૬

ભાવનગર રાજ્યનો ૧૯૩૫–૩૬ના વર્ષનો અહેવાલ પ્રસિદ્ધ થયો છે. રિપોર્ટવાળા વર્ષમાં રાજ્યની વાર્ષિક આવક રેલ્વેની આવક સાથે ૧ કરોડ ૭૪ લાખ જેટલી થઈ છે. છેલ્લાં પંદર વર્ષમાં ભાવનગરની નાણાં પ્રકરણી સ્થિતિ ઉત્તમ પ્રકારની વહીવટી પ્રથાને પરિણામે સદ્ધર થવા પામી છે. ૧૯૨૦–૨૧ના વર્ષમાં આ રાજ્યની વાર્ષિક આમદાની લગભગ ૬૯ લાખ રૂપીઆ હતી તે વધીને અહેવાલવાળા વર્ષમાં તેથી અઢીગણી થવા પામી છે. આવકનાં સાધનોમાં તરી જગાતની રકમ લગભગ ૬૭ લાખ જેટલી છે. પરંતુ તે આગલા વર્ષ કરતાં તો લગભગ અર્ધો જેટલી છે. ભાવનગરનાં બંદરો છેલ્લાં પંચોતેર વર્ષથી બ્રિટિશપોર્ટના કરારી હકો ધરાવે છે. અને એ હકો ભાવનગર રાજ્યે બદલો આપી મેળવેલા હોઈ

સરકારને દફતરે તે વિશિષ્ટ રીતે માન્ય રહેલા છે, છતાં હાલની સરકારી જગાતનીતિએ એવા પ્રકારનું ધોરણ અખત્યાર કર્યું છે કે બ્રિટિશ ન્યાયમાં વિશ્વાસ ધરાવનાર હરકોઇને ક્ષણભર આશ્ચર્ય થયા વિના વિના રહે નહીં. પરિણામે ભાવનગરનો બંદરી વેપાર આ એકજ વરસમાં પચાસ ટકા જેટલો ઘટી જવા પામ્યો છે. બેશક કાઠીઆવાડનાં બંદરોનો સવાલ ગુંચવણ ભર્યો છે અને બ્રિટિશ પોર્ટસના હકો ધરાવતા છતાં એની અસર ભાવનગરનાં બંદરો ઉપર પણ સ્વાભાવિક રીતે થઈ છે. અમને લાગે છે કે સમગ્ર હીંદના બંધારણનો નવો યુગ શરૂ થાય તે પહેલાં આ પ્રશ્નનો સમાધાની ભર્યો સંતોષપ્રદ અંત આવી જશે. આવકનાં બીજાં સાધનોમાં લગભગ ૧૬ લાખ જેટલી વ્યાજની ચોકખી આવક રાજ્યને આવે છે. ઉત્તરોત્તર એમાં વૃદ્ધિ થવાનો સંભવ છે. ખર્ચનાં પાસાં જોતાં દરબાર અને રાજકુટુંબના ખર્ચ માટે ૪⅟₂ લાખની રકમ ખરચવામાં આવી છે જે આંકડો એકંદર ઉપજના માત્ર અઢી ટકા જેટલો છે. અને આવકારપ્રદ છે. જે રાજ્યોમાં રાજ્યની ઉપજના ૫૦ ટકા જેટલી રકમ અંગત ખર્ચખાતે ખર્ચવામાં આવે છે તે રાજ્યોએ હાલના વાતાવરણમાં આ વાત લક્ષમાં લેવા યોગ્ય અને અનુકરણ કરવા યોગ્ય છે. નરેંદ્રમંડળે ઉપજના દસ ટકા રાજકર્તાએ અંગત ખર્ચ માટે લેવાને સંમતિ આપી છે, જ્યારે ભાવનગર રાજ્યમાં એ ખાતે ૨⅟₂ ટકા ખર્ચ આવે છે, એ ભાવનગર નરેશને માટે ખરેખર અભિનંદનીય છે. જાહેર બાંધકામ ખાતે રૂ. ૧૭ લાખ જેટલી રકમ ખર્ચવામાં આવી છે, પણ તેમાં તેર લાખ રૂપીઆની રકમ ભાવનગર શહેરને પાણી પૂરૂં પાડનાર ખોડીઆર તળાવ બાંધવામાં ખરચાઈ છે. જ્યારે બાકીની રકમ ગામડાંઓની શાળાઓનાં મકાનો બાંધવા વગેરે માટે ખરચવામાં આવી છે. કેળવણી અને વૈદકીય પાછળ રાજ્ય તરફથી રિપોર્ટવાળા વર્ષમાં ૬ લાખ ૪૪ હજાર અને ૧ લાખ ૭૧ હજાર જેટલી રકમ ખરચવામાં આવી છે. ભાવનગર રાજ્યે ખેડુતોના કરજ નિવારણનો પ્રશ્ન પ્રથમ હાથ ધરી આખા હીંદુસ્તાનમાં ખેડુતોના કરજના પ્રશ્ન પરત્વે દાખલો બેસાડ્યો છે અને ગ્રામ્યવિકાસનું એક અલગ ફંડ કરી તે ફંડની વ્યવસ્થા જેઓનાં તે નાણાં છે તે ગામડાંના લોકોજ કરે એવી વ્યવસ્થા કરી છે. અને તેની સાથે સાથે આખા રાજ્યમાં ગ્રામ્યપંચાયતોનો વિકાસ થાય તે તરફ રાજ્યના અધિકારી વર્ગનું ખાસ લક્ષ છે. અમને લાગે છે કે હાલના બદલાતા જતા ફેરફારોમાં રાજ્યોમાં ગ્રામ્યપંચાયતોનો વિકાસ કરવો એ લોકોને સુખરૂપ જીંદગી ભોગવવામાં અમૂલ્ય મદદરૂપ થઈ પડે એવી સ્થાનિક સંસ્થા છે.

અહેવાલવાળા વર્ષમાં ના. લોર્ડ વીલીંગ્ડન અને લેડી વીલીંગ્ડને ભાવનગરની મુલાકાત લીધી હતી એને લગતો ઇતિહાસ અહેવાલમાં છે.

---

## The Government of Cochin Act

કોચીન રાજ્યે લોકોને પ્રતિનિધિત્વવાળું શાસન આપવાનો નિર્ણય કર્યો છે તે સંબંધી થોડી માહેતી અમે આ અંકમાં અન્યત્ર આપી છે. આ માટે રાજ્યે ઉપરના નામનો એક કાયદો પ્રકટ કર્યો છે. આ કાયદાનાં એકંદર ૧૮૬ પાનાં છે. અને તેમાં (૧) હેતુ નિરુપણ, (૨) કારોબારી (૩) ધારામંડળ (૪) ન્યાય ખાતું, (૫) પરચુરણ બાબતો. એ પ્રમાણે પાંચ વિભાગોમાં પહેલા ત્રીશ પાનામાં કાયદાની ૫૭ કલમો છે. અને બાકીનાં બધાં પાનાઓમાં ધારામંડળોને લગતી ચુંટણીના નિયમો, અને ઉપનિયમો છે. આ એકટ પ્રમાણે જો બરાબર અમલ કરવામાં આવે અને કારોબારી ખાતાઓ તેના અમલમાં વચમાં ન પડે તો કોચીન રાજ્યની પ્રજાને જવાબદાર શાસનનો અનુભવ થાય એવું છે. અમે ઇચ્છીએ છીએ કે કોચીનની માફક બીજાં મોટાં રાજ્યો પણ આ દિશામાં વિચારણા કરે.

---

(બીજા વહીવટી રિપોર્ટ સંબંધી સમાલોચના આવતા અંકે પ્રસિદ્ધ કરવામાં આવશે.)

# નોંધ અને ચર્ચા

## "દેશી રાજ્ય"નું ૧૧મું વર્ષ

સામાન્ય રીતે લખતા હોઈએ તો એમ લખવું જોઈએ કે "ઈશ્વર કૃપાથી "દેશી રાજ્ય" ૧૦મું વર્ષ પૂરું કરી અગીઆરમા વર્ષમાં પ્રવેશ કરે છે, અને તે માટે અમે એ જગન્નિયંતાનો આભાર માનીએ છીએ."' પરંતુ આ એક દસકાના ગાળામાં દેશી રાજ્ય ઉપર કોઈ દિવસ ઈશ્વરકૃપા વરસી જ નથી. જાણે ઈશ્વરનો હેતુ પણ હીંદનાં દેશી રાજ્યો સાથે એમની સેવા કરનાર "દેશી રાજ્ય"ની પણ મણના કરવાનો હોય! એટલે પરમાત્માની અકૃપા પ્રસાદના સતત વર્ષણને અંગે અમારે રાજ્યોપજીવી પરાવલંબન વૃત્તિનો અંગિકાર કરવો પડયો છે. અને "દેશી રાજ્ય" ત્રૈમાસિક કરવું પડયું છે; તે એમ ધારીને કે કોઈ રીતે એ જગન્નિયંતા સામું જુએ છે! પરંતુ હજી એ શુભ અવસર આપ્યો નથી. અને "દેશી રાજ્ય" આર્થિક ભારમાંથી મુક્ત થયું નથી. "દેશી રાજ્ય" ને કશું Patronage નથી. તેમ તેને પક્ષ નથી. ગ્રાહકોની સંખ્યા એજ એનું બળ છે. આવા વિષમ-સંયોગોમાંથી કોઈ વખત પણ મુક્ત થવાશે એ આશાએ અમે પ્રત્યેક ગ્રાહકને વિજ્ઞપ્તિ કરીએ છીએ કે તેઓ મે. થી ચાલુ રહે એટલું જ નહીં-પણ એમના બીજા સન્મિત્રોને પણ ગ્રાહક થવા ભલામણ કરે. "દેશી રાજ્ય" પ્રત્યે જેઓ લાગણી ધરાવતા હોય તેઓને પણ વિજ્ઞપ્તિ છે કે તેઓ પોતે ગ્રાહક બની એ પ્રેમ ભરી લાગણીને મૂર્ત સ્વરૂપ આપે.

અને બીજું એ કે દરેક ગ્રાહક-વેળાસર પોતાનું લવાજમ મોકલી આપે તથા તે કરતાં તો વિશેષ એ કે જેઓનું લવાજમ ચઢી ગયું હોય તેઓ ચઢેલી રકમ તુરત મોકલી આપવા મે. કરે. અને અમારો એટલો ભાર ઓછો કરે.

---

## નરેશોએ ગ્રહણ કરવા યોગ્ય.

એક અમેરિકન પત્રકાર લખે છે કે "સીયામના રાજ્યતંત્રમાં એક મહત્વનો ફેરફાર કરવામાં આવ્યો છે, અને તે એ કે સરકારની નોકરીમાંથી સંખ્યાબંધ રાજકુમારોને રજા આપવામાં આવી છે. શહેનશાહના આ સંબંધીઓમાંના ઘણા તદ્દન નાલાયક હતા. અને માત્ર રાજકુટુંબના હોવાને લીધે મોટી જગાઓ ઉપર હતા, અને તીજોરીને કેવળ ભાર રૂપ હતા." આ શબ્દો હીંદના રાજકર્તાઓએ લક્ષમાં લેવા યોગ્ય છે. પોતાના રાજકુમાર હોય, ભાઈ હોય, ભત્રિજો હોય કે સાળો હોય, એટલાજ માટે તે રાજ્યની નોકરીને માટે યોગ્ય છે એમ ન મનાઈ જવું જોઇએ. આવાં ઈસમો ઉલટ રાજ્યની નોકરીમાં દાખલ થઈ રાજ્ય વહીવટમાં ભારરૂપ અને દખલગીરીરૂપ જોવામાં આવ્યા છે. ગમે તેવા ગાંડા ઘેલા હુકમો કરે છે અને તેઓ રાજ્યકુટુંબના સંબંધમાં હોવાને કારણે કોઈ તેમને કહી શકતું નથી. પૈસાના લોભની ખાતર-કારણ કે રાજાઓને આ વર્ગનું ભરણ પોષણ તો કરવું પડે છે-પણ આ વર્ગનાં માણસોને દરબારની નોકરીમાં ન રાખવાં એ ઇચ્છવા જોગ છે. સિવાય કે રાજ્યના બીજા નોકરોની માફક આ વર્ગનાં માણસોએ પણ યોગ્ય લાયકાત, કેળવણી, વગેરે પ્રાપ્ત કર્યા હોય અને બીજા નોકરોની માફકજ રહેવા તૈયાર હોય.

---

### ના૦ ભાવનગર નરેશ યુરપ તરફ.

નામદાર ભાવનગરના મહારાજા સાહેબ, ના૦ મહારાણી સાહેબ, બન્ને કુમાર સાહેબો, રાજ્યના દીવાન શ્રીયુત અનંતરાય પટ્ટણી, ના૦ મહારાજા સાહેબના બે બન્ધુ કુમારશ્રી નિર્મળકુમારસિંહજી અને કુમારશ્રી ધર્મકુમારસિંહજી વગેરે મંડળ હવાફેર અર્થે એપ્રિલ મહીનાની તા. ૩૦મી ની સ્ટીમરમાં યુરપમાં લોઝાન ગયેલ છે. આ મંડળી યુરપ ખાતે ચારેક માસ રહેવાની વકી છે. દીવાનશ્રી અનંતરાય પટ્ટણીની ગેરહાજરીમાં દીવાન તરીકેનો ચાર્જ ના૦ મહારાજાશ્રીએ નાયબ દીવાન રા. રા. નટવરલાલ માણેકલાલ સુરતીને સુપ્રત કર્યો છે.

---

### રાજ્યોમાં બંધારણીય સુધારા.

હીંદી પ્રધાન લૅાર્ડ ઝેટલેંડે લંડન ખાતે એક ભોજન સમારંભ પ્રસંગે ના૦ વાઈસરોયના ઇગ્લેંડ ગમન સંબંધી જે ભ્રમ ઉપસ્થિત થયો છે તેનું નિરસન કરતાં કહ્યું હતું કે "ફેડરેશનના સંબંધમાં વિચારણા કરવા માટે વાઈસરોય હીંદુસ્તાનથી ઈગ્લેંડ આવે છે એ કેવળ ભ્રમ છે હીંદમાં ફેડરેશનનું ધોરણ દાખલ કરવાનું બહુજ વિચારપૂર્વક નક્કી કરવામાં આવ્યું છે. અને જ્યાં સુધી તે અમલમાં ન આવે ત્યાં સુધી પાર્લામેંટ એ વ્યવસ્થામાં કાંઈ જ ફેરફાર કરવા તૈયાર નથી. વળી ગવર્નમેંટ ઓફ ઇંડીઆ એકટમાં કોઈ જગ્યાએ એવું નથી કે જેથી દેશી રાજ્યોમાં સુધારણા કરવાના કાર્યમાં પ્રત્યવાય આવે. તેમ આ સંબંધમાં હીંદી સરકાર પણ દેશી રાજ્યોની આડે નહીં આવે. અને ફીડરલ ધારા મંડળમાં દેશી રાજ્યોએ પોતાના પ્રતિનિધિઓ ચૂંટણીના ધોરણે મોકલવા કે નહીં તે એમણે જેવાનું છે. હીંદીઓએ આ યોજનાનો સંપૂર્ણ લાભ લેવો જોઇએ કારણકે સંભવ છે કે એવો પ્રસંગ પુનઃ ન આવે." હીંદી પ્રધાને એક વાત સ્પષ્ટ કરી છે અને તે એ કે જે દેશી રાજ્યોના નરેશો પોતાના રાજ્યમાં રાજ્યબંધારણીય સુધારા કરવા ઇંતેજાર હોય તેમને એમ કરતાં હીંદનું ફીડરલ બંધારણ અટકાવતું નથી. હરકોઈ રાજકર્તા જો ધારે તો રાજ્યમાં લોકોનો સહકાર મેળવી ચાલુ બંધારણમાં ફેરફાર કરી શકે છે. અને એમ કરતાં જો લોકોને સંતોષ અપાતો હોય તો તે આપી શકે છે. સમગ્ર હીંદમાં ફીડરલ બંધારણ દાખલ થાય અને ત્યાર પછી એની અસરના પરિણામે રાજ્યોને બંધારણીય સુધારા આપવા પડે તે કરતાં બહેતર છે કે અત્યારથીજ રાજ્યોએ એ દીશામાં કાર્ય સાધક પગલાં લેવાં. ફરજ પડવાને લીધે કામ કરવા કરતાં સ્વેચ્છાથી કરવામાં સ્વાતંત્ર્યનું રક્ષણ થાય છે, એ રાજ્યોથી ન ભુલાવું જોઈએ.

---

### રૂશ્વત સામે ધરમપુરનું પગલું.

ધરમપુર રાજ્યનો કોઈ નોકર લાંચ રૂશ્વત કે બક્ષિસ લેતો જણાશે તો તેને સખ્ત નશીયત થશે એવું એ રાજ્યના ગેઝેટમાં જાહેરનામું પ્રસિદ્ધ થયું છે. સામાન્ય રીતે દેશીરાજ્યોમાં લાંચ રૂશ્વતની બદી સામે આંખમીંચામણા થાય છે એવો જાહેરમત છે. પણ વધી પડેલા ભૂમિના ભારને ઉતારવા માટે જેમ ભગવાનને અવતાર લીધા વગર છૂટકો નથી રહેતો એમ જ્યારે રાજ્યોમાં લાંચની અતિશય બદી ઘર કરી બેસે છે ત્યારે રાજકર્તાથી મૌન રહી શકાતું નથી. માત્ર ધરમપુર રાજ્યમાં જ નહીં પણ લગભગ બધાં દેશી રાજ્યોમાં આવી જ આસુરી સ્થિતિ પ્રવર્તતી હશે. પણ એમાં ધરમપુર રાજ્યે પહેલ કરી તે માટે તે અભિનંદનને પાત્ર છે. ધરમપુર રાજ્યનું અનુકરણ બીજાં રાજ્યો વિના વિલંબે કરે એ ઇચ્છવા જોગ છે. સળો જેમ વહેલો દૂર કરવામાં આવે એમ સલામતી વિશેષ છે.

---

### ઓનરરી મેજીસ્ટ્રેટો

મુંબઈ સરકારે આ વર્ષથી આખા ઇલાકામાંથી (તળ મુંબઈ સિવાય) ઓનરરી મેજીસ્ટ્રેટની જગ્યાઓ બંધ કરી છે. ઇલાકાનું અનુકરણ કરી કેટલાંક દેશી રાજ્યોએ પણ ઓનરરી મેજીસ્ટ્રેટની નીમણુકો કરવાનું ધોરણ અખત્યાર કર્યું હતું. પરંતુ ઉભય સ્થળે એ

ધોરણને નિષ્ફળતા મળી છે. ઓનરરી મેજીસ્ટ્રેટનું સ્થાન મેળવનારાઓનો મોટો ભાગ કાયદાના સામાન્ય જ્ઞાનથી પણ વંચિત હોય છે. એટલે તેઓ લોકોને સંતોષ આપી શકતા નથી, અને બીજું ઉપરની અદાલતોનું કામ અને તકલીફ ઓછાં કરવાનો પણ તેમાં હેતુ હતો, એ પણ સફળ થયો નથી. અમને લાગે છે કે જ્યારે ઈલાકામાં થયું છે ત્યારે દેશી રાજ્યોમાં પણ જ્યાં એ શોભાની પ્રતિમા હોય તેને કાંતો દૂર કરવી અથવા તો તેનો ખરો હેતુ સધાય એટલા માટે એની પુનઃ પ્રાણ પ્રતિષ્ટા કરવી.

---

## જુનાગઢ રાજ્યનું હીંમત ભર્યું પગલું

જુનાગઢ રાજ્યના ગેઝેટ દસ્તુરલ અમલમાં દીવાનની સહીથી નીચેની જાહેર ખબર પ્રસિદ્ધ થઈ છે.

જાહેર ખબર

નં. ૨૯ અને ૧૯૩૮

રાજ્ય પ્રકરણીય કોર્ટના જજ્જ અને વધારાના સેશન્સજજ્જ મી. એન. બી. છત્રપતિ સામે અમુક આક્ષેપો રજુ થયા છે. તે સંબંધમાં તપાસ ચલાવવાની હોઈ આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે કે ઉપરોક્ત અમલદારને જે કોઈએ લાંચ આપી હોય અથવા લાંચ આપવા ઇચ્છા બતાવી હોય તેઓ જુબાની આપવા બહાર પડશે તેના સામે સ્ટેટ તરફથી કોઈ પણ જાતનો કેસ કરવામાં આવશે નહીં.

જુનાગઢ
તા. ૧૮ એપ્રિલ ૧૯૩૮ } Sardar md
દીવાન, જુનાગઢ સ્ટેટ

જુનાગઢ રાજ્યમાં ઓછામાં ઓછા છેલ્લા બે દસકાથી કલેક્ટર અને કમીશનરના દરજ્જાના અંગ્રેજ અધિકારીઓ દીવાન પદે આવે છે. છતાં હાલ ના. દીવાન સાહેબને બીજા કોઈ કારોબારી ખાતાના અધિકારી સામે નહી ને સેશન્સ જડજ જેવા દરજ્જાના ન્યાયખાતાના અધિકારી સામે ઉપરની "જાહેર ખબર" કાઢવી પડી એ શું સુચિત કરે છે? ન્યાય એ પ્રજા જીવનની હયાતીનો પાયો છે. એ પાયો જો ભેળશેળીયો હોય તો રાજ્યોનાં બીજાં વહીવટી ખાતાંઓ વિશે શું માનવું? મી. છત્રપતિ સામેના આક્ષેપો સત્ય હોય કિંવા અસત્ય પણ હોય તે અત્યારથી કહી શકાય નહીં પરંતુ તાત્પર્ય તો એ છે કે જુનાગઢ રાજ્યના દીવાન સાહેબે લગાર પણ સંકોચ વગર કેવળ પ્રજાહિતની દૃષ્ટિનોજ વિચાર કરીને સત્યાન્વેષણનું જે પગલું લીધું છે તે ખરેખર હીંમત અને એમની સત્યનિષ્ઠા પૂરવાર કરે છે. સાંભળવામાં આવ્યું છે કે ઉપર્યુક્ત જાહેર ખબર પ્રસિદ્ધ થયા પછી એ રાજ્યના બીજા અધિકારીઓ સામે ફરીઆદો છે. આવી ફરીઆદો ભલે ખરી હોય પણ કેટલીક વાર "સાંભળે છે માટે ચાલો આપણે પણ કહેવા જઈએ" એવી ગતાનુગતિક વૃત્તિથી દોરવાઈ લોકો ફાવે તેવી ફરીઆદો રજુ કરે છે અને તેમાં કેટલીક વખત તો કશું સત્ય પણ નથી હોતું. એ હકીકત ધ્યાન બહાર ન રહેવી જોઈએ. જુનાગઢ રાજ્યે "જાહેર ખબર" કાઢી છે એટલે ત્યાં લાંચ રૂશ્વતનો સડો હશે અને બીજે નહીં હોય એમ રખે કોઈ માની બેસે!

લાંચ-રૂશ્વતની લાલચ એ એવી લાલચ છે, કે જે હુકમથી દૂર કરી શકાતી નથી. કેટલીક વખત તો આપનારાઓ, લેનારાઓને ઉભા કરે છે. એટલા માટે પડી ગએલી એ પ્રથાનાં મૂળ કારણો નાબુદ કરવાં જોઈએ. બાકી માત્ર તપાસ કરવાથી કે શિક્ષાથી આ બદી દૂર થાય એ અસંભવિત છે. એથી તો માત્ર એકાદ વ્યક્તિને શિક્ષા થશે, અને તેને લીધે કદાચ નોકર વર્ગ થોડો વખત વિશેષ સાવચેત બનશે.

---

## ધ્રાંગધ્રા રાજ્યમાં રેવન્યુ સુધારા.

ધ્રાંગધ્રા રાજ્યે, રાજ્યના રેવન્યુ ખાતાના બંધારણમાં કેટલીક મહત્વનો ફેરફાર કર્યો છે. અને વહીવટની સરલતા ખાતર રાજ્યના સાત મહાલો ને બદલે તેની પુનર્ઘટના કરી ચાર મહાલો કરી બ્રિટિશ જીલ્લાના ધોરણે તેનાં સર્કલો પાડી નાંખવામાં

આવ્યાં છે. તેમ રેવન્યુ ખાતાની વડી ઓફીસનું પણ નવેસરથી બંધારણ કરવામાં આવ્યું છે. જેમાં માત્ર ચૌદજ માણસો રાખવામાં આવ્યાં છે. અને એજ પ્રમાણે મહાલોની ઓફીસોમાં પણ કરવામાં આવ્યું છે. રાજ્યની આ વ્યવસ્થા જેમ રાજ્ય ઉપર ખર્ચનો નિરર્થક ભાર ઓછો કરે છે, તેમ કામની સરલતા થવાથી અરજદારોને તેમની ફરીઆદની દાદ પણ સત્વર મળવાનો સંભવ છે. પ્રાંગધ્રા રાજ્યનું આ પગલું કાળબળને અનુસરતું છે. અને બીજાં એવાંજ રાજ્યોએ દાખલો લેવા યોગ્ય છે.

---

## જયપુર અને સીકર.

છેલ્લા કેટલાક માસથી જયપુર અને સીકર વચ્ચે ઉગ્ર લડાઈ ચાલે છે: લડાઇ શબ્દ અહીં એટલા માટે વાપર્યો છે, કે સીકર જયપુરનું ખંડીયું રાજ્ય ગણાતું હોઇ પોતાના હુકમોનું પાલન કરાવવા જયપુર રાજ્યે સીકર ઉપર સૈન્યની ટુકડી મોકલી છે. એમ કહેવાય છે, કે સીકરના યુવરાજને વિલાયત કેળવણી લેવા મોકલવાની, જયપુર રાજ્યના આગ્રહમાંથી આ બધો ઘટાટોપ ઉપસ્થિત થયો છે. આ ખરૂં હશે. પણ આજ કેટલાંય વરસોથી જયપુર અને સીકર વચ્ચે સાર્વભૌમત્વના સંબંધમાં તકરારો ચાલ્યા કરે છે. સીકર રાજ્ય માને છે, કે જયપુર કહે છે તે પ્રમાણે જયપુરનું ખંડીયું નથી પણ આંતરિક સ્વાતંત્ર્ય ધરાવે છે. અને સાર્વભૌમ સત્તા સાથે જયપુરના જેટલો જ એનો સ્વતંત્ર રાજદ્વારી સંબંધ છે. માત્ર જયપુર રાજ્યને વાર્ષિક ૩૯ હજારનું ભરણું લેવા સિવાય બીજો કશો અધિકાર નથી. લડાઇનું મૂળ તો આ મતભેદમાં છે. સીકરના રાવ રાજા સાહેબ તરફથી એ રાજ્યની પ્રજાએ રાવ રાજાનો પક્ષ લઇ જયપુર રાજ્યના કારોબારીઓ સામે અસરકારક વિરોધ દર્શાવ્યો છે, અને પ્રજાના બળમાં કેટલું રહસ્ય રહ્યું છે તે દર્શાવી આપ્યું છે. હીંદના રજવાડાંના આધુનિક ઇતિહાસમાં આ એક નવું પ્રકરણ છે. અત્યારે તો આ બધાનું પરિણામ એ આવ્યું છે કે હીંદી સરકારની દરમિયાનગીરીથી એક સ્વતંત્ર તપાસ સમિતિ નીમવામાં આવી છે. પણ એક, બીજાની પાસે પરાણે તાબેદારી કબૂલ કરાવવી, એ તાબે રહેનાર કરતાં તાબે રાખનારની નિર્બળતાનું સૂચક છે. તાબેદારી જુલમથી કે આગ્રહથી નહીં પણ પ્રેમથી મેળવી શકાય છે. એ જયપુર જેવા પ્રથમ દરજ્જાના રાજ્યના કારોબારીઓ સમજી જાય તો કેટલાંય વરસોથી આ બે રાજ્યો વચ્ચે ચાલ્યો આવતો ઝઘડો શાંત થઈ જાય.

---

## ભાવનગરમાં રાજ્યમાં ગૌસંવર્ધન

ભાવનગર રાજ્યમાં ગૌસંવર્ધનનું કાર્ય કેટલી સહાનુભુતિથી ચાલે છે તે આ અંકમાં અન્યત્ર શ્રીયુત સુરતી, જેઓ અત્યારે રાજ્યમાં કામ ચલાઉ દીવાન પદે છે એમના લેખથી જણાય છે. રાજ્યના વસુલાતી ખાતાના કામને અંગે પોતાના સ્વર્ગવાસ અગાઉ મર્હુમ સર પ્રભાશંકર પટ્ટણીએ છેલ્લા બે માસ ડીસ્ટ્રીકટમાં મુસાફરી કરી ત્યારે પોતાની મુસાફરીના દરેક ગામે ઢોર ઉછેર અને તેમાંય ખાસ કરીને ગાયોના પાલન ઉપર વિશેષ ભાર મૂકતાં ખેડુતોને ભેંસો કરતાં ગાયો રાખવાનો આગ્રહ કર્યો હતો કે જેથી તેઓની ખેતી વિશેષ આબાદ થાય. અને દર વરસે ખેડુતોને બળદોની ખરીદી પાછળ લગભગ ત્રણ લાખ રૂપિયા જેટલી રકમ ખરચવી પડે છે તે બચી જાય. અને મર્હુમની આ સૂચનાને વિશેષ અમલી બનાવવા માટે રાજ્યનું વસુલાતી ખાતું જો તકેદારી રાખે અને મહાલોના વહીવટદારોને તથા તપાઓના થાણદારોને પણ આ બાબતમાં વિશેષ રસ લેતા કરે તો ખેડુતોને તદ્દન કરજમુક્ત કરી નાંખ્યા પછી તેમની આર્થિક સ્થિતિ સુધારવાનાં કાર્યને રાજ્ય અત્યારે જે મહત્વ આપે છે, તેમાં આથી મદદ મળે. કારણ કે ધર્મની દૃષ્ટિએ તો ગૌપાલનનું મહત્વ છે. પણ તેથી વિશેષ મહત્વ આર્થિક દૃષ્ટિએ છે. જ્યારે એમાં ધર્મ દૃષ્ટિ પણ આવી જાય છે.

---

**મહારાજા સર કૃષ્ણકુમારસિંહજી કે.સી.એસ.આઇ.**

ના૦ શહેનશાહના જન્મ દિવસ પ્રસંગે ભાવનગર રાજ્યના ના૦ મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીને "નાઇટ કમાન્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઈંડીઆ" નો ચંદ્રક અર્પવામાં આવ્યો છે. મહારાજાશ્રી સર કૃષ્ણકુમારસિંહજીનું સૌજન્ય, સરલ પ્રકૃતિ, રાજકર્તા છતાં કેવળ નિરભિમાનપણું, લોકો તરફ હાર્દિક પ્રીતિ અને દુઃખી મનુષ્યોને મદદ આપવાની ભાવના એ વગેરે ગુણો એમને આ મળેલા ચંદ્રકને શોભાવશે. અમે તે નામદારને અમારા અંતરના ભાવોથી અભિનંદન આપીએ છીએ. અને દીર્ઘાયુઃ ઇચ્છીએ છીએ, તથા આવાં બહુમાન એ નામદારશ્રીને પ્રાપ્ત થતાં રહે એવી શુભેચ્છા દર્શાવીએ છીએ.

---

**સ્વર્ગસ્થ હીરાલાલ પારેખ.**

ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિ૦ સેક્રેટરી અને ગુજરાતના સુપ્રસિદ્ધ વિદ્વાન હીરાલાલ પારેખના દુઃખજનક અવસાનથી ગુજરાતને એક નિષ્ટ વિદ્વાનની ખોટ પડી છે. એમની સમભાવ વૃત્તિથી ગુજરાતના લેખક વર્ગમાં એમણે પ્રતિષ્ઠાપાત્ર સ્થાન મેળવી લીધું હતું. સાક્ષરમંડળમાં વિરલ એવી સર્વની સાથે એમણે સમાન મૈત્રી કેળવી હતી. ગુજરાત સર્વસંગ્રહ યોજવાની એમની અંતિમ પ્રવૃત્તિ હતી. અને તે માટે એમણે રૂપરેખા પણ તૈયાર કરી હતી. ગુજરાતના ઇતિહાસનો એમનો ઉંડો અભ્યાસ હતો. અને પ્રભુએ જો એમને દીર્ઘાયુષ આપ્યું હોત તો ગુજરાતનો પ્રમાણભૂત ઇતિહાસ એમના હાથે પૂરો પડત. એમના સ્થાને એમનું સ્થાન પૂરી શકે એવા કોઈ વિદ્વાન ગૃહસ્થની સોસાયટી તરફથી નીમણુક કરવામાં આ... એવી અમારી વિનતિ છે. પ્રભુ એમના આત... શાંતિ આપો.

---

**કચ્છ રાજ્યની જગાતનીતિ.**

કચ્છ રાજ્યનાં બધાં બંદરો સ્વતંત્ર ... અને તે બ્રિટિશ હિંદની સાથે કસ્ટમ્સ... નથી. અર્થાત્ કે એ બંદરોએ પરદેશથી જે માલ આવે એના ઉપર કેટલી જકાત લેવી તે રાજ્યની મુનસફી ઉપર આધાર રાખે છે. ભૂતકાળમાં અને અત્યારે પણ આ બંદરોએ બ્રિટિશ ટેરીફ઼ ઍક્ટ પ્રમાણે જકાત લેવાનું સૂચન કરવામાં આવ્યું હશે. અને અત્યારે પણ કચ્છ રાજ્ય કસ્ટમ્સ યુનીયનમાં જોડાય એવી સરકારની ઇચ્છા હોય એ સ્વાભાવિક છે, જેથી વેપારની નીતિનું એક ધોરણ સચવાઈ રહે. અત્યાર સુધી કચ્છ રાજ્યનું સ્વાતંત્ર્ય જળવાઈ રહ્યું છે. પણ હમણાં હમણાં કચ્છ રાજ્યનાં બંદરોએ માલની આયાત કરી દાણચોરીથી કાઠીઆવાડમાં બીજાં રાજ્યોની હદમાં અને બ્રિટિશ હદમાં માલ નિકાસ કરવાની પ્રવૃત્તિ સતત ચાલુ રહેવા પામી હતી અને તેથી કચ્છ રાજ્યને દરીઆઈ આયાત જગાતમાં વધારો કરવાની ફરજ પડી છે. આથી દાણચોરી કેટલેક અંશે અટકશે ખરી. જો કે કચ્છની સ્થાનિક પ્રજાને પરદેશથી આયાત થતી ચીજો મોંઘા ભાવે પડશે. કચ્છ રાજ્યનાં બંદરોની "ફોરીન પોર્ટ્સ"માં ગણના થતી હોવાથી એ રાજ્યની સરહદે લાઈનદોરી મૂકવામાં આવી છે. પણ માત્ર બ્રિટિશ ટેરીફ઼ પ્રમાણે કચ્છ રાજ્યનાં બંદરોએ જગાતનું ધોરણ સ્વીકારવામાં આવે અને સરહદ પસાર થતા માલનાં સર્ટિફીકેટો સરકાર સાથે સહકારની કામ ચલાઉ શરતો નક્કી કરી આપવામાં આવે તો સંભવ છે કે સીંધના કેટલાંક ભાગમાં, તેમજ મારવાડમાં તેમ... ગુજરાતમાં પ્રજાના... માલનું... પોમ...

...રારજી મહેતા તરફથી ઉપલું નાનકડું છતાં ઉપયોગી ...એ તો વૃદ્ધની વિચારપોથીમાંના લેખ અને અનુભવ ...છે. પુસ્તકમાં નાની મોટી ૨૩ વાર્તાઓ આપવામાં લખાવલી છે અને તેમાંની કેટલીક તો હૃદયમાં સોંસરી ...ાર છેવટે કહી દેવામાં આવ્યો છે. કેટલીક વાર્તા પરથી ...આવ્યું છે. વાર્તાઓ, વર્ણન અને ટાયલાથી મુક્ત છે અને જે ...વામાં આવ્યું છે. વાર્તા જે રીતે લખવામાં આવી છે તે ...કોઈ અમાત્ય કે શિક્ષકે તે લખી હોય તો આશ્ચર્ય પામવાનું ...ની વીચારપોથીમાંથી આ વાર્તાઓ ઉતારવામાં આવી છે તે વૃદ્ધ ...ર પટણી પણ હોઈ શકે. આ પુસ્તકની કીંમત ૮ આના છે.

**મુંબઈ સમાચાર**

( ૫ )

"આ પુસ્તકની ખુબી એ છે કે એના લખનારનું નામ પ્રકટ કરવામાં આવ્યું નથી, તેમજ એનું મુલ્ય શું છે તે પણ જણાવવામાં આવ્યું નથી. × × × નવ લીટીની નાનકડી પ્રસ્તાવનામાં જણાવવામાં આવ્યું છે કે આ વાર્તાઓ લખનાર કોણ હશે એટલી ભાવના જો વાંચનારને થાય તો લખનારના હૃદયમાં તે પેસી શકે છે. આ રહસ્ય સમજવા માટે હું ભાગ્યશાળી નથી.

પણ એક વાત ચોક્કસ છે. મુખ પૃષ્ટ પર જણાવવામાં આવ્યું છે કે એક વૃદ્ધની વિચારપોથી-માંથી આ વાતો લખાયલી છે. એ વૃદ્ધ પુરૂષ કોઇ સામાન્ય વ્યક્તિ નહીં હોય. તેઓ દેશી રાજ્યોના પુરેપુરા અનુભવી હોવા જોઈએ, શાસ્ત્રો અને ફીલસુફીના પુરા જ્ઞાતા હોવા જોઇએ, અને જમાનાને પુરા ઓળખનારા હોવા જોઇએ. એમને વીણીવીણીને રજુ કરેલી વાતો ક્ષુલ્લક નથી, ગપ્પાં નથી, પરંતુ તેમાંથી સમજવાનો સાર માત્ર બાળકોને માટે નથી, પરંતુ મોટેરાઓને માટે પણ છે. આ પુસ્તકમાં ૨૩ વારતાઓ આપવામાં આવી છે. સો પાનામાં તે ભરી દેવામાં આવી છે, સરળતાથી સમજાવવામાં આવી છે. વાંચતા રસ ઉત્પન્ન થાય એવી છે, અને દરેક વારતાને અંતે તેમાંનો બોધ સમજાવવામાં આવ્યો છે. પ્રકાશક કહે છે કે ઉછરતી જીંદગીવાળાઓને ચારિત્ર્યવાન કરવામાં સારા સાધનરૂપ થઈ પડે એવી આ વારતાઓ છે. દાદાજીની ઘણીયે વાતો આપણે વાંચીએ અને સાંભળીએ છીએ. અને જે વૃદ્ધ લેખકની પાસે આ વિચારપોથી છે તેમાંથી થોડીક વધુ વાનગી હવે પછી ચખાડવામાં આવશે એવી હું લાલચ રાખું તો ?"

સાંજ વર્તમાન

( ૬ )

"એક સમય એવો હતો કે વાર્તાઓ બોધપ્રદ હોય તોજ ઉત્તમ લેખાય અને બોધનું તત્ત્વ જેમ વધારે પ્રમાણમાં કે બોધની કક્ષા જેમ વધુ ઉચ્ચ તેમ તે વાર્તા વધુ સુંદરઃ આજની વાર્તાઓમાંથી બોધ તારવી શકાય છે, પરંતુ એજ એનું સર્વસ્વ નથી. આપણી બાળવાર્તાઓમાં પણ આજ સ્થિતિ ઉદ્‌ભવ પામી છે. માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રના વિકાસ સાથે પદ્ધતિ અને શિક્ષણનાં સાધનોમાં સુધારો થયો, તેમ વાર્તાઓની કલામાં પણ સુધારો અને વિકાસ થયાં. આ પ્રકારના જમાનામાં પંચતંત્રની કે ઇસપનીતિની ઢબ પર લખાયલી વાર્તાઓ કંઈક વિચારમાં મૂકી દે છે. આ પુસ્તકમાં ત્રેવીસ વાર્તાઓ છે કે જે ઇતિહાસ પ્રસિદ્ધ કે જાણીતા પુરૂષોનાં જીવનમાંથી ઊતારવામાં આવી છે. આ વાર્તાઓ બોધ આપવાના હેતુથીજ લખાયેલ છે. નાના મોટા સૌ કોઈ આ વાર્તા અવશ્ય રસપૂર્વક વાંચે."

ગુજરાતી.

( ૭ )

"એક વૃદ્ધની વિચારપોથીમાંથી" આમાંની બોધક વાર્તાઓ ઉતારેલી છે. કેટલીક દંતકથાઓ છે, કેટલીક ઇતિહાસકથાઓ છે, કેટલીક રૂપક કથાઓ છે, અને બધીય બોધક છે. સરલ શૈલીએ લખાયલી એ કથાઓ છે અને રાજકારણ અને ધર્મનીતિની વચ્ચે વિહરતા કોઈ સજ્જનની એ વિચારપોથી હશે એવું અનુમાન કરી શકાય છે."

પ્રજાબંધુ

—o—

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૧ મું ]　　　　જુલાઈ-સપ્ટેમ્બર : ૧૯૩૮　　　　[ અંક ૨

## દેશીરાજ્યો અને મહાસભા

૧૮૮૪ ના ડીસેમ્બર મહીનામાં થીઓસોફીકલ સોસાયટીના કેન્દ્ર સ્થાન અડ્યાર ખાતે એનું વાર્ષિક સંમેલન થયું. અડ્યારથી પાછા ફરતાં મદ્રાસ ખાતે દીવાન બહાદુર રઘુનાથરાવના ઘરમાં આ દેશના સત્તર મહાપુરૂષો દેશની સ્થિતિ અને સંયોગોનો વિચાર કરવા એકત્ર મળ્યા. અને વિચારાન્તે કોંગ્રેસની સ્થાપનાનો વિચાર કરી તે સર્વ છૂટા પડ્યા* છૂટા પડેલા આ દરેક ગૃહસ્થે પોત પોતાના પ્રાંતમાં આ સંબંધી વિચારો ફેલાવ્યા. પરિણામે ૧૮૮૫ માં "રાષ્ટ્રીય પ્રગતિ માટે કાર્ય કરનાર સર્વ ઉત્સાહી દેશ સેવકોની પરસ્પર અંગત ઓળખાણ થઈ શકે એટલા માટે સરળતા કરવા અને જે રાજકીય પ્રવૃત્તિ કરવાની હોય તેની ચર્ચા કરવા" કોંગ્રેસની બેઠક મળી. કોંગ્રેસનો આ હેતુ વિકાસ પામી, બ્રિટિશ હીંદના રાજ્ય કારોબારીઓ સમક્ષ મક્કમ રીતે લોકમત રજુ કરવાનો અને હિંદુસ્તાનને માટે સાંસ્થાનિક સ્વરાજ્યનું રાજ્યબંધારણ પ્રાપ્ત કરવાનો અને આગળ જતાં અહિંસાત્મક ઉપાયોથી સ્વરાજ્ય મેળવવાનો થયો. પરંતુ કોંગ્રેસની સ્થાપનાથી લગભગ અત્યાર સુધી દેશના રાજદ્વારી આગેવાનોએ દેશી રાજ્યોના સવાલમાં માથું મારવાનું ઉચિત ધાર્યું ન હતું. ઉલટું એમાંના લગભગ બધાની નીતિ તો રાજાઓ તરફ અને રાજ્યો તરફ ઘણી સહાનુભુતિવાળી હતી. દેશસેવકોમાં દાદાભાઈ, માંડલીક, ઝવેરીલાલ યાજ્ઞિક, રાનડે, મલબારી, તેલંગ, ટિળક અને ફીરોજશા મહેતા વગેરે દેશી રાજ્યો સાથે સંબંધ ધરાવતા હતાં. ઘણા દેશી રાજ્યોના દીવાનો અને રાજાઓ સાથે એ બધાનો મૈત્રી સંબંધ હતો દરભંગાના મહારાજા રાજા રામપાલસીંગ વગેરે કોંગ્રેસમાં હાજરી આપતા.

કોંગ્રેસનો જન્મ થયો તે પહેલાં દેશી રાજ્યો

* આ સત્તર મહાપુરૂષોનાં નામ (૧) એસ. સુબ્રહ્મણ્ય આયર, (૨) પી. રંગા નાયડુ, (૩) પી. આનંદ ચાર્લુ, (૪) નરેન્દ્રનાથ સેન, (૫) સુરેન્દ્રનાથ બેનરજી, (૬) વી. એન. માંડલીક, (૭) કે. ટી. તેલંગ, (૮) દાદાભાઈ નવરોજી (૯) સી. વિજયરંગ મુડલીઆર, ૧૦) પાંડુરંગ ગોપાલ, (૧૧) સરદાર દયાલસીંગ, (૧૨) બાબુ હરિશ્ચંદ્ર, (૧૩) બાબુ કાશીપ્રસાદ, (૧૪) પંડિત લક્ષ્મીનારાયણ (૧૫) બાબુ ચારૂચંદ્ર મિત્ર (૧૬) બાબુ શ્રીરામ (૧૭) દી. બા. રઘુનાથરાવ.

હીંદ આખાના હિતની દષ્ટિએ એ એકજ સફળ થઈ શકે એવા બંધારણનો માર્ગ છે.

૧૯૧૯ પછી હીંદના રાજાઓએ બંધારણના સવાલમાં ઘણો રસ લેવા માંડયો. અને તેની અસર એમની પ્રજા ઉપર પણ થઈ. અને પ્રજા દ્વારા કોંગ્રેસ સમિતિઓમાં ધીમે ધીમે દેશી રાજ્યોના પ્રશ્નોનો ઉહાપોહ થવા લાગ્યો. અને છેલ્લાં દસ વરસમાં કોંગ્રેસને દેશી રાજ્યોના સવાલમાં રસ લેતી કરવાના અવાર નવાર પ્રયત્નો કરવામાં આવ્યા. પણ રાઉન્ડ ટેબલ કોન્ફરંસમાં બંધારણ સમિતિ આગળ મહાત્મા ગાંધીજીએ દેશી રાજ્યો સંબંધી કોંગ્રેસની નીતિ સંબંધી ઉલ્લેખ કરતાં રાજકર્તાઓને ઉદ્દેશી કહ્યું હતું કે "આપની પરવાનગી હોય તો હું એમ પણ કહું કે છેક પ્રારંભકાળમાં કોંગ્રેસે તમારો પક્ષ લીધો છે. આ સમિતિને હું સ્મરણ કરાવું કે કાશ્મીર અને મ્હૈસુરનો પક્ષ લેનાર હીંદના દાદા હતા. અને હું પૂરી નમ્રતાથી કહેવા ઇચ્છું છું કે આ એ મહાન રાજવંશી, દાદાભાઈ નવરોજી અને કોંગ્રેસના પુરૂષાર્થના ઓછા ત્રણી નથી. આજ સુધી પણ કોંગ્રેસે હીંદુસ્તાનના રાજા મહારાજાઓના ઘરની અને આંતરિક બાબતોમાં દખલ ન કરીને તેમની સેવા કરવાનોજ પ્રયત્ન કર્યો છે." સિવાય જ્યારે જ્યારે ગાંધીજીએ દેશી રાજ્યો સંબંધી પોતાનું મંતવ્ય રજુ કર્યું છે ત્યારે દરેક વખતે ઉપર પ્રમાણેના સિદ્ધાંતને જ પોતે અનુસર્યા છે. દેશી રાજ્યો સંબંધી ગાંધીજીની નીતિ હંમેશાં રક્ષણાત્મકજ રહી છે અને આ બાબતમાં તેઓ પોતાના પુરોગામીઓને અનુસર્યા છે.

આમ છતાં ચાર પાંચ વરસ અગાઉથી કોંગ્રેસે દેશી રાજ્યોના વહીવટમાં રસ લેવા માંડયો હતો. એનાં કારણો અનેક હશે. પરંતુ કેટલાંક દેશી રાજ્યોમાં અવ્યવસ્થિત કારોબાર થવાના પરિણામે અને બ્રિટિશ હીંદમાં ચાલતી રાજદ્વારી ચળવળમાં દેશી રાજ્યોની પ્રજાએ ભાગ લેવા માંડયો. તેથી રાજકર્તાઓમાં એમના સરકાર સાથેના સંબંધને અંગે કેટલેક અંશે અણગમો ઉત્પન્ન થયો. ૧૯૨૮માં કલકત્તામાં કોંગ્રેસની બેઠક થઈ તેમાં પંડિત જવાહરલાલ નહેરૂના મુખમાંથી એવું વાકય નીકળી ગયું કે "માંચડા ઉપર બેઠેલા સદ્ગૃહસ્થો (મહમુદાબાદના રાજા અને રાજા રામપાલસિંહ જેવાઓ) સમાજને બીન જરૂરી છે. પંડિત નહેરૂની ઉપરની ટીકા તરફ કોંગ્રેસ મંડળમાં સખત અણગમો થયો હતો. અને એને લીધે બીજે દિવસે કોંગ્રેસમાં એવો ઠરાવ કરવાની જરૂરીઆત ઉભી થઈ કે "કોઈની ખાનગી કે અંગત મીલકત કોઈ ને કાયદેસર રીતે પ્રાપ્ત થઈ હશે તથા જેનો સ્વરાજ્યની સ્થાપના વખતે તે મીલકતનો ભોગવટો ચાલુ હશે, તે મીલકત ઉપરનો તેનો હક મંજુર રાખવામાં આવશે." પરંતુ આવા ઠરાવની કશી અસર દેશી રાજ્યોમાં અવાર નવાર પ્રવર્તિ રહેલી ચળવળ ઉપર થવા પામી નહીં. તેમ ઘાતક નીતિથી જેઓ દેશી રાજ્યોમાં પ્રવૃત્તિ ચલાવી રહ્યા હતા તેઓના ઉપર કોંગ્રેસ કશો અંકુશ પણ રાખી શકી નહીં. કોઈ દેશી રાજ્યમાં કોંગ્રેસની નીતિને અસંમત એવી કોઈ રાજદ્વારી ચળવળનો કોંગ્રેસ પ્રસિદ્ધ રીતે પ્રતિકાર કરી શકે એમ ન હતું. કારણ કે એવો પ્રતિકાર લોકોને સ્વાભાવિક રીતે લોકશાસનના સિદ્ધાંતોની વિરૂદ્ધ છે એમ લાગી જાય. એટલે બની શકે ત્યાં સુધી દેશી રાજ્યોમાં ચાલતી ચળવળો તરફ કોંગ્રેસે તટસ્થતા જાળવી રાખવા પ્રયત્ન કર્યો.

જો કે અત્યાર સુધી કોંગ્રેસે દેશી રાજ્યોના બંધારણ સંબંધી ઉદાસીનતા જાળવી રાખી હતી પણ ૧૯૨૯માં "દેશી રાજાઓ પોતાની પ્રજાને જવાબદાર રાજ્યતંત્ર બક્ષે અને પ્રજાના પ્રાથમિક હક્કો જેવા કે વાણી સ્વાતંત્ર્ય, સભા સ્વાતંત્ર્ય, માલમીલકત અને જાનની સહી સલામતી વિષે હવે વખતસર જાહેરાત કરે" એમ કોંગ્રેસે જાહેરાત કરી. બ્રિટિશ હીંદમાં આ વખતે અને ત્યાર પછી સભાબંધીના કાયદા થયા હતા. તેનો લોકોએ વિરોધ કર્યો, પકડાયા અને કેદમાં ગયા. તેમ બીજી દીશામાં ભયના ભૂત ભરેલા ખ્યાલથી દેશી રાજ્યોમાં પણ એવા કાયદાનું અનુસરણ કરવામાં આવ્યું. અને કોઈક જગ્યાએ રાજ-

કર્તાઓ જેમ પોતાની સત્તાનો દુરૂપયોગ કરતા ગયા તેમ એમની સામે લોકોનો વિરોધ પણ વધતો ગયો. અને કોંગ્રેસમાં દેશી રાજ્યોના વહીવટ સામે ટીકા કરનારો એક પ્રબળ પક્ષ ઉભો થયો. જેમ પહેલાં 'સ્વરાજ્ય પક્ષ' અને 'ડેમોક્રેટીક પાર્ટી' ઉભાં થયાં હતાં તેમ. કોઈ પણ મોટી અને લોકાદર પામેલી સંસ્થાને સજીવ રહેવું હોય તો તેણે ઉભા થતા બધા મતભેદોને અને પક્ષોને પોતાનામાં સમાવી દેવા જોઈએ. એનું બંધારણ પણ એવું હોવું જોઈએ કે બીજાં બંધારણોને તે અનુકુળ હોય.

રાજાઓએ રાઉન્ડ ટેબલ કોન્ફરંસોમાં છુટથી ભાગ લીધો. બીજી રાઉન્ડ ટેબલ કોન્ફરંસમાં કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે ગાંધીજીએ હાજરી આપી. સિવાય પંડિત, માલવીજી, સરોજની નાઈડુ વગેરે કોંગ્રેસ મતવાદી મંડળ આ બીજી કોન્ફરંસમાં હતું. કોંગ્રેસના વધતા જતા બળની નરેશોને કોન્ફરંસમાં સ્પષ્ટ ખાત્રી થઇ શકે એવું હતું. દેશી રાજ્યોના કેટલાક પ્રતિનિધિઓ આ વખતે કોંગ્રેસનું માપ કાઢી શકયા હતા. અર્થાત કે સરકારની માફક કોંગ્રેસ પણ ભવિષ્યનાં વરસોમાં દેશી રાજ્યોના વહીવટમાં હસ્તક્ષેપ કરશે એ એમની જાણ બહાર ન હોવું જોઈએ. ગમે તેમ પણ ૧૯૩૫ના બંધારણના કાયદાનો સ્વીકાર કર્યો ત્યારથી, સમગ્ર હીંદના હિત માટે દેશી રાજ્યો અને બ્રિટિશ હીંદનું મતદાર મંડળ એક સરખી જવાબદારી સ્વીકારી લે છે. અને એ મૂળ બાબતમાંથી દેશી રાજ્યોમાં દરમિયાનગીરી કરવાનો કોંગ્રેસ અધિકાર મેળવી લે છે. તેમ બીજી રીતે અત્યાર સુધી બ્રિટિશ હીંદની રાજનીતિમાં દેશી રાજ્યો તાટસ્થ્ય જાળવી રહ્યાં હતાં તેમાં સ્પષ્ટ રીતે ફેરફાર થયો. ફેડરલ ધારામંડળોમાં પોતાને પ્રમાણમાં વધારે બેઠકો મળે એવો રાજ્યોએ પ્રયત્ન કરી કંઈક અંશે સફળતા મેળવી. અને તે આગળ જતાં ઝગડાનું મૂળ થયું.

આ પ્રમાણે હીંદના બંધારણના સવાલમાં દેશીરાજ્યોએ આદ્યંત ભાગ લીધો તેનું પરિણામ સ્વાભાવિક રીતે એ આવ્યું કે કોંગ્રેસનું લક્ષ દેશીરાજ્યો તરફ ગયું. ૧૯૩૪ માં, જો કે ઑલ ઇંડીઆ કોંગ્રેસ સમિતિ આગળ ગાંધીજીએ જાહેર કર્યું કે કે "દેશી રાજ્યો સંબંધી કોંગ્રેસની નીતિ શું હોવી જોઈએ એમાં પણ મતભેદ રહ્યા છે એ વિષે મેં મારા વિચારો વારંવાર દર્શાવ્યા છે. અનેક વખત એ વિચારો હું તપાસી ગયો છું. પરંતુ તેમાં કશો ફેરફાર કરવાનું હજી મને યોગ્ય નથી." ગાંધીજીના એ વિચારો એટલે દેશી રાજ્યોમાં કોંગ્રેસે નહીં પડવાની નીતિ. આમ છતાં એજ વરસમાં "ફોરીનર્સ ઍક્ટ"ના જુના કાયદાનો દુરૂપયોગ કરી બ્રિટિશ હીંદના અસંખ્ય મહાસભાવાદીઓ સામે પ્રવેશ બંધી કરી એમને બ્રિટિશ હીંદમાં પોતાનો કાયદેસર નિર્વાહ ધંધો કરતા અટકાવી દેવામાં આવ્યા છે" તે સામે કોંગ્રેસે વિરોધ દર્શાવ્યો. તથા "દેશી રાજ્યોની પ્રજાના કલ્યાણ વિષે બ્રિટિશ હીંદની પ્રજાના કલ્યાણ જેટલીજ કાળજી મહાસભા રાખે છે. અને એ પ્રજાને ખાત્રી આપે છે કે તેમની સ્વતંત્રતાની લડતમાં મહાસભાની પૂર્ણ સહાનુભુતિ છે." એવો ઠરાવ કર્યો. દેશી રાજ્યોની પ્રજાના નામે જેઓ કામ કરનારા માણસો હતા અને જેઓ મહાસભાવાદી પણ હતા તેઓને કોંગ્રેસની આટલી સહાનુભુતિથી સંતોષ થયો નહીં. જે વખતે ૧૯૩૫ નો હીંદી સરકારનો કાયદો આમની સભામાં ચર્ચાતો હતો તે અરસામાં એ કાયદાની કઠી કલમના અર્થ સંબંધી અને ફીડરેશનમાં રાજકર્તાઓની સત્તા સંબંધી પોતાના ધંધાની રૂએ કોંગ્રેસની પાર્લામેંટરી બોર્ડના પ્રમુખ ભુલાભાઈ દેસાઈએ કેટલાક એવા વિચારો જાહેર કર્યા કે જેથી દેશી રાજ્યોની પ્રજામાંના જેઓ કોંગ્રેસમાં શ્રદ્ધા રાખનારા હતા, તેમણે એવી માગણી કરી કે મહાસભાએ દેશી રાજ્યો પરત્વે પોતાની નીતિ સાવ સ્પષ્ટ કરી નાંખવી જોઈએ આ બધા સંયોગો અને સ્થિતિના બળે ૧૯૩૫ ના જુલાઈ મહીનામાં વર્ધામાં કોંગ્રેસની કારોબારી સમિતિ મળી તેણે નીચે પ્રમાણે ઠરાવ કર્યો.

"બ્રિટિશ હીંદમાં વસતી પ્રજાને સ્વરાજ્યનો

જન્મસિદ્ધ હક છે. તેવોજ હક દેશી રાજ્યોમાં વસતી પ્રજાને છે, એ હકીકત મહાસભા કબૂલ કરે છે. આથી દેશી રાજ્યોમાં પ્રજાકીય જવાબદાર તંત્રની સ્થાપના થાય એને મહાસભાએ અનુમોદનજ આપ્યું છે. પરંતુ એ વસ્તુ સમજી લેવાની જરૂર છે કે પ્રજાકીય તંત્રના અંગની બધી જવાબદારી તે તે રાજ્યની પ્રજાની ઉપરજ રહે છે. મહાસભા તો શક્ય હોય ત્યાં રાજ્યો ઉપર પોતાનું નૈતિક બળ વાપરી એમને મિત્ર ભાવે સલાહ આપી શકે. અને એમ કરવા તો એ બંધાયેલીજ છે. આ સિવાય આજના સંયોગોમાં મહાસભા પાસે બીજી શક્તિ નથી. પરંતુ મહાસભા દેશી રાજ્યોની પ્રજાને એટલી તો ખાત્રી આપીજ દે છે કે રાજાઓની મદદ લેવા સારૂ મહાસભા પ્રજાના હિતની તો લેશ માત્ર અવગણના સહન કરી શકશે નહીં. પ્રથમથીજ મહાસભાએ એવા હિત ધર્ષણનો વિરોધ કર્યો છે."

ઉપરનો ઠરાવ સાવ સ્પષ્ટ છે. પણ તેમાં દેશી રાજ્યો ઉપર નવા બંધારણની શું અસર થશે તે સંબંધી એ કારણથી કાંઈ કહેવામાં નથી આવ્યું કે કોંગ્રેસે આ વખતે બંધારણનો અસ્વીકાર કર્યો હતો. ત્રણ ચાર વરસના વિચારને અંતે અને કોંગ્રેસે આંતિક વહીવટનો સ્વીકાર કર્યા પછી ફેડરલ ધારા મડળોમાં દેશી રાજ્યોને જે જગાઓ આપવામાં આવી છે તે ચુંટણીના ધોરણે પુરાવી જોઈએ એવો દૃઢ આગ્રહ મહાસભાવાદી આગેવાનોએ સતત ચાલુ રાખ્યો છે. એટલું નહીં પણ નવા બંધારણના સ્વીકારની શરતો પૈકી આ એક મહત્વની શરત છે.

ઉપરના ઠરાવમાં દેશી રાજ્યો સાથે મૈત્રી જાળવી રાખવાનો અને બને ત્યાં સુધી તટસ્થ પણું સાચવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પરંતુ છેલ્લાં બે વરસમાં હીંદુસ્તાનનાં દેશી રાજ્યોમાં બનેલા બનાવોને અંતે લગભગ બધામાં મહાસભાએ દરમિયાનગીરી કરી છે. અને અત્યાર સુધી દેશીરાજ્યો જે કેવળ સાર્વભૌમ સત્તા તરીકે સરકારની સામેજ નજર રાખી રહ્યાં હતાં એ સાર્વભૌમત્વમાં કોંગ્રેસે હીસ્સો પડાવ્યો છે. મહાસભાનો વાવટો ફરકાવવા સંબંધી ચાલેલી ચળવળના પરિણામે મ્હૈસુર રાજ્યમાં વિદુરાશ્વત્થમ ખાતે ગોળીબાર થયો અને કેટલાંક માણસો મરી ગયાં તથા કેટલાંકને ઇજા થઈ અને તેને અંગે મ્હૈસોર રાજ્યમાં જે ઉહાપોહ થયો તેમાં મહાસભાના પ્રતિનિધિ તરીકે સરદાર વલ્લભભાઇ અને પ્રો૦ કૃપાલાનીએ વચમાં પડી સમાધાન કરાવ્યું. મ્હૈસોર રાજ્યે મહાસભાના પક્ષની સભાઓ હોય ત્યાં રાષ્ટ્રીય વાવટો ફરકાવવામાં આવે તે સામે પોતાનો વિરોધ નથી એમ જાહેર કર્યું. સિવાય બીજા સાર્વજનિક પ્રસંગોએ મ્હૈસુર રાજ્યના ધ્વજની સાથે કોંગ્રેસનો વાવટો ફરકાવવામાં આવે તેને મંજુરી આપી. હમણાં મ્હૈસુરના મહાસભાવાદીઓએ એવો આગ્રહ કર્યો હતો કે જ્યાં બે વાવટા ફરકાવવાના હોય ત્યાં પહેલો કોંગ્રેસનો વાવટો ફરકાવવો. અને મ્હૈસુર દરબાર એ વાત માન્ય ન રાખે તો સત્યાગ્રહ કરવો. પણ સત્યાગ્રહ કરવાની મનિષા રાખનારાઓને ઉપરથી કહેવામાં આવ્યું કે આવી નાની નાની બાબતોમાં સત્યાગ્રહ કરવો મુનાસીબ નથી. જલીયાનવાળા બાગમાં પણ ગોળીબાર થયો હતો અને મ્હૈસુર ખાતે પણ થયો. પરતુ કોંગ્રેસના આગેવાનોએ દરમિયાનગીરી કરતાં મ્હૈસુર જેવા રાજ્યમાં પ્રથમ ગ્રાસે ખૂબ સંભાળ રાખી અને સાવચેતી પૂર્વક કંઈક અંશે મ્હૈસુર રાજ્ય પાસે એ દરમિયાનગીરીનું મહત્વ અંકાવ્યું. જ્યારે સરકારે પોતાના સાર્વભૌમપણાની રૂએ આ સંબંધમાં જાહેરમાં જાણી શકાય એવાં કશાં પગલાં ન લીધાં.

ઉત્તર ગુજરાતમાં આવેલા માણસા રાજ્યમાં ખેડુતો અને રાજ્ય વચ્ચે જે વિરોધ જાગ્યો હતો તેમાં પણ કોંગ્રેસે દરમિયાનગીરી કરી. મ્હૈસુરના પ્રમાણમાં માણસા રાજ્ય નાનું હોવાથી ત્યાંના રાજ્યકારોબારીઓ સામે કોંગ્રેસના પ્રતિનિધિ જેવા સરદાર વલ્લભભાઇએ સહજ ઉગ્રતાથી કામ લઈ રાજ્ય પાસે શરતો કબૂલ કરાવી. અને છતાં સાબરકાંઠા એજન્સિના પોલીટીકલ એજંટ મૌન રહ્યા.

ઉપરના બન્ને કિસ્સાઓમાં જો સાર્વભૌમ સત્તા તરીકે સરકારે દરમિયાનગીરી કરી હોત તો? કાઠીઆવાડમાં ગોહિલવાડ પ્રાંતમાં આવેલા વળા રાજ્યમાં કોંગ્રેસે પરોક્ષ રીતે તટસ્થતા જાળવી છે. કાંતો એમાં સફળતા થવાનાં યોગ્ય ચિહ્નો લાગ્યાં નહીં હોય અથવા દરમિયાનગીરી કરવા જેવું એ પ્રશ્નનું મહત્ત્વ નહીં લાગ્યું હોય! છેલ્લે જયપુર વિરૂદ્ધ સીકરના કીસ્સામાં પણ કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે શેઠ જમનાલાલ બજાજે દરમિયાનગીરી કરી બન્ને રાજ્ય વચ્ચે સમાધાની ભર્યું વાતાવરણ ઉભું કર્યું છે. જયપુર અને સીકરના સવાલમાં તો સાર્વભૌમસત્તા તરીકે સરકારને ખુલ્લી રીતે દરમિયાનગીરી કરવાનાં કારણો પણ હતાં. પણ સરકારે જયપુરના લગભગ આંતર વહીવટનો એ સવાલ ગણી મૌન જાળવી રાખ્યું. કહેવાય છે કે સીકરમાં રાજપુતો, જયપુરના લશ્કર સામે સમરાંગણમાં ઉતરવા પણ તૈયાર થયા હતા. સીકરના બધા દરવાજાઓ બંધ કરી દેવામાં આવ્યા હતા. અને બન્ને રાજ્ય વચ્ચે ભૂતકાળની યાદી આપે એવું પ્રશ્નનું આખું સ્વરૂપ લડાયક બની ગયું હતું. હીંદુસ્તાનનાં દેશી રાજ્યોના આંતર વહીવટમાં સરકારની નીતિ તટસ્થ રહેવાની છે, એ વાત માન્ય રાખતા છતાં એટલું ખરૂં છે કે રાજ્યોની પ્રજાની સહી સલામતી જોખમમાં ન આવી પડે એની પણ સંભાળ રાખવાની સરકારની ફરજ એના સાર્વભૌમપણામાંથી ફલિત થાય છે. સરકારે સાર્વભૌમ સત્તા તરીકે જયપુર રાજ્યને સહિષ્ણુતા અને કૌશલ્યથી કામ લેવાનું સૂચન કર્યું હોત તો તેની ઇષ્ટ અસર થાત એમ લાગે છે. પરંતુ સરકારની શિથિલતાનો લાભ કોંગ્રેસે લઈ લીધો છે.

મ્હૈસુરની સાથેના સમાધાન પછી ત્રીપુરતમાં મળેલી કોંગ્રેસની વરકીંગ કમિટીએ એ સંબંધમાં જે ઠરાવ કર્યો તેમાં એક વાક્ય એવું હતું કે "મહાસભાવાદીઓમાં એક એવો પક્ષ વધતો જાય છે કે જે દેશી રાજ્યોને મધ્યયુગના અવશેષ માની તેમનો સંપૂર્ણ નાશ કરવા ઇચ્છે છે. પણ મહાસભાની સંસ્થા તરીકેની નીતિ અત્યાર સુધી દેશી રાજ્યો પ્રત્યે મિત્રાચારીની રહી છે ને હજુ પણ રહેશે." આ ખરૂં છે પણ મહાસભામાં જે પક્ષ વધતો જાય છે તે ખરેખર વધશે પછી દેશી રાજ્યો સંબંધી મહાસભાની નીતિ કેવી રહેશે? જો કે એટલું ખરૂં છે કે એ નીતિમાં જ્યારે ફેરફાર થશે ત્યારે મહાસભાએ પાછળના કોઈપણ વરસોમાં નહી એવું જે દેશમાં પ્રતિષ્ઠાપાત્ર સ્થાન અત્યારે મેળવ્યું છે અને બ્રિટિશહિંદના સાત મોટા પ્રાંતોમાં એ પ્રતિષ્ઠાના બળે જે સરમુખત્યારી મેળવી છે, એમાંનું કશું નહીં હોય એમ લાગે છે. ભૂતકાળમાં દેશી રાજ્યો સાથે સમાધાનશીલ વલણ રાખી કોંગ્રેસે પોતાની શક્તિમાં વધારો કર્યો છે. કોંગ્રેસનું એ વલણ કુનેહભર્યું હતું, પરન્તુ હવે એ નીતિ જાણે કોંગ્રેસ ત્યાગવા માગતી હોય એમ એની હાલની કાર્યનીતિથી જણાય છે. ફેડરેશનનો પ્રશ્ન, પ્રાંતોમાં કોંગ્રેસે મેળવેલી અબાધિત સત્તા, યુરપનો આંતરરાષ્ટ્રીય પ્રશ્ન અને તેની ઇંગ્લેંડના રાજકીય વાતાવરણ ઉપર પડતી અસરના સંયોગોમાં દેશી રાજ્યોના વહીવટમાં કોંગ્રેસના હસ્તક્ષેપને તત્કાલ સફળતા મળે પરંતુ કોંગ્રેસની એ નીતિ સતત ચાલુ રહેશે તો અમને શંકા છે કે બ્રિટિશ હિંદના પ્રશ્નો કે જે ઘણા મહત્ત્વના છે તેને હાની પહોંચશે. ભૌગોલિક અને સામાજિક સંબંધ જો કે દેશી રાજ્યોને સમગ્ર હીંદની સાથે સંબંધમાં રાખે છે પણ રાજદ્વારી સંબંધની રીતે રાજ્યો પરદેશી સંસ્થાનો જેવાં છે, એટલે દેશી રાજ્યોના સીધા પરિચયમાં કોંગ્રેસ ન આવે એ ઇચ્છવા જોગ છે. કોંગ્રેસના ભૂતકાળના મહારથીઓ જો કે હાલને મુકાબલે તેઓ "મવાલ" હતા એમ માનીએ છતાં દેશી રાજ્યો પ્રત્યેની કોંગ્રેસની, એમણે દોરેલી રેખા વધારે વ્યવહારૂ હતી. અને નરેન્દ્ર મંડળની સ્થાપના સુધી સરકાર, સાર્વભૌમસત્તા છતાં સરકારે પણ બહુધા એજ નીતિનું અનુસરણ કર્યા કર્યું છે. પણ આ વિકલ્પમાં શું વિધિનિષેધાત્મક છે, તે કાળ સિવાય કોઈ નક્કી કરી શકે એમ નથી.

પણ અત્યારે 'કોંગ્રેસમાં દેશી રાજ્યોની પ્રજાને પણ વિશ્વાસ–મહાત્મા ગાંધીજી કોંગ્રેસના સારથી છે તેથી કે લોકોની વૃતિમાં જ ફેરફાર થયો હોય તેથી–છે એટલે નરેશોએ નજરે દેખાતી એ સ્થિતિની ઉપેક્ષા ન કરવી જોઈએ એમ અમને લાગે છે. સીકરમાં આખી પ્રજા કમીટીનું વલણ જમનાલાલ બજાજના કહેવાથી ફેરવાઈ ગયું અને મુંગે મોઢે તથા "રાજીખુશીથી સીકરવાસીઓએ અને રાવ રાજાએ પણ જયપુરનું આધિપત્ય માન્ય રાખી લીધું તેનું કારણ લોકોનો કોંગ્રેસના વચનમાં વિશ્વાસ એજ. આ રીતે છેલ્લા છ મહીનાસાં કોંગ્રેસે દેશી રાજ્યોના પ્રશ્નને એની કાર્યસુચિમાં અગત્યનું સ્થાન આપ્યું છે અને જેટલાં રાજ્યોમાં કોંગ્રેસે દરમિયાનગીરી કરી છે તે બધી જગ્યાએ વધતે ઓછે અંશે અસર કરી છે. વર્ધા ખાતે જુલાઈ મહીનાના ત્રીજા સપ્તાહમાં કોંગ્રેસની વરકીંગ કમિટી મળી હતી એ કમિટીમાં કોંગ્રેસના ઈતિહાસમાં પહેલી જ વખત (મ્હૈસુરના ઠરાવ પછી) દેશી રાજ્યોની રાજદ્દારી પરિસ્થિતિના સંબધમાં વિગતેસર ઠરાવ કરવામાં આવ્યો છે. આ ઠરાવ નીચે આપી આ લેખ અમે પુરો કરીએ છીએ

૧. "માણસા, વળા, રામદુર્ગ, જમખંડી અને મીરજના પ્રજાજનોએ તેમના આર્થિક અને રાજકોય હકોની રક્ષાને સારૂ ચલાવેલી તેમની શુરાતન ભરી અને અહિંસક લડતમાં જે વિજય મેળવ્યો છે તેને સારૂ કાર્યવાહક સમિતિ તેમને અભિનંદન આપે છે."

૨. "ઉત્કલમાં નીલગીરી રાજ્યના પ્રજાજનો તેમના રાજ્યની અંદર સભા સરઘસની અને મંડળો સ્થાપવાની જે બંધી છે તેની સામે જે અહિંસક લડત ચલાવી રહ્યા છે તેમાં કાર્યવાહક સમિતિ તેમની પ્રત્યે સહાનુભુતિ પ્રગટ કરે છે."

૩. "કાર્યવાહક સમિતિ ઠરાવ કરે છે કે રાજસ્થાનોની મહાસભા સમિતિઓ અત્યાર સુધી કરતી હતી તેમ પોત પોતાની પ્રાંતિક સમિતિના હાથ નીચે હાલ તુરત કામ કરે."

૪. "શેઠ જમનાલાલ બજાજ પાસેથી જયપુર અને સિકરના કલહના સમાધાનનો અહેવાલ સાંભળ્યા પછી આ સમિતિ લોકોને એ વાતનું અભિનંદન આપે છે કે શેઠ જમનાલાલજીની સલાહ સાંભળી અને સશસ્ત્ર સામનાનો વિચાર છોડી દઈ અહિંસાની રીત અખત્યાર કરવાનો નિશ્ચય કરવામાં સાચી શુરાતનની ભાવના બતાવી ને જે ખુનામરકી થવાનો ભય રહેતો હતો હતો તે અટકાવી. ૪થી જુલાઈ એ સીકરમાં થયેલા ગોળીબારમાં જે બીન જરૂરી પ્રાણહાની થઈ તેને સારૂ કાર્યવાહક સમિતિ ખેદપ્રદર્શિત કરે છેઅને મર્હુમોના કુટુંબો પ્રત્યે દિલસોજી દર્શાવે છે. સમિતિને આશા છે કે સિકરની પ્રજા સાથે ભવિષ્યમાં કામ લેવામાં જયપુરના અધિકારીઓ સૌમ્યતાથી કામ લેશે. જેથી જયપુર રાજ્ય અને અને સિકરના રાવરાજા તથા પ્રજાજનો વચ્ચે પાછો મિત્રાચારીનો સંબંધ સ્થપાય."

એક અભ્યાસી.

—o—

# મુંબઈ ઈલાકાના તાલુકદારો અને સરદારો સમક્ષ મર્હુમ સર પ્રભાશંકરનું ભાષણ.

[ગયા ડીસેમ્બર માસમાં તા. ૧૮ મીએ મુંબઈ ઈલાકાના તાલુકદારો અને સરદારો વગેરેની એક કોન્ફરંસ નાસીક ખાતે મર્હુમ સર પ્રભાશંકર પટ્ટણીના પ્રમુખ પદે ભરાઈ હતી. તે પ્રસંગે કોન્ફરંસ સમક્ષ સર પ્રભાશંકરે જે તત્કાલ પ્રવચન કર્યું હતું તે અત્યારે જ્યારે ગણોતબીલ, સરકાર પ્રાંતિક ધારાસભામાં પેશ કરનાર છે ત્યારે એ વિષય સાથે સંબંધ ધરાવતા સર્વ કોઇને આ વિચારો ઉપયુક્ત હોઇ તેનું અવતરણ અમે આ નીચે આપીએ છીએ. તાલુકદારો અને સરદારોનું એક શિષ્ટ મંડળ મર્હુમ સર પ્રભાશંકર પટ્ટણીની આગેવાની નીચે મુંબઈ સરકાર પાસે જવાનું પણ હતું. અને જો તે પ્રમાણે બની શક્યું હોત તો તાલુકદારો અને ગણોતદારો વચ્ચેનો સંબંધ ઈષ્ટ સ્વરૂપ લેત. ઓછામાં ઓછું મુંબઈ સરકાર સમક્ષ તાલુકદારોનું શિષ્ટ મંડળ પોતાનું પ્રયોજન યોગ્ય રીતે રજૂ કરી શકત. તંત્રી]

———o———

કોન્ફરંસના સત્કાર મંડળના પ્રમુખે પોતાના છાપેલા ભાષણમાં કેટલાક મુદ્દાઓની ચર્ચા કરી હતી. એ મુદ્દાઓના સંબંધમાં કોન્ફરંસના પ્રમુખ તરીકે સર પ્રભાશંકર પટ્ટણીએ લગભગ સવા કલાક સુધી મૌખિક વિવેચન કર્યું હતું. સભામાં કોઈ અંગ્રેજી ઝડપી લેખકની હાજરી નહી હોવાથી તેમનું આ ભાષણ અક્ષરશઃ લેવાઈ શકાયું નથી પણ તેમણે જે જે મુદ્દાઓ પરત્વે ચર્ચા કરી હતી તેનો સાર ભાગ આ નીચે આપ્યો છે.

વિવેચનની શરૂઆતમાં એમણે કહ્યું કે "અત્યારના કાળમાં જ્યારે સાંભળનારાઓની કલ્પના શક્તિને ઉશ્કેરી મૂકે એવા માત્ર શબ્દોનેજ મહત્વ અપાય છે ત્યારે આ કોન્ફરંસના પ્રમુખ તરીકે મને પોતાને મારામાં ભરોસો પડતો નથી. એક એડમીનીસ્ટ્રેટર તરીકે માત્ર શબ્દો કરતાં કાર્યમાં મને સવિશેષ શ્રદ્ધા છે. કારણ કે શબ્દો એ કાંઈ કાર્ય નથી."

"આપણા દેશના ઇતિહાસમાં ઘણા પ્રાચીન કાળથી જમીન ધારણ કરનારાઓ વિશિષ્ટ હકો ધરાવે છે. રાજ્યની અમૂલ્ય સેવાના બદલામાં આ હકો એમને મળેલા છે. તે કારણથી અને આ સવાલની અગત્યતાને લીધે આ સભાનું પ્રમુખ સ્થાન લેવાનું મેં કબુલ કર્યું છે. મને લાગ્યું કે મારો વહીવટનું અનુભવ આ સભાને માર્ગદર્શક થઈ પડે એમ હોય, જમીનદારો અને એમના ખેડુતો વચ્ચેના સંબંધનો એમને સાચો ખ્યાલ આપી શકાય અને જ્યારે આ ઇલાકામાં પ્રજાકીય સરકાર અસ્તિત્વ ધરાવે છે ત્યારે જો તેઓ બધા સંગઠિત થઈ શકે તેમ હોય તો મારે તેઓને સહર્ષ મદદ કરવી જોઇએ"

સત્કાર મંડળના પ્રમુખે પોતાના ભાષણમાં ભગવાન રામચંદ્રજી સંબંધી વિચારો પ્રકટ કર્યા હતા તેનો ઉલ્લેખ કરતાં પટ્ટણીજીએ કહ્યું કે "એક રીતે જોતાં આ સભા નાસીકમાં ભરવામાં આવી છે એ યોગ્ય થયું છે. કારણ કે આ શહેર ઘણા પ્રાચીન કાળથી ધર્મના સ્થળ તરીકે જાણીતું છે. અને રામચંદ્રજીના જીવન સાથે નિકટનો સંબંધ ધરાવે છે. આમ કહેતાં આપણને રામરાજ્યનું સ્મરણ થાય છે કે જેમાં દરેક પ્રજાજનનાં હિતોની સંભાળ રાખવામાં આવતી હતી, અત્યારના કાળમાં પણ દેશહિત માટે રામરાજ્યનાં જેવા ન્યાયી અને સમસ્ત પ્રજાવર્ગનું હિત સચવાઇ રહે એવા રાજ્યની ખાસ અગત્ય છે."

"સામાન્ય રીતે એ જાણીતી વાત છે કે કેટલીક વખત પ્રજાના અમુક વર્ગના હકો જાળવવા માટે રાજ્ય ઉપર દબાણ લાવવું પડે છે, પણ હકો અને જવાબદારી એ એક બીજાની સાથે રહેલાં છે. અને

તે હથેળીની બે બાજુ જેવાં છે. એક માણસ હકો ભોગવે અને બીજા ઉપર જવાબદારી હોય એ બને નહીં. જે માણસ હકો ભોગવે એના ઉપર જ એ હકોના અંગની જવાબદારી અદા કરવાની હોય છે, હકો અને જવાબદારી એક બીજાથી છુટાં રહી શકે જ નહીં. જો આ દૃષ્ટિબિંદુથી જમીનદારો અને ખેડુતો પોતાના પ્રશ્નોનો વિચાર કરે તો ઘણી સહેલાઇથી એમની મુશ્કેલીઓનો અંત આવી જાય"

એમણે વિશેષમાં કહ્યું છે કે "જ્યારે રાજતંત્રમાં ફેરફાર થાય છે ત્યારે પ્રજાનાં જુદા જુદા વર્ગનાં માણસો વચ્ચે આગળ આવવાને માટે સ્પર્ધાને અંગે સંઘર્ષણ થાય છે. જેમ રમતોમાં થાય છે તેમ. પણ પોતાના સ્વાર્થ માટે સમાજના ક્ષેત્રમાંથી એક વર્ગને ખસેડી મૂકવો એ નીતિ નથી, માટે સરકાર સમક્ષ અત્યારે જે પ્રશ્નો છે તેમાં સરકાર અને જાગીરદારોના હકોનો ઈતિહાસ પણ તપાસવો જોઇશે. જાગીરદારોને કોના તરફથી આ હકો આપવામાં આવ્યા હતા, કોને આપવામાં આવ્યા હતા, શામાટે આપવામાં આવ્યા હતા અને કેવી રીતે આપવામાં આવ્યા હતા એ તથા તેના અંગના બધા સંજોગોનો તપાસ કરવો પડશે. આ બધી બાબતો તરફ દુર્લક્ષ આપી શકાય જ નહીં, કારણકે હાલની સરકાર, જો પોતાની પુરોગામી એટલે પહેલાંની સરકારનાં નાણાં અને એણે કરેલા કરારોને કાગળના ટુકડા જેવાં ગણે તો તે શી રીતે આશા રાખી શકે કે પોતે ચલાવેલાં નાણાં અને કરેલા કરારો પોતાની પછીની સરકાર મંજુર રાખશે? અને એમ માનવાને એને હક પણ શું છે? ઈસુખ્રીસ્તે જ્યારે "as you sow so shall ye reap" અર્થાત્ "જેવું વાવો તેવું લણો" એમ કહ્યું ત્યારે માત્ર વ્યક્તિને જ અનુલક્ષીને નહીં પરંતુ રાજ્યાધિકારીઓને પણ એણે ઉદ્દેશ્યા હતા."

"જો કે આ સભાને સ્થાપન થયાં બહુ વરસો થયાં નથી. છતાં પણ એ સભા જે હકોનું પ્રતિનિધિત્વ ધરાવે છે તે હકો તો મોગલકાળથી ચાલ્યા આવ્યા છે. અને આ એક સુખદ પ્રસંગ છે કે જાગીરદારો, જમીનદારો, ઇનામદારો વગેરે ઘણા જુના કાળથી જે હકો ભોગવતા આવ્યા છે તે હકોનું સંરક્ષણ કરવા તેઓ એકઠા મળ્યા છે" પટ્ટણીજીએ કહ્યું કે "મુખ્યત્વે આ આખા વર્ગનાં હિતો લગભગ એક સરખાં છે. છતાં એમના વ્યક્તિગત હકોના ભિન્ન ભિન્ન પ્રકાર છે અને તેઓનાં હિતો પણ એક બીજાથી ઘણી રીતે જુદાં પડે છે. એટલે જો બધા જમીનદારો બીજાના હકોનો વિચાર કર્યા વિના પોતાના વ્યક્તિગત હકો માટે દબાણ લાવશે તો તમના એેક્ય હિતનું બરાબર રક્ષણ થઈ શકશે નહીં."

આમ કહીને એમણે લીગ ઓફ નેશન્સ કે જે દુનિયામાં મોટામાં મોટી એસેમ્બ્લી છે અને જેનો હેતુ દુનિયામાં શાંતિ સ્થાપવાનો છે તેમાં શું બન્યું અને અત્યારે શું બની રહ્યું છે. તેનો નિર્દેશ કર્યો હતો. પટ્ટણીજીએ કહ્યું કે "એક પણ અપવાદ સિવાય લીગમાં દરેક રાજ્ય આ વાતને વળગી રહ્યું છે કે "જ્યાં સુધી મારા દેશના લાભો સહીસલામત રહેશે ત્યાં સુધી હું દુનિયામાં શાંતિ સ્થાપવા માટે છું" હવે જો દરેક રાજ્ય શાંતિનો માર્ગ આ રીતનો ગ્રહણ કરે તો દુનિયામાં કઈ રીતે શાંતિ સ્થાપી શકાય? એટલે ખરૂં જોતાં જ્યાં બધાયે સાથે મળીને પ્રયત્ન કરવાની જરૂર છે ત્યાં એ પ્રયત્ન કરનારાઓએ યોગ્ય પ્રકારે સ્વાર્થ ત્યાગ પણ કરવો જોઈએ."

"સ્વાગત મંડળના પ્રમુખે પોતાના ભાષણમાં સરકારના પ્રધાનોએ કરેલા ભાષણો પરત્વે ઉલ્લેખ કર્યો છે, આ ભાષણોથી જાગીરદારોના મનમાં પોતાના હકો માટે લાગણી ઉત્પન્ન થવા પામી છે" આ સંબંધમાં પોતાના વિચાર દર્શાવતાં સર પ્રભાશંકરે કહ્યું કે "પ્રધાનોના મનમાં શું છે, તે એક અધિકારી તરીકે પોતે સમજી અને જાણી શકે છે. કેટલાક માને છે તે પ્રમાણે આ ભાષણોથી જે ભય ઉત્પન્ન થયો છે તે જમીનદાર વર્ગ વિરૂદ્ધના એક પક્ષી વિચારોને અંગે નથી. જો કોઈ અધિકારી કાંઈ પગલું ભરે અને તેથી તેની હાથ નીચેના માણસોના

હકોને અસર થાય તો તેનો અર્થ એવો ન થવો જોઈએ કે આ માણસો તરફ એ અધિકારીને ધૃણા છે. પરન્તુ એનું ખરૂં કારણ તો એ સવાલના અંગની દરેક વસ્તુસ્થિતિનું એને જ્ઞાન ન હોય એજ છે."

"પ્રધાનોએ પોતાના ભાષણમાં જમીનદાર વર્ગ સંબંધી આ પ્રમાણે કહ્યું તેનાં બે કારણો હતાં. એક કારણ તો એ કે બજેટના અસમતોલપણાને અંગે બધા દેશોના વહીવટી તંત્રને જે જાતનો ભય લાગે છે તે જાતનો ભય. અને બીજું કારણ આ સવાલના અંગેની પૂરતી માહેતી હોવાની અશક્યતા. પહેલા કારણ સંબંધી વિચારતાં લાગે છે લોકશાસન એ ખર્ચાળ શાસન છે. અને તે શાસન ચલાવવા દ્રવ્યની ખાસ આવશ્યકતા છે. સામાન્ય વહીવટ તો એવા પ્રકારનો છે કે જેઓની પાસે પૈસા હોય અને જેઓ સરકારની સામે કર માટે ઓછામાં ઓછો વિરોધ કરનાર હોય તેઓની ઉપર કર નાંખવો. અત્યારે હિંદુસ્તાનમાં બધે ઠેકાણે કર નાંખવો એ આવશ્યક મનાય છે. પણ તે ડહાપણ ભરેલો માર્ગ છે કે કેમ તે પાછળથી જણાશે. અને જમીનદારો અત્યારે જે પ્રકારનાં વચનોની ખાત્રી માગે છે તે લક્ષમાં લેવા યોગ્ય નથી એવી માન્યતા કોઇપણ ડાહ્યા રાજ્ય કારોબારીઓએ ન રાખવી જોઇએ. એક બાજુ આ વચનોની પવિત્રતા અને બીજી બાજુ કર નાંખવાની યોજનામાંથી જે આવક શક્ય હોય તેની તુલના કરવી જોઇએ. વચનોની બાજુનું ત્રાજવું જો ભારે લાગે તો કર નાંખવાની દરખાસ્તની પુનઃ વિચારણા થવી જોઈએ. કારણ કે જે સરકાર નૈતિક પાયા ઉપર ઉભા રહેવાની ઉત્કંઠા ધરાવે છે તેણે યોગ્ય વચનોને સંરક્ષણ આપવું જોઈએ."

ત્યાર પછી તેમણે સરકારની નાણા વિષયક જરૂરીયાતના પ્રશ્નની બીજી બાજુની ચર્ચા કરતાં સભા સમક્ષ સ્પષ્ટતા કરી હતી કે "ઉપર જે કહેવામાં આવ્યું છે તેનો અર્થ એવો ન થવો જોઇએ કે વહીવટી તંત્ર ચલાવવા માટે નાણાં મેળવવામાં મદદ આપવાની ફરજમાંથી પ્રજા મુક્ત છે." ઉલટું એમણે તો ભાર પૂર્વક એમ કહ્યું કે "જેઓ નાણાં આપી શકે એમની પાસેથી રાજ્યવહીવટના કામને માટે નાણાં મેળવવાની કોઈપણ સારી યોજનાનો વિરોધ ન કરવો જોઈએ" જુના ઐતિહાસિક દાખલાઓ ટાંકી પટ્ટણીજીએ જણાવ્યું હતું કે આવા નજીવા વિરોધમાંથી ભૂતકાળમાં ઉભાં થયેલાં તોફાનોના પરિણામે જે માણસો ફક્ત વેપાર કરવાની ઈચ્છા રાખતા હતા તેઓના હાથમાં તંત્ર કેવી રીતે ચાલ્યું ગયું હતું!

રાજ્યતંત્રમાં ફેરફાર દાખલ કરવાની પદ્ધતિના સંબધમાં ભાષણ કર્ત્તાએ કહ્યું કે "બીજાનાં મન ઉપર પોતાના વિચારો પરાણે ઠોકી બેસાડવાની માણસોની માન્યતા હજારો વર્ષથી ચાલી આવી છે. આ માન્યતા અસંસ્કૃત છે. નાઝી, ફેસીસ્ટ અને કમ્યુનીસ્ટોના વહીવટી તંત્રમાં બીજાને પરાણે ફરજ પાડવાનો સિદ્ધાંત રહેલો છે. પરન્તુ જ્યારે ફરજ પાડવાના હાથો વૃદ્ધ અને અશક્ત થઇ જાય ત્યારે ભૂતકાળમાં એ હાથોથી દબાયેલાં અને નીચાં વળી ગયેલાં બળો એકદમ કમાનની જેમ ઉછળી ઉભાં થઈ બહાર આવે છે. આ કરતાં ઇંગ્લેંડ, ફ્રાંસ અને અમેરિકામાં પોતાનું દષ્ટિબિંદુ સામાને સમજાવવાની ચર્ચા કરવાની અને તેના વિચારોની સાથે મેળ કરવાની જે રીત છે તે વધારે સારી રીત છે. બીજાઓને સમજાવી પોતાના વિચારો માન્ય રાખવવાની આ પદ્ધતિનો વિચાર કરતાં અને ઈલાકાનું હાલનું પ્રધાનમંડળ એ ધોરણના સિદ્ધાંત પ્રમાણે રચાયું છે એટલે સરકારને પોતાના તરફ અભાવ છે એવો નિરર્થક ભય જમીનદારોએ ન રાખવો જોઈએ. પ્રધાનોના જે ભાષણોએ જમીનદાર-ઈનામદાર વર્ગને ભડકાવ્યા છે તે ભાષણો તો આર્થિક મુશ્કેલીઓ ધરાવતી જવાબદાર સરકારના શરૂઆતના વિચારો હતા. છતાં પણ તમારી સર્વની ફરજ છે કે દેશહિત માટે સરકારને એના કામમાં મદદ કરવા બન્ને પક્ષ તરફથી જોતાં યોગ્ય હોય એવો સ્વાર્થત્યાગ

અમુક અંશે તો તમારે કરવો જોઈએ. અને એમ કરી દેશના દરેક સમજુ પક્ષને ખાસ ખાત્રી કરી આપવી જોઈએ કે દેશને મદદ કરવાની તમારી જવાબદારી તમે બરાબર સમજો છો. તમને આ હક્કો પ્રાપ્ત થયા છે એ તમારી ભૂતકાળની સેવાના બદલા રૂપે છે. અને ભવિષ્યમાં પણ તમારી સેવાની આ દેશને જરૂર પડશે. માત્ર જુદા સ્વરૂપમાં."

"આ નાણાં પ્રકરણી મુશ્કેલીના કારણ ઉપરાંત પ્રધાનોએ કરેલા ભાષણોનું બીજું કારણ આ સવાલના અંગેની સાચી બીનાનું અપૂર્ણ જ્ઞાન હશે. કોઈપણ ડાહી સરકાર પોતાની પ્રજાના એક પણ વર્ગના હિતોને નુકસાન થાય એવું પગલું તે કદિ ન ભરે" એવી ખાત્રી સભાને આપતાં પટ્ટણીજીએ કહ્યું કે "સરકારે જ્યારે આ વર્ગના હિતો વિરૂદ્ધ પોતાનો મત બાંધ્યો ત્યારે તેનું ખરૂં કારણ તો અમુક અમુક બાબતોના જ્ઞાન પરત્વે સરકારની બીન વાકેફગારી એ હતું. દરેક વિષયને લગતી બધી બાબતોનો પૂરે પૂરો ખ્યાલ દરેક માણસને બધી વખતે હોય એ સંભવિત નથી. રાજ્યના વહીવટ કરનાર તરીકે અમુક બાબતો વિષે કરેલા નિશ્ચયમાં જ્યારે મારી આગળ એ બાબતોના સંબંધમાં નવું અજવાળું પાડવામાં આવતું ત્યારે મને મારો અભિપ્રાય ફેરવવામાં શરમ લાગતી ન હતી. એટલે મારી ખાત્રી છે કે હાલની સરકાર કે જે પ્રજા અને દેશને સંગઠિત કરવા ઈચ્છા ધરાવે છે અને તે માટે પ્રજાના બધા વર્ગનો સહકાર માગે છે તથા સર્વને યોગ્ય ન્યાય આપવા આતુર છે તે ઈનામદારો અને જાગીરદારોના સંબંધમાં પણ એજ ધોરણે વર્તશે."

અમદાવાદ ખાતે મુંબઇના ના૦ ગવર્નરે જે ભાષણ કર્યું હતું તેનો ઉલ્લેખ કરતાં કહ્યું છે "ના૦ ગવર્નરે પોતાના ભાષણમાં જમીનદાર વર્ગના હિતો [illegible] કહ્યું તે નામદારના કહેવાનો હેતુ ના એમ હતો કે સરકારની નોકરીઆતોમાં જમીનદારવર્ગે યોગ્ય હિસ્સો આપવો એ એમની ફરજ છે. કોંગ્રેસ પણ સરલતાપૂર્વક પ્રગતિશીલ કામો કરવા માગે છે. અને કોંગ્રેસ સમક્ષ પણ અત્યારે અણધારેલી તકરારો ઉપસ્થિત થાય છે એટલે આવા સંયોગોમાં કોંગ્રેસ પણ જમીનદારવર્ગમાં અસંતોષ પેદા કરે એ માની શકાય એવી વાત નથી."

જમીનદારવર્ગને સંબોધી ભાષણકર્તાએ એવો ભય દર્શાવ્યો હતો કે "માણસની લાગણીઓનો ઉભરો એકવાર બહાર આવી ગયા પછી તેના બધા પ્રયત્નો વિચાર અને વર્તનમાં શિથિલ થઈ જાય છે. આપણે કેટલીક વખત તો આપણને પોતાને છેતરીએ છીએ. અને તે એ રીતે કે જ્યારે આપણે આવી સભાઓમાં ભેગા થઈએ છીએ અને તેમાં ભાષણો કરીએ છીએ ત્યારે આપણે કાંઇક કર્યું અને કાંઇક મેળવ્યું એમ આપણને લાગે છે, જ્યારે ખરી રીતે જોતાં તો આપણે માત્ર ભાષણો જ કર્યાં હોય છે. ખૂબ પૈસો ખર્ચ્યો હોય છે. જ્યારે બદલામાં કાંઈ પણ પેદા કર્યું હોતું નથી. તેમ હાલની ચાલતી સ્થિતિમાં સંગીન અને વધારે સારો કશો ફેરફાર કર્યો હોતો નથી. માટે જો આ સભાનો હેતુ એની સાથે સંબંધ ધરાવતા વર્ગનાં માણસોના કાયદેસર હક્કો સાચવવાનો હોય તો તમારામાંથી જેઓ ખરેખર કાંઈ સેવા કરી શકે એવા હોય તેવા બુદ્ધિશાળી અને મહેનતુ માણસોને લઈ તેની એક મધ્યવર્તી સમિતિ નીમવાની આવશ્યકતા છે. આ સમિતિને ઈલાકાના જમીનદારવર્ગને અંગે ઉપસ્થિત થતા બધા વિષયો સંબંધી વિચારણા કરવાનું સ્વાતંત્ર્ય આપવું જોઇએ."

ખેડુતોની સ્થિતિ પરત્વે બોલતાં પટ્ટણીજીએ કહ્યું કે "ખેડુતોની સ્થિતિનો સવાલ એવો છે, કે તેની અસર જેવી રીતે જમીનદાર વર્ગ ઉપર થાય છે તેવીજ રીતે સરકાર અને દેશીરાજ્યો ઉપર પણ થાય છે. અસર થાય છે એટલુંજ નહીં પણ કેટલેક અંશે ભય પણ ઉત્પન્ન કરે છે. ભાવનગર રાજ્યે લોકોને ખોળામા બેસાડ્યા છે અને બીજાં રાજ્યો તથા સરકાર જો ભાવનગરનું અનુકરણ કરે તો ખેડુતોની સ્થિતિના પ્રશ્નનો આપોઆપ નિકાલ આવી

જાય. જેઓ આગેવાન કહેવાય છે અને જેમણે એ વર્ગમાં રહીને કામ કર્યું છે તેઓએ આ પ્રશ્નને હજી સુધી હાથમાં કેમ નથી લીધો અને દરેકને યોગ્ય ન્યાય મળે એવા નિશ્ચયથી લોકોને ખોળામાં લઈ આ પ્રશ્નનો નીવેડો લાવવાનો પ્રયત્ન કેમ નથી કર્યો તે સમજવું મુશ્કેલ છે." સર પ્રભાશંકરે એવી આશા દર્શાવી હતી કે "એક દિવસ એવો આવશે કે જ્યારે આગેવાનોને સમજણ આવશે અને ત્યારે તેઓ લોકોને અમૂલ્ય મદદ કરવા શક્તિમાન થશે. અને એજ પ્રમાણે જમીનદારો પણ જ્યારે પોતાની પ્રજાની અસંતોષકારક સ્થિતિ જુએ અને તેને જો પોતાના ખોળામાં બેસાડશે તો લોકો પણ તેમને વળગી રહેશે. જમીનદારો, ઈનામદારો વગેરે ખેડુતોને ઘણી રીતે મદદ કરી શકે એમ છે. તેઓ પોતાના ખેડુતોને કરજગ્રસ્ત સ્થિતિમાંથી મુક્ત કરવાનાં સાધનો શોધી શકે એમ છે. વળી જમીનદારો સાથે મુશ્કેલી ઉભી થાય એવું કાંઈ ખેડુતો ઇચ્છતા નથી. તેઓ તો ગરીબ પ્રજા છે. એટલે જો કોઇ પણ પ્રકારની હેરાનગતી વગર ખેડુતોને એમનું કામ કરવા દેવામાં આવે, તેમને પૂરતું પહેરવા ઓઢવાનું મળે અને પૂરતું ખાવાપીવાનું મળે તો તેઓ પૂર્ણ સંતોષી રહે છે." ભાષણકર્તાએ ખેડુતોની કરજદાર સ્થિતિનું નિવારણ થાય એવાં સાધનો શોધી કહાડવાનો જમીનદાર વર્ગને ખાસ આગ્રહ કર્યો હતો. અને જો તે માટે નાણાં ન હોય તો પોતાની જવાબદારીથી ખેડુતોના નામની ચાર ટકાની લોન ઉભી કરવાનું જણાવ્યું હતું. અને કહ્યું હતું કે "જમીનદાર વર્ગ પોતાની બાંહેધરીથી ખેડુતોને માટે સરકાર પાસેથી પણ નાણાં ઉછીતાં લઇ શકે એમ છે. અને જો તે પ્રમાણે કરવામાં આવે તો ભવિષ્યમાં ખેડુતો સુખરૂપ જીવન ગાળી શકે."

આ પછી ખેડુતોને નાણાં ધીરનારા શાહુકારો સંબંધી કહ્યું કે "નાણાં ધીરનારા શાહુકારોના વર્ગ તરફ મારી સહાનુભુતિ છે. આ વર્ગ સમાજમાં અગ્રસ્થાન ધરાવે છે. અને સમાજની આર્થિક જરૂરીયાતો પૂરી પાડે છે. નબળાં વર્ષમાં ખેડુતોને પોતાની હયાતી ટકાવી રાખવા નાણાં ઉછીતાં લેવાં પડે છે. દરેક માણસને પોતાનું જીવન ટકાવી રાખવા ઓછામાં ઓછી મહીને પાંચ રૂપીઆની જરૂર છે. અને જે પ્રદેશમાં દુષ્કાળ હોય તે પ્રદેશની જન સંખ્યાને આ રકમથી ગુણીએ તો તે એવડી મોટી રકમ થઇ જાય કે જે રકમ કોઈ પણ સરકાર ધીરી શકે નહીં. એ કામ તો સ્થાનિક ધીરધાર કરનારાઓનું છે. અને તેથી તેઓ સમાજમાં એક વિશિષ્ટ વર્ગ તરીકે સ્થાન ધરાવે છે. જો ધીરધાર કરનાર વેપારીઓ ૬ ટકાના વ્યાજબી વ્યાજે ખેડુતોને નાણાં ધીરે તો તે નાણાં ચાલુ વરસના પાકમાંથી ખેડુત સહજ ભરપાઇ કરી શકે. અને ખેડુત એક વખત કરજમાંથી મુક્ત થયો એટલે પછી દરેક વરસે એને મહેસુલ ભરવાની આવે તે વખતે એને મુશ્કેલી ન પડે."

"દરેક પ્રાંતમાં ખેડુતોની કરજદાર સ્થિતિનો ઉકેલ લાવવાના પ્રયત્ન થઇ રહ્યા છે. અને જો તે પ્રમાણે થાય તો ખેડુતોની ખરીદ શક્તિ વધે અને તેથી ધીરધાર કરનાર સ્થાનિક વેપારીઓને પણ ફાયદો થાય. ભાવનગર રાજ્યમાં આ પ્રમાણે બનવા પામ્યું છે. આ રાજ્યે ખેડુતોનું બધું દેવું (રાજ્યનું અને વેપારીઓનું) પતાવી દીધું છે. અને ત્યાં ખેડુતોની ખરીદ શક્તિમાં વધારો થતો જોવામાં આવ્યો છે. એટલે આપણા દેશના નાણાંશાસ્ત્રીઓએ આ પ્રશ્નનો નીવડો લાવવામાં મદદ કરવી જોઇએ. કેમકે ગામડાના લોકોની ખરીદશક્તિમાં જેમ વધારો થશે તેમ હીંદુસ્તાનની ઔદ્યોગિક અને આર્થિક પ્રગતિ થશે. કોઇ પણ સરકારે એટલું તો અવશ્ય જાણવું જોઇએ કે મનુષ્ય માત્ર ઉપયોગી છે. માત્ર તેનો ઉપયોગ કેવી રીતે કરવો એની કુશળતા એનામાં જોઇએ." આ સંબંધમાં ભાષણકર્તાએ નીચેનો શ્લોક કહ્યો હતો.

"अमन्त्रमक्षरम् नास्ति नास्ति मूलमनौषधिम्।
अयोग्यः पुरुषो नास्ति योजकस्तत्रदुर्लभः ॥

"કોઈ પણ અક્ષર એવો નથી કે જે મન્ત્ર ન હોય, કોઇ પણ મૂળિયું એવું નથી કે જે ઔષધિ ન હોય, કોઈ પણ પુરુષ એવો નથી કે જે અયોગ્ય હોય. માત્ર તે બધાનો ઉપયોગ કરી જાણનાર દુર્લભ છે."

જમીનદાર વર્ગની એક વર્ગ તરીકે દેશને કેટલી ઉપયોગિતા છે તે દર્શાવતાં કહ્યું કેઃ—

"(૧) પરદેશી આક્રમણના સમયમાં સરકારને મદદ કરીને,

(૨) દુષ્કાળના વખતમાં તથા નબળાં વરસોમાં ખેડુતોને અનાજ આપીને, તેમને માટે સહેલી સરતોથી લોનની ગોઠવણ કરીને અને જ્યારે જેટલી જરૂર હોય ત્યારે તેમને તગાવી આપીને,

(૩) જ્યારે સમાજમાં ક્રાન્તિને અંગે ચાલી રહેલી ચળવળોને અંગે લોકોનાં મન ઉશ્કેરાયેલી સ્થિતિમાં હોય ત્યારે પોતાની લાગવગની લોકોના ઉપર અસર કરીને, અને

(૪) જ્યારે કોઈ પક્ષ પોતાના સ્વાર્થ માટે લોકોનો હથીઆર તરીકે ઉપયોગ કરવા માગતો હોય ત્યારે લોકોની સાથે અંગત પરિચયમાં આવી તેઓને ખરૂં શું છે એ સમજાવીને અને વસ્તુસ્થિતિનું સાચું ભાન કરાવીને નાશકારક તેમજ અર્થહીન ચળવળ અટકાવવામાં સમાજને ઉપયોગી થઈ પડે છે." વિશેષમાં એમણે ભારપૂર્વક કહ્યું કે "કોઈ બીજી સત્તાના દબાણથી જમીનદાર વર્ગને એકત્ર થવાની ફરજ પાડવામાં આવે તેના કરતાં પોતાના સામાન્ય હિતોને માટે સ્વયં એકત્ર થવું એ વધારે હિતકારક છે. કુટુંબની શાંતિ જેમ કુટુંબનાં માણસોના સહકારથી જળવાઈ રહે છે તેમ સમાજની શાંતિનો આધાર લોકોના પરસ્પરના સહકાર ઉપર અવલંબી રહે છે. રાજ્યકર્તા અને પ્રજા આ વાત લક્ષમાં રાખે તો કોઇને પરસ્પર શંકા કે કે ભય રાખવાનું કારણ રહે નહીં."

સરદાર કીબેએ જમીનદાર વર્ગના પ્રતિનિધિ તરીકે જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટી સમક્ષ જે કાર્ય કર્યું હતું, તેમની સમજાવવાની શકિતની અને એમણે દર્શાવેલી હીંમતની પટ્ટણીજીએ પ્રશંસા કરી હતી. અને એ કમિટી સમક્ષ પોતાના પ્રતિનિધિ તરીકે આવા શક્તિશાળી પુરૂષની સેવાઓનો જમીનદાર વર્ગને લાભ મળ્યો તે માટે એમને અભિનંદન આપ્યું હતું. અને કહ્યું હતું કે "હીંદી સરકારના કાયદાની ૩૦૦મી કલમમાં તેમણે જમીનદાર વર્ગના હકો માટે સહીસલામતી મેળવી છે. અને તે કલમ એવા પ્રકારની છે કે હાલના નવા કાયદાને માન આપનારા કોઇનાથી તેની અવગણના થઇ શકે એવું નથી."

પોતાના ભાષણને અંતે જમીનદાર વર્ગને પોતાના હકો માટે બહુ ચિંતા ન રાખવાની ભલામણ કરતાં સર પ્રભાશંકરે કહ્યું કે "માત્ર નિરર્થક ચળવળ ઉભી કરનારી એક સભાના સભ્યો તરીકે નહીં પણ દેશના સામાન્ય હિતમાં મદદ કરવાની વૃત્તિવાળા નાગરિક તરીકે સહકારની ભાવનાથી સરકાર સમક્ષ તમે તમારૂં દૃષ્ટિબિંદુ રજુ કરો, જો આ પ્રમાણે કરશો તો તમારે ભય રાખવાનું કશું કારણ નહીં રહે. કારણકે ખાસ કરી ઘણાં માણસોએ—જેમાં પ્રધાનોનો પણ સમાવેશ થાય છે, તેમણે સભા ઉપરના પોતાના અંગત સંદેશાઓમાં આ સભાની સફળતા ઇચ્છી છે એટલે તમારૂં શુભ ઇચ્છનારા પ્રધાનો પોતાના શબ્દોને વળગી રહે એમ તમે એમને વિવેકપૂર્વક કહી શકો છો. પણ આ કરતાં સર્વોપરિ એક વૃદ્ધ માણસ છે. જે હીંદનો આત્મા છે. અને જેનામાં આખું હીંદ વિશ્વાસ રાખે છે, મહાત્મા ગાંધી. તમે કહો છો કે મહાત્માજીએ તમારા તરફ ન્યાયી અને યોગ્ય વ્યવહાર રાખવાનું વચન આપ્યું છે. તેઓ જે કહે છે તે ઇશ્વરને સાક્ષી રાખીને જ કહે છે. અને આપ સર્વ જાણો છો કે જ્યાં સુધી એમની હયાતી છે ત્યાં સુધી તમારા તો શું પણ કોઇના પણ યોગ્ય હકો ઉપર આક્રમણ થશે એવો ભય રાખવાની જરૂર નથી, વ્યક્તિઓ અને તંત્રમાં ફેરફાર થશે પણ મહાત્માજી એ તો હંમેશાં મહાત્મા જ રહેશે."

# સિવિલ લીસ્ટ એટલે ?

હિંદુસ્તાનનાં રાજ્યોના હાથમાં એમની પ્રજાનું ભવિષ્ય છે. અને રાજકર્તા નિરંકુશ સત્તાનો અપશેષ છે. હિંદુસ્તાનનો રાજકર્તા પ્રજાના પૈસાને વસ્તુતઃ પોતાના જ માને છે, તેઓના ખર્ચનાં 'સિવિલ લીસ્ટો' થાય છે, પણ આ લીસ્ટોના અંતરમાં શું છે તે તો જાણભેદુઓ જ સમજે છે પ્રજાની સમક્ષ ધરવામાં આવતા 'સિવિલ લીસ્ટ' નો કશો અર્થ જ નથી. આ 'સિવિલ લીસ્ટ' કોણ ઘડે છે.? હીંદુસ્તાનના ઘણાંખરાં રાજ્યોમાં તો ધારાસભા રૂપ લોકસત્તાનો અભાવ છે, એટલે રાજા પોતે પોતાનું જ સિવિલ લીસ્ટ બનાવે છે. અને આ સિવિલ લીસ્ટ માંથી પોતાને માટે ખરચાતા પ્રજાના પૈસાનો હિસાબ કાંઈ ઓછો જ હોય છે? કેટલીય મોટી રકમોને રાજ્યના બજેટમાં બીજી રકમો નીચે યુક્તિ પ્રયુક્તિથી ગોઠવી દેવામાં આવે છે.

હીંદની મારી છેલ્લી મુસાફરી દરમિયાન એક પ્રગતિશીલ રાજાની રાજ્યધાની‌માં હું ઉતર્યો હતો. અને હિસાબી ખાતાના અમલદાર સાથે રાજ્યનું બજેટ હું તપાસતો હતો. તપાસતાં જાહેર બાંધકામોનું ખાતું આવ્યું, તેમાં મેં જોયું કે એ ખાતાના એક વિભાગનું કામ માત્ર રાજાના મહેલની દુરસ્તી કરવાનું જ હતું. મેં પૂછ્યું "આ ખર્ચ રાજાનું 'હાઉસહોલ્ડ ખાતું' કાં ન નિભાવે?" અમલદાર મૌન રહ્યા, પછી હું આગળ જોવા લાગ્યો. મહારાજાના કુમારનું કેળવણીનું ખર્ચ બજેટમાંની કેળવણીની રકમમાં સમાવી દેવામાં આવ્યું હતું. મને યાદ છે કે એક રાજા રાજ્યની ઉપજમાંથી પોતાના સિવિલ લીસ્ટ તરીકે દર વરસે ૪૫ લાખ રૂપીઆ ઉપાડે છે. મેં એ રાજ્યના એક અમલદારને પૂછ્યું કે "તમારા રાજા આટલા બધા પૈસા શી રીતે ખરચે છે?" તેણે જવાબ આપ્યો કે "રાજા સાહેબ પોતાના ભોંયરામાં નગદ નાણાંનો સંગ્રહ કરે છે." રાજાના ભોંયરામાં આ નાણાંનો ઉપયોગ 'શું?' આ રીતે સંગ્રહ કરનાર તો મેં એક જ રાજકર્તા જોયો. બીજાઓ પોતાની પ્રજાના પૈસામાં પ્રતિદિન અંગાર મૂકતા જાય છે. જૂના વખતના રાજકર્તાઓને સંગીત કળા, અને સાહિત્યનો શોખ હતો અને તે પાછળ નાણાં ખર્ચતા. જ્યારે હાલના રાજાઓ પરદેશી ચીજો પાછળ પોતાનાં નાણાંનો ધુમાડો કરે છે. મારી ગણતરીએ અત્યારે હીંદુસ્તાનના વીશ–કદાચ ત્રીસ રાજકર્તાઓ એક દિવસના ત્રણ હજારથી ૭ હજાર રૂપીઆ રાજ્યની તીજોરીમાંથી ઉપાડે છે. જ્યારે એ રાજાઓની પ્રજાની વ્યક્તિ દીઠ દરરોજની આવક ભાગ્યે જ બેઆના હશે. પહેલાંના વખતમાં રાજ્યની હદમાં રહેનાર બ્રિટિશ રેસીડન્ટ રાજાને એની ઉડાઉગીરી માટે ઠપકો આપતો, પરંતુ આ બાબત અત્યારે તો ભૂતકાળની બાબત બની ગઈ છે. અને નાતજાતનાં બંધનો શિથિલ થવાને પરિણામે આજે તો બ્રિટિશ પ્રતિનિધિઓ રાજાઓ સાથે ભાત ભાતનાં ખાણાંઓ ઉડાવે છે અને મોંઘી કીંમતનો દારૂ પીએ છે, અર્થાત્ કે આ પ્રતિનિધિઓમાં રાજાઓને ઠબકો આપવા જેટલું અત્યારે સામર્થ્ય રહ્યું નથી.*

---o---

* સેંટ નિહાલસિંહના એક લેખ ઉપરથી.

# રાજશાસન અને પ્રજા

[વર્ષ ૧૦ મું પૃષ્ઠ ૧૪૨થી]

નોકરોને નોકરીના પ્રમાણમાં યોગ્ય પગાર મળવો જોઈએ. તેમ એમના કામનું અને પગારનું ધોરણ પરસ્પર એવું જોઈએ કે જે કામ એમને સુપ્રત હોય તે પ્રમાણમાં મળતા પગારથી એમને સંતોષ મળતો હોય. ઘણાં દેશી રાજ્યોમાં અત્યારે પગારનું બહુ હલકું ધોરણ છે. બઢતી જેવું કશું છે નહી અને કામ કરતાં છતાં કેટલીક વાર નોકરોને ઉપરીની મહેરબાની ઉપર નભવું પડે છે. દેશી રાજ્યોમાં ઓછામાં ઓછો અને વધારેમાં વધારે પગારનો દર નક્કી કરવાનું આવશ્યક છે. એ પ્રમાણે થાય તો દેશી રાજ્યોમાં સારાં સારાં અને પ્રમાણિક માણસો નોકરી કરવા વિશેષ પ્રમાણમાં લલચાય. અત્યારે ઘણાને સરકારી નોકરીનો મોહ છે તે શા માટે છે? માટે સરકારી નોકરીના ધોરણે જ દેશી રાજ્યોની નોકરીનું બંધારણ થવું જોઇએ. અને એ નોકરીમાં જુના નવા સંબંધ કરતાં કામ કરવાની આવડત અને નૈતિકતા ઉપર વધારે ધ્યાન અપાવું જોઈએ.

નરેશનાં કે રાજકુટુંબનાં કૃપાપાત્ર માણસો હોય અને એમને પોષવાની અગત્ય હોય તો એવાં માણસોના યોગક્ષેમની જવાબદારી નરેશે અંગત રીતે પોતાની ઉપર લઈ લેવી જોઈએ, પણ એવાં માણસોને રાજ્યવહીવટમાં દાખલ કરવા માટે પોતે આગ્રહ ન કરવો જોઇએ. ઘણા રાજ્યોમાં યોગ્યતા વગરનાં આવાં કૃપાપાત્ર માણસો રાજ્યવહીવટમાં દાખલ થવાને પરિણામે નોકરીઓની અસ્થિરતા થઈ જવા પામી છે. સારા નીતિવાળા, ઉદ્યમી, કાર્યકુશળ અને ભક્ત નોકરો રાજ્યની આવી પ્રથાથી કાં તો અસંતુષ્ટ બની અન્યત્ર ચાલ્યા જાય છે અથવા તો નિરૂપાયે તેઓ નોકરીઓમાં ચાલુ રહે છે તો એમની કાર્યક્ષમતાનો લાભ રાજ્યને જોઈએ તેવો મળી શકતો નથી.

રાજ્યના નોકરો એ તંત્રના નોકરો છે. એ નોકરો નરેશના કે અધિકારીઓના અંગત નોકરો નથી. જો તેઓનો અંગત કામોમાં ઉપયોગ કરવામાં આવે છે તો તેઓ તંત્રના કામોમાં બેદરકાર થઈ જાય છે. જો કે આથી ખરચ વધે છે પરન્તુ દરેક નોકરને પોતાની યોગ્ય જવાબદારીનું પૂરૂં ભાન રહે છે. કેટલાંક નાનાં રાજ્યોમાં રાજ્યતંત્રના અંગનાં કામો કરતાં અધિકારી વર્ગનાં કે ઘણી વખત તો નરેશનાં અંગત કામોમાં નોકરીઆત વર્ગ વધારે રોકાયેલો રહે છે. એમની માર્ફતે ઘરખટલાનાં કામો લેવામાં આવે છે. પરસ્પરની સહાનુભુતિથી આવાં કામો જો થતાં હોય તો તેનું પરિણામ એ આવે છે કે ધીમે ધીમે આખા તંત્રમાં પક્ષપાત થાય છે અને એનો દોષ એકબીજા ઉપર ઓઢાડી દેવા પરસ્પર પ્રયત્ન કરે છે.

નોકરોને એમના પગારો બરાબર નિયમસર મળવા જોઈએ. જો એમની જવાબદારી તેઓ બરાબર અદા કરે એવી રાજ્યની સાચી ઇચ્છા હોય તો તેઓ ભૂખ્યા ન સુઇ જાય એ માટે રાજ્યે તકેદારી રાખવી જોઈએ. બાર બાર મહીના કે તે કરતાં પણ વધારે મુદત સુધી જે રાજ્યોમાં નોકરોના પગાર ન ચૂકવાતા હોય. એ રાજ્યોના સેવકો પાસેથી વફાદારીની, કામની અને પ્રમાણિકપણાની આશા શી રીતે રાખી શકાય? આજથી થોડાં વરસ પહેલાં તો કેટલાંક રાજ્યોમાં નોકરોને પગારને બદલે અનાજ લેવાની ફરજ પાડવામાં આવતી હતી. અત્યારે પણ કેટલાંક રાજ્યોમાં આવી પ્રથા હશે પણ હવે તે પ્રથા ધીમે ધીમે ઓછી થતી જાય છે, એ ખુશી થવા જેવું છે.

નોકરોના પગારનું ધોરણ જેમ નિયમિત રીતે ઘડાવું જોઇએ તેમ દરેક નોકર, નોકરીમાંથી નિવૃત્ત થયા

પછી સુખેથી, સાદી રીતે પોતાનો નિર્વાહ કરી શકે એવી વ્યવસ્થા હોવી જોઇએ. કેટલાંક સારાં રાજ્યોમાં પેન્શન આપવાનું ધોરણ છે. પણ ઘણાંમાં નથી. વળી કેટલીક જગ્યાએ તો ધોરણ છતાં ત્યાંની રાજ્ય વ્યવસ્થા એવી હોય છે કે ભાગ્યે જ પેન્શનના કાળ સુધી કોઈ નોકર રાજ્યમાં ટકી શકે છે. માટે દેશી રાજ્યોએ ગ્રેડ્યુએટીનું ધોરણ પણ દાખલ કરવું જોઇએ. આવી આવી બાબતોમાં દરેક રાજ્ય સ્થિતિ અને સંયોગો પ્રમાણે ભલે અમલ કરે પણ કહેવાનું તાત્પર્ય એ છે કે દેશી રાજ્યોએ એના નોકરોની સલામતી જળવાય, એમની કદર થાય, નોકરી પૂરી થયે એમને યોગ્ય બદલો મળી રહે અને તેઓ ચિંતા મુક્ત જીવન ગાળી શકે એવી બંધારણીય વ્યવસ્થા રાખવી જોઇએ.

ઘણાં રાજ્યોમાં નિવૃત્ત થયેલા નોકરોને કે ઘણીવાર તો બીજેથી અયોગ્ય ઠર્યા હોય એવા નોકરોને ફરીવાર નોકરીમાં રાખવામાં આવે છે. દયાના કારણથી કે કરકસરના કારણથી અને કેટલાક દાખલાઓમાં હોશીઆરીના કારણથી આમ કરવામાં આવ્યું હોય એમ સંભવિત છે. પણ રિવાજ તરીકે આ રીત અનિષ્ટ છે. એક વખત એક સ્થળે એક નોકર નોકરીને માટે અયોગ્ય ઠર્યા પછી એને ફરી નોકરીમાં દાખલ કરવો એ રાજ્યનાં ચાલુ ધારાધોરણોનો ભંગ કરવા સમાન છે. નિવૃત્તિને યોગ્ય ઠરેલાં માણસો બરાબર કામ કરી શકતાં નથી. કોઈ બાબતના નિષ્ણાત કે ખાસ કામોને માટે ઉપયોગી હોય એવા નોકરોને બહારથી આયાત કરવા માટે ભલે અપવાદ રાખવામાં આવે પણ સામાન્ય ધોરણ તો એક જ જોઇએ. અથવા જો નિવૃત્ત નોકરોને રાખવાની જરૂરીઆત ઉભી થાય તો રાજ્યના બજેટમાં એમનો વિભાગ અને વર્ગીકરણ અલગ રાખવાં જોઇએ. આ નિયમને જો દૃઢતા પૂર્વક વળગી રહેવામાં આવશે તો દેશી રાજ્યોમાં નોકરીઓની સલામતી જળવાશે. નોકરોને પોતાના વાજબી હકો જવાનો ભય નહીં રહે અને દરેક નોકર સંતોષપૂર્વક પોતાને યોગ્ય સોંપાયેલું કામ કર્યા જશે.

રાજ્યોમાં હાલના યુગબળને પરિણામે નાનાં મોટાં ઘણાં ખાતાઓની સંખ્યા વધી પડી છે. તેમ પહેલાના કરતાં નોકરો અને અધિકારીઓ પણ વધ્યા છે. પહેલાં તો એક અધિકારી સવડ પડતાં બે ત્રણ ખાતાંઓ સંભાળતા. પણ હવે ખાતા દીઠ અધિકારી થયા છે. એટલે જો દરેક ખાતાનું નિયમસર સીવીલ લીસ્ટ રાખવામાં આવે અને એ પ્રમાણે નજર રાખી નોકરીઆતોની ફેરફારી, બઢતી વગેરે કરવામાં આવે તો એથી પણ તંત્રના વહીવટમાં ઘણી સગવડતા થાય. સીવીલ લીસ્ટ નહીં રાખવાથી અધિકારીઓમાં—અને તેમાંય ખાસ કરીને જે અધિકારીને ખુશામત બહુ ગમતી હોય છે, જેઓ કુલણજી જેવા હોય છે, તેમ જેઓ વાહવાહ કહેવરાવવાની વૃત્તિના હોય છે તેઓમાં સ્વચ્છંદતા આવી જાય છે. આવા અધિકારીઓને પોતાની સત્તાનો દુરૂપયોગ કરતા અટકાવવા માટે સીવીલ લીસ્ટ એ એમના ઉપર મોટો નૈતિક અંકુશ છે. બ્રિટિશ હીંદના જીલ્લાઓમાં નાનામાં નાની નોકરીઓનું પણ સીવીલ લીસ્ટ હોય છે અને તે ગમે તે જોવા માગી શકે છે. નાનાં મોટાં દરેક દેશી રાજ્યમાં સીવીલ લીસ્ટની પ્રથા કાયમી દાખલ કરી દેવી જોઇએ. રાજ્યની બધી નોકરીઓનો એ સીવીલ લીસ્ટમાં સમાવેશ કરવો જોઇએ. અને તે દરેકને માટે ખુલ્લું હોવું જોઇએ અથવા તો છપાવી તેની કીંમત લઈ માગે તેને આપવું જોઇએ.

દરેક રાજ્યે લોકોની તંદુરસ્તી ઉપર ધ્યાન આપવું એ તેની પહેલી ફરજ છે. લોકોને ખાવાનું પૂરૂં અન્ન, પહેરવાને પૂરાં વસ્ત્ર અને પીવાને સ્વચ્છ પાણી જો મળતું હોય તો તેમની તંદુરસ્તી સચવાય છે. જીંદગાનીની જરૂરીઆતની આ ત્રણ ચીજોનો અભાવ હોય અને રાજ્યમાં વૈદકીય સાધનો ગમે તેટલાં ઉંચા પ્રકારનાં, નવીન ઢબછબનાં રાખવામાં આવે, દવાખાનાનાં સારાં મકાનો બાંધવામાં આવે, તેમાં વૈદો અને દાક્તરો ઉંચી ઉંચી ડીગ્રીવાળા રાખવામાં આવે અને ગામડે ગામડે ફરતાં દવાખાનાઓ ફેરવવામાં આવે તોપણ તે બધું નકામું છે. હમણાં

બધી જગ્યાએ "મેડીકલ રીલીફ"નો પંથ ફેલાયો છે. પણ રોગ ઉત્પન્ન થયા પછી તેને મટાડવાના પ્રયત્નો કરતાં રોગ ઉત્પન્ન જ ન થાય એવાં સાધનોની યોજના કરવી એ વધારે ડહાપણ ભરેલો માર્ગ છે. દવાખાનાંઓનું કામ રોગ મટાડવાનાં કરતાં રોગને ઉત્પન્ન ન થવા દેવાનું હોવું જોઇએ. વળી દવાખાનાંઓમાં આવતાં દરદીઓની મોટી સંખ્યા ઉપર રાજ્યના વૈદકીય ખાતાની સફળતા નથી. કેટલીક વખત તો સંખ્યાબંધ આવતાં દરદીઓ જોનારાઓ આગળ રાજ્યતંત્રનું તાદૃશ્ય સ્વરૂપ ખડું કરે છે. મૃત્યુ, જરા, મંદવાડ વગેરે શરીરના ધર્મો છે. અને તે અનિવાર્ય છે; પણ રાજ્યમાં મરણુ પ્રમાણ કેવું છે અને તે કેટલી ઉંમરે થાય છે. લોકોની સામાન્ય સુખાકારી કેવી છે એ આંકડાઓ ઉપરથી વૈદકીય ખાતાની ઉપયોગિતા સિદ્ધ થાય છે; લોકોને સ્વચ્છ રહેવાની ટેવ પાડવી, શહેરો અને ગામડાંઓનાં રસ્તાઓ સાફ અને સ્વચ્છ રાખવા તથા તે માટે બધા પ્રયત્નો કરવા એ વૈદકીય ખાતાની ફરજ છે. વળી રાજ્યના દાક્તરો અને વૈદો ગરીબ માણસોને કેટલા મદદરૂપ છે એ ઉપર એમની યોગ્યતાની કીમત અંકાવી જોઇએ. ઘણાં રાજ્યોમાં તો દાક્તરો અને વૈદો લોકો તરફની પોતાની ફરજ તરફ દુર્લક્ષ રાખી "ખાનગી પ્રેક્ટીસ" તરફ વધારે ધ્યાન આપે છે. ગરીબો કરતાં અધિકારી વર્ગ અને શ્રીમંતોની સુશ્રુષા કરવામાં વધારે વખત ગાળે છે. એનું પરિણામ એ આવે છે કે જેઓના હાથમાં સત્તા છે તેમને અગર તો જેઓ વધારે પૈસા ખરચે છે તેમને જ સારી રીતે વૈદકીય સારવાર મળે છે અને બીજાઓને નિરાશ થવું પડે છે. પૈસાનો મોહ એવો છે કે એમાંથી ભાગ્યે જ કોઈ સજ્જન છૂટી શકે છે. એટલે ડોક્ટરો કે વૈદો પોતાને માટે નિયત કરેલા કામના કલાકોની બહાર ખાનગી ધંધો ચલાવે એ ભલે યોગ્ય હોય પણ કામના કલાકોમાં પણ ખાનગી ધંધો કરવો એ કોઇપણ રીતે વાજબી લેખાવું જોઇએ નહીં.

દરેક રાજ્યે વૈદકીય ખાતાને વ્યવસ્થિત કરવા તરફ અને તેનો લાભ ગામડાંના લોકો જેમ બને તેમ વધારે પ્રમાણમાં લે એ તરફ દૃષ્ટિ રાખી ખર્ચ કરવું જોઇએ. મોટી મોટી ઈસ્પીતાલોમાં લોકોને તાત્કાલિક મદદ મળે, તેઓને કલાકોના કલાકો ઉભા રહેવું ન પડે, તેમની સાથે વૈદકીય ખાતાંના માણસો વિવેક ભર્યું વર્તન ચલાવે, અજાણ્યા હોય એમને યોગ્ય માર્ગ બતાવે એવા પ્રકારની વ્યવસ્થા થવી જોઇએ. દવાખાનાંઓ એ કાંઈ સત્તા ચલાવનારાં ખાતાં નથી પણ લોકસેવા કરવાના ખાતાં છે. એટલે ત્યાં કામ કરનારાં માણસો પણ એવા પ્રકારનાં હોવાં જોઇએ કે જેઓ સેવાભાવથી કામ કરે અને લોકોને ત્યાં આવતાં શાંતિ મળે.

વળી દાક્તરો અને વૈદો રાજ્યના નોકર છતાં ઉપર કહ્યું તેમ તેમનું પ્રધાનકાર્ય સેવાનું છે. એમને રાજદ્વારી કામો કે રાજ્યનાં બીજાં કામો સાથે કશો સંબંધ નથી. તેઓ ધંધે પણ સ્વતંત્ર છે. એટલે ઘણી વખત રાજ્યના બીજા નોકરો માત્ર ઉપરીની ખુશામદ ઉપર પોતાની હયાતી ટકાવી રાખતા હોય છે તેવું સારા અને પોતાના ધંધામાં નિષ્ણાત દાક્તરો અને વૈદોના સંબંધમાં હોય એમ માની શકાય એવું નથી. જો કે અણઘડ અને ધંધાનું પૂરું જ્ઞાન નહિ ધરાવનારા કે આળસુઓની વાત જુદી છે. આ કક્ષાનાં દાક્તરો અને વૈદો હોય છે તેઓ પ્રજાની તંદુરસ્તી માટે સ્વાભાવિક રીતે બેદરકાર રહે છે. અને પ્રજાનાં માણસો તરફ અસભ્ય વર્તન ચલાવવાની ટેવવાળા થઈ જાય છે. દાક્તર કે વૈદનો જે યોગ્યતાની સાથે અગત્યનો ગુણ હોવો જોઈએ તે તેમની ચારિત્ર્ય શીલતાનો છે. જ્ઞાન કે અનુભવ શરૂઆતમાં કોઈનો ઓછો હોય એ નભી શકે પણ જો કોઈ વૈદ કે દાક્તર ચારિત્ર્યહીન હોય તો તો તે ઘાણ કાઢી નાંખે છે. આવા દાક્તરો કે વૈદોને કોઈ પણ ભોગે રાજ્યમાંથી રજા આપવી જોઇએ. પછી તે ગમે તેટલા નિષ્ણાત કે આવડતવાળા હોય તો પણ.

રાજ્યોના નરેશોએ પોતાનું વૈદકીય ખાતું

અલગ રાખવું જોઈએ. એનાં ઘણાં કારણો છે. પોતાને માટે દાક્તરો અને વૈદો અલગ રાખી એમને ખાનગી પગાર આપવો જોઈએ. પણ રાજ્યતંત્રના અંગે જેઓ કામ કરતા હોય તેમનો ઉપયોગ ન કરવો જોઈએ કારણ કે એમ કરવાથી તેઓ બેદરકાર બની જાય છે. અને કદાચ એમની સેવાની યે જરૂર લાગે તો તે વિશેષ દરમાયો આપીને અને પ્રજાના કામોમાં અંતરાય ન આવે એવી રીતે લેવી. એમની સાથે રાજાઓએ બહુ અંગત સંબંધોમાં ન આવવું જોઈએ. કારણ કે તેથી તેમાંના કેટલાક અંગત સંબંધોના દુરૂપયોગ કરવાની ટેવવાળા થઈ જાય છે. અને નરેશની સાથે સંબંધ છે માટે લઈ શકાય એટલા લાભો ઉઠાવવાની તેમનામાં લાલચ ઉભી થાય છે. વળી અંગત સંબંધોના લીધે બીજાં પણ ઘણાં નુકસાનો થવાનો ભય છે. જો કે જુના કાળમાં આવા ભયો વધારે હતા. અત્યારે તો કેળવણી અને સુધારાના પ્રતાપે માણસોનાં મન સુધર્યા છે. છતાં એ પણ સાચું છે કે માણસના મનનું માપ કાઢી શકાય એવું નથી.

દરેક રાજ્યમાં કાબેલ પોલીસ ખાતું જોઈએ, અને પોલીસ ખાતાના માણસો પણ સ્વેચ્છાચારી નહિ, અમલદારી તોરવાળા નહિ, રૂશ્વતખોર નહિ, ગુન્હાઓને દાબી દેવાની વૃત્તિવાળા નહિ પણ કાયદાનું બરાબર પાલન કરી લોકો પાસે પણ કાયદાનું પાલન કરાવવાની વૃત્તિવાળા જોઈએ. પોલીસનું કામ અને એની ફરજ લોકોના જાનમાલનું રક્ષણ કરવાની છે. જે રાજ્યમાં લોકોના જાનમાલનું રક્ષણ ન થાય અને ગુન્હાઓ થાય તથા તે પકડાય નહિ તો જાણવું કે રાજ્યનું પોલીસ ખાતું નિર્બળ અને આરામગાહમાં સુતેલું છે. મનુષ્યમાં ગુન્હાઓ કરવાની વૃત્તિ સ્વાભાવિક રહેલી છે. માનસિક, શારીરિક વગેરે ગુન્હાઓના અનેક પ્રકાર છે. પણ અહીં તો લોકવ્યવહારમાં જેને સામાન્ય રીતે ગુન્હાઓ કહેવામાં આવે છે, તે સંબંધીજ ઉલ્લેખ કર્યો છે. સરકારી પોલીસખાતા કરતાં ઘણાં દેશી રાજ્યોમાં પોલીસ ખાતું જે તે રાજ્યો પૂરતું કેટલીક વખત કાબેલ જોવામાં આવે છે. અને તેનું એક કારણ તો એ છે, કે રાજ્યોનું ક્ષેત્રફળ મર્યાદિત હોવાને લીધે ગુન્હાઓ કરનારને પકડાઈ જવાનો વિશેષ ભય રહે છે. તેમ ગુન્હાઓની બાતમી પણ એજ કારણથી સત્વર મેળવી શકાય છે. જો આ ખાતાના માણસો બેદરકાર અને પ્રમાદી ન રહેતા હોય તો. કેટલાંક રાજ્યોમાં પોલીસના માણસોનો ઉપયોગ નરેશના કે અધિકારી વર્ગના અંગત ઘરખટલાની તહેનાતમાં થતો જોવામાં આવે છે. આથી કરીને તે ખાતાના માણસો પોતાની ફરજ બજાવવાની જગ્યાએ સમયસર હાજર રહી શકતા નથી. દરેક નાના મોટા રાજ્યમાં પોલીસો સામે તો ફરીઆદ હોય છે. જો કે એ ખાતાની એ કમનસીબી છે. પણ તેમાં કેટલીક વાર સત્યાંશ પણ હોય છે. આ ખાતું એ એવું ખાતું છે કે કાયદાના રક્ષણના નામે એ, લોકો ઉપર જુલમ કરી શકે છે. લોકો પાસેથી પૈસા મેળવી શકે છે. લોકમાનસ પણ ઘણી વખત એવું હોય છે કે ગુન્હો છુપાવવા કે પ્રતિષ્ઠા જાળવવાના ખ્યાલથી પોલીસ ખાતાનાં માણસો સાથે દ્રવ્યાદિનો વ્યવહાર રાખે છે. કેટલેક સ્થળે તો પોલીસ અને લોકો વચ્ચે ફટક દલાલો હોય છે, અને તેઓની માર્ફત આવો વ્યવહાર ચાલે છે. આમ "વાડ થઈને ચીભડાં ગળે" તો લોકોની અને એમની માલમિલકતની સલામતીની આશા શી રીતે રાખી શકાય? વળી રાજ્યમાં આ ખાતું એ એવું ખાતું છે કે જેમ લોકોની સલામતી જાળવવાની એના ઉપર જવાબદારી છે તેમ રાજ્યતંત્રનુ રક્ષણ કરવાની પણ એની જવાબદારી છે. રાજ્યમાં તોફાની માણસો પોતાના સ્વાર્થ માટે લોકોને ખોટી રીતે ઉશ્કેરી મૂકે નહિ અને લોકોમાં રાજ્ય સામે અસંતોષ ન ઉભો કરે એની તકેદારી પોલીસ ખાતાએ રાખવાની છે. આ માટે છૂપા દૂતો રાખવા પડે છે. રાજ્યતંત્રનાં પ્રાચીન પુસ્તકોમાં આ વિષે ઘણું વિવેચન કરવામાં આવ્યું છેઃ આવા દૂતો આખા રાજ્યના અધિકારી વર્ગમાં, બીજા નોકરોમાં, સરહદ

ઉપર બીજાં રાજ્યોમાં, ધર્મ સ્થળોમાં, મુસાફરખાનાઓમાં, સાધુઓના અને ભિખારીઓના ટોળામાં સતત ફરતા રહે છે. તેઓ વિદ્વાન, બહુશ્રુત, જુદી જુદી ભાષા જાણનારા, જુદા જુદા વેશો ધારણ કરનારા, સ્વભાવે શાંત, મળતાવડા અને પોતાનું રક્ષણ કરવાને શક્તિવાળા હોવા જોઈએ. તેમ તેઓ પ્રમાણિક અને વિશ્વાસપાત્ર પણ હોવા જોઈએ. લોભી, લાલચુ કે સ્વાર્થી હોય તો ઊલટું આવા દૂતો મુશ્કેલીઓ ઉભી કરે છે. તેઓ જેમ કાર્યકુશળ હોય તેમ અસત્યવાદી કે જુઠાણું ફેલાવનારા ન હોવા જોઇએ. સ્પષ્ટવક્તા પણ મિતભાષી હોવા જોઇએ.

પોલીસોના માણસો કેળવાયેલા હોય તો વધારે સારૂં. હવે આપણા દેશમાં પણ પોલીસોને કેળવવાની સ્કૂલો નીકળી છે, એવી સ્કૂલોમાં મોકલીને અથવા તો સ્થાનિક રીતે એમને કેળવવાની વ્યવસ્થા કરીને નોકરીમાં રાખવા એ હિતાવહ છે. મૂર્ખ, અજ્ઞ માણસો કેટલીક વખત હીંમતવાળા છતાં સત્તાનો દુરૂપયોગ કરે છે. જ્યારે કેળવાયેલો માણસ એને સન્માર્ગે વાપરે છે કે સમજીને ઉપયોગ કરે છે.

(અપૂર્ણ)

"દેશી રાજ્ય" ઓફીસ

---o---

સમયના પ્રવાહમાં

# હીંદનાં દેશી રાજ્યો

(ગત વર્ષ પૃષ્ઠ ૩૧૮ થી)

રક્ષિત રાજ્યને પોતાના આન્તર શાસનમાં પણ રક્ષક સત્તાની ઇચ્છાને માન આપવું પડે છે. ખાસ કરીને એ ઇચ્છા જ્યારે સ્પષ્ટ દ્દઢ આજ્ઞાનું સ્વરૂપ લે ત્યારે તો તેને વશ વર્તવા વિના બીજો માર્ગ જ રહેતો નથી. ખરૂં છે કે કોલ, કરારો અને સંધીપત્રો વિગેરેથી દેશીરાજ્યોના હકો અને આન્તર શાસનની સ્વતંત્રતા નક્કી કરેલ મર્યાદામાં સુરક્ષિત છે પણ એ સુરક્ષિતતા જળવાઈ રહેવાનો આધાર બ્રિટિશ સામ્રાજ્યની કૃપા અને ન્યાય પરાયણતા ઉપર રહે છે. સત્તા જો આગ્રહ બાંધે તો તેના સામે શાણપણ, કાયદા કાનુનો, અને હકની દલીલો, એ બધું નકામું છે. રક્ષક સત્તા ઉઘાડો અન્યાય ન કરે તોપણ એવા અનેક આડકતરા માર્ગો સંભવે છે કે જેનાથી કોલકરારોનો તથા દેશી રાજ્યોનો સિદ્ધાંતની દૃષ્ટિએ સ્વીકાર કરવા છતાં વ્યવહારમાં એ કોલકરારોમાંથી અને એ હકોમાંથી દેશી રાજ્યોને જે લાભ થતો હોય અથવા થવાનો સંભવ હોય તે અટકાવી શકાય, અને એ રીતે શબ્દાર્થને અમુક અંશે માન આપવા છતાં જે હેતુથી મૂળ એ શબ્દો લખાયા હોય એ હેતુ વિફળ થઈ જાય. કાયદાની બારીકીની અને આંટીઘુંટીની એક એ મુશ્કેલી છે કે તેમાં શબ્દોને અનેક શક્ય અને સંભવિત અર્થોમાં ઘટાવવાનો પ્રયત્ન કરવામાં આવે છે. શબ્દોને છણી છણીને તેમાંથી ખરો આશય તારવવા માટેની આ પદ્ધતિ છે. પણ સરલ દૃષ્ટિએ જોતાં બધા શબ્દોમાંથી જે સ્પષ્ટ ભાવાર્થ આપોઆપ દેખાય એવો હોય છે તે એકત્ર ભાવાર્થ તરફની દૃષ્ટિ ઘણે ભાગે એમાંથી ઉડી જાય છે. બન્ને પક્ષના સહી કરનારાઓએ જે સમજણથી એમાં સહી કરી હોય તે કરતાં કોઈ નવી જ જાતનો જૂદો અર્થ એ શબ્દોમાંથી

કાઢી શકાય છે. કોઈ ધર્મના મૂળ ઉપદેશકના સીધા સાદા ઉપદેશો ઉપર પાછળથી જે ટીકાઓ અને વિદ્વત્તાભર્યાં ભાષ્યો રચાય છે તે મૂળ ઉપદેશના અર્થમાં એવી વિકૃતિ ઉભી કરી દે છે કે મૂળ ઉપદેશક જો એ પોતાના ઉપદેશનાં વિકૃત સ્વરૂપને જુએ તો તેને પોતાના ઉપદેશ સાથે કશો સંબંધ છે કે કેમ તે ઓળખી શકે નહિ અથવા કદાચ પોતાના ઉપદેશથી એ તદ્દન વિરૂદ્ધ છે એમ પણ તેને લાગે. બધા મોટા ધર્મોમાં પાછળથી આવી વિકૃતિઓ થઈ છે અને સરસ ભાવાર્થ વિદ્વત્તાભર્યા શબ્દાર્થમાં વિકૃત બની લુપ્તપ્રાય થઇ ગયો છે. મૂળ બોલનાર કે લખનાર કે સહી કરનારના સરલ ભાવાર્થ તરફ જો મુખ્ય દૃષ્ટિ રાખવામાં આવે તો ઘણે ભાગે બહુ મતભેદ ઉભો ન થાય, પણ પક્ષ બાંધીને જો શબ્દોને પક્ષપાતી દૃષ્ટિથી છણવામાં આવે તો ખરો અર્થ છિન્નભિન્ન થઈ જાય. આશય સત્ય સાર કાઢવાનો હોવા છતાં પરિણામ જુદું આવે. અત્યારે પરિસ્થિતિ અને દૃષ્ટિબિન્દુઓ બદલાયાં છે અને જૂની પરિસ્થિતિમાં જૂનાં દૃષ્ટિબિન્દુથી લખાયેલા શબ્દોને નવી પરિસ્થિતિ અને નવાં દૃષ્ટિબિન્દુને અનુકૂળ થાય એવો અર્થ આપવા માટેનો પ્રયાસ ભાવાર્થને ભૂલાવી દે અને આશયને ઉલટાવી નાખે એ બનવા જોગ છે. જે વખતે સંધીપત્રો અને કોલકરારો કરવામાં આવ્યાં હતાં તે વખતે જે પરસ્પર સ્થિતિ અને પરસ્પર સંબંધ હતાં તે સ્થિતિ અત્યારે નથી અને અત્યારની બદલાયેલી સ્થિતિમાં એ સંબંધ પણ એવો ન હોઈ શકે. જૂના વખતમાં ઘડાતું બંધાતું બ્રીટીશ રાજ્ય અને અત્યારનું સુદૃઢ સ્થાપિત બ્રીટીશ સામ્રાજ્ય એ બે સામર્થ્યની દૃષ્ટિએ પરસ્પરથી ઘણાં જૂદાં પડે છે. શરૂઆતમાં, સંધી કરતાં દેશી રાજ્યો જો કે રક્ષિત રાજ્યો થવાની સ્થિતિ સ્વીકારવાની સંધી કરવા પુરતાં નિર્બળ તો હતાં જ, તો પણ બે પક્ષની સંમતિ અને સહીથી થતી સંધીઓમાં બન્ને પક્ષની અમુક પ્રકારની સમાનતા સ્વીકૃત દેખાય છે. એ સંધી એટલે પરસ્પર બંધન પરસ્પર જવાબદારી. જ્યારે અત્યારની સ્થિતિમાં તો જૂના કોલકરારોનો અર્થ કરવાનો અને તેના ઉપર વ્યવહારૂ નિર્ણય બાંધવાનો પ્રશ્ન ઉભો થાય કે મતભેદ પડે તો દેશી રાજ્ય એ અરજદારની સ્થિતિમાં છે બ્રીટીશ સામ્રાજ્ય એ ન્યાયાધીશ છે, અને એનો ચુકાદો એ છેવટનો ન્યાય છે. એમાં કશું ખોટું થયું છે એમ કહેવાનો આશય નથી. રક્ષિત રાજ્ય અને રક્ષક રાજ્ય વચ્ચે એ પ્રકારનો જ સંબંધ હોઈ શકે અને તેમના મતભેદના પ્રશ્નોમાં દેશી રાજ્ય અને હિન્દી સરકાર એ બે પક્ષ બને છે અને બ્રીટીશ સરકાર તટસ્થ ન્યાયધીશ બને છે. માત્ર હિન્દી સરકાર જેટલે અંશે બ્રીટીશ સરકારનું એક અંગ છે અને દેશી રાજ્ય એ જેટલે અંશે રક્ષિત પણ જૂદું રાજ્ય છે તેટલે અંશેજ આ સ્થિતિ છે. એટલે હિન્દી સરકાર અને બ્રીટીશ સરકાર મળીને બનેલી બ્રીટીશ સામ્રાજ્ય સત્તા પોતાનાં આપેલાં વચનોને, કોલકરારોને, સંધીપત્રોને અને સાર્વભૌમ રક્ષક સત્તા તરીકેની રક્ષિત રાજ્યોના હકોનું અને હિતોનું રક્ષણ કરવાની પોતાની જવાબદારીને માન આપવાની નીતિ સેવે ત્યાં સુધીજ દેશી રાજ્યોના હકો અને તેમની આન્તર શાસનની સ્વતંત્રતા ટકી શકે. જે રાજ્યોની આત્મશાસનની સ્વતંત્ર મર્યાદા પણ વિશાળ હોય અને જેના હકો સારામાં સારા હોય તેની પણ આ સ્થિતિ છે. પણ હિન્દનાં દેશી રાજ્યો તો ક્ષેત્રફળોમાં, આમદાનીમાં, આન્તર શાસનના સ્વાતંત્ર્યની મર્યાદામાં અને એમ ઘણી બાબતોમાં એક બીજાથી ઘણાં જૂદાં પડે છે. અધિરાજ, મહારાજ, અને રાજપદ ક્ષીણ થતું થતું. જાગીરદાર, ગામ ધણી અને છેવટ મૂળ ગ્રાસીઆમાં લય પામી જાય છે. બ્રીટીશ સત્તા મોટાં નાનાં સર્વનું રક્ષણ કરે છે તેથી તેમનું અસ્તિત્વ જળવાઇ રહ્યું છે, અને આન્તર શાસનની જેટલી સ્વતંત્રતા જેને છે તેટલી તેને જળવાઇ રહેવાનો આધાર બ્રીટીશ સામ્રાજ્યની ઇચ્છા, કૃપા અને ન્યાયપરાયણતા ઉપર છે.

આ માત્ર વર્તમાન સ્થિતિનો નિર્દેશ છે,

સામ્રાજ્યની શુભેચ્છામાં કે ન્યાયપરાયણતામાં શંકા હોવાનો આ પ્રશ્ન નથી. જો એવી શંકા માટે સ્થાન હોય તો દેશી રાજ્યો માટે કંઈ આશા કે પ્રયત્નનો લાંબો અવકાશ રહેતો જ નથી. સામ્રાજ્યની શુભેચ્છામાં અને ન્યાયપરાયણતામાં વિશ્વાસને અંગેજ દેશી રાજ્યો પોતાના હકોની વાત કરી શકે અને દાદ મેળવવા પ્રયત્ન કરી શકે. દેશી રાજ્યો માટે બ્રીટીશ ન્યાય પદ્ધતિનો અનુભવ નવો નથી. જ્યારે જ્યારે દેશી રાજ્યોના હકો વિષયે મૌલિક મતભેદો ઉદ્ભવ્યા છે ત્યારે ત્યારે ચુકાદાનું કામ કાંતો હિન્દી સરકારના હાથમાં અથવા તો બ્રીટીશ સરકારના હાથમાં આવ્યું છે અને એમાં જે ચુકાદાઓ આવ્યા છે તે બધા એક પક્ષી, એટલે કે દેશીરાજ્યોના ભોગે સરકારને લાભ મળે એ પ્રકારના નથી. બેશક કેટલાક ચુકાદાઓ દેશીરાજ્યો વિરૂદ્ધ પણ આવ્યા હશે. પણ જે ઉપરી સત્તા, પોતાની વિરૂદ્ધ અને રક્ષિત નિર્બળ દેશીરાજ્યની તરફેણમાં પણ ચુકાદા આપતી હોય તે રાજ્ય સત્તા જ્યારે દેશી રાજ્યની વિરૂદ્ધ ચુકાદો આપે ત્યારે તેના ઉપર ઇરાદા પૂર્વકના અન્યાયનો આક્ષેપ ન થઈ શકે. કારણ કે મતભેદના બધા પ્રસંગોમાં દેશી રાજ્યોનું પોતાના હકો વિષેનું મંતવ્ય સાચું જ હોય એમ હમેશાં ન બને. જ્યાં દેશી રાજ્યની વાત ખોટી હોય ત્યાં તેવો વિરૂદ્ધ ચુકાદો આવે એ અન્યાય ન ગણાય. અને કોઈનો ખરેખરો હક માર્યો જતો હોય તોપણ એને ઇરાદાપૂર્વકનો અન્યાય ગણવા કરતાં, ભૂલથી, ઓછી માહિતીને અંગે, કે એવા કોઈ કારણને પરિણામે થયેલો ખોટો ચુકાદો માનવો ઘટે. એવી ભૂલ તો કોઈપણ નિષ્પક્ષપાત ન્યાયાધીશને હાથે થઈ જાય.

પણ કોઈના પણ વ્યાજબી હકો ઇરાદા પૂર્વકના અન્યાયથી માર્યા જાય, અથવા કોઈ દાદ ન સાંભળે તેથી માર્યા જાય, અથવા ન્યાયાધીશ પાસે પુરતી માહેતી ન હોવાથી માર્યા જાય, અથવા અરજ કરનારને પોતાનો કેઈસ સરખો રજુ કરતાં ન આવડે તેથી માર્યા જાય કે ન્યાયાધીશની કોઈ સહજ ભૂલથી કે શરતચૂકથી માર્યા જાય એમાં, જેના હક માર્યા જાય તેને માટે વાસ્તવ પરિણામમાં ફરક પડતો નથી. એમ ન બનવા પામે તે માટે બને તેટલી સંભાળ રાખવી તે દરેક ન્યાયાધીશની ફરજ છે અને દરેક સારો ન્યાયાધીશ ન્યાયના ગૌરવ ખાતર અને પોતાના સ્વમાન ખાતર પણ એ માટે બનતી કાળજી રાખેજ એ સ્વાભાવિક છે. પણ છતાં જેટલે અંશે માણસમાં ભૂલપાત્રતાને અવકાશ છે તેટલે અંશે કોઈ પણ અરજદારના અને તેમજ દેશી રાજ્યના હકોને માર્યા જવાનો સંભવ કે ભય ઊભો રહે એ અનિવાર્ય છે. દેશીરાજ્યે પણ પોતાના ભાયાતો સાથેના અને મૂળ ગ્રાસીઆઓ સાથેના હક સંબંધના મતભેદોમાં, અને દરેક રાજ્યે પોતાના શાસિત વર્ગ સાથેના રાજ્યહક સંબંધેના મતભેદોમાં નિર્ણય આપતી વખતે આ વાત ધ્યાનમાં રાખવી ઘટે છે.

દેશીરાજ્યો એ રાજ્યો છે. એમાંનાં કેટલાંક તો ઘણાં મોટાં રાજ્યો છે. અમુક રૂપમાં એ મિત્રરાજ્યો છે. એમના હિન્દી સરકાર સાથેના સંબંધો અમુક દૃષ્ટિએ આન્તરરાષ્ટ્રીય સંબંધોને મળતા છે. અને બ્રીટીશ હિન્દની પ્રજા અને તેના પ્રાન્તો એ તો સાવ તાબાની વ્યક્તિઓ કે તાબાના પ્રદેશો છે, એમ કહેવાય છે. આવી વિચારશ્રેણીમાં દેશીરાજ્ય અને બ્રીટીશ હિન્દનાં બળાબળની સરખામણી વિષયમાં ખોટો ખ્યાલ ઉત્પન્ન થાય છે. વસ્તુતઃ બ્રીટીશ હિન્દ પ્રમાણમાં પ્રબળ છે અને દેશીરાજ્યો તેની સરખામણીમાં નિર્બળ છે એ સ્પષ્ટ દેખાય છે. બ્રીટીશ રાજ્યની સ્થાપના પછી આજ સુધીમાં બ્રીટીશ હિન્દની પ્રજા ધીમે ધીમે પગલે પણ રાજકીય હકોમાં આગળ વધતી આવી છે. મને કે કમને, જેમ ગણે તેમ, પણ સુધારાઓ ઉપર સુધારાઓ થયા છે. બેશક સંપૂર્ણતા ઘણે દૂર છે. અસંતોષને અવકાશ છે. પ્રજાને પૂર્ણ જવાબદાર એવું રાજ્યતંત્ર બ્રીટીશ હિન્દને હજુ મળ્યું નથી, પણ છતાં મહારાણી વીકટોરીઆના ઢંઢેરા વખતની બ્રીટીશ હિન્દની રહીશ વ્યક્તિ કરતાં આજની બ્રીટીશ હિન્દની રહીશ વ્યક્તિ વધારે રાજકીય

હકો ભોગવે છે. જ્યાર દશારાજ્યોનાં અને રાજાઓના હકો, મોભો, વિગેરે એ વખતે જેવાં હતાં તેના કરતાં ઘણાં ઓછાં થઇ ગયાં છે અને હજુ ઓછાં થતાં જાય છે એમ બહારથી જોનારને તો લાગે. આમાં કર્યું યોગ્ય થયું છે કે અયોગ્ય થયું છે એમ કહેવાનો આશય નથી. એમાં તો દૃષ્ટિભેદ હોયજ, અને છે. પણ કાંતો રાજાઓની ભૂલથી અથવા તેમની અશક્તિ કે અનાડતથી કે છેવટ કાળના સામાન્ય ક્રમથી આ સ્થિતિ આવી છે, અને આ સ્થિતિ એં ક્રમશઃ પગથીઆં ઉતરતા જવાની ગતિ છે. બ્રીટીશ હિન્દનું સંતોષણ એ દેશીરાજ્યોનાં સંતોષણ કરતાં બ્રીટીશ સરકારને માટે વધારે મહત્વની વસ્તુ છે. અને એમ હોય એમાં નવાઈ પણ નથી. કોઈ પણ રાજ્યને બીજાં કોઇ પણ સ્વતંત્ર કે પોતાની નીચેનાં રક્ષિત રાજ્યના કરતાં પોતાની અંગત પ્રજા માટે વધારે પક્ષપાત હોય એ સમજી શકાય એવું છે. અને બ્રીટીશ હિન્દની પ્રજાને સંતોષવાની તથા આર્થિક જરૂરીઆતોને પહોંચી વળવાની જરૂરીઆત સામે જોતાં રક્ષિત રાજ્યોના સંધીપત્રોથી ઉપસ્થિત થતા હકોને અથવા હકોનાં ક્ષેત્રોને કે તેમાંથી દેશીરાજ્યોને નિષ્પન્ન થતા લાભોને વ્યવહારૂ માર્ગોથી અને તેટલા સંકોચવા તરફ અને વધારે ને વધારે સંકોચતા જવા તરફ વૃત્તિ દોરવાઈ જાય એ બહુ બનવા જોગ છે. એમાં ન્યાય અન્યાયની વાત નથી. દેશીરાજ્યને અન્યાય આપવો કે તેને હાની થાય એવું કરવું એવો એમાં ઇરાદો હોવાની પણ વાત નથી. માત્ર એક તરફ વધારે વળી જતી વૃત્તિનું એ સહજ વલણ છે. અને ફેડરેશનમાં એ વલણ વધારે પ્રબલ થાય એ પણ બનવાજોગ છે. અને તેથી દેશીરાજ્યોને જરા ભય લાગે એ પણ સ્વાભાવિક છે. કારણ કે એકતામાં ભળી જવું અને વ્યક્તિત્વ જાળવી રાખવું એ બે વાતને બહુ મેળ નથી. એમ કરવા માટે તો સંયુક્ત બંધારણનાં સ્પષ્ટ નિયમનો ઉપરાંત દરેક પક્ષમાં પરસ્પરનાં વ્યક્તિત્વને જાળવી રાખવાનો અને વિકસવાનો અવકાશ આપવાનો ઉંડો અને સ્થિર આશય હોવો જોઇએ.

જૂનાં સંધીપત્રો પ્રમાણેના હકો જળવાઈ રહેશે એવી ખાત્રી નવેસરથી આપવામાં આવે એ એક માર્ગ છે. પણ જો કોઇને એમ લાગતું હોય કે વર્તમાન સ્થિતિમાં સંધીપત્રો અફર, માન્ય હોવા છતાં હકો જાળવી રાખવા મુશ્કેલ છે તો એવાં શંકાશીલ રાજ્યને નવા કોલકરારોથી કે ખાત્રીઓથી ભય ઓછો કદાચ ન પણ થાય, અને સમયે સમયે બદલાતી બહુમતી, પરંપરાગત રાજ્યનીતિને કે હકોને બહુ માન આપી જાળવી રાખવાની વૃત્તિવાળી રહી શકે કે કેમ એ પણ જરા શંકાસ્પદ તો લાગે. પણ આવી આ શંકાઓ જો દેશીરાજ્યોના મનમાં હોય તો તેઓ ફેડરેશનમાં જોડાવાની હા પાડે નહિ. ખાસ કરીને પ્રથમ વિચારણા વખતે જે ઉત્સાહથી તેમણે ફેડરેશનમાં જોડાવાની આતુરતા, ઇચ્છા, સંમતિ, કે અનુમતિ બતાવી હતી તે ઉત્સાહ અત્યારે કંઈક મોળો છે એમ દેખાય છે. કદાચ શરૂઆતમાં ફેડરેશન એટલે આખા હિન્દનું એક સંયુક્ત રાજ્યતંત્ર એટલોજ તેમને મુખ્ય ખ્યાલ હશે. એવું કોઈ રાજ્યતંત્ર ઘડી હિન્દની એક સંયુક્ત મહારાજ્ય સંસ્થા બાંધવી અને તેમાં પોતે પોતાથી બને તેટલો સહકાર આપવો એટલુંજ એમાં કરવાનું રહે છે એમ તેમને લાગ્યું હશે. 'ફેડરેશન એટલે અનેક સ્વતંત્ર રાજ્યોનું સ્વેચ્છાએ જોડાણ' એટલો સામાન્ય અર્થજ તેમને પ્રધાનપણે દેખાયો હશે. સ્વતંત્ર રાજ્યો જ્યારે સ્વેચ્છાએ જોડાય ત્યારે પરસ્પર સર્વને અનુકૂળ થાય અને સર્વના મનનું સમાધાન થાય એ રીતની શરતોથી જોડાય. એમાં દરેકની સ્વતંત્રતાનો સ્વીકાર છે અને દરેક સ્વેચ્છાથી જોડાય એવી શરતો સહુએ સાથે મળીને નક્કી કરવી જોઇએ એવું દેખાય એ સ્વાભાવિક છે. તાબાના પ્રાન્તો સ્વતંત્રપ્રાય રાજ્યો જેવા બને અને રક્ષિત રાજ્યો સ્વતંત્ર રાજ્યોની કક્ષામાં ઊભાં રહી, પ્રાન્તો સાથે જોડાઈ, એક સમગ્ર હિન્દની એકત્ર રાજ્યસંસ્થા ઉભી કરે એવી એ કલ્પના છે. વળી 'એકત્ર હિન્દ' એતો હિન્દનાં સમગ્ર પ્રજાવર્ગને તેમજ સમગ્ર રાજાવર્ગને માટે ઇષ્ટ ભાવના છે. એવાં જોડાણ સામે કોઇને

વિરોધ હોઈ શકે નહિ, હતો નહિ, અને છે નહિ, એમ લાગે છે. પણ પછી પાછળથી ફેડરેશનનું સ્વરૂપ નક્કી કરવામાં અને તેના બંધારણને લગતા કાયદાઓ ઘડવામાં વિગતવાર જે જોવામાં આવ્યું તે કદાચ ઘણાખરાં દેશીરાજ્યોના ખ્યાલમાં ઘણેભાગે પ્રથમથી નહિ આવ્યું હોય એમ લાગે છે. ભાવભીનાં ભાષણોમાં જે ઉત્સાહપ્રેરક હતું તે કાયદાની આંકણીમાં વિચારવા જેવું બની ગયું. જ્યાં સ્વતંત્ર ઉદારભાવે આપવાની વાત હતી ત્યાં કાયદાની જાળમાં બંધાવાની પરિસ્થિતિ ઉભી થયેલી લાગવા માંડી, અને પોતાના પ્રાપ્ત હકો અને આત્મશાસનની કે આન્તરશાસનની સ્વતંત્રતા જળવાઈ રહેવા વિષયે શંકા પેઠી. આત્મરક્ષણ માટે ખાસ પ્રબંધ કરવાની જરૂર જણાવા લાગી. ઉત્સાહને સ્થાને ભય પેઠો, અને સાશંક ભય તથા નિઃશંક ઉદારતા સાથે રહી શકતાં નથી. આથી છેવટની સહી કરવામાં સંકોચ અને સાવચેતીની જરૂર જણાવા લાગી. આત્મરક્ષણની જરૂરીઆત પાસે ઉદારતાનો ઉમળકો નરમ પડી જાય એ સર્વને માટે સ્વાભાવિક છે, ઘણાખરા માટે અનિવાર્ય છે. પ્રાપ્ત હકો અને સ્વતંત્ર આન્તરશાસન પુરતું પણ રાજ્યપણું જો ચાલ્યું જાય તો એવી સ્થિતિ દેશીરાજ્યોને ઇષ્ટ ન લાગે એ સમજાય એવું છે. માગનાર અને મેળવનારને એ લાગણી પૂરી ન સમજાય પણ ખોનારને એ જરૂર અસર કરે.

પણ હિન્દની એકતાની દૃષ્ટિએ, બ્રીટીશહિન્દ અને દેશીરાજ્યોનું જોડાણ એ આવશ્યક અને હિતાવહ છે. એ જોડાણને આગળથીજ ફેડરેશનના નામ સાથે બાંધી લીધું ન હોત અને બધા પક્ષોએ સાથે મળી સર્વને ઇષ્ટ હોય એવું કોઈ જોડાણનું સ્વરૂપ નક્કી કરી, એ સ્વરૂપ જેવું ઘડાય તેવું તેનું નામ આપ્યું હોત તો વધારે યોગ્ય થાત. પણ કદાચ આ બહારથી જોનારને દેખાતી યોગ્યતા આન્તર પરિસ્થિતિ જાણનારાઓને વ્યવહારૂ નહિ લાગી હોય.

સરકાર દેશી રાજ્યોને પરાણે ફેડરેશનમાં જોડાવાની ફરજ ન પાડે એ સમજાય એવું છે. જો સામ્રાજ્યની એ ઊંડી દૃઢ ઇચ્છા હોય તો, ભલે એ ઇચ્છા આજ્ઞાના રૂપમાં ન હોય તો પણ તેની અવગણના કરવાની વૃત્તિ દેશીરાજ્યોમાં ઘણેભાગે ન હોઈ શકે. અને સમગ્ર હીંદની એકતા માટેના પ્રયત્નને તોડી પાડવાની જવાબદારી લેવા કોઈ આગળ પણ ન પડે. જો કે બ્રીટીશહીંદની પ્રજાનો મોટો ભાગ પણ ફેડરેશનનાં આવાં સ્વરૂપથી બહુ સંતુષ્ટ નથી અને એને અપનાવી લેવા માટે ખાસ આતુર નથી એમ દેખાય છે. તો પણ એમનો વિરોધ એ સિદ્ધાન્તનો વિરોધ ગણાય, કારણ કે મધ્યસ્થ રાજ્યતંત્ર પ્રજાને સંપૂર્ણ જવાબદાર હોવું જોઇએ એવી દલીલથી એ વિરોધ છે. જ્યારે દેશીરાજ્યો તો માત્ર આત્મરક્ષણ માટેના ભયથીજ તેમાં ભળતાં અચકાતાં હોય એમ લાગે છે એટલે એમનું ન ભળવું એ સ્વાર્થી એકલપેટાપણા જેવું દેખાય છે. એટલે દેશીરાજ્યોએ તો સમજાવટ અને સમાધાનનો માર્ગજ લેવાનો રહે છે.

પ્રજાતંત્રના માનસવાળા ઘણેભાગે રાજાતંત્ર અને તે અનુસાર ચાલતાં રાજ્યોને હલકાં માને છે. (૧) ચુંટણી, અને (૨) ચુંટણીની પદ્ધતિનો અભાવ, એ બે બાહ્ય લક્ષણો ઉપરથીજ (૧) સ્વતંત્ર પ્રજાતંત્ર અને (૨) એકહથ્થુ રાજાતંત્રનો ભેદ સમજનાર વર્ગ ઘણો મોટો હોય એમ લાગે છે. એટલે રાજાતંત્ર અને તેના પ્રતિનિધિઓ તરફ તેમજ એ પક્ષ સાથે સંબંધ ધરાવતી દરેક વ્યક્તિ તરફ, એવા વર્ગને કંઈક અણગમાની લાગણી રહે છે. જ્યાં વિરોધ નથી ત્યાં ઉપેક્ષા છે. સહાનુભૂતિ કયાંય હોય તો તે વિરલ છે. અને જેના તરફ સહજ સહાનુભૂતિ ન હોય તેની લાગણીઓને, તેના વિચારોને, કે તેની અરજીઓને તેનાં પોતાનાં દૃષ્ટિબિન્દુથી જોઈ શકાતાં નથી, અને જ્યાં સુધી એક બીજાને દરેકનાં પોતાનાં દૃષ્ટિબિન્દુથી જોઈ સમજી શકાય નહિ ત્યાં સુધી એકબીજાને ન્યાય આપી શકાય નહિ કે યોગ્ય અને બન્ને પક્ષને માનપ્રદ હોય એવું સમાધાન કરી શકાય નહિ. બ્રીટીશપ્રજા, પાર્લામેંટ અને પ્રધાનો તથા હીંદીસરકારના બ્રીટીશ અધિકારીઓ તેમજ બ્રીટીશહીંદની જનતા એ

સર્વે પ્રજાતંત્રનું માનસ ધરાવે છે. બ્રીટનમાં તો વસ્તુતઃ સંપૂર્ણ પ્રજાતંત્ર છે. તેને રાજતંત્રની સાથે હરીફાઇ નથી. બળની સરમુખત્યારીના નવા પ્રવાહ સામેજ તેણે તો પોતાનું રક્ષણ કરવાનું છે. પણ બ્રીટીશ હિન્દ હજુ પ્રજાતંત્રનું ભૂખ્યું છે, એટલે તેને દેશી કે પરદેશી કોઈ પણ એકહથ્થુ દેખાતી સત્તા સામે સિદ્ધાન્ત તરીકે વિરોધ કરવાનોજ રહ્યો.

દેશી રાજ્યોની પોતાની પ્રજામાં ઘણે ભાગે પ્રજાતંત્રનું માનસ બંધાઈ ગયું છે અથવા સત્વર બંધાતું જાય છે. વર્તમાનયુગ, રાજ્યસત્તાનો કેમ અમલ થવો જોઈએ એ તરફ બહુ લક્ષ આપતો નથી પણ એ સત્તા કોના હાથમાં હોવી જોઇએ એજ વર્તમાન રાજકીય વાતાવરણનો બળતો પ્રશ્ન છે. કિસાનપક્ષ, મજુરપક્ષ, વગેરે ઘણાખરા પક્ષ પોતાના હાથમાં રાજ્યસત્તા હોવી જોઇએ અને એમ હોય તોજ રાજ્ય સરખું ચાલે અને તોજ ન્યાય પુરઃસરનું રાજ્યતંત્ર ગણાય એમ માનતા લાગે છે. એમાં કોની માન્યતા સાચી અને કોની ખોટી એ વિચારવાનું નથી. બધાની માન્યતા સાચી ન હોઈ શકે. કાંતો એક પક્ષની માન્યતા સાચી અને બીજા બધાંની ખોટી હોય, અથવા બધાંની ખોટી હોય એ સિવાય ત્રીજું ન હોઈ શકે. પણ એ ગમે તેમ હોય. વર્તમાન ક્રાન્તિ એટલે કયા પક્ષે સત્તા હાથમાં લેવી તેનો નિર્ણય કરવાનો સબળ પ્રયત્ન. રશીઆ, ઈટલી, જર્મની, એ બધાં એક પક્ષના સૈન્ય અને જાસુસી બળ ઉપર નભતાં રાજ્યો લાગે છે. સ્પેનમાં બે પક્ષો શસ્ત્રથી એ વાતનો તોડ લાવવા બેઠા છે એમ દેખાય છે. હિન્દમાં એ સ્થિતિ હજુ નથી આવી. જોકે એની અસર હિન્દી જનતાનાં માનસ ઉપર થઈ છે અને એવા પક્ષો નિર્બળ સ્થિતિમાંથી સબળ બનવા મથી રહ્યા હોય એમ લાગે છે, તો પણ કદાચ એ સ્થિતિ ન પણ આવે એવો સંભવ છે. અત્યારે તો હજુ મુખ્યત્વે અગ્રભાગમાં પ્રજાતંત્રની ભૂખ છે. પ્રજાને સંપૂર્ણ જવાબદાર અને ચુંટણીના ધોરણથી ચાલતું એવું રાજ્યતંત્ર અથવા તો રાજા વિનાનું કેવળ પ્રજાતંત્ર એજ એક વ્યાજબી, ન્યાયી રાજ્યતંત્ર છે એવી માન્યતા જાણીતા પ્રજાકીય નેતાઓ અને તેમના ખરા અનુયાયી વર્ગમાં ઘણાની હોય એમ લાગે છે. અને દેશી રાજ્યોની પોતાની પ્રજામાં પણ એ માન્યતા ઠીક ઠીક પ્રસરી છે, પ્રસારવામાં આવે છે, પ્રસરતી જાય છે. આ માન્યતા ખોટી છે કે સાચી છે અથવા સારી છે કે ખરાબ છે એ વિચાર અહીં ઉપસ્થિત થતો નથી. માત્ર સ્થિતિ આ છે.

એટલું તો નિર્વિવાદ છે કે અધિકારમાં આકર્ષણ છે, ગૌરવનો આભાસ છે, અને અભિમાનનું પોષણ છે. બેશક તેની સાથે જવાબદારી છે. પણ જવાબદારી એ તો વધારે પડતા બીકણ અન્તઃકરણવાળાનેજ ગભરાવે છે. કામ કામને શીખવે છે એ સાચું છે. અને છેટેથી વધારે સાચું ઘણાખરાને લાગે છે. રાજતંત્રમાં પ્રજાવર્ગની વ્યક્તિ એટલે ન્યાયની હકદાર, રક્ષણની હકદાર, પણ કોઈ પણ જાતના સીધા સ્પષ્ટ રાજકીય હક વિનાની વ્યક્તિ. આડકતરી રીતે એના મતને ભલે ધ્યાનમાં લેવાતો હોય પણ સીધી રીતે તોલાં ત્રાજવાંમાં કોઈપણ બાબતમાં તેની મતાંગુલી ઉંચી છે કે નીચી છે તેની ગણત્રી નહિ. પ્રજાતંત્રમાં દરેક વ્યક્તિ એટલે વરિષ્ટ સત્તા ધરાવનાર સમૂહમાંની એક. ત્યાં વ્યક્તિ એટલે રાજા ÷ પ્રજાની સંખ્યા. એ અપૂર્ણાંક તો ખરો, રાજા પ્રજાંશ, પણ તોય દરેક વ્યક્તિના અંશમાં પણ રાજાપણું તો ખરૂંજ, અને દરેકને માટે દેશનો વરિષ્ટ અધિકારી કે વડોપ્રધાન કે રાજ્યાધિકારી બનવાનો સંભવ પણ ખરોજ. આ આકર્ષક ચિત્ર છે અને પ્રજાતંત્રની તૃષા ઊભી થાય ત્યારે મોટા રાજસ વર્ગને આ પ્રકારનું આકર્ષણ ઊભું થાય એ સ્વાભાવિક છે. અંગ્રેજી અભ્યાસ દ્વારા અને પશ્ચિમના ઇતિહાસની વાતો દ્વારા હિન્દમાં ઉતરી આવેલો પ્રજાતંત્રનો પ્રવાહ દેશી રાજ્યોની પ્રજામાં પણ પ્રસર્યો છે અને પ્રસરે એ અનિવાર્ય છે. આ સ્થિતિમાં રાજાઓની અને તેના અધિકારીઓની જાણ્યે કે અજાણ્યે થતી ભૂલો રાજતંત્ર વિરૂદ્ધના અને રાજાઓ વિરૂદ્ધના પ્રચારકાર્યને વધારે બળ આપે છે.

પણ આ બધી સ્થિતિમાં આશાને અને પ્રયત્નને અવકાશ છે. એક અનુકૂળ વાત એ છે કે સામ્રાજ્ય સત્તા, તરંગીસત્તા નથી, પણ બંધારણ પુરઃસર અને

કાયદાઓ અને નિયમનો અનુસાર ચાલતી સત્તા છે. ઇચ્છા અને અમલની વચ્ચે કાયદાની ગળણી આવે છે. એટલે ઇચ્છાના તાત્કાલિક અમલમાં ઉતાવળને અંગે જે અન્યાય થવાનો વધારે પડતો સંભવ હોય છે તે આનાથી ઓછો થાય છે. મતભેદને ચર્ચી જોવાનો, પરસ્પર દલીલોની આપલે કરવાનો, ન્યાય અન્યાયની તુલના કરવાનો, ઇચ્છાને બદલાવવાનો કે તેને જરૂર પુરતી નરમ કરવાનો અથવા તેનાં સંતોષણ માટે જેમાં અન્યાય ન થતો હોય એવો કોઈ માર્ગ શોધી કહાડવાનો અવકાશ રહે છે. બ્રીટીશ પ્રજાનું, બ્રીટીશ સામ્રાજ્યનું અને બ્રીટીશ હિન્દનું હિત એ સત્તા પહેલું સાચવે એ બનવાજોગ છે, અને એમ માનીનેજ પોતાની રાજ્યનીતિ ઘડવી એ દેશીરાજ્યો માટે વધારે ડહાપણ ભરેલું છે. પણ બધાંનાં હિતોનું રક્ષણ થઈ શકે એવો મધ્યસ્થ માર્ગ ન સ્વીકારવાનું મધ્યસ્થ સત્તાને કશું કારણ હોઈ શકે એમ લાગતું નથી. એમ એ દિશામાં સમાધાનીની શકયતા છે.

બીજું બ્રીટીશ હિન્દની પ્રજા હજુ અમુક અંશે જૂના હિન્દી સંસ્કારોવાળી અને હિન્દી ભાવનાવાળી રહી છે. એના વર્તમાન નેતાવર્ગમાં પુનર્ઘટનાની તીવ્ર ઇચ્છા પ્રકટી છે, પણ વિનાશનો જુસ્સો જ્યાં છે ત્યાં પણ બહુ વ્યાપક કે બહુ ઉગ્ર કે બહુ સબળ નથી બન્યો. એટલે તેની સાથે પણ સમાધાનીને હજુ અવકાશ છે.

બ્રીટીશ હિન્દની પ્રજા સાથે સમાધાન થઈ શકે તો દેશીરાજ્યની પોતાની પ્રજા સાથેનું સમાધાન તેમાં લગભગ સમાઈ જાય છે. દેશી રાજ્યોની પ્રજામાં પોતાનાં રાજ્યતંત્રો સામે જે વિરોધભાવ દેખાય છે તે બ્રીટીશ હિન્દના વિરોધનું પ્રતિબિમ્બ છે. આખા હિન્દની જનતાનું સમાધાન એટલે સાથે દેશીરાજ્યોની પ્રજાનું સમાધાન આવી ગયું સમજવું. એટલુંજ નહિ પણ જે જે રાજ્યોમાં રાજ્યપદ્ધતિ પ્રજાને સંતોષવાનું અને તેનાં હિતોનું રક્ષણ કરવાનું કામ સાધારણ ઠીક ઠીક પ્રમાણમાં બજાવતી રહી છે ત્યાં ત્યાં જૂની રાજ્યભક્તિની અને રાજભક્તિની ભાવના તેટલા પ્રમાણમાં જળવાઈ રહી છે એમ લાગે છે. આમવર્ગમાં તો ખાસ કરીને પ્રજાનો મોટો ભાગ સુખે જીવવાથી સંતોષ માને એવો હોય છે. એટલે ન્યાય અને સુખસંપત્તિનું જેટલા પ્રમાણમાં રાજ્ય વધારે પાલન કરી શકે તેટલા પ્રમાણમાં પ્રજાની વફાદારી જળવાઈ રહેવાનો તથા વધારે ગાઢ બનવાનો પણ સંભવ છે. અને વર્તમાન દેશી રાજ્યોને ટકી રહેવાનો સંભવ માત્ર આ વાત ઉપરજ મુખ્ય આધાર રાખે છે. બીજાં બધાં આક્રમણો એ બહારનાં આક્રમણો છે. એની સામે ટકવાનું બળ એ પ્રજાના પ્રેમ અને સહકારમાંથી ઉદ્ભવતું આન્તરબળ છે. સામાન્ય વલણ તો દેશી રાજ્યકર્તાઓની આન્તર વ્યવસ્થાની, સ્વતંત્રતાને જેટલી બને તેટલી મર્યાદિત કરતાં જવા તરફજ હોય એમ લાગે છે. તેમાં પોતાની પ્રજા તરફથીજ જ્યારે કોઈ રાજ્ય સામે વિરોધ ઊભો થાય ત્યારે એમ કરવા માટે સારૂં ખોટું કે ખરૂં કારણ મળે છે, અને ઝાડ કાપવા માટે લોઢાના કુહાડામાં ઝાડનાં પોતાનાં લાકડાંનો હાથો ભળ્યા જેવું થાય છે. એટલે પોતાની હયાતી જાળવવા માટે ઓછામાં ઓછું જે દેશીરાજ્યોએ કરવું જોઈએ તે આન્તર સુવ્યવસ્થા અને સુશાસન છે. અને એ ઘણે અંશે તેના હાથની વાત છે.

સુશાસનનાં ખરાં ફળોને આવતાં વખત લાગે છે. કારણ કે રાજ્યનીતિ દીર્ઘદર્શી હોય છે અને હોવી જોઈએ. પ્રજાનો શિક્ષિત વર્ગ તત્કાલ સુધારો માગે છે અને સામે સત્તા પણ માગે છે. જેમને સત્તા જોઈએ છે તેમને ગમે તેવાં તાત્કાલિક સુશાસનથી પણ સંતોષ થવાનો નથી. વળી સુશાસન એ નિર્બળનું રક્ષણ છે અને સબળનું શાસન છે. એ સબળતા શરીરની નહિ, પણ બુદ્ધિની, શિક્ષણની, વ્યવહાર: આવડતની, યુક્તિ પ્રયુક્તિની, વાણી દ્વારા બળ ઊભું કરવાની અને એવી અનેક પ્રકારની હોઈ શકે છે. એવા સબળ વર્ગમાં કેટલોક ભાગ ન્યાય પરાયણ હોય છે, અને સુશાસન તેમને એટલા પ્રમાણમાં સંતોષે છે. પણ સબળ વર્ગમાં એક એવો ભાગ પણ હોય

છે કે જેઓ પોતાની શક્તિનો ઉપયોગ ક્યાંતો અંગત સ્વાર્થ સાધવામાં અથવા તો અંગત ગૌરવ વધારવામાં વધારે પ્રમાણમાં કરવા તરફ દોરવાઈ જાય છે. સુશાસનમાં, આવા વર્ગને, જ્યાં તેઓ અયોગ્ય રીતે પોતાની શક્તિનો ઉપયોગ કરે ત્યાં, અંકુશિત કરવાનો પ્રયત્નો કરવા પડે. અને જેટલે અંશે એમ કરવું પડે એટલે અંશે, સુશાસન સામે પણ, એવા સબળ વર્ગનો વિરોધ ઊભો થાય. કારણ કે સુશાસન એ કોઈની, કોઈ સબળ વર્ગની કે સમગ્ર પ્રજાની પણ ખુશામત નથી, પણ માત્ર શાસન જ છે.

રાજાતંત્ર અને પ્રજાતંત્ર જો તેમના મૂળભૂત સિદ્ધાન્તો અને ભાવનાઓ અનુસાર જ વ્યવહારમાં ચલાવવામાં આવે તો એ બન્નેમાં બહારના દેખાવમાં ઘણો તફાવત હોવા છતાં, વાસ્તવ તફાવત બહુ નથી રહેતો. રાજાતંત્રમાં પ્રજાની જરૂરીઆતો અને પ્રજાની ઈચ્છાઓ જાણવી એ તો મૂળભૂત વાત છે. જૂના વખતમાં ગુપ્તચરોનો મુખ્ય ઉપયોગ એજ ગણાયો છે. રાજાતંત્ર જે કાયદા ઘડે તેનો મૂળ સિદ્ધાન્ત પ્રજાહિતનો છે, અને જ્યાં વ્યવહારમાં એમ ન હોય ત્યાં પ્રજાહિતનો દાવો તો હોય છેજ. પણ રાજાતંત્રમાં એક ખામી, પ્રજાતંત્ર સાથેની સરખામણીમાં દેખાય એવી છે.

પ્રજાતંત્રમાં પ્રજાને રાજ્ય વહિવટમાં અથવા ખરું જોતાં ધારાઓ ઘડવામાં સીધો ભાગ લેવાનો અવકાશ છે અને વહિવટી સત્તા કોના હાથમાં સોંપવી એ પણ સમગ્ર પ્રજાના મત ઉપર એટલે કે ચુંટાએલી બહુમતીના મત ઉપર આધાર રાખે છે. આમાં આત્મશાસનની રાજકીય કેળવણી અને આત્મશાસનનું વ્યક્તિક ગૌરવ રહેલું છે. જ્યારે ચુંટણીનો પ્રસંગ આવે છે ત્યારે કયા સિદ્ધાન્તો ઉપર અને કેવી વહીવટી પદ્ધતિ ઉપર અમુક પક્ષને શાસન ચલાવવા માટે ચુંટવાનો છે એ પ્રશ્ન પ્રજા સામે ઉપસ્થિત થાય છે. છાપાંઓ અને ભાષણો એ સિદ્ધાન્તોની અને લેવાં જોઈતાં વહીવટી પગલાંઓની ચર્ચા ખૂબ છૂટથી કરે છે અને પ્રજાના વિચારને પ્રબોધે છે. જેમ કોઈ ન્યાયાધીશ પાસે જૂદા જૂદા પક્ષના વકીલો પોતપોતાના મુદ્દાઓ દાખલા દલીલ સાથે રજુ કરે તેમ ચુંટાવા ઇચ્છનાર દરેક વર્ગ અને દરેક વ્યક્તિ મતવંતા પ્રજા વર્ગ પાસે પોતાના સિદ્ધાન્તો, પોતે અંગીકાર કરવા ધારેલી વહીવટી પદ્ધતિ અને ઘડવા ધારેલા ધારાઓ કે સુધારાઓ, એ બધું રજુ કરે છે અને દાખલા દલીલોથી બધું સમજાવવા પ્રયત્ન કરે છે કે જેથી નિષ્પક્ષપાત સાચા નિર્ણય ઉપર પ્રજા આવી શકે. આમ પ્રજાને સિદ્ધાન્તોનો વહીવટી પદ્ધતિઓનો અને જૂદા જૂદા કાયદાઓની સારી માઠી અસરોનો અભ્યાસ આપો આપ થાય છે. તેમની વિવેચન શક્તિ ખીલે છે. વળી ચુંટાવા ઇચ્છનાર વર્ગની અને વ્યક્તિની યોગ્યાયોગ્યતાની પરીક્ષા પણ પ્રજાએ કરવાની હોય છે એટલે પરીક્ષણ શક્તિ પણ વિકસે છે. ચુંટણીથી શાસક બનેલું મંડળ જે રીતથી પોતાનું કાર્ય બજાવતું હોય તે તરફ પણ પ્રજાનું લક્ષ રહે છે એટલે રાજ્યવહીવટનું નિરીક્ષણ પણ ચાલુ રહે છે. આમ પ્રજાની વિવેચન, પરીક્ષણ, અને નિરીક્ષણ શક્તિઓ ખીલતી જાય છે. અને આ બધું પ્રજાના માનસને કેળવી આત્મશાસન માટે વધારે ને વધારે લાયકાતવાળું બનાવે છે. વળી મત આપવાના હકે સાથે જવાબદારીનું અમુક ભાન પણ ઊભું થાય છે, અને જવાબદારીનું ભાન માણસને સમજુ અને સંયમી બનાવે છે. શાસિત વર્ગની દરેક વ્યક્તિમાં તે પોતે શાસક હોવાનું સ્વમાન જાગૃત કરે છે અને સ્વમાન સંતોષણ એ જીવનની અને વિકાસની જરૂરીઆત છે અને રાજ્યશાસનમાં સીધો કે આડકતરો ભાગ લેનાર એ રાજ્યને સંપૂર્ણ પોતાનું રાજ્ય ગણે છે, બીજાં બધાં રાજ્યો સામે તે પોતાના રાજ્યના પક્ષમાં ઊભું રહે છે અને તેના રક્ષણ માટે અને ઉન્નતિ તથા ગૌરવ માટે બધી સહાય આપે છે. કર ભરવા એ તેને બોજા રૂપ લાગતું નથી. અને યુદ્ધ પ્રસંગોમાં રાજ્ય માટે જીવન આપવા પણ તે તૈયાર થઈ શકે છે. રાજ્ય અને પોતે એકજ છે,

રાજ્યનું રક્ષણ એ પોતાનું અંગત આત્મ રક્ષણ છે એમ તેને લાગે છે; આમ રાજ્ય સબળ બને છે અને પ્રજા સંતુષ્ટ સુખી સ્વમાન વાળી અને કર્તવ્ય પરાયણ બને છે. પ્રજાતંત્રના આવા સિદ્ધાન્તો છે.

આની સામે, આપખુદ સત્તાનો જેને લોભ કે મોહ હોય તે અનેક બાનાઓ બતાવી વિરોધ કરે એ સમજાય એવું છે. અને અમુક અંશે, જેમ રાજતંત્રમાં મૂળ સિદ્ધાન્તો કરતાં વ્યવહાર ઘણીવાર જૂદા પ્રકારનો હોય છે તેમ પ્રજાતંત્રમાં પણ સિદ્ધાન્ત અને વ્યવહારમાં ગણો ફેર પડે છે. જનસ્વભાવની સામાન્ય ખામીનો એ પ્રભાવ છે. બધાં બુદ્ધિ, સમજણ અને આવડતવાળાં માણસો પ્રજાને આમ કેળવવા ઇચ્છે તો તો જરૂર ઘણો લાભ થાય પણ વ્યવહારમાં તો એ સમજાવટ કરતાં આકર્ષક શબ્દો, જાહેરાતની અને પ્રચારની કળા, ભોળાં માણસોની લાગણીઓ ઉપર કરવામાં આવતી રમત, એવું ઘણું વધારે જોવામાં આવે છે. પ્રજાને કેળવવી અને મત મેળવવા એ બે જૂદી જૂદી વાતો છે. કેળવણી એ ધીમો, લાંબો, સતત પ્રયત્નનો માર્ગ છે. મત મેળવવા એ લગભગ તાત્કાળિક હા કહેવરાવી દેવાની કળા છે. સિદ્ધાન્તની અને વ્યવહાર પદ્ધતિની હિતાહિતતાનો નિર્ણય જો સહેલો હોય તો તો પક્ષો ઊભા જ ન થાય. કહેવાય છે કે સો ડાહ્યાં માણસોનો એકમત હોય છે પણ સો મૂર્ખમાં દરેકનો મત જૂદો જૂદો હોય છે. કારણ કે સત્ય એક છે. એ સત્વર સરળતાથી સમજાય એવું નથી હોતું એટલે જ પ્રમાણિક મતભેદને અવકાશ છે અને એટલે જ મતભેદ અસંખ્ય હોઈ શકે છે. જેઓ જીવનભરના અભ્યાસથી, અનુભવથી અને માત્ર રાજકીય ધંધામાં જ એકાગ્ર હોવાથી એ વિષયમાં નિષ્ણાત ગણાતા હોય એવા માણસો પણ પરસ્પર દલીલ અને સમજણથી રાજ્યના હિતનો નિર્ણય કરવામાં એક મત નથી થઈ શકતા, તો સામાન્ય માણસો કે જેઓને જીવનની અને આજીવિકાની જંજાળ આડે ઊંડા અભ્યાસનો કે લાંબા વિચારનો બહુ અવકાશ નથી હોતો તેઓ તે વિવિધ કુશળ પ્રચારોમાંથી સત્યની તારવણી કરી, પોતાની બુદ્ધિથી હિતાહિતનો નિર્ણય કરી, જાતે સમજીને ખરેખરો અંગત મત આપી શકે એ બનવું બહુ ઓછું શકય લાગે છે. એટલે તુરત મત મેળવવા માટે અને તુરત હા કહેવરાવવા માટે તાત્કાલિક અસર કરે એવી કળાનો જ ઉપયોગ ઘણે ભાગે કરવો પડે. વ્યવહારમાં એ ગમે તેટલી આવશ્યક હોય પણ સિદ્ધાન્ત એથી પડી ભાંગે છે, પ્રજા એમ કેળવાતી નથી પણ ચકડોળે ચડે છે. જે નિર્ણય જાતે જ અઘરો છે તેને વિવિધ પક્ષો તરફથી કરવામાં આવતો વિવિધ પ્રચાર વધારે અઘરો બનાવે છે. જે કોઈ જાતે વિચારી નિર્ણય કરવા ઇચ્છે છે તેને માટે પણ શાન્ત વિચારણાને સ્થાને વ્યગ્રતા ઉપજે એવું વાતાવરણ ઊભું થાય છે. મતને સરખી રીતે બંધાવાનો અવકાશ આપવાને બદલે મતને તત્કાલ પોતા તરફ ખેંચી લેવાની ઉતાવળ દરેક પક્ષ કરે છે. અને છેવટ ક્ષણિક વૃત્તિ ઉપર જ હા કે ના નો આધાર રહે છે. અનેક પ્રકારની અપ્રમાણિકતા, સ્વાર્થ સંતોષણો, લાલચો લાગવગો, વિગેરેની સંભવિતતા કે શકયતા કે હયાતીના સાચા કે ખોટા આક્ષેપોને ન ગણતાં પણ પ્રજાતંત્રની વ્યવહાર પદ્ધતિ સાથે એ એક વિરોધનું તત્ત્વ ઊભું રહેતું દેખાય છે. કોઈ કહે છે કે પ્રજાતંત્ર એ પ્રજાએ ચલાવાતું રાજ્યતંત્ર નથી પણ માત્ર પ્રજાને નામે ચલાવવામાં આવતું રાજ્યતંત્ર છે. આમ કહેનારા પણ માણસોજ છે. અને તેથી એમાં પ્રમાણિક તેમજ અપ્રમાણિક મતનો તથા પ્રમાણિક અને અપ્રમાણિક હેતુ વાળા પ્રચારનો સંભવ છે. માણસ માત્ર સિદ્ધાન્તને નામે અને સત્યને નામે બોલે છે. પણ માણસ બોલે તે તેનો અંગત ખરો મત હોય, અને બીજા કોઇને પોતાના સ્વાર્થ ખાતર આડે રસ્તે ઉતારવાનો ઈરાદાપૂર્વકનો છળભર્યો વાણી પ્રપંચ ન હોય તોયે ઘણું છે. પણ માણસ બોલે ત્યારે તે, મનમાં બીજી માન્યતા અને બહાર બોલવાનું બીજું એ પ્રમાણે જ બોલે છે એમ માનવું એ ઘણાં પ્રમાણિક માણસોને અન્યાય આપવા જેવું

છે. અને માણુસ માત્રની સમર્થ વાણીને અન્તરનો પ્રમાણિક ઊભરો માની લેવો એ ઘણીવાર જાતે છેતરાવા જેવું છે. રાજાતંત્ર, પ્રજાતંત્ર, અને બળની સરમુખત્યારી, એ ત્રણે પદ્ધતિઓના પક્ષમાં અને વિરૂદ્ધમાં સારાં અને ખરાબ તત્વો છે, અને કોઈ ખરી માન્યતાથી અને કોઈ બીજા અંગત સ્વાર્થી આશયથી એક અથવા બીજા તંત્રની વિરૂદ્ધમાં અથવા તેના પક્ષમાં દલીલો કરે છે. અત્યારે જગતમાં મુખ્ય તો બે તંત્રો વચ્ચેજ સત્તા માટે હરીફાઈ છે; અને એ બે તંત્રો તે (૧) પ્રજાતંત્ર અને (૨) બળની સરમુખત્યારીનું તંત્ર. જૂનું પુરાણું રાજતંત્ર તો અદૃશ્ય થતું જાય છે. એનું કારણ એમાં ખાસ ખામી હોય એ પણ હોઈ શકે. પણ એ વિના કે એ ઉપરાંત બીજું કારણ એ છે કે તેની પાછળ મોટા, અક્કલવાળા અને પ્રચારકુશળ વર્ગને આકર્ષવાનું અને સંતોષવાનું સામર્થ્ય નથી. રાજાતંત્રમાં સિદ્ધાન્ત અને સ્વરૂપથીજ પ્રચાર કાર્યને અને બળથી, સૈન્ય અને જાસુસની સહાયથી, રાજ્ય ચલાવવાની પદ્ધતિને અવકાશ નથી. અને માત્ર સુશાસનથી, જેમાં રાજકીય ક્ષેત્રમાં આગળ વધવાની વૃત્તિ હોય તેવા વર્ગને બહુ સંતોષ થતો નથી. કારણ કે રાજાતંત્રમાં રાજકીય ધંધાનું ક્ષેત્ર બહુ નાનું હોય છે. ઘણાં અક્કલવાળાં માણસોએ આજીવિકા માટે અને આત્મગૌરવ માટે બીજા ધંધાઓનોજ આશ્રય લેવાનો રહે છે. આમ અનેક રીતે રાજાતંત્ર તરફ વલણ હોય એવો બુદ્ધિમાન વર્ગ બહુ થોડો છે અને દિવસે દિવસે થોડો થતો જતો હોય એમ લાગે છે. છતાં કેટલાંક બહુ થોડાં માણસો હજુ એવાં પણ હોય છે કે જેમને પ્રજાતંત્રની ધાંધલ, અને બળની સરમુખત્યારીની શસ્ત્રસત્તા, એ બન્નેને મુકાબલે રાજાતંત્ર વધારે સારૂં લાગે છે. જ્યાં રાજા, અથવા રાજ્યને પોતાનું ગણનાર અધિકારી વર્ગ, પોતાના અન્તઃકરણથી રાજાતંત્ર કરતાં પ્રજાતંત્રને વધારે યોગ્ય અને વધારે ન્યાય રાજ્યતંત્ર માનતા હોય ત્યાં તો રાજ્યમાં ધીમે ધીમે અથવા જરૂર પુરતી ઉતાવળે પ્રજાતંત્રની એટલે કે ચુંટણી વિગેરેની પદ્ધતિ દાખલ કરતાં જવું અને ક્રમેક્રમે વિકસાવતાં જવું એ પોતાની પ્રજાને સંતોષવાનો સીધો માર્ગ છે. પણ જેમને અન્તરથી જ એમ લાગતું હોય કે એમાં માત્ર પ્રજાની ખોટી ખુશામત જ છે અને ખરી સેવા નથી, તેમને માટે માર્ગ જરા વધારે વિકટ છે. પણ પ્રજામાં જે બુદ્ધિવાળાં, સમજણવાળાં અને સારાં માણસો હોય તેમની સલાહ લેવાનું કામ તો જૂના રાજ્યતંત્રમાં ચાલુ જ હતું. રાજા મહાજનની સલાહ લેતા અને વણુ માગ્યે કોઈ કડવું પણ કંઈ કહેવા આવે તે સાંભળતા અને દરેક વ્યાજબી માગણીને બને ત્યાં સુધી સંતોષવા મથતા. મહાજન એ પ્રજાનું ચુંટાયેલું નહિ હોવા છતાં રાજા પાસે અને પ્રજાવર્ગમાં પણ પ્રજાનું પ્રતિનિધિ ગણાતું અને ઘણેભાગે પ્રજાના સામાન્ય પોકારને જ એ રાજા પાસે પહોંચાડતું. જરૂર લાગે ત્યાં ત્યાં અને બની શકે ત્યાં ત્યાં સારા ગણાતા પ્રજાજનોની ખાનગી સલાહ લેવી. અને જ્યાં જ્યાં તેમની સલાહ સાચી અને હિતાવહ કે નિર્દોષ લાગે ત્યાં ત્યાં તેને અપનાવી લેવી એ પ્રજાની જરૂરીઆતોને, પ્રજાની લાગણીને, અને પ્રજાનાં સ્વમાનને સંતોષવાનો એક સારો માર્ગ છે. જે વધારે બોલે અને ઉપદેશ દેવા આવે તેને સાંભળવો એટલું જ નહિ પણ જેમાં સમજણ હોય તેવાઓ જાતે ન બોલવા આવે તોપણ તેમને બોલાવી તેમની માન્યતા જાણવી એ એમાં જરૂરનું છે. માત્ર પોતાનાજ પ્રતિનિધિ હોય અથવા પ્રચારદ્વારા અમુક વર્ગના પ્રતિનિધિ બન્યા હોય તેઓને સાંભળવા ઉપરાંત જે પ્રજાના, ખરેખરા પ્રજાના, ગરીબ મુંગી પ્રજાના, પ્રતિનિધિ જણાય તેમને શોધીને પણ રાજ્યે સાંભળવાનો પ્રયાસ કરવો જોઇએ. કારણકે પ્રજાની ઉંડી જરૂરીઆતો, વ્યક્ત સુઘટિત સંસ્થાઓ દ્વારા જેટલી જણાવવામાં આવે છે તેના કરતાં આવી અંગત અને નિર્ગોરવ માહિતી દ્વારા વધારે સાચા રૂપમાં જાણવામાં આવે છે. માત્ર આમાં મત લેવાનો બાહ્ય દેખાવ કે આડંબર આવવા દેવાં ન જોઇએ.

પણ આ કેટલે અંશે હિતાવહ કે શકય છે તે તો જેને રાજ્યતંત્રનો અને જનસ્વભાવનો વિશાળ અંગત અને આન્તર અનુભવ હોય તેજ જાણી શકે. અહીં આદીથી તે અંત સુધીમાં જે કંઈ લખાયું છે તે તો માત્ર અનભિજ્ઞ અને અનિંગિતજ્ઞનાં એક સામાન્ય સૂચન-પુરતું જ છે.

સુશાસન માટે, દરેક પ્રકારનાં શાસન માટે રાજાને કે વરિષ્ટ અધિકારીને રાજ્યતંત્રમાં અને પ્રજાતંત્રમાં પોતાના તાબાના અધિકારીઓ અને ખાતાંઓના કાર્યવાહકો મારફત કામ લેવાનું હોય છે. એ બધા માણસો હોય છે અને એમનામાં પણ માણસ તરીકેની ખામીઓ વ્યક્તિ પરત્વે નાના મોટા પ્રમાણમાં પણ હોય જ છે, ક્યાંક ક્યાંક સ્પષ્ટ દૂષણો પણ હોઈ શકે છે. જેમનામાં એ ખામીઓ કે દૂષણો હોય એમને એમના અધિકારનો યોગ્ય ઉપયોગ કરવાની ફરજ સુશાસન માટે પાડવી પડે છે; અને તેથી એમના તરફથી પણ સીધો કે આડકતરો વિરોધ ઊભો થાય છે. એકને દૂર કરી બીજાને લાવવા છતાં મનુષ્ય સ્વભાવ લગભગ એનો એજ ઘણે ખરે જોવામાં આવે છે. કોઈપણ સુશાસનને માટે આગ્રહ ધરાવનાર શાસકને આ મુશ્કેલી નડવાનીજ. જેને તાબાના અધિકારીઓ પ્રમાણિક, કામ કરવાની લાયકાતવાળા, અને સુશાસન માટે આન્તર આગ્રહ ધરાવનારા મળી જાય એ રાજ્ય અને એ રાજા કે શાસક તથા તેના શાસિત વર્ગ એ સર્વનાં સુભાગ્ય સમજવાં.

વળી પ્રજામત અને પ્રજાની જરૂરીઆતો જાણવામાં પણ મુશ્કેલીઓ નડે છે. બોલનારને સાંભળવાથી જ બધું કે ખરૂં ખ્યાલમાં આવતું નથી. પ્રજાજનોમાં પણ કેટલાંક આક્રમણ કરી શકે એવાં અને કરે એવાં હોય છે. બીજાં કેટલાંક ગમે તે પ્રકારે દોડાદોડ કરીને, લાગવગ લગાવીને કે વિનતિઓ કરીને પણ માંડમાંડ પણ પોતાનું રક્ષણ કરી શકે એવાં હોય છે, પણ કેટલાંક તો એવાં હોય છે કે પોતે કાયદાને બને તેટલો અનુસરવા પ્રયત્ન કર્યા કરે, બધાંથી ડરતાં રહે અને છતાં પણ આક્રમણનો ભોગ થઈ પડે. નિર્બળ અને ન્યાય તથા નીતિને અનુસરવા ઇચ્છનાર ગરીબ સ્વભાવનાં માણસો ઘણે ભાગે નિષ્પ્રતિકાર હોય છે અને જ્યારે આક્રમણનો ભોગ થઈ પડે ત્યારે સામાં થઈ શકતાં નથી તેમ પોતાનો પોકાર ઉપરી સત્તા સુધી પહોંચાડી શકતાં નથી. અને આક્રમણ નીચે કચરાતાં કચરાતાં સાવ મુંગાં મુંગાં મરી જાય એવાં હોય છે. એવાને કશો માર્ગજ સૂઝતો નથી. પ્રજાતંત્રમાં પણ આવાં લોકોનો અવાજ પોતાની મેળે કદી સંભળાવવાનો નથી. મુંગાંના સુખ દુઃખો જોવાં, જાણવાં, સમજવાં. અને તેમને રક્ષણ આપવું એ એવો ગૂઢ રાજધર્મ છે કે જેની પાછળ કીર્તિ નથી, જાહેર મતલબ નથી; માત્ર અવ્યક્ત સંતોષના મુંગા આશીર્વાદ છે. ન્યાયની શાન્તિ અને આજીવિકાની સરલતા છેક આવા વર્ગ સુધી સમાનપણે પ્રસરે એ સુશાસન છે. એવાં સુશાસન માટે રાજ્યતંત્રનું બાહ્ય સ્વરૂપ કે કાયદેસરનું બંધારણ કે ધોરણ કશું કરી શકતું નથી. વરીષ્ટ શાસક અને તેની નીચેના અધિકારીઓની એ માટેની આન્તર તત્પરતા, ખંત, અને સતત પ્રબળ પ્રયત્ન પરાયણતા એજ તેમાં જરૂરનાં છે. ઘણે ભાગે રાજ્યના બાહ્ય રાજકીય સંબંધો અત્યારે સર્વત્ર એટલું મહત્વ ભોગવતા દેખાય છે કે રાજ્યની વ્યવસ્થા તરફ પુરતું લક્ષ આપી શકતું નથી એમ જોનારને તો લાગે એવું છે, પણ એ આપવાની જરૂર સહુથી વધારે છે. જીવનનું ઝરણું આન્તર શાસનમાં છે રાજ્યની અને રાજાપણાંની સાર્થકતા એવાં સુરાજ્યમાં અને સુશાનમાં છે. આર્તત્રાણ, ગરીબ નબળાં મુંગાંનું રક્ષણ સુરાજ્યમાં જ છે.

[ સંપૂર્ણ. ]

વિ.

---

# બીન અખત્યારી તાલુકદારો-ભાગદારોનો પ્રશ્ન

અત્યારે કાઠીઆવાડ અને ગુજરાત એજન્સિમાં બીન અખત્યારી તાલુકદાર-ભાગદારોનો પ્રશ્ન વેગથી ચર્ચાય છે. પણ હજી તે સંબંધી કાંઈ નિર્ણય થઈ શકયો નથી. દરમિયાન અમને જુદાં જુદાં દૃષ્ટિબિંદુવાળા જે લેખો મળ્યા છે તેને એકી સાથે જ અહીં પ્રકટ કરીએ છીએ કે જેથી સંબંધ રાખતા વાંચકોને દરેક દૃષ્ટિબિંદુ જાણવાની અને એમની ઇચ્છા હોય તો કંઈક નિર્ણય ઉપર આવવાની તક મળે. એક વાતનો અમે અહીં ખુલાસો કરવો યોગ્ય ધારીએ છીએ કે આ બધા લેખો પોત પોતાની દૃષ્ટિબિંદુથી લખાયા છે એટલે તે બધાની કે તેમાંના કોઇપણ એકની સાથે અમે સંમત છીએ એવું નથી. તંત્રી

## લેખ પહેલો.

આ "ફીડરેશન" એટલે શું એ બહુજ થોડા લોકો સમજી શકયા છે. આ વિષયનું મહત્વ મોટા ભાગે બ્રીટીશ ઇન્ડીઆ એટલે હાલના બ્રીટીશ મુલક ઉપર વધારે અસર કરશે. આપણે બીજી રીતે વિચાર કરીએ તો તેની અસર કાઠીઆવાડ પર પણ થશે. આ અસર કાઠીઆવાડમાં કેવી રીતે થશે તેટલા પુરતો વિચાર કરવો કે જેથી આપણને તે માટે વિચાર કરવાથી પણ કેટલાક હાલના સંજોગોમાં શું કરવાની જરૂર છે તે જાણી શકાય ને તે ધોરણ આપણે પસંદ કરી શકીએ.

આની અસર કાઠીઆવાડ પર કેવી રીતે થશે તે જો જોવા જઈએ અગર વિચાર કરીએ તો તે માટે મારી માન્યતા છે કે:-કાઠીઆવાડ એ એક જુદાં જુદાં દરબારોનું રાજતંત્ર ચલાવનાર, ને તે પણ ઘણા જ જુદા જુદા રીતભાતથી ચાલતું રાજતંત્રનું કેન્દ્રસ્થાન છે. "ફીડરેશન" એટલે સ્વતંત્રતા. આ સ્વતંત્રતા કોને કેટલે દરજ્જે મળશે. તે માટે વિચાર કરીએ તો આ સ્વતંત્રતા માટે બ્રિટીશ ઇન્ડીઆ મહેનત કરી રહી છે, એટલે તે સ્વતંત્રતા પ્રજાને વધારે મળશે તે વાત નિર્વિવાદ છે.

જુદા જુદા રાજતંત્રોનું બંધારણ તોડીને એકજ પ્રકારનું રાજતંત્ર જવાબદાર નમુનેદાર બનાવવું એ મુખ્ય ધ્યેય "ફીડરેશન"નો છે. તે માટે તેને અનુકુળ આવે તેવો કાયદો ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એકટ ૧૯૩૫ નો સુધારો વધારો કરી કરવામાં આવ્યો છે. આ એકટના ગુણ દોષ ઉપર પછી જઈશું પણ આ તંત્ર એકત્ર કરવામાં કેવી રીતે કરવાથી સુલભ થઈ પડે ને કેટલી અડચણો ને દરબારોની શું મનસ્થિતિ થાય તે ઉપર વિચાર કરીએ.

હવે જુદી જુદી રીતે ચાલતું રાજ બંધારણ એકત્ર કરતાં કેટલાકની હીતની વાત બને ને કેટલાકને તેમની ચાલતી પ્રથામાં નુકશાન પણ પહોંચે તેવી સ્થિતિમાં વધારે શું થવા સંભવ છે તેનો વિચાર કરીએ તો હાલના પ્રજાના પોકારમાં તેમને જેમ બને તેમ લાભ મળે તેવું ધોરણ અખત્યાર કરવામાં આવે તે વાત સંભવિત છે. આ કરવા પહેલાં જુદા જુદા ધારાધોરણ બંધારણ વિગેરે તોડીને પ્રથમ એકત્ર કરવાનો મુખ્ય ઉદ્દેશ સમાએલો છે. એટલે જુદી જુદી સત્તાઓ તેમજ વિભાગોને મોટા પ્રમાણમાં જેમ બને તેમ એકત્ર કરવા ને ત્યારબાદ તેનાથી ધારાધોરણો તેને અનુકૂળ કરવા તેજ સંભવિત છે.

આ એકત્ર કરવામાં પ્રથમ નોન જ્યુરીશડીકશનલ દરબારોનો મોટો જથ્થો હોવાથી તે પ્રશ્ન હાલમાં

પ્રથમ હાથપર લેવાયો છે. તેમના પર મુળેથીજ ઘણીજ રીતે જુદી જુદી રીતે ખર્ચો એટલાં બધો વધી ગયો છે કે તેમને કેટલાકને પોતાની સ્થિતિ ન હોય છતાં પરાણે મરજી ઉપરાંત બોજો પડે છે, ને તે ભર્યા સિવાય છુટકો થતો નથી, થાણદારો રોકે છે, જપ્તીઓ મુકે છે ને બહુજ કરગરવા છતાં પણ તે ભારણ પાર પાડવું પડે છે માટે આ ફેડરેશનમાં તેમને કેવી રીતે ખર્ચ ઓછો થાય ને કેવી રીતે પોતાના ગરાસનું પાલન થઈ ઉપજ ઉપર પોતાના કુટુંબ વિગેરેનું પોષણ કેવી રીતે કરવું તે એકજ સુત્ર ધારણ કરી આ વિચાર કરવાનો છે. હાલથી હવે વિશેષ બોજો તેમના પર પડવા દરેક રીતે સંભવ છે માટે તે લોકોએ એકત્ર થઈ પોતાને સુખકર કયો રસ્તો છે તેનો વિચાર કરવાની આ ખરેખરી તક છે, ને જો તેઓ આ તક ગુમાવશે તો તેમનું કાયમનું નુકશાન થએલું છે તેમ સમજવા જરા પણ વાંધો નથી.

આ બાબતમાં આપણે તમામ પ્રકારે વિચાર કરીએ.

૧. પ્રથમ તો હાલની સ્થિતિમાં એજન્સી તો કોઈ-પણ પ્રકારે રહેવાની નથી ને કદાચ કોઈ રાખવા માગે તો તે માટે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆ એક્ટ પ્રમાણે સત્તા કોઈ રાજાને હોવાથી અગર કોઈ રાજા નવીન કરી તે નીચે સોંપાય એટલે તમામ બોજો તેના ખર્ચનો તો પ્રથમથી તે છેવટ સુધીનો આ નોનન્જ્યુરીસ્ડીકશન ભોગવતા દરબારો પર પડે ને ઉપરાંત ખંડણીનો ભાર તેમજ કેટલીક બીજી બાબતોનો બોજો એમ થઈ, ન સહન થઇ શકે તેવો બોજો ઉપાડવો પડે એ સ્વભાવિક છે ને તે બોજો આજની શક્તિ બહા-રનો થાય ને તેમ છતાં જેમ જેમ વર્ષો જાય તેમ તેમ આ બોજો વધશે ને આખરે પાયમાલી થાય તે સ્વાભાવિક છે. તે ઉપરાંત કોને રાજા બનાવે ને તે કેવી રીતે તંત્ર ચલાવે તે પણ જોવાનું છે. ઘડીક આપણે કલ્પના કરીએ કે આ રાજાને નઈ લેકશનથી થએલા મેમ્બરોથી કામ કરવાનું હોવાથી સત્તા નથી પણ તે સત્તાનો ઉપયોગ કાયદાને અનુસરીને કરવો ને માનવું તેવો થએલા રાજાને હાથ રહેશે એટલે તે તે રાજા સત્તા મળ્યા પછી કેટલે દરજ્જે તમારા અંકુશમાં રહેશે તે ખાસ જોવાનું છે. ઉપરનો વિચાર કરવાથી આ વાત તદન અશકય, જે દરબારોના તદન અહીતની છે માટે તેમાં દરબારો સંમતી નહીં આપે તે દેખીતું છે.

૨. બીજી રીતે વિચાર કરીએ તો હાલમાં એક સમજુત તેવી થએલી છે કે કૉનફીડરેશન કરવું એ ફાયદાકારક છે. તેમાં વોટીંગથી મેંબરો કામ કરે, રાજા નીમાય વિગેરે સર્વ ગોઠવણ કરવી ને તે બંધા-રણ લાભદાયક છે. આમાં તો ખાસ છે કે હાલના કાયદામાં તેવા બંધારણની છુટ નથી તેમ છતાં આપણી સમજુતી પુરતી છુટ ગણી વિચાર કરીએ તો આ રાજા એકજ થાય ને પછી તેને વોટથી દર વખત કાયમ કરવામાં આવે તે સ્વાભાવિક છે. આ વોટનું પ્રમાણ વિગેરે જે રાજા થાય તેની પારટી એટલી બધી જોરમાં રહેશે કે કદી તેને ઉઠાડવો એજ ભયંકર થશે ને તેમ થયા છતાં બીજો તેવાજ વલણનો આવે તો તમામ પ્રકારે ઘરને આંગણે કજીઓ પેદા થઈ તે સર્વ નાશ થશે. તેમજ દરબારોને અંગત રીતે પણ કેટલુંક નુકશાન થશે તે પણ કહી શકાશે નહિ ને કેટલાક દરબારો આ ચુંટણી માટે લાયક હશે છતાં પણ કેટલાક કારણથી એટલે એક બીજાની ઈર્ષાથી અંદરો અંદર ખટપટ કરી પ્રથમથીજ જાગશે ને તેવી રીતે થતાં આ યોજના પાર પડશે નહિ ને ત્રાહીતને તે વખતે બોલાવવાની જરૂર પડે ત્યારે આપણી સ્થિતિ તદન નકામી થશે. આવી સ્કીમ ઝાલાવાડમાં થઈ છે ને તે ચાલશે નહિ તેમ પણ વાત બહાર આવી ગઇ છે એટલે તે તરફ જાણી-બુજી અહીત તરફ વળવું મને ઠીક લાગતું નથી.

૩. હવે ત્રીજી રીતે વિચાર કરીએ તો આપણે શું માગીએ છીએ તેનો વિચાર હજુ સુધી આવા દરબારોએ ભેગા થઈ બિલકુલ કર્યો નથી. જો પોતે ભેગા થઇ વિચાર કરે તો એક બીજાના વિચારોથી

પછી જ બાબતોનું પ્રથક્કરણ થઇ મુદ્દાના સવાલો નીકળી આવે. તેમ કરવામાં દરબારો કેમ ઢીલ કરે છે તેનું કારણ સમજાતું નથી. હજુ પણ એક તક લઇ ભેગા થાય ને તમામ દરબારો એકત્ર થઈ એક જ વીચાર ઉપર આવે ને શું શું માગણીઓ છે તેનો વીચાર કરે તો કાર્ય સોએ સો ટકા સુધરે તેમ છે. સાધારણ રીતે વીચાર કરતાં પહેલાં આપણે એટલું તો ધ્યાનમાં રાખવાનું છે કે આપણી માગણી વ્યાજબી હોવી જોઇએ. એટલું જ નહિ પણ જો માગણીઓ કોઇના જોવામાં આવે તો તેને પણ ખાસ કરીને સરળ ને તદ્દન વ્યાજબી ને એક પણ માગણી ગેરવ્યાજબી નથી, હાલની પરિસ્થિતિમાં હાલ ચાલતી સ્થિતિ કેમ સંભાળી શકાય, ભવિષ્યમાં તેને કેવી રીતે નુકશાન પહોંચવા સંભવ છે ને શું કરવાથી ફાયદો છે વીગેરે વિચાર પ્રથમ કરવો.

૧. આપણે આજ સો સવાસો વષ ઉપરાંતથી નામદાર બ્રોટીશ સરકારની સત્તા તળે સુખ અને આનંદ ભોગવેલાં છે એટલે પ્રથમ તે સત્તાની દરમ્યાનગીરી તો ખાસ ભુલવાની નથી પછી તે ગમે તે રીતે રાખો પણ તે બાંહેધરી સિવાય કોઈ પણ કામ કરવું બહુ જ જોખમવાળું છે. માટે ખસુસ કરીને બાંહેધરી તો રાખશોજ.

૨. ખર્ચમાં જેમ ઓછું પ્રમાણ થાય તેમ હાલના થએલ ભારણમાં ફાયદો કરવા જેવું છે. અને આશરે ૭ થી દશ ટકા ઉપરાંત કોઈપણ પ્રકારે ખર્ચ વધે નહિ તે ખાસ જોશો. સાધારણ રીતે એડમીનીસ્ટ્રેશન ખર્ચ ૧૫ થી ૨૦ ટકા હોય ત્યારે બંધ બેસતું એડમીનીસ્ટ્રેશન ગણી શકાય પણ જો ઓછા ખર્ચથી કામ કરવા કોઈ રાજ્ય ખુશી બતાવતું હોય તો તે માટે પુરતો વિચાર કરી તમારી સંમતી આપશો.

૩. તમારા હાલના તમામ ચાલતા હક્કો જેવા કે રેવન્યુ, મહેસુલ, ઉઘરાણી, ખેડુતને કાઢવાના રાખવાના, ઉભડ લોકોને કાઢવાના રાખવાના વિગેરે કરો ખેડુતથી લેવા બાબતના તેમજ રીતરિવાજ મુજબ વારસાઈ હક્કો, તે હક્કોના પાલન માટે ને એકંદર તેવા પ્રકારના બીજા હક્કોના પાલન માટે ખાસ કાળજીપૂર્વક લક્ષ દઇ નોંધ કરાવવા ભૂલશો નહિ.

૪. સદર ઉપરાંત વ્યક્તિગત ને કોઈ કોઈ તકરારો બાબત કે ઇતર બાબતોના હક્કો હોય તો તે તમામની નોંધ કરવા પણ જરૂર ભૂલશો નહિ.

ઉપર પ્રમાણે કર્યા પછી તમારે બીજાં રાજ્યોથી જરા પણ બીવાનું કારણ રહેશે નહિ. કારણ કે એજન્સી જાય તો કોઇ પણ પ્રકારે બીજા રાજ્યનો આશરો લીધા શીવાય ઉપાય એકે નથી. તેમ કરવા પહેલાં પસંદગી આપણે એક બીજા એકમત થઇ કરી હોય તો તેમાં ઘણોજ મોટો લાભ પ્રથમથી વીચારી કામ કરવામાં છે ને તે જો એકમત થઇ એક વીચાર કરો ને તમામનો એક જ સમુહતંત્રથી એક જ બળથી એક ઠેકાણે હો તો તમોને વધારે સરળ ને સારો માર્ગ થાય. કોઈપણ કારણસર તમારા હક્કોમાં કો ત્રાપ મારવા કરે તુર્ત સમુહથી ભેગા થઇ તેનો વીચાર કરી શકશો ને તમારા મનનું ધાર્યું કરી શકશો ને તેમ કરવાથી જ તમારૂં શ્રેય છે તે પણ નક્કી છે માટે તેમ જરૂર કરશો.

આપના સહુના જાણમાં છે કે દેવળીઆની સ્કીમ ચાલી શકે તેમ નથી કારણ તેમાં એક સંઘબળ નથી તેમજ એકત્ર થવા સરખી સત્તા પણ નથી ને જે કારણે તેમ ન થાય તો જુદા જુદા થવાથી સંઘબળ તુટી જતાં તેનો લાભ દરેક લેશે ને જુદા જુદા વિભાગ પાડી તમામ ગીરાશ વહેંચાઇ જશે.

હવે એક વિચાર કરીએ કે આપણે હાલ સ્થિર રહીએ તો એજન્સી આપણું શું કરશે. સરળ શું છે ને ખર્ચ કેવે પ્રકારે ને શું કારણે કેટલો વધશે.

૧. થાણાની સ્થિતિ જોતાં થાણાઓ હવે ચાલશે નહિ એટલે પ્રથમ દરજ્જે મુળ સ્ટેટ કે તાલુકાને સોંપવામાં આવશે એટલે ભાયાત તરીકે જવાની ફરજ પાડવા સંભવ છે જેથી થાણા નીકળી જઈ ખર્ચ સ્ટેટ ભાયાત તરીકે પુરતી રીતે લેશે. તેટલું જ નહિ પણ કેટલાક નવીન

કરો પણ આડકતરી રીતે આવશે ને છેવટ પાયમાલી થશે.

૨. તેમ થવા કોઈ કારણસર અટકાવી શકીએ તો શું બીજું કરી શકે. સ્વાભાવિક તો એ છે કે નજીકના મોટાં સ્ટેટમાં કદાચ મેળવી દે. તેનું પરીણામ એ આવે કે ખંડણી ભરવી પડે, ખર્ચનો બોજો વધે ને ગેરંટી ન મળે ને ભાયાતથી જરા સુધરતી સ્થિતિ પણ દીવસગત થતાં પાયમાલી તો ખરી જ.

૩. તેમ થવા કોઈ કારણસર અટકાવી શકીએ તો તો શું થઈ શકે. છેવટે એજન્સી તો રહેવાની નથી ને જુદુ ગ્રુપ તેટલા માટે બની શકે નહી તો શું કરી શકે. એટલું બને કે અખત્યારી અને બીન અખત્યારી તાલુકાઓનું ગ્રુપ કરે તે ખર્ચ તમામ સોસવું પડે તે કરતાં પસંદ કરી કન્ડીશનો કે શરતો તપાસી હીત અહીતનો વિચાર કરી પસંદગી કરવી એજ વધારે શ્રેયસ્કર માર્ગ છે.

હવે પસંદગી કોને આપવી તેના ગુણ દોષ ઉપર આવીએ તો જેમ મોટું રાજ્ય હોય તેમ તેના બંધારણો વીસ્તારવાળાં તેમજ સારાં અને સરળ હોય. તે ઉપરાંત અમલદાર વર્ગ તેમજ રાજ્યની આબાદી તેમજ ઇતર સર્વ બાબતો પણ સારી રીતે કૉન્સ્ટીટ્યુશનથી બંધારણના વીસ્તારમાં હોય. જેમ નાનું રાજ્ય તેમ કચરાટ વધારે હોય તે કરતાં જેમ મોટું રાજ્ય તેમ સારૂં. હવે એટલું તો ચોક્કસ છે કે કાઠીઆવાડમાં મોટામાં મોટું રાજ્ય વડોદરા સિવાય બીજું નથી. ને જો કોઈ સ્ટેટ તળે મુકવામાં આવે તે કરતાં વડોદરા ઘણે દરજ્જે સારૂં એમ તો ચોક્કસ થઇ શકે છે. તે કરતાં પણ મોટા રાજ્યનો સંબંધ સારો પણ તેમ થવું આપણને શક્ય નથી. એજન્સી નીકળી જાય તો કદાચ વડોદરાને તે ફેર બદલી કરી કાઠીઆવાડ કદાચ સોંપાઇ પણ જાય, પણ તેમ થવા પહેલાં જો આપણે આપણી હોંસ નકી કરી હોય તો તે હીતાવહ થઇ પડે તેમાં જરા પણ શંકા નથી. આપણને બોલાવવામાં આવે ને જઈએ ને પછી આપણી ગરજે જઇએ તેટલો ફેર હાલની સ્થિતિમાં આ પલટો હાલની સ્થિતિનો થશે તો પડશે. માટે વહેલા જેમ ચેતવામાં આવે તેમ વધારે સરળ છે. માટે ભારપૂર્વક કહેવું છે કે આ સમય બરાબર છે ને તે વખતે યોગ્ય તે તજવીજ કરવી એ જ વધારે શ્રેયસ્કર છે. કદાચ હજુ કોઈ નીર્ણય ઉપર આવ્યા ન હોય તો ભેગા થઇ નીર્ણય ઉપર આવવું વધારે સારૂં છે જે તકનો લાભ લેશો.

૧. ખંડણી બંધ થાય છે. ૨. ખર્ચનો બોજો ઓછો થાય છે. ૩. ગવર્નમેન્ટ ગેરંટી મળે છે તો પછી બીજી ઝીણી ઝીણી બાબતોનું વિવેચન પાછળથી ચર્ચાથી થઈ શકે. મોટા કયા સ્ટેટમાં ભળવું, તે કેવી રીતે ભળવું તે નિર્ણય ઉપર આવવું જોઈએ. તેમજ એટલું તો ચોક્કસ કહી શકાય કે નાના લાઠી, વડીઆ, થાણાદેવડી કે ઇતર તેવા સ્ટેટમાં ભળવા કરતાં વડોદરા જેવું મોટું રાજ્ય હજારે દરજ્જે સારૂં ગણી શકાય.

આટલી બાબતથી આપણાં જોખમ ઉતરતાં નથી. આપણી ઉપર દિન પ્રતિદિન સીધી રીતે કે આડકતરી રીતે કોન્ગ્રેસના પણ હુમલાઓ આવવાના ને જો આપણને વડોદરા જેવા મોટા રાજ્યનું પડખું હોય તો હાલમાં આપણી અનેક રીતે થતી કનડગતોથી બચી શકીશું એટલું જ નહીં પણ આપણી ગેરંટીની અંદર આ બાબત કે આવી રીતની પોલિટિકલ બાબતોનો પણ સમાવેશ કરવા સાવધાની રાખી શકાય.

વડીઆ કે લાઠી જેવા રાજ્યો સાથે કદાચ આપણે કોન્શીડરેશન સારૂં ગણતા હોઇએ, પણ તેમાં ખર્ચ તો નાનાની સાથે ભળવામાં વધારે પડતો આવશે ને પોતાના હકો આપણી ઉપર સ્થાપિત કરવા વહેલી તકે પ્રયાસ કરશે તેમજ હાલ આપણે કદાચ સારૂં ગણીએ ને પરસનલ કારકીર્દિના વખાણ ઉપર મોહિત થઈએ તો પછી બીજી પેઢીમાં તે જ વલણ રહેશે કે કેમ તે શંકા જ છે. તે ઉપરાંત કોઇ અનિવાર્ય કારણસર મોહ પમાડનારી સ્કીમ લાગતી હોય તો તે

એકંદરે વધારે હાનિકર્ત્તા છે ને એટલું તો ખરૂં કે બે ચાર વર્ષે જ્યારે પૈસાની જરૂર પડે ત્યારે તેથી ભીસ પણ આડકતરી રીતે જરૂર આપણને નડવાની. એટલા ઉંડા વીચારથી જરૂર વીચાર કરો તો આ તરફ વલણનું પ્રમાણ દેખીતી રીતે ભુલ ભરેલું છે. જે લોકોને અંગત હિત સંબંધ હોય ને તેનાથી તે બીજાને દોરવવા વિચાર કરતા હોય તો તે પણ દેખીતી રીતે નાપસંદ કરવા જેવી છે. માટે ભાઈઓ જરૂર ચેતીને વિચારીને કામ તમારા ભવિષ્યનું હોવાથી કરશો.

વડોદરા સાથે જવાથી તે નાનું રાજ્ય નથી. રાજાઓ કેટલાક રાજબંધારણથી બંધાએલા છે ને તેમાં આપણે જરા પણ ગેરંટી મળ્યા પછી બીવાનું કારણ નથી. તે ઉપરાંત આપણે તેમના ડાયરેક્ટ રીલેશન શિવાય બીજે આપણા સ્ટેટમાં કોઇપણ પ્રકારે જુદી ચુકવતીમાં ફેરફાર થતો નથી ને આપણને ફરજીઆત કેળવણી, દવાખાના, સડકો, લાયબ્રેરી, કોલેજો, ઉદ્યોગશાળા ને તેના પ્રકારની ઇતર બાબતોનો વિના ખર્ચે જરૂર લાભ મળે છે. આપણે કાયમી લાભ ઉપર ખાસ ધોરણ રાખી વિચાર કરવો જોઈએ. ઈતર તાત્કાલિક લાભોમાં ભુલાઈ ન જતાં પૂર્ણ વિચારે વિચાર કરવાથી તેમજ ઇતર સારા સારા પોલીટીશીઅન માણસોને પુછવાથી પણ તે જરૂર કહેશે કે જેમ મોટું ક્ષેત્ર તેમ સુધારણા સારી હોય ને ક્ષેત્ર પણ તે પસંદ કરવા લાયક છે તે તત્ત્વને વળગીને વિચાર કરીએ તો પણ એકજ જવાબ આવે છે.

૧. વાર્ષિક ખંડણીનો લાભ.

૨. ખરચનું વ્યાજબીસર પ્રમાણ.

૩. અનેક ઉદ્યોગ, વિદ્યા અને દવા વિગેરેનો લાભ.

આ ત્રણનો સરવાળો મુકવામાં આવે તો વાર્ષિક ઘણી જ સારી બચત થાય છે ને તેવી બચત વીસ વરસમાં ભરપાઇ થઇ જાય છે. હાલની એકાર સ્થિતિમાં આ વિષયનો વિચાર કર્યા સિવાય રહેવા જેવું નથી. તેમજ એટલું તો મારે ચોક્કસ કહેવું જોઇએ કે જે સ્કીમ વડોદરા તરફથી રજુ થઈ ને પહેલ કરી ઉદારતા બતાવી છે તે ખ્યાલબહાર કાઢવા જેવી નથી. હવે કેટલાકને તે ગમે છે ને કેટલાકને નહીં ગમે. માટે તેના અંગત ગુણદોષ ઉપર પછી જઇશું.

ઉપરનો વિચાર બીનઅખત્યારી તાલુકાઓની દૃષ્ટિએ લખવામાં આવ્યો છે.

આપ સર્વે જાણો છો કે જ્યાં જ્યુરીશડીકશનો એકત્ર કરવાનાં છે ત્યાં અખત્યાર રહેવા કઠણ છે. કેટલાકની માન્યતા એવી છે કે કોન્ફીડરેશનમાં અખત્યારોને જ રાખી શકીશું પણ હું તે માની શકતો નથી. કારણ not a loose union of States જોઇએ તેના બદલે પૃથકકરણ થઈ જાય છે. વળી ગ્રુપ થાય કે ઇતર રીતે કોન્ફીડરેશન થાય તેમાં અમુક વખત અમુક ઇસમ જોરમાં રહે ને તે કાયમ રહે, કારણ તેનું બળ તોડી પાડવા માટે આપણી વસ્તી કે ઈતર દરબારોની તૈયારી જોઈએ તેમ કરતાં કરતાં તો અમારા કેટલાક ગેરલાભો થઈ જાય તેમ છતાં પણ ઘડીભર આપણે ચલાવી શકીશું તેમ માનીને વીચાર કરીએ તો એ એકજ દાખલો બસ છે કે હાલનો મહત્વનો સવાલ એસોસીએશનમાં ખાસ હાથ ઉપર લેવા જેવો હતો છતાં તે કેટલાક વલણના કારણસર સર્વ ભાઇઓના મતથી ને એસોસીએશનથી લેવા જેવો નથી તેવો ઠરાવ તા. ૮-૭-૩૮ ના રોજ થયો એટલે આપણું આવું જ કોન્સ્ટીટ્યુશન જો કોન્ફીડરેશનમાં પ્રકાશ પામે તો જરૂર તે ભાંગી પડે તેમાં જરા પણ શંકા નથી.

મને ઘણી વખત રહી રહીને એ વીચાર થાય છે કે જ્યાં સધર્ન મરાઠા સ્ટેટસ છે. રજપુતાના સ્ટેટસ છે ત્યાં આ કોન્ફીડરેશન કે ગ્રુપીંગના વીચારો કોઇને સુજ્યા નહી હોય? જરૂર સુજ્યા તો હોવાજ જોઇએ પણ સંજોગોવશાત કે ઈતર કોઈ પોલીટીકલ કારણસર માન્ય રહ્યા નહી હોય. નહી તો ત્યાં પેરંટ સ્ટેટોમાં સારા સારા અખત્યાર ભોગવતી જાગીરો સોંપવામાં આવી તે ઉપર કે તે બ્રીટીશ સરકારના વલણ ઉપર જરાપણ આપણે વીચાર કરતા નથી તેટલુંજ નહી પણ વીશેષમાં આપણે પ્રાંત સાહેબ કે રેસીડેન્ટ

સાહેબને લેખી પુછવાની ને તેમના તરફથી જવાબ મેળવવાની હીંમત કરતા નથી. ફક્ત અમુક ભાઇઓના કહેવા ઉપર દોરવાઈ જવું તે મને વ્યાજબી લાગતું નથી. થઇ શકે તેવા વ્યાજબી ને સારા રસ્તા જરૂર દરેકે લેવા તે મત હું ધરાવું છું. પણ જ્યાં આપણને બીજી હીલચાલથી પાકી ખબર મળે છે કે આ થઇ શકે તેવો સંભવ નથી તેમજ જ્યાં પોલીટીકલ ઓપીસરો નિશ્ચિત કરી કહી શકતા નથી ત્યાં તેનો અર્થ નકાર ઉપર વધારે વલણ રાખે છે તેમ દેખીતું છતાં આપણે કોઇપણ પ્રકારે જાગૃત થતા નથી. એવી સ્થીતીમાં સુતા રહીએ એ જરાં પણ ઠીક નથી. આપણે આપણા હીત શીવાય બીજો કોઇ પણ વીચાર કેરવો તેવો મારો ઉદ્દેશ નથી. હીત શામાં સમાએલું છે તે જોવા માટે તમામ દીશાઓનો વીચાર કરવો ને એકંદરે છેવટ નીર્ણય કરીને આપણું હીત સર્વ પ્રકારે જળવાય તે રસ્તો તુરત લેવાથી પાણી પહેલાં પાળ બંધાય તેમ થઇ શકશે. મારા આ વર્ષના છેવટના બે ત્રણ કાગળોથી આપણા સર્વ ભાઇઓનું સમગ્ર સંગઠન કરવાનું ને સર્વનું હીત સરખું ગણી કામ કરવાનુ તે વિચારે લખેલા પત્રો કેટલાકને ગમ્યા નહિ. તેટલા માટે આ સવાલ એસોશીએશનમાંથી દુર કરવો વ્યાજબી મને લાગ્યો નહિ. અલબત્ત મારી એસોસીએશનમાંથી તે ઠરાવથી જવાબદારી દુર થઇ તેમજ કેટલાકને ખોટું લાગવાનો જે સમય હતો તે પણ દુર થયો. એસોસીએશન શીવાય મારે એટલું તો કહેવું જોઇએ કે આપણે સર્વને આ મોટા વિચાર મહત્વનો આવી પડેલો છે. ને તે જો સમગ્ર કે સ્વતંત્ર રીતે તુરતમાં નહી વિચારી શકાય તો પરિણામ ચોક્કસ સારું નહી આવે.

ઉપર જણાવેલા વિચારોમાં હજુ પણ આપ સર્વેને મારા અંગત વિચારો જાહેર કરું છું કે જેમ મોટું રાજ્ય તેમ ક્ષેત્ર સરળતા ને સુલભતા સારી રહેશે તે આપ ચોક્કસ માનશો. માત્ર આપ આપની સર્વે બાજુ તપાસી જે જે શંકાઓ થાય તેનું નિવારણ કરી વિચાર કરી એક વિચાર પર આવશો.

કાયમી કાયદાને તત્પુરતા ઘડીકના કાયદા જરા પણ પહોંચી શકશે નહિ તે ખાત્રી રાખશો.

હવે આપણાથી મોટા એટલે જુનાં ત્રીજા, ચોથા વર્ગનાં સ્ટેટો માટે જો કે આપણને તે સ્ટેટોની હાલ સ્થિતિ છે તે કેટલે દરજ્જે પુછવામાં આવ્યું છે તે પુરતી રીતે જાણી શકાયું નથી. પણ તેમના માટે પણ ઉપરનું જો ધોરણ અખત્યાર થાય તો શું સ્થિતિ થશે તે પણ ખાસ વિચાર કરવા જેવું છે.

નૉન જ્યુરીશડીકશનલ, છઠ્ઠા, પાંચમાં, ચોથા ને ત્રીજા એ તમામ વર્ગ માટે જો પિતૃ રાજ્યમાં સોંપવાનું ધોરણ અખત્યાર થાય તો આપણું અસ્તીત્વ નકામું થશે ને તેમ કરવા કરતાં આપણને જે તક આપવામાં આવી છે કે પસંદગી કરવી તો તે પસંદગીનો લાભ જરાપણ ગુમાવવો નહિ. કાંઇ ખાસ કારણ હશે તેમજ જ્યાં પસદગી વ્યાજબી છે તેમ પોલીટીકલ ઓપીસરોને ખાનગી ધોરણથી ખબર હશે ત્યારે આ સ્થીતી ઉભી થયેલી હોવી જોઇએ. માટે પુર્ણ ભારથી તે માટે ફરી ફરી વીચાર કરશો. પસંદગીને બદલે બીજી માગણી કરવી કેટલું ગેરવ્યાજબી છે તે પણ આપણે સાધારણ રીતે સમજી શકીએ છીએ તેટલુંજ નહિ પણ માગણીનો જો વીચાર થવાનો હોય તો તેમ તે સ્કીમ રજુ થયા શીવાય રહેત નહી. ને કેટલાક તરફથી માગવામાં આવે છે છતાં રજુ થતી નથી કે જવાબ મળતો નથી. તેનો અર્થ સમજુએ તરત સમજવાનો છે.

ઉપરના મેં મારા અંગત વીચારો રજુ કરેલા છે તે કોઇને ઉદ્દેશીને લખવામાં આવ્યા નથી. જો કોઈ ભાઇઓને આ સંબંધમાં વીશેષ ખુલાસો કે સમજુતીની જરૂર હશે તો જરૂર હું ખુશીથી પુરી પાડીશ કે રૂબરૂ પણ સમજાવી શકીશ.

લિ. આપનો
Vijaysinhji Vithalrao
Vithalgadh

## લેખ બીજો.

૧. અખિલ હિંદનું ફેડરેશન થાય તે પ્રસંગે, બિન અખત્યારી નાના તાલુકાઓનું ભાવિ શું ? એ સવાલ બહુ મહત્વનો છે. આ સવાલની, તેવા તાલુકદારોના હિતની નજરે, જેટલી અગત્ય છે તેટલી જ અગત્ય આખરી વ્યવસ્થામાં, આ તાલુકદારો જે મ્હોટી સત્તા નીચે મુકાય એ સત્તાના હિતની નજરે પણ છે, અને ત્રીજો પક્ષ એવા તાલુકાઓની પ્રજાનો છે, જેમના હિતની દૃષ્ટિ પણ તેટલી જ અગત્ય ધરાવે છે.

૨. આ બાબત હિંદુસ્તાનના ઇતિહાસમાં કોઈ પણ બંધારણ, પૂર્વદૃષ્ટાંત તરીકે મળી શકે તેમ નથી. એટલે કાઠિયાવાડના ઈતિહાસમાં જે પૂર્વસ્થિતિ હતી તેની જ સમાલોચના કરી, હાલના જમાનાને બંધ બેસતી મુળસ્થિતિને વધારેમાં વધારે મળતી આવે તેવી કોઈ ગુણાવિષ્ટ યોજના આવા તાલુકદારોની ભવિષ્યની હસ્તી માટે શોધી કાઢવી જોઈએ.

૩. બ્રીટીશ હિંદની સલ્તનતની સાર્વભૌમ સત્તા નીચે કાઠિયાવાડ ગયું તે પહેલાં, કાઠિયાવાડમાં છત્રધારી રાજ્ય અમુક જ હતાં. બ્હારથી દીલ્હીની શહેનશાહત અથવા મરાઠા રાજ્યના નોકરો-કે જેઓ પણ પોતાનાં માલેક રાજ્યોની નબળાઈનો ગેરલાભ લઈ, સુવાંગ રાજ્ય જેવી વ્યવસ્થા ગોઠવી બેઠા હતા-તેઓનાં કોઈ કોઈ પ્રસંગે કાઠિયાવાડ ઉપર આક્રમણ થતાં. પણ તે આક્રમણોથી તેઓની કોઇ સ્થાયિ ઉપરી રાજ્યસત્તા અથવા સાર્વભૌમત્વ સ્થપાયેલ ન હતાં. ઉત્તર હિંદમાં જેમ હીંદ બ્હારના સરદારો કે અમીરો ધાડાં લાવી, લૂંટ કરી-કદી કદી શીકસ્ત ખાઈ-ચાલ્યા જતા, તેમ કાઠિયાવાડમાં બનતું. પણ જેમ બ્હારથી હંગામી આક્રમણ કરનારની સ્થાયિ સર્વોપરી સત્તા ઉત્તર હિંદમાં સ્થપાઇ નહિ, તેમ કાઠિયાવાડમાં પણ બહારથી આક્રમણ કરનારની સ્થાયિ સર્વોપરી સત્તાનો સ્વીકાર થયો ન હતો.

૪. કાઠીઆવાડમાં મૂળ રાજ્યકર્તા વંશો જાડેજા, ઝાલા, વાળા, રજપુત, અને જેઠવા હતા. છેલ્લા બેનો વંશ વિસ્તાર કે રાજ્ય અથવા સત્તાવિસ્તાર લાંબો થએલો નહિ.' ઝાલાઓનો વંશ 'અને સત્તાવિસ્તાર કંઇક થયેલો પણ તે મર્યાદિત હતો; એટલે જેનો વંશ, રાજ્ય અને સત્તાવિસ્તાર સમસ્ત કાઠિયાવાડમાં ગણના થઈ શકે એટલી હદ સુધી થએલો, એવું એક નવાનગર રાજ્ય હતું. કાઠિયાવાડનાં તમામ જાડેજા રાજ્યો-જેમનો રાજ્યવિસ્તાર કાઠિયાવાડના ⅓ ભાગ ઉપર અને લગભગ ૧૨ લાખની વસ્તી ઉપર છે તે તમામનું શિરછત્ર અને આદિ રાજ્ય નવાનગર છે. કાઠિયાવાડના ઇતિહાસમાં રાજપુતોમાં વર્ચસ્વ જાડેજાઓનું હતું. અને આજે પણ પ્રતિષ્ઠામાં કોઈપણ રાજ્યકુળ કરતાં તેઓ અગ્રે છે. જાડેજાઓમાં પણ, વીરત્વ, ઔદાર્ય, દૂરદર્શીપણું, કાર્યનિપુણતા, કુટુંબ અને પ્રજાવાત્સલ્ય એ બધા ગુણોની પરંપરા નવાનગરના રાજ્યકુળમાં બહુ ઓજસ્વી છે. જામશ્રી રાવળજી, સતાજી, રણમલજી, રાયસિંહજી, તમાચીજી, જસાજી, વિભાજી વિગેરે બહુ પ્રતિભાશાલી વીરનૃપાળો હતા.

૫. રાજપુતો અને જાડેજાઓમાં જ નવાનગરનું રાજ્યકુળ તેજસ્વિ હતું એમ નથી. કાઠિયાવાડના કાઠી સાહસિકો, જેઓ સ્થાયિ રાજ્યસ્થાપના કરવા કરતાં, અસ્થિર હંગામી સતા મેળવતા અને ગુમાવતા, તેમના વીરવૃત્તિ અને બીજા ગુણો જોઈ તેમની સત્તા વ્યવસ્થિત કરી તેમને રાજ્યાશ્રય આપનાર પણ આ રાજ્યકુળ હતું, એટલું જ નહિ પણ કાઠીયાવાડ પર બ્હારના આક્રમણોના અથવા બીજા વિપત્તિઓના પ્રસંગે પણ આ રાજ્યે પોતાના લશ્કરી બળ અને સર્વ સંપત્તિ, કાઠિયાવાડના સામાન્ય હિત માટે ખર્ચ્યાં છે અને તેથી કાઠિયાવાડના રાજપુત, કાઠી અને અને મુસલ્મીન રાજ્યકર્તાઓમાં આ રાજ્યની ખાસ પ્રતિષ્ઠા હતી.

૬. વ્યાપાર-ઉદ્યોગનો વિકાસ, અને સંસ્કૃતિ તથા વિદ્યાકલાનું પોષણ પણ આ રાજ્યમાં જેટલું થયું તેટલું બીજાં રાજ્યોમાં થએલું નહિ. હુન્નરકલાનું ધામ જામનગર હતું અને પશ્ચિમ હિંદની "છોટી કાશી" પણ જામનગર હતું. કાઠિયાવાડના કોઇ રાજ્યને દરિયાઇ વ્યાપાર અને સાગરની સંપત્તિ હતી, તો તે જામનગરને.

૭. જામનગરના રાજ્યકુટુંબની આ કુલપરંપરા (tradition) છેવટ સુધી અખંડ જળવાઇ રહી છે. હિંદના રાજ્યકર્તાઓના સંગઠ્ઠન માટે, ચેમ્બર ઓફ પ્રીન્સીઝની સ્થાપનામાં અને તેની કાર્યવાહીમાં, મુખ્ય હિસ્સો સદ્ગત મહારાજા જામસાહેબ શ્રી કર્નલ સર રણજીતસિંહજીનોજ હતો. તેઓ એ સંસ્થાના ઘણી વખત ચેન્સેલર થએલા અને તેમની દૂરદેશી અને નિપૂણતાથી આખી સલ્તનતમાં સન્માન્ય થઈ પડયા હતા; અને તેમની અસામાન્ય પ્રતિભાનો સ્વીકાર દુનીઆના બધા મહાપુરૂષોમાં થએલો. જામનગર શહેરની સુધારણા અને રાજ્યની પુનઃ વ્યવસ્થામાં તેઓએ ઘણી મક્કમતા અને કાર્યદક્ષતા બતાવી; કાઠિયાવાડના બંદરી વ્યાપારની ખીલવણીની શકયતા તેમણે જ પોતાની પ્રજ્ઞાચક્ષુથી જોઈ લીધી, અને બંદરી વ્યાપારના વિકાસ માટે કરોડોની મુડી ખેડી બંદરની સુધારણામાં ખર્ચી, કાઠિયાવાડના બંદરી વ્યાપારનો વિજયધ્વજ દુનિયાના દેશદેશાવરમાં ફરકાવી, બેડી બંદરે આયાત થયેલો માલ દીલ્હી અને સંયુક્ત પ્રાંત સુધી ઠલવ્યો. વ્યાપારની આ નવી દિશા સાંપડવાથી કાઠિયાવાડની વેપારી આલમની અને રાજ્યોની સમૃદ્ધિ અને સુખસગવડ કેટલાં વધ્યાં છે એ સૌ કોઇના જાણવામાં છે. આ વિષયમાં કાઠિયાવાડનાં બીજાં રાજ્યોએ તો, માત્ર નવાનગર રાજ્યનું અનુકરણજ કર્યું છે, અને કાઠિયાવાડ બ્હારનાં બીજાં બંદરી રાજ્યોને એ અનુકરણ પણ હજી તો દુર્ઘટ રહ્યું છે. બ્રીટીશ સરકાર સાથે આ બાબતની વાટાઘાટમાં સદ્ગત મહારાજાને ઇશ્વરે આયુષ્ય આપ્યું હોત, અને બીજાં બંદરી રાજ્યોનો જોઇએ તેવો સાથ રહ્યો હોત તો કાઠિયાવાડના બંદરી વ્યાપારની સ્થિતિ આજ છે તેના કરતાં ઘણી વધારે સદ્ધર અને સંગીન બની હોત.

૮. હાલના નામદાર મહારાજા જામસાહેબ શ્રી. કર્નલ સર દિગ્વિજયસિંહજી પણ, વિશાળ હૃદયના અને કાર્યદક્ષ રાજ્યકર્તા છે, એ તેમના ટુંક સમયના રાજ્યકાર્યમાં પણ સિદ્ધ થયું છે. તેઓ નામદારની પ્રજાની આબાદી માટેની કાળજી, અને રાજ્યના ભાયાતો પ્રત્યેના સદ્ભાવથી નવાનગરનું રાજ્યતંત્ર બહુ સારી વ્યવસ્થાથી ચાલે છે અને તેઓશ્રી દરેક પ્રજાજન અને ભાયાતના સિધા સંપર્કમાં રહ્યા કરે છે, તેથી રાજ્યવ્યવસ્થામાં કયાંઈ શિથિલતા રહી શકતી નથી.

૯. હાલના મહારાજા જામસાહેબની વિચક્ષણતાની બારીકાીથી તપાસ અને ખાત્રી કર્યા પછી સદ્ગત મહારાજાએ એમને રાજ્યકાર્યની ખાસ તાલીમ આપી તૈયાર કરેલા. સદ્ગત મહારાજા રણજીતસિંહજીની ગાદીનો વારસો મળવો, એ તો કદાચ ભાગ્યાધિન એક સામાન્ય બનાવ ગણાય; પણ તેમની આખી સલ્તનતમાંની પ્રતિષ્ઠા—શક્તિશાલિતા અને પ્રભાવનો વારસો લઈ, તેમાં ક્ષતિ લાવ્યા સિવાય જાળવી રાખવાં એ સામાન્ય કાર્ય નથી. સામાન્યથી પર ન હોય તેવી કક્ષાવાળાને માટે, એ દુર્ઘટ છે, છતાં સદ્ગત મહારાજાની સલ્તનતમાંની પ્રતિષ્ઠા, સન્માન અને પ્રતિભા જેવાં ને તેવાં તેજસ્વિ હાલના નામદાર મહારાજાશ્રી રાખી શકયા છે. ઈંગ્લેન્ડના રાજ્યકુલ સાથેનો સંબંધ અને ચાહ એટલોજ ઘાટો ચાલુ રહ્યો છે, મર્હુમ નામદાર શહેનશાહ પંચમ જ્યોર્જના અવસાન પછી નામદાર આઠમા એડવર્ડ ગાદીએ આવ્યા ત્યારે તેમના અંગત એ. ડી. સી. હોવાનું માન હાલના મહારાજાને મળેલું. ત્યાર પછી નામદાર છઠ્ઠા જ્યોર્જે શહેનશાહતનો તાજ ધારણ કર્યો ત્યારે તેઓશ્રીએ પણ એ સન્માન હાલના નામદાર જામસાહેબને આપ્યું હતું. પાંચ વર્ષના અલ્પ રાજ્ય અમલમાં પણ રાજ્યકર્તા તરીકેનું વર્ચસ્વ, આખા હિંદના મ્હોટા નાના તમામ રાજ્યકર્તાઓમાં સ્વીકાર પામ્યું હોય, અને ચેમ્બર ઓફ પ્રીન્સીઝનું ચેન્સેલર પદ અર્પણ કરવામાં આવ્યું હોય, તો તે પણ હાલના નામદાર જામસાહેબનોજ એક અપવાદિક કિસ્સો છે. ઇંગ્લેંડના નામચીન રાજપુરૂષો, અમીરજાદાઓ, અને સામાજીક સ્થીતિમાં સર્વોપરિ ગણાતા પુરૂષોમાં બ્રિટીશ હિંદના ઉંચા દરજ્જાના રાજ્યકર્મચારીઓમાં, રાજ્યકુલોમાં અને આમવર્ગમાં સદ્ગત મહારાજાએ મેળવ્યું સ્થાન હાલના મહારાજાએ

વધારે પ્રકાશવાન બનાવ્યું છે, એ તેમની દક્ષતા, અને વ્યવહારશીલતાનો પુરાવો છે. કાઠિયાવાડમાં આ પેઢી દર પેઢીની પ્રતિષ્ઠા અને પ્રભાવની નજીક પણ સ્થાન લઈ શકે, એવાં રાજ્યકુલ બીજાં નથી. આ થઈ ઘર આંગણાના રાજ્યકુલની લાયકાતની સમિક્ષા.

૧૦. હવે કાઠિયાવાડનાં બીનહકુમતી રાજ્યો માટે ત્રણ રસ્તા બતાવવામાં આવે છે;—

(૧) કોન્ફીડરેશન અથવા એ રાજ્યોનું સમુહતંત્ર.

(૨) વડોદરા રાજ્યની હકુમત નીચે જવાનું.

(૩) નાના તાલુકાઓ જે રાજ્યમાંથી ઉતર્યા હોય તેની સાથે પાછા ભળી જવાનું.

કૉન્ફીડરેશનનો વિચાર સારો દેખાય છે. પરંતુ દેખાવમાં જેટલો આકર્ષક છે તેટલો તે વ્યવહારોચિત નથી. જે તાલુકાઓ કે જાગીરોને કાંઇ પણ મધ્યસ્થ સંયોજીત રાખનાર તત્વ નથી તેવા, એક બીજાથી પરાયા ગણાય એવા, નાના એસ્ટેટોનું એક ગ્રુપ-સ્ટેટ બનાવવું એ વ્યવહારમાં ઉતારી શકાય તેવી યોજના નથી. પરસ્પર વિશ્વાસ અને સદ્ભાવ મહિત તેઓ એકત્રિત થઈ શકે નહિ. એવા ગ્રુપ-સ્ટેટના વહીવટ માટે પરસ્પર ઇર્ષા અને રીસાદોને લઈને એકમતથી અથવા સુયોજીત બહુમતિથી કામ થઇ શકેજ નહિ. આવા સંયોજન માટે મધ્યસ્થ સયોજક મોટું રાજ્ય હોય તો જ બની શકે. વળી ફેડરેશનને અંગે વહીવટી ખર્ચમાં અકલ્પ્ય વધારો થશે; એ બોજો આવી જાગીરોના સમુહથી પણ સહન થાય નહિ. સરવાળે 'લેને ગઇ પુત ઓર ખો આઈ ખસમ' જેવું થાય. સૌથી મહત્વની વાત તો એ છે કે હવે થનાર ફેડરેશનમાં કોઈ વ્યક્તિગત રાજ્ય કે સામુહિક રાજ્યની અંગત પ્રતિષ્ટા અને મ્હો ન પડે તો તેના હકની ઉપેક્ષા થાય. Instruments of Accession (ફેડરેશનમાં ભળવાના કરારનામા) માં તેવાઓના વ્યક્તિગત હક્ક અને સલામતિના ઉલ્લેખ થાય નહિ. વળી Federation નું તંત્ર ચાલુ થાય ત્યારે આવાં રાજ્યોની ગણત્રી રહે નહિ; તેમને જોઇએ તેવું પ્રતિનિધિત્વ મળે નહિ; અને તેઓની હરહમેશ ઉપેક્ષાજ થતી રહે. આ ચાલુ આફતનું નિવારણ ન્હાનાં ન્હાનાં તાલુકાઓનું ગમે તેવડું ગ્રુપ થાય તો પણ તેમાં મધ્યસ્થ પ્રતિષ્ઠાસંપન્ન રાજ્ય ન હોય, તેવા ગ્રુપનું અસ્તિત્વ સલામત અને ફાયદાવાળું ન થઈ શકે, અને તેવા ગ્રુપની ગણના કાંઈ થાય જ નહિ.

૧૧. બીજો રસ્તો વડોદરા નીચે જવાનો સૂચવાય છે. વડોદરા અને કાઠિયાવાડના તાલુકાઓ વચ્ચે પરાપૂર્વનો જાતીયતાનો કે રાજકીય કોઈ સંબંધ નથી. બલ્કે કાઠિયાવાડ પરત્વે વડોદરા "વિદેશીય" છે, ત્યાંના રાજ્યકર્તા મરાઠા એટલે આચારે વિચારે કાઠિયાવાડના તાલુકાઓથી નિરાળા, વડોદરા રાજ્યની કાઠિયાવાડનાં નાનાં સંસ્થાનો કે જાગીરોને કાંઈપણ સ્મૃતિ હોઈ શકે તો તે અગાઉ તેની મુલ્કગીરીના નામે કાઠિયાવાડમાં ચ્હડાઈ ઓ થતી અને તેને અંગે કાઠિયાવાડની જે બરબાદી થતી તેની કંપાવનારી સ્મૃતિ જ હોય. તેના માટે ખુશનુમા યાદગીરી કોઈ નથી. આ થઈ ભૂતકાળની વાત. હવે વડોદરાની જાહેરાતમાં જે હકીકત જણાવી છે તેમાં કેટલીક ન્હાની વાતોમાં તાલુકદારોને પ્રલોભન જેવું દેખાય છે. પણ વડોદરાના છત્ર નીચે જતા તાલુકદારો નિસ્બતના વહીવટ માટે નીમાએલ ખાસ અમલદારના ઠરાવ ઉપરની અપીલો, વડોદરાના રેસીડન્ટ અને નામદાર ક્રાઉન રિપ્રેઝન્ટેટીવ પાસે અનુક્રમે થાય તેમ લખ્યું છે કાઠિયાવાડનો હજાર બે હજારની આવકવાળો ગીરાસીયો પ્રથમ અદાલત માટે વડોદરા "ખાસ અમલદાર" પાસે, પ્હેલી અપીલ માટે વડોદરા રેસીડન્ટ પાસે, અને બીજી અપીલ માટે દીલ્હીના નામદાર વાઈસરાય પાસે પહોંચી શકશે? ત્યાં પહોંચવાનો ખર્ચ તે ઉઠાવી શકશે? નામદાર વાઇસરાય—બ્રિટીશ હિંદની સલ્તનતના શહેનશાહના પ્રતિનિધિ—અને બ્રિટીશ હિંદના ગવર્નર જનરલને, કાઠિયાવાડના અદના ગીરાસદારની અરજ સાંભળી નિકાલ કરવા ફુરસદ હશે? આ બધા વ્યવહારિક નક્કર પ્રશ્નો છે.

૧૨. વડોદરા સ્ટેટ ખુદની રાજ્યવ્યવસ્થા માટે જમાનાઓની કહેવત શું છે? નામદાર ગાયકવાડ કાંઈ અંગત હિત તો કાઠિયાવાડનાં "ન્હાનાં મુલકો" ના કામમાં ધરાવવાના નથી. તેમના ખાસ અમલદારની

શીકાયત પણ તેમની પાસે થઈ શકે એવી યોજના નથી. અને કદાચ થઇ શકતી હોય તોપણ નામદાર મહારાજા સાહેબનાં દર્શન થાય કયારે અને કયાં ?

૧૩. ત્રીજી સુચના પણ વિચારપૂર્વક તપાસવા જેવી છે. કાઠી દરબારોનું મુળ સ્ટેટ કે પિતૃવ્ય ( parental ) સ્ટેટ કયું ? ઘણાક તાલુકાઓનાં પિતૃવ્ય સ્ટેટો, છુટાં પડેલા તાલુકા જેવડાંજ છે. એવાં ન્હાનાં પિતૃવ્ય રાજ્યોને નાના તાલુકાઓ તેમાં ભેળવી મહત્તા કાગળ ઉપર આપવામાં આવે તો પણ તેથી તે પિતૃઓ વ્યવહારમાં મોટાં થઇ શકશે ? તેમની પ્રતિષ્ટા, આર્થિક સ્થિતિ, અખિલ હિંદના ફેડરેશનના અંગનું વર્ચસ્વ જાળવી શકે તેવાં થશે ? વળી આવાં દરેક રાજ્યની રાજ્યનીતિ એક સરખી ઉદાર રહેશે ? આવાં નાનાં રાજ્યો જે પોતાની જ ક્ષુદ્રતાથી નિવૃત્ત ન થઇ શકે, તેની સાથે ભળનારનું કયું દારિદ્ર ફીટાડશે ? જો નાના તાલુકાઓ માટે પિતૃવ્યતાની શોધ કરવી હોય તો. બહુ મોટા ભાગનું એક પિતૃવ્ય રાજ્ય હોય એ, બધા માટે મુકરર કરવું વધારે હિતકર નથી ?

૧૪. ઉપર ટુંકાણમાં જણાવ્યું તેમ હાલ સૂચવાતા રસ્તાઓ અવ્યવહારૂ અને નાના તાલુકાઓ અથવા તેમની વસ્તી માટે શ્રેયસ્કર બની શકે તેવા નથી. કાઠિયાવાડમાં જેની કુલપરંપરા મહત્તાની છે. જેની અર્વાચીન નીતિ પણપ્રશસ્ય છે, અને કુદરતી સંજોગે પણ કાઠીઆવાડના નાના રાજ્યોનું પિતૃવ્ય સ્ટેટ થવા, અથવા તેમના સંયોજન માટે મધ્યવર્તી કેન્દ્ર થવા યોગ્ય છે, તેવા નવાનગર રાજ્ય સાથે, નાના તાલુકદારો અને તેમની વસ્તીની સલામતિ અને સુખસગવડ માટે, બ્રીટીશ સરકારની દર્મ્યાનગીરી સહિતની ખાસ કલમબંધી કરી તેની સાથે સંયોજન કરવામાં આવે, તો બધી મુશ્કેલીઓનો ઉકેલ આવી જાય. હાલના નામદાર જામસાહેબ ઉદારચિત્ત અને વિશાલ દ્રષ્ટિવાલા છે. તેઓ આધુનિક પ્રવાહને પીછાનવાવાલા છે. તેમણે પોતે એક ભાયાતના પુત્ર તરીકેની સ્થિતિ મામુલી–ગીરાસદારની સ્થિતિ ભોગવી છે. ન્હાના તાલુકદારોને શું અગવડો કે દુઃખ હોય તે તેમના જાત અનુભવનો વિષય છે, અને ન્હાની સ્થિતિમાંથી ઈશ્વરે તેમને મહત્તાનું પદ અર્પ્યું છે, તેને તેમની લાયકાતથી તેમણે જેબ આપી છે. તેમને અગ્રણી બનાવ્યા હોય તો નાના તાલુકદારોનું હિત વધારે કાયમ ન બને ? જામનગર કાઠિયાવાડમાં જ છે. નામદાર જામસાહેબ તેમના નાના તાલુકદાર-બંધુના હિતમાં અંગત રસ લે તેવી વૃત્તિના છે. તેમને રૂબરૂ મળવાનો અને અંગત સંપર્ક સાધવાનો યોગ બની શકે તેવું છે. તેમનાથી નારાજ થવાના પ્રસંગે રાજકોટના નામદાર રેસીડન્ટ પણ આપણા આંગણે જ છે. નામદાર જામસાહેબ સાથે કાઠિયાવાડનો લોહીનો સંબંધ છે. તેઓ આપણામાંનાં જ છે, આપણી વૃત્તિઓ સમજી શકે તેવા છે, અને આપણા અંગત ભાવો ઝીલી શકે તેવા છે. જામનગરમાં એક વખત પંજાબી બીજી વખત બંગાલી. ત્રીજી વખત સિંધી, અને ચોથી વખત મદ્રાસી એમ, સંસ્કારે કે વ્યવહારે મેલ ન હોય તેવા દિવાનો આવવા સંભવ નથી કે જેથી આપણા ચક્રચુડામણિનું તંત્ર વિદેશીય બનવાનો ભય ઉભો થાય. જામનગર રાજ્યમાં લોકોની પરંપરાગત માન્યતાઓ અને વૃત્તિઓને સખ્ત આંચકા લાગે તેવા વિદેશીય, અણુપચ્યા તત્વોના વિચારની પ્રધાનતાવાળા કાયદા કાનુન, સુધારાના બ્હાને થતા નથી. જામનગરમાં બધાં તત્વો સજાતિય છે અને રહેશે. આ બધા પ્રશ્નો જામનગર સાથે સંપર્કમાં આવવાનું આમંત્રણ કરતા નથી ?

નામદાર જામ સાહેબને ન્હાના તાલુકદારો તરફથી તેમની કાયમી સલામતીનાં જે વિધાનો સૂચવવામાં આવશે, તે તેઓ જરૂર અપનાવી લેશે. તેઓ પોતે પણ પોતા તરફથી તેવી યોજના માટે સૂચનો આપશે, આ વિષયમાં બહુ ગંભીરપણે ગ્હોર કરી, તમામ સૂચવાતી યોજનાઓના લાભાલાભની ગણત્રી કરી, સૌથી વધારે સલામતિની યોજના વિચારી કાઢવી ઘટે, અને એ વિચારણાના ક્રમમાં અમારૂં આ સૂચન પણ અમારા બંધુઓ ખાસ કાળજીપૂર્વક વિચારે, એવી અમારી વિનંતી છે. આ વિચાર કાયમની યોજનાનો છે. માટે દરેક સૂચના માટે તેના ઐતિહાસિક પૂર્વરંગો અને આજની સંભાવનાનો ખાસ વિચાર કરવો ઘટે.

* લેખક

ચુડાસમા મનુભા પાતાભાઈ ચેર

## લેખ ત્રીજો

ફેડરેશનને અંગે કાઠીઆવાડના તાલુકદાર ભાગદારોને વડોદરાના છત્ર નીચે લેવા ઘણા વખતથી મોટી જહેમત ચાલી રહી છે, એ તો આખા ગુજરાત કાઠીયાવાડમાં જાણીતી વાત છે. કાઠીયાવાડના એજન્સી સત્તાવાળાઓએ મૂળ કાઠીયાવાડના તાલુકદાર-ભાગદારોને વડોદરાના છત્ર તળે સંબંધ ધરાવનાર વ્યક્તિઓને પુછ્યા સિવાય ધક્કેલી દેવા ના પાડેલી. તે ઉપરથી તાલુકદાર ભાગદારોને સમજાવી, વડોદરાના છત્ર નીચે લઈ જવાને માટેનાં ચક્રો ગતિમાન થયેલાં. અને એ પ્રયાસમાં અનેક યુક્તિ પ્રયુક્તિઓ અજમાવવામાં આવેલી, પરંતુ તેમાં ધારવા જેટલી જલ્દી ફત્તેહ ન મળવાથી પોલીટીકલ ખાતાની લાગવાગનું શસ્ત્ર પણ ઉપયોગમાં લેવાનું વડોદરા રાજ્ય તરફથી યોગ્ય માનવામાં આવ્યું. અને તેથી ઇન્ડીયા ગવર્નમેન્ટના પોલીટીકલ ખાતા મારફત વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસના સાબરકાંઠા, કાઠીયાવાડ, અને ગુજરાત સ્ટેટસના મહીકાંઠા વિગેરેના પોલીટીકલ ખાતાની લાગવગનો ઉપયોગ વડોદરા રાજ્યને મળી શકે તેવો પ્રબંધ કરવામાં આવેલો હોય એવાં ચિન્હો જોવામાં આવેલાં. એ પ્રમાણેની સહાયતા વડોદરાને મળી છે, અને વડોદરાના છત્ર તળે જવા પોલીટીકલ ખાતા તરફથી પણ શિફારસ થાય છે. એ દર્શાવવા રેવાકાંઠા એજન્સી, સાબરકાંઠા એજન્સી, બનાસકાંઠા એજન્સી વિગેરેના પોલીટીકલ ખાતાઓ તરફથી તાલુકદાર ભાગદારોને પત્રો લખવામાં આવેલા, તેમાંના કેટલાક પત્રો વડોદરા તરફથી ફેડરેશન પત્રિકામાં પ્રસિદ્ધ કરવામાં આવેલા. આ બધી શિફારસ સાથે વડોદરા તરફના યત્નને વેગ આપવામાં આવ્યો, અને વડોદરા તરફનો પ્રયત્ન કરનારાઓ તરફથી સામ, દામ, દંડ અને ભેદ એ બધી રીતિઓ અખત્યાર કરવામાં આવી. અને ઘણા કિસ્સાઓમાં એ નીતિઓનો અતિરેક પણ થયો, એમ જાહેર ચર્ચામાં બહુજ જોર શોરથી કહેવાયલું છે. આ પ્રયત્નોમાં નાણાં, દારૂ, અને માયાવી આશાઓનાં ઘણા પ્રલોભનો છુટથી દેવામાં આવ્યાં છતાં, કાઠીયાવાડના તાલુકદાર-ભાગદારોનો બહુ મોટો ભાગ એ પ્રલોભનોથી પર રહ્યો, અને વડોદરાના છત્ર નીચે જવા પોતે ખુશી નથી, એમ બહુમોટા ભાગના તાલુકદારો-ભાગદારો તરફથી જાહેર થયું. આવી રીતે કાઠીયાવાડના તાલુકદાર-ભાગદારોને અપાયેલાં પ્રલોભનો ફોગટ ગયાં, અને તે પાછળનો ખર્ચ પણ બધો ફુઝુલ ગયો, એમ જ્યારે વડોદરાના સત્તાવાળાઓના જોવામાં આવ્યું, ત્યારે હવે તેઓ તરફથી નવી બાજી ગોઠવવામાં આવે છે. એમ સાંભળવામાં આવ્યું છે. અને આ નવી બાજી સામે પણ કાઠીયાવાડના તાલુકદાર-ભાગદારો ખબરદાર રહી સચેત રહે, એ માટે આ ચેતવણીનો સુર કાઢવામાં આવે છે.

ફેડરેશનને અંગે, દેશી રાજ્યો અને ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયાના પોલીટીકલ કાબુ તળેના તાલુકાઓ જાગીરો, વિગેરેને અખિલ હિંદના ફેડરેશનમાં પણ તેઓની પોતાની સ્વતંત્ર ઇચ્છા થાય તો અને ત્યારેજ, તેઓ તેમાં જોડાય એ જાતની વ્યાવહારિક, ન્યાયી, અને ઉચ્ચ નીતિ ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા એકટમાં બ્રિટીશ સત્તાવાળાઓ તરફથી જાહેર કરવામાં આવી છે, એ બાબતમાં શાહી સરકાર દબાણ કરવા ચાહતી નથી, પણ તમામ સ્ટેટો, તાલુકદારો અને ભાગદારો પોતાની સ્વેચ્છાથી નિર્ણય કરે એવી ચાહના તે સરકાર તરફથી જાહેર થઇ છે: અને માટેજ દેશી નાના મોટા રાજ્યો અને જાગીરોએ હજુ સુધી પોતાનો સ્વેચ્છાનો નિર્ણય જાહેર કરેલ નથી. તેને અંગે અખિલ હિંદના ફેડરેશનની યોજના અપૂર્ણ રહી. ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીયા એકટ પ્રમાણેની હિંદની મધ્યવર્તી સરકારના બંધારણને ચોક્કસ સ્વરૂપ આપી શકાયું નથી. છતાં, વડોદરા રાજ્યનો આગ્રહ કાઠીયાવાડ ગુજરાતના તાલુકદારો-ભાગદારોની ઇચ્છા જાણ્યા સિવાય, અથવા તો તેમની અનિચ્છા હોય છતાં પણ, પોતાના છત્ર નીચે તેમને જોડી દેવા માટેનો હવે થયો છે, 'એવી વાત બહાર આવે છે. આનો સિદ્ધો અર્થ એ થાય છે કે કાઠીયાવાડના

તાલુકદાર–ભાગદારોનો ફેડરેશનના વિષયનો સ્વનિર્ણયનો હક્ક વડી સરકાર ખેંચી લ્યે, અને કલમને ઝટકે આ તાલુકદાર–ભાગદારોને વડોદરા સાથે સંકલિત કરી, વડોદરા ને કાઠીયાવાડ ગુજરાતના રાજાઓના મંડલેશ્વરનું ગૌરવ અને પદ આપવામાં આવે એવો વડોદરા રાજ્યનો આગ્રહ છે. અને એ આગ્રહની યોજના અમલમાં લાવવા માટેના પ્રયત્નો પુરા વેગથી અખત્યાર કરવામાં આવતા હોય તેવું જણાય છે. ગુજરાત સ્ટેટસમાં અને સાબરકાંઠા, બનાસકાંઠા એજન્સીઓમાં ઓછાવત્તા તે રીતના પ્રયત્નો અમલમાં છે, અને હવે કાઠીયાવાડમાં પણ પરોક્ષ રીતે નહિ પણ પ્રત્યક્ષ રીતે એ અમલમાં મુકવાની કોશિશ હાથ ધરવામાં આવી હોય તેવું દેખાય છે.

વડોદરા રાજ્યના મોટા અમલદારોની દોડધામ હમણાં રાજકોટ અને વઢવાણ વચ્ચે ખુબ થઇ રહી છે. વળી પાછા આજકાલમાં પણ એ અમલદારી ધામા કાઠીયાવાડમાં પડવા લાગ્યા છે. અને વડોદરાના દિવાન સાહેબ પણ કાઠીયાવાડની ભૂમિને હમણાં હમણાં બહુ પાવન કરી રહ્યા છે, અને ત્રીજી ઓગસ્ટે વેસ્ટર્ન ઇન્ડીયા સ્ટેટસના રેસીડેન્ટ સાહેબને મળવા તેઓ આવતા હોય તેવું સંભળાય છે. આ બધી હીલચાલો અર્થસુચક છે. આની સામે કાઠીયાવાડના તાલુકદાર–ભાગદારોએ પણ એજન્સીને અને એજન્સી મારફત નામદાર તાજના પ્રતિનિધિ સાહેબને સ્પષ્ટ કહી દેવું જોઇએ કે ફેડરેશનના વિષયમાં ના૦ હીંદી સરકારે નાના મોટા રાજાઓ અને તાલુકદાર–ભાગદારોને સ્વનિર્ણયનો જે હક્ક આપ્યો છે, તે કોઈ પણ સંજોગોમાં અને ગમે તેવા લાગવગવાળા રાજ્યની માગણી સ્વીકારીને પણ નાબુદ થવો જોઈએ નહિ. ગુજરાત–કાઠીયાવાડના તાલુકદાર–ભાગદારો આ વિષયમાં ગંભીરપણે વિચારતા થયા છે, અને ના૦ હિંદી સરકારે બક્ષેલા એ હક્કનો અમલ તેઓ સમજપૂર્વકજ કરશે. રજપુતાના અને મધ્યપ્રાંત એજન્સીમાં સંખ્યાબંધ ગામો જુદાં જુદાં દેશી રાજ્ય વચ્ચે સોંપી દેવામાં આવ્યાં, એ ઇતિહાસનું પુનરાવર્તન ગુજરાત–કાઠીયાવાડમાં ન થાય, તેને માટેની તકેદારી તાલુકદાર–ભાગદારોએ રાખી, એ વિષયમાં તેઓને બોલવાનો પણ વખત આવે તે પહેલાં વડોદરા નીચે તેમને ધકેલાવી દેવાની પેરવી ન થાય એને માટે ચાંપતા પગલાંઓ લેવા જોઇએ.

તાલુકદાર–ભાગદારોએ આખરી નિર્ણય શું કરવો એ બાબતની જુદી જુદી વિચારણાઓ હજી થઈ રહી છે. એ બધી વિચારણાઓનું તારતમ્ય ભલે પાછળથી નીકળે, પરંતુ તાલુકદાર–ભાગદારો, એ અદલા બદલાની નિર્જીવ વસ્તુઓ નથી કે તેનું સાટું કોઈ રાજ્ય, પોલીટીકલ સત્તાવાળાઓ સાથે કરી જાય, પણ તાલુકદારો–ભાગદારો પોતાના હક્ક અને હિત સમજી સ્વનિર્ણય કરવાનો હક્ક ધરાવનાર વ્યક્તિઓ છે, અને સ્વનિર્ણયથીજ ફેડરેશનને અંગે પોતાની ઇચ્છાથી જે કરવું હશે તે કરશે, એવો તેઓનો મક્કમ નિર્ણય પોલીટીકલ સત્તાવાળાઓ પાસે રજુ કરી, તે બાબત સંગઠનપૂર્વક કામ કરવાની ચળવળ તુરત હાથ ધરવી જોઇએ.

તા. ૨–૮–૩૮ રાજકોટ.

જાડેજા કેસરીસિંહજી ભાવસિંહજી

## લેખ ચોથો

હાલમાં ફેડરેશનની યોજના હીંદી સરકાર તૈયાર કરી રહી છે તેવા પ્રસંગે એજન્સી થાણાનો સવાલ પ્રથમ દૃષ્ટિગોચર થાય છે. થાણા તાબાના બીન હકુમતી તાલુકદારો ભાગદારોને તાબામાં લેવા ઘણાં મોટાં રાજ્યોએ પ્રયાસ કરી દીધા છે અને મોટી યોજનાઓ વચનોની જાહેરાતો કરી છે, તેમાં જમાબંધી, થાણા વરાડ, કેળવણી, વારસા વગેરે બાબતોમાં રાહતો આપવા વચનો આપ્યાં છે અને પગારદાર મોટા એજન્ટો રાખી તથા રાજ્યના નોકરો અને નોકરોના સગા સંબંધીઓ કાંઈ લાગવગ તાલુકદાર ભાગદારોમાં ધરાવતા હોય તેમની સહીઓથી મેનીફેસ્ટો બહાર પાડી લલચાવવા દરેક પ્રયાસો થાય છે. તો એજન્સી થાણા તાબાના ભાઇઓને મારી

વીનંતી છે કે તેવાં પ્રાસંગિક વચનોથી દોરવાઈ જવા જેવું નથી. નાણા સંબંધી જમાબંધી થાણા વરાડ વગેરે વચનો પ્રાસંગિક છે તે વખત પસાર થઈ ગયા પછી એક યા બીજી રીતે નવા કરવેરા પડશે માટે એજન્સી થાણા કાઢી નાંખવામાં આવે અને કોન્ફીડરેશનની યોજના જે થાણા તાબાના ઘણા તાલુકદાર ભાગદારોનું ઐક્ય સાધી સફળ બનાવવી મુશ્કેલ છે એટલે કે અસંભવિત છે છતાં પણ જો કોન્ફીડરેશન થાય તોપણ કાયમી કોઈ રાજા કે પ્રેસીડેન્ટને કાયમી વંશ પરંપરા માટે રાજા જેવા પસંદ કરવામાં આવે તોજ Instrument of accessionમાં સહી કરવા સત્તા આપવામાં આવે તોજ તેવું કોન્ફીડરેશન કરી ફેડરેશનમાં દાખલ થઈ શકે, જે અશકય છે. એમ છતાં પણ કોન્ફીડરેશન કરી ફેડરેશનમાં થાણા જોડાય તો તમામ ખર્ચ તેવા કોન્ફીડરેશને ઉપાડવું જોઈએ. અત્યારે જમાબંધી થાણા વરાડનું ખર્ચ ભરવું મુશ્કેલ પડે છે તો કોઈ રીતે કોન્ફીડરેશન આ ખર્ચ ઉપરાંત ફેડરેશનનું બીજું વધારે ખર્ચ આવે તે ઉપાડી શકે નહિ અને કોન્ફીડરેશન ચાલે પણ નહિ માટે કોન્ફીડરેશન પણ અશક્ય વસ્તુ છે કારણ તાલુકદાર ભાગદારો નવા રાજા ઉભા કરવા અને તમામ હકુમત તેવા કાયમી પ્રેસીડેન્ટને સોંપવા ખુશી ન હોય એ સ્વાભાવિક છે.

હવે British India કે જોડેના સુવ્યવસ્થિત દેશી રાજ્યમાં જોડાવા સંબંધી વિચાર કરવાનો રહે છે. આ સંબંધી હમણા "દેશીરાજ્ય" નામના ત્રિમાસિકના એપ્રીલ જુનના અંકમાં " એક અભ્યાસી " એ ઘણા જ વિચારપુર્વક પોતાના અભીપ્રાયો વીચારો જણાવેલ છે તેમાં તેઓ British Indiaમાં જોડાવામાં હાલમાં થાણા તાબાના તાલુકદારો ભાગદારોને ભોગવતા હકોનો ભોગ આપવો પડશે અને તે ઉપરાંત બીજા નવા કાયદાઓ કરી British Indiaમાં હાલમાં Tenancy (કાયમી ખેડ હક) બીલ વીગેરે પ્રસિદ્ધ પણ થઇ ગયેલ છે, તેવા કાયદાઓથી તાલુકદારોના હકો નાબુદ થવાના છે એટલે તાલુકદારોનું Expropriation એટલે ખાલસા, આવા કાયદાઓથી થઈ જવાના છે. તે સિવાય જમીન મહેસુલની આવક ઉપર કરવેરા પડવાના છે. ગ્રામપ્રંચાયતો વગેરે સ્થપાશે, તેમાં હાઉસ ટેક્ષ, ધંધાદારી ઉપર કર વગેરે પડશે એટલે એ રીતે તાલુકદારો લાંબા વખતથી પેશ્વા મોગલ બાદશાહોના પહેલા ભોગવતા આવેલા સ્થાપીત હીત હકો ઉપર ત્રાપ પડશે. તે બધું જાણ્યા જોયા પછી હમણાં મહેરબાન મેજર ઉદેસિંહજી સાહેબ British Indiaમાં એજન્સી થાણાના તાલુકદારોને જોડાવા સલાહ આપે છે અને 'ક્ષત્રિય મિત્ર'માં લેખો લખે છે અને બીજી બાજુ રોજકા વીગેરે તાલુકદારોની મીટીંગોમાં તાલુકદારોને Expropriation ખાલસા કરવા કોંગ્રેસ સરકાર ઈરાદો રાખે છે. તેવાં ભાષણો Tenancy બીલ વિરૂદ્ધ કરી ઠરાવો પસાર કરી નામદાર ' ગવરનર સાહેબને ખાસ સત્તા વાપરી વચમાં આવવા તારો કરે છે એટલે હવે આમાં સાચું અને ખોટું શું તે મુકરર કરવું મારા જેવા એજન્સી થાણા ભાગદારને માટે બહુજ મુશ્કેલ થઈ પડે છે. માટે મારી સાદી સમજ પ્રમાણે ખાસ સલાહ છે કે જો એજન્સી થાણા તાબાના તાલુકદારો જમીનના માલીક મટી સાધારણ રૈયતવારી હકો ખેડુ જેવા હકો ભોગવવા તૈયાર હોય અને તેવા ભોગ આપવા તૈયાર હોય તોજ British Indiaમાં જવા વિચાર કરવા જેવું છે. સં. ૧૮૫૭માં જ્યારે બ્રીટીશ સરકારે દેશી રાજ્યો ખાલસા કરવા નીતિગ્રહણ કરી ત્યારે દેશી રાજ્યોએ આપણા બાપદાદાઓએ આ ગરાસ સાચવવા બળવો કર્યો અને માથાં આપ્યાં તે ગરાસ હવે મેજર ઉદેસીંહજી સાહેબની સલાહ મુજબ બ્રીટીશ ઈન્ડીયામાં જોડાઈ ખાલસા થવા માથું ધરવા બરાબર છે, માટે બ્રીટીશ ઇન્ડીયામાં જોડાવું તે કોઈ રીતે સલાહકારક નથી.

હવે દેશી રાજ્યો સંબંધી વિચાર કરીએ. દેશી રાજ્યોમાં જવા સારૂ સુવ્યવસ્થિત તંત્ર ચાલતું હોય અને જેની સાથે એક લોહીનો સંબંધ હોય જેમની

સાથે સારા નરસા પ્રસંગે એકત્ર થઈ વાત વિચાર કરવાનો વહેવાર હોય તેવા રાજ્યોના તાબામાં જવું એ વધારે શ્રેયસ્કર છે. કારણ કહેવત છે કે "લોહી ઠીકરીમાં પણ તપે." "Blood is thicker than water" એ કહેવત મુજબ પિતૃરાજ્યમાં જોડાવું તે સારૂં છે વળી હવે દેશી રાજ્યો ફેડરેશનમાં જોડાશે અને વળી અત્યારના રાજદ્વારી વાતાવરણ પ્રમાણે દેશી રાજ્યો જેવી રીતે ભાયાતો મુળ ગરસીયાઓના હક્કો ઉપર ત્રાપ મારતા હતા તેવું થઇ શકશે નહિ. વળી ફેડરલ કોર્ટમાં ભાયાતોના હક બાબત અપીલો લઈ જવાનો હક કરારમાં દાખલ કરાવવાથી વિશેષ સલામતી રહેશે. પીતૃરાજ્યને ભાયાતો માટે જરૂર હૃદયમાં કાંઈક સ્થાન હોય અને દેશી રાજ્યના તથા ભાયાતોના હક્કોને કાંઈપણ કાયદાથી નુકશાન કે હરકત થાય તો દેશી રાજ્ય પણ તેવા તેટલા હક્કો ગુમાવે માટે સહેજે દેશી રાજ્યો ભાયાતોના હક્કોનું રક્ષણ કરશે. દેશી રાજ્ય પસંદ કરવામાં અન્ય કોઈ મોટું રાજ્ય પસંદ કરવા કરતાં પિતૃરાજ્ય પસંદ કરવું તે વધારે સારૂં છે. કારણ તેમને હમેશાં પોતાના ભાયાતો માટે લાગણી રહે તે સ્વાભાવિક છે. એજન્સી થાણા તાબાના તાલુકદારો ભાગદારો મારા વિચારો શાંતીપુર્વક વાંચી વિચાર કરશે એમ આશા રાખું છું.

લી०

એજન્સી થાણા તાબા ભાગદાર

---

## લેખ પાંચમો

ફેડરેશનને અંગે કાઠીયાવાડના હકુમતવાળા અને બીનહકુમતી તાલુકદારો—ભાગદારોને વડોદરા રાજ્ય સાથે જોડાઈ જવા માટે તે રાજ્ય તરફથી આમત્રણ આપવામાં આવે છે, અને એ બાબત કેટલાક વખતથી બહુ સખત પ્રચાર ચાલી રહ્યો છે આ બાબતમાં ઇતિહાસ અને પૂર્વ પરિચયની દ્રષ્ટિથી વડોદરા રાજ્યનો દાવો કેટલો નબળો છે એ શ્રીમાન ચુડાસમા મનુભાઈ પાતાભાઈએ કાઢેલ પત્રિકા ઉપરથી જોઈ શકાય છે. આ પત્રિકામાં વર્તમાન સ્થિતિએ વડોદરાનો દાવો, કાઠીઆવાડમાં રહેલા તાલુકદાર—ભાગદારોએ તેમની પોતાની અને તેમની રૈયતની નજરે સ્વીકારવા યોગ્ય છે કે કેમ, એ આખા પ્રશ્નનું એકજ દ્રષ્ટિબિંદુ ચર્ચવામાં આવશે.

૨. પહેલાં તો વડોદરા રાજ્યની વ્યાપાર ઉદ્યોગની નીતિ તપાસીએ. છેલ્લાં આશરે પંદર વર્ષથી દેશી રાજ્યોના બંદરોની ખીલવણી સફળ થઈ શકે એવી સાબિતિ નવાનગર રાજ્ય તરફથી કરવામાં આવી, ત્યાર પછી વડોદરા રાજ્યના ઓખા બંદરની ખીલવણી કરવા માટે ભગીરથ યત્ન કરવામાં આવ્યો છે. અને તેને અંગે વડોદરાની જગાત નીતિ અને વ્યાપાર નીતિમાં ઘણી કૃત્રિમતા દાખલ કરવામાં આવી છે. ઓખા વડોદરાથી આશરે ૩૮૦ માઇલ દૂર છે. અને એ રાજ્યના નવસારી ગણદેવી વગેરે ડીસ્ટ્રીકટો તો એથીએ દૂર છે. કડી મહાલથી ઓખા આશરે ૩૦૦ માઇલ દૂર છે. અમરેલીથી ઓખા લગભગ ૨૨૫ માઇલ દૂર છે. કોડીનાર ૨૫૦ માઇલ દૂર છે. અને આ બધા મહાલો અને ઓખા પોર્ટ ઉપર વચ્ચે Foreign Railways છે. જે ઓખા પોર્ટ ઉપર ઉતરતા માલ માટે આકરામાં આકરા દર લીએ છે. વડોદરાને નવસારી ને મુંબઇ નજદીક પડે, અમરેલીને ભાવનગર નજીક પડે, કોડીનારને વેરાવળ નજીક પડે. છતાં વડોદરા રાજ્યના દરેક મહાલમાં પોર્ટ ઓખા ઉપર આવેલો માલજ વાપરવાની ફરજ પાડવામાં આવે છે. અને નેવનાં પાણી મોભે ચડાવવાના અખતરા પ્રજાના ભોગે ચાલી રહ્યા છે. વડોદરા રાજ્યના દરેક મહાલની આસપાસ પરરાજ્યનાં ગામોમાં ખાંડ, કાપડ, લોખંડ વગેરે આયાતુ માલ જે ભાવે મળી શકે તેના કરતા વડોદરા રાજ્યના ગામોમાં સવાયા ભાવે તેજ ચીજો મળે અને તે ચીજો ઓખાપોર્ટને ખીલવી વડોદરા રાજ્યને સમૃદ્ધ કરવા માટે, ગરીબ પ્રજાએ મ્હોટાભોગે વાપરવી, તેવાં ફરમાન અમલમાં છે. આ નીતિ વિઘાતક નથી? તે રીતે વ્યાપાર ઉદ્યોગની ખીલવણી થઇ શકશે? અરે,

રાજ્યની પ્રજા આમ મુંડકી વેરો ક્યાંસુધી સહન કર્યે જશે? વડોદરા રાજ્યની પ્રજા થવામાં બીજા લાભ મળતા હોય કે ન મળે, પણ હંમેશની વપરાશની ચીજોને માટે અદનામાં અદના શહેરીને પોતાના લોહીના ટીપાના પૈસામાંથી આશરે ૨૫ ટકા જેટલું દેશદાણુ આપ્યેજ છુટકો.

૩. વડોદરા રાજ્યના વ્યાપારી ખાતાને, પોર્ટ ઓખાથી માલ લાવતાં જે આકરાં તુર આપવાં પડે, તેનું વળતર બીજી રીતે આપવાની યોજના મગજમાં ઠરતીજ નથી. અને આવી રીતે જબરાઈથી ઠલવેલા માલના આંકડા, નામદાર મહારાજા સાહેબ પાસે કાગળ ઉપર ચીતરી નામદાર મહારાજા સાહેબના રાજ્ય અમલમાં વ્યાપાર ઉદ્યોગ ખુબ તપે છે, એવી ભ્રામક હકીકતો રજુ થાય છે. ઉદ્યોગમાં પણ તેમજ છે. પોર્ટ ઓખાનો સીમેન્ટ અને મીઠું, આખા રાજ્યમાં વપરાવા જોઇએ, એવા વટહુકમના કોરડા વિંઝાતા રહે છે. એ ઉદ્યોગને પાણી વગેરેની સગવડ જોઈએ; તેની યોજના આજ દશ દશ વર્ષે પણ ઓખામાં થઇ શકી નથી. એટલે એ ઉદ્યોગો માટે જોઇતા પાણીને માટે મોટા ખર્ચો ઉદ્યોગો ઉપરજ પડે છે, અને પરિણામે તે માલ વાપરનાર ઉપર પડે છે. વ્યાપાર ઉદ્યોગમાં સત્તાવાળાઓની ધૂનની જહાંગીરીથી રાજ્ય ચાલે અને પ્રજા આબાદ થાય એ કોઇએ સ્વપ્નામાં પણ અનુભવ્યું છે? આ જહાંગીરી સામે ખુદ વડોદરા રાજ્યની પ્રજાનો ઉકળાટ અને પોકારો વ્યક્ત કરવામાં આવે છે. પણ તે કોઇના કાન સાથે અથડાય છે ખરા? કોઈ પણ રાજ્ય જે પોતાને પ્રગતિશીલ માનતું હોય, ત્યાં આવી મહમદ બેગડાની કહેવાતી ગાંડાઈથી પણ ચડી જાય તેવી વિઘાતક નીતિ નભી શકે ખરી? છતાં આ ચમત્કાર પ્રજાના અવાજને રુંગળાવીને પણ વડોદરા રાજ્યના વહીવટમાં ચાલી રહ્યો છે. આ વહીવટમાં જે તાલુકદાર કે પ્રજા જાય, તેને આ અનળા વહેણુમાંજ ગળકાં ખાવાનું રહેશે. કાઠીયાવાડના તાલુકદાર, ભાગદાર તથા તેમની પ્રજાને આ મંજુર હોઇ શકે! આ એકજ પ્રશ્ન અત્યારે તો વડોદરા તરફથી સુંદર પ્રલોભનો ધરનાર સામે હું મુકું છું, અને કાઠીયાવાડની જનતાને અનુરોધ કરું છું કે, જ્યાં વ્યવહાર અને અર્થશાસ્ત્રના નિયમોથી વિપરિત દશા ચાલતી હોય, અને પ્રજાના ગમે તેટલા કારમા ભોગે રાજ્યનું બંદર ખીલવાના અમલદારી છંદોને ફાલવા ફુલવાની દુર્નીતિ પ્રજાના અવાજની ગણના કર્યા વિના, અમલમાં રહેતી હોય તે રાજ્યના છત્ર નીચે જવું એ તાલુકદાર, ભાગદાર અને રૈયત વર્ગ એ બધાએ ધીમા ઝેરથી આર્થિક આપઘાત કરવા સમાન છે.

શ્રી. મનુભાઈનાં દ્રષ્ટિબિંદુમાંના દરેક મુદ્દાઓ સાથે હું સંમત થાઉછું અને તેમણે કાઢેલી પત્રિકાના મુદ્દાઓને તે બાબતમાં હીત ધરાવતા ભાંઇઓએ વાંચી જવા તથા વિચારવા મારી નમ્ર વિનંતિ છે.

વાઘેલા ચંદ્રસીંહજી બનેસીંહજી

## લેખ છઠ્ઠો

સમવાય તંત્ર માટે ના૦ હીંદુસ્થાન સરકારના કાયદાને અંગે નાનાં રાજ્યોને ના૦ વાઈસરોયે પસંદ કરેલી સ્કીમ સંબંધે એમનો શું વિચાર છે તે સત્તાવાર રીતે પુછવામાં આવ્યું છે અને એમ કહેવામાં આવ્યું છે કે જો આ યોજના અમલમાં ન આવે તો બીજો રસ્તો ફક્ત કોનફીડરેશન યાને સંઘતંત્રનો જણાય છે, અને તે કોનફીડરેશનમાં હાલ નાનાં રાજ્યો જે અધિકાર ભોગવે છે તે કોનફીડરેશનના મુખ્ય રાજા થશે, તેના અધિકારમાં ભેળાઇ જશે અને તે ઉપરાંત હાલ રૈયતની સુખાકારી અને બંદોબસ્ત માટે સાધારણ રીતે પ્રાંતિક સરકાર જે ખર્ચ વેઠે છે તે બધા ખર્ચના માટે પુરેપુરો બોજો તેઓને હવેથી ઉઠાવવો પડશે. એટલે હાલ જે ખર્ચ શ્રી૦ ગાયકવાડ સરકાર અગર ના. હીંદી સરકાર વેઠે છે તે હવે પછી તેવાં નાનાં રાજ્યો પોતાનું સંઘતંત્ર રચે તો તેઓને પોતાને જ વેઠવો પડશે.

આથી એવું નથી થતું કે એ સ્ટેટોને અત્યારે

પોતાનું ભવિષ્ય ગમે તે રીતે ફેરવવાનો અધિકાર છે. શ્રી. ગાયકવાડ સરકાર અને જે તે સ્ટેટોનો પૂર્વ તથા ચાલુ સંબંધ જાણી ના. વાઈસરોયે પસંદ કરેલી યોજના સિવાય બીજી કોઈ યોજના બીજાં કોઈ રાજ્યો કરે તો તે બદલ તેમનો અભિપ્રાય પણ માગ્યો નથી. અને પિતૃવ્યના કારણથી કોઈ રાજ્ય એવી યોજના કરે તો તેને સત્તાવાર ટેકો હોઇ શકે જ નહીં. પિતૃરાજ્યો સાથે આ સ્ટેટોનો સંબંધ મોગલોના વખતથી જ છુટી ગયો છે. કર્નલ વોકરના સ્ટેટમેંટમાં પિતૃરાજ્યોને પોતાના પ્રથમના ભાયાતો અગર તાબાનાં નાનાં સ્ટેટો માટે જવાબદારી લેવાની તક આપેલી, તે પિતૃરાજ્યે પોતાના હિતનો વિચાર કરી પોતાથી જ જતી કરી શ્રી. ગાયકવાડ સરકારને તથા ના. કંપની સરકારને વિનતિ કરી છે કે એ જવાબદારીમાંથી અમને મુક્ત કરવા જોઈએ. લગભગ ૧૨૫ વર્ષથી આ જવાબદારી ના. અંગ્રેજ સરકારે અને શ્રી. વડોદરા સરકારે સંયુક્તપણે માથે લીધા પછી હવે આ પિતૃરાજ્યોએ છોડી દીધેલો હક્ક પાછો નવેસરથી ક્યાંથી ઉભો થાય એ વિચારવા જેવું છે. એટલે અત્યારે તો નાનાં સ્ટેટોને પુછવામાં આવ્યું છે તેનો જવાબ વડોદરાની યોજનામાં તેમને શી હરકત આવે છે અગર કોનફીડરેસી-સંઘતંત્ર તેમનાની થઈ શકશે કે નહીં એ પુરતો જ તેઓએ આપવાનો રહે છે.

ત્રાહિત માણસો જેમને આ સંબંધે આંતરિક માહિતી છે તેમના કહેવા પ્રમાણે કાઠીઆવાડમાં અને બીજા ઠેકાણે નાનાં રાજ્યો તરફથી આ પ્રમાણે જ વિચારણા થઈ છે. લગભગ જેમને અધિકાર નથી એવાં બીન હકુમતી રાજ્યોએ કેટલાક ફેરફાર સાથે વડોદરાની યોજના તેમને પસંદ છે એવો જવાબ આપ્યો છે. હકુમતી નાનાં રાજ્યો હજુ વિચાર કરે છે કે કોનફીડરેસી એટલે સંઘતંત્રમાં આપણી સ્થિતિ શું થશે, અને કોનફીડરેશન શક્ય અને હીતાવહ ન લાગે તો આપણે વડોદરા સાથે જોડાવા માટે વડોદરાની યોજનામાં શા શા ફેરફાર માગવા જોઈએ. એક થાણાંમાં બીન હકુમતી રાજ્યો પૈકી કેટલાકે તો વડોદરાના સાથે જોડાવા બદલ નિર્ણય કરી એ બાબતમાં પોતાની ખુશી બતાવી છે અને બીજાં કેટલાંક હકુમતી નાનાં રાજ્યો હજુ વિચાર કરે છે. વડોદરાની યોજનાનો કોઈ ઠેકાણે વિરોધ થયેલો નથી. કેટલાક ઠાકોરો ફરી જાય છે એમ કહેવામાં કંઈ તથ્ય હોય એમ લાગતું નથી. ઉલટું જેમણે યોજના સ્વીકારવા ખુશી બતાવી છે તેમણે પોતાની ગરીબ સ્થિતિને લીધે વડોદરાની યોજના જેમ બને તેમ જલદી અમલમાં મુકવા માટે એજન્સીમાં લખાણુ કર્યાનું પણ જણાય છે.

આવીજ સ્થિતિ સાબરકાંઠા અને રેવાકાંઠામાં હોવાનું ચોક્કસ જાણવામાં આવ્યું છે.

આ સવાલ સાથે હાલમાં ઓખાબંદર સંબંધી જકાત બદલની વડોદરાની નીતિના સવાલ સંબંધી કેટલાંક પેપરમાં ઉહાપોહ થાય છે, પરંતુ તે ગેરસમજને લીધે છે. એ સંબંધે સત્ય હકીકત શું છે તેની સ્પષ્ટતા વડોદરાની ધારાસભામાં થઈ ગઈ છે. ઓખા સંરક્ષક જકાત જે મહેસાણા અને અમરેલી પ્રાંતમાં લેવામાં આવે છે, તેથી માલ વાપરનાર જનતાને માલની કીંમત વધારે આપવી પડે છે એમ જણાવવામાં આવે છે તે હકીકતમાં સત્ય નથી. જો કે ઓખાબંદર કાઠીઆવાડનાં ઇતર બંદરો કરતાં વેગળું છે, તો પણ ત્યાં સ્ટીમરો છેક ડકકા સુધી આવતી હોવાથી દરીયામાંથી વહાણમાં માલ ભરવાનો અને ડકકા સુધી લાવવાનો ખર્ચ અને જોખમ બચે છે. એટલે ઓખાનો માલ બીજી વિશેષ સવડોને લીધે માત્ર થોડા વધુ અંતરના લીધે મોંઘો પડે એ સંભવિત નથી.

હાલનો કરાર ના. અંગ્રેજ સરકાર અને શ્રી. ગાયકવાડ સરકાર વચ્ચે થયેલો છે. એવી સવલતો બીજાં રાજ્યોના બંદરોને જોઈતી હોય તો તે માગવા તેમને કંઈ પ્રતિબંધ નથી. પરંતુ તેમ કરવામાં વડોદરા રાજ્યનાં અને એ રાજ્યોનાં બંદરો અરસપરસ 'સ્વરાજ્યનાં બંદરો' ગણાય તેવી ગોઠવણ થવી જોઇએ. તે ગોઠવણ કરવા અત્યારના સંજોગોમાં કાઠીઆવાડનાં દરીયાઈ રાજ્યો તઈયાર હોય એમ લાગતું નથી. એટલે ઓખા બંદર સંબંધી વડોદરા રાજ્યની જકાત નીતિના સવાલ સંબંધે જે ઉહાપોહ થાય છે તેમાં પણ કંઈ તથ્ય નથી.

લી. તટસ્થ

# કચ્છ અને હુંડીયામણ

[ કચ્છની પ્રજા પરિષદના અગ્રેસરોએ નામદાર મહારાઓ શ્રી. ખેંગારજી, કચ્છ નરેશને ચલણ અને હુંડીયામણની સ્થિતિ પરત્વે એક વિગતેસર નિવેદનપત્ર પેશ કર્યું છે. અને તેમાં રાજ્યની હુંડીયામણની નીતિ પરત્વે, તથા તેમાં ફેરફારને શું શું અવકાશ છે અને એ નીતિથી રાજ્ય તથા પ્રજા ઉપર શું અસર થાય છે એ વગેરે પ્રશ્નોની ચર્ચા કરવામાં આવી છે. હિંદુસ્તાનનાં ઘણાં રાજ્યો પૈકી કચ્છ એક એવું રાજ્ય છે કે જેને ચલણની સંપૂર્ણ સ્વતંત્રતા છે. ચલણનું સ્વાતંત્ર્ય, એ કોઇ પણ રાજ્યના અખંડિત રાજત્વ (Sovereignty)નું ચિન્હ છે. અને તે અદ્યાપિ કચ્છમાં હયાતી ધરાવે છે. ચલણનો પ્રશ્ન પણ કઠિન છે. તેમાં હમેશાં બે દૃષ્ટિબિંદુ હોય છે અને તેથી આ આખા પ્રશ્નનું સ્વરૂપ કાંઈક અંશે સમજાય એટલા માટે એ આખું નિવેદન જેમનું તેમ અમે આ નીચે આપ્યું છે. તંત્રી ]

૧. કચ્છમાં હુંડીયામણની વરસોથી ચાલતી આવેલી નુકશાનકારક અસ્થિરતાને પરીણામે પ્રજાનાં આર્થીક જીવનને ગંભીર નુકશાન પહોંચાડી સમગ્ર દેશનું આર્થીક તંત્ર જોખમાઈ પડવાની પરિસ્થિતિ ઉપસ્થિત થતાં, શ્રી. કચ્છી પ્રજાકીય પરિષદની સ્થાનિક કમિટિના સભ્યોની અને કચ્છના વેપારીઓના પ્રતિનિધિઓની સંયુક્ત સભામાં નિર્ણીત થએલાં હુંડીઆમણ તથા ચલણ સંબંધીનાં મંતવ્યો આપ નામદાર સમક્ષ તાત્કાલિક ઉકેલ માટે રૂબરૂ ચર્ચા કરી પેશ કરવા માટે અમારૂં પ્રતિનિધિ મંડળ નીમવાનો ઠરાવ થએલ, તે ઠરાવ અન્વયે આ પ્રતિનિધિ મંડળને મળવાનો જે લાભ આપી પરિસ્થિતિની ગંભીરતા પીછાણી છે, તે માટે અમે અમારા તરફથી તથા શ્રી કચ્છી પ્રજાકીય પરિષદ તરફથી આપ નામદારનો સહૃદય માનપૂર્વક આભાર માનવાની રજા લઇએ છીએ.

૨. અમે અમારાં મંતવ્યો રજુ કરીએ તે પહેલાં આપ નામદાર સમક્ષ ઘણી મગરૂરીથી જણાવીએ છીએ કે સ્વતંત્ર ચલણનો હક્ક જે હિંદુસ્તાનમાં થોડાં દેશી રાજ્યોમાં રહેવા પામ્યો છે તે આપણા કચ્છ દેશમાં હજી પણ અવિચળ છે, એ માટે અમે તથા શ્રી કચ્છી પ્રજા ગર્વ સહીત આનંદ લઈએ છીએ, અને તે હક્ક સંબંધી પ્રજાનો વિશ્વાસ કાયમ રહે અને ચલણની આંટ ઉપર ધક્કો પહોંચે નહીં તેની શાસ્ત્રીય નીતિ ગ્રહણ કરવા અને ગ્રહણ કરી નિભાવવા માટેની જરૂરીયાત તરફ કચ્છી પ્રજાનાં આર્થિક હીતની દૃષ્ટિએ આપ નામદારનું સંપૂર્ણ માનભાવે પરંતુ ગંભીરતાથી લક્ષ ખેંચવાની પણ સાથે સાથે રજા લઇએ છીએ.

૩. આપણા રાજ્યમાં કોરી તથા પાંચીયાનું ચલણ છે અને હુંડીઆમણનો દર કોરી ૩૭૯ના રૂપીઆ ૧૦૦ના ભાવે રાજ્ય તરફથી નિર્ણીત કરવામાં આવ્યો છે તે છતાં છેલ્લાં પચાસ વરસોથી તે દર નિભાવવા માટે રાજ્ય તરફથી કશાં વ્યવહારૂ પગલાં અર્થશાસ્ત્રના સિદ્ધાંતો અનુસાર કરવામાં આવ્યા નથી. તેમજ રાજ્યની નાણાં વિષયક નીતિ પણ તેવા દરને નિભાવવા માટે અનુકુળ બનાવવામાં આવી નથી. પરીણામે હુંડીઆમણનો દર અગર તો નીર્ણીત દરથી બસો ટકા નીચો થયો છે, અગરતો લગભગ બસો ટકા ઉંચો ગયો છે. પ્રજાની આવી નુકશાનકારક આર્થિક પાયમાલી થતી રહી છે અને ગરીબ પ્રજાનાં મહામહેનતે મેળવેલાં નાણાંની સલામતી રહી નથી. વેપાર ઉદ્યોગો નાશ પામ્યા છે. અને અતીશય ઉંચાં હુંડીયામણથી ગરીબ પ્રજા અસહ્ય મોંઘવારીમાં પીડાઈ રહી છે. આ પરીસ્થિતિ આપ નામદારશ્રીથી અજાણ હોય એમ અમને માનવા કારણ નથી, પરંતુ તે પરિસ્થિતિ ટાળવા પગલાં ભરવામાં આવ્યાં નથી.

૪. આ પ્રશ્ન સંબંધમાં અને હુંડીઆમણ સ્થીર કરવા બાબતમાં શ્રી કચ્છી પ્રજાકીય પરિષદ તરફથી તથા કચ્છની વેપારી પરિષદ તથા વેપારી મંડળો તરફથી વારંવાર ઠરાવો પસાર કરવામાં આવ્યા છે, તે ઠરાવો આપ નામદાર હજુર પેશ કરવામાં આવ્યા છે. છેવટ ચાલુ સાલે ભચાઉ પરિષદમાં નં. ૧૯ વાળો ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો છે આ ઠરાવો થયા છતાં પરિસ્થિતિમાં કશો ફરક પડયો નહીં. છેવટ આ પ્રશ્ન ચર્ચવા અને યોગ્ય કરવા માટે પરીષદની સ્થાનિક કમિટિ અને કચ્છના અગ્રગણ્ય વેપારીઓની એક સંયુક્ત સભા શ્રી ભુજપર મુકામે તારીખ ૧૬-૧-૩૮ના રોજ બોલાવવામાં આવી, ત્યાં સંપૂર્ણ ગંભીરતાથી ચર્ચા ચાલી અને તે ચર્ચામાં કચ્છના બાહોશ અને અગ્રગણ્ય વેપારીઓએ ભાગ લીધો. ચર્ચાને અંતે આ સંયુક્ત સભાએ સંપુર્ણ જવાબદારી અને ગંભીરતાથી નીચે પ્રમાણેનો ઠરાવ પસાર કર્યો અને વિગતવાર વિચારણા માટે નવ મુદ્દાઓ નક્કી કર્યા; મજકુર ઠરાવ નીચે પ્રમાણે છેઃ-

"હુંડીની અસ્થિરતા સંબંધમાં ભચાઉ પરિષદે કરેલ ઠરાવનો અમલ કરાવવા બાબતમાં કચ્છી પ્રજાકીય પરિષદની સ્થાનિક કમિટિ તથા તેમના તરફથી આમંત્રિત થએલા કચ્છના આગેવાન વેપારીઓની આ સંયુક્ત સભાનો ચોક્કસ અભીપ્રાય થાય છે કે હાલની, શ્રી કચ્છી દરબારની હુંડીઆમણ પરત્વેની નીતિ તથા તે અંગેની નાણાં વિષયક નીતિ અર્થશાસ્ત્રના કોઈ ચોક્કસ સિદ્ધાંતો ઉપર રચાએલી ન હોવાને કારણે ઉત્પન્ન થએલ હુંડીઆમણની ભયંકર અસ્થિરતાથી કચ્છની આર્થિક સ્થિતિ જોખમમાં આવી પડી છે અને કચ્છના વ્યાપારી તથા ઉત્પાદક વર્ગોની તથા ખેડુતો, મજદુરો વીગેરેની નાણાં વિષયક સલામતી રહેતી નથી એટલે આ સભા શ્રી કચ્છ દરબારને અરજ કરે છે કે—

૧. શ્રી કચ્છ દરબારે હુંડીઆમણ પરત્વેની નીતિ તથા તેના અંગેની નાણાં વિષયક નિતિની સ્પષ્ટ જાહેરાત કરવી.

વધુ અરજ કરે છે કેઃ—

૨. હુંડીઆમણ સ્થીર કરવા માટે અને કચ્છની આર્થીક સમતુલા અને નાણાંવિષયક સલામતી જાળવવા માટે રૂપીઆ કોરીના દર અર્થશાસ્ત્રના સિદ્ધાંત અનુસાર ચોક્કસ સ્થીર કરી તે દર જાહેર કરે.

૩. અને તેને ટકાવી રાખવા માટે તેને અનુકુળ પોતાની નાંણાં વિષયક નીતિ તથા લેતી દેતીની નીતિ અખત્યાર કરે.

એ પ્રમાણે તાતકાલીક કરવા શ્રી દરબારને અરજ કરવામાં આવે છે.

આ પ્રમાણે નહીં કરવામાં આવે અને અત્યારની આર્થિક રીતે હાનિકારક નીતિમાં તથા તેને અંગેની નાણાં વિષયક નીતિમાં સત્વર સુધારો કરવામાં નહીં આવે તો આ સ્થિતિને કારણે શ્રી દરબારનાં ખાતાઓ જેમ કોરીને બદલે રૂપીઆમાં વ્યવહાર કરે છે અને લેતી દેતી કરે છે તેજ પ્રમાણે રૂપીઆનો વહીવટ સર્વત્ર ચાલુ કરવાની સ્થિતિ ઉપસ્થિત થશે અને કચ્છ રાજ્યનાં કોરીનાં ચલણ સબંધમાં પ્રજા વિશ્વાસ ગુમાવી બેસશે એ વિચારપૂર્વક લક્ષમાં લેવા કચ્છ રાજ્યને આ સભા વિનંતી કરે છે.

૫. વિશેષ વિચારણા માટે અને સ્પષ્ટ મંતવ્યો નિર્ણિત થવા માટે જે મુખ્ય મુદ્દાઓ નક્કી કરવામાં આવ્યા તે નીચે પ્રમાણે છેઃ—

૧. નીચે લખ્યાં જુદાં જુદાં પણ કચ્છી પ્રજાનાં હિતના અંગભુત દષ્ટિબિન્દુઓ નજરમાં રાખીને હુંડીઆમણનો શું ભાવ કુદરતી ગણી શકાય.

૧. સ્થાનિક કચ્છમાં આર્થીક સમતોલપણું જાળવી શકાય.

૨. વ્યાપાર સરળ થાય.

૩. પ્રજાને અતિ મોંઘવારીમાં આવવું ન પડે.

૪. રૂપીઆ કોરીની એસત કિંમતની સરખામણી નજરે.

૫. રૂપીઆ કોરીની Demand and Supply ના સિદ્ધાન્તની નજરેની સ્થાનિક પરિસ્થિતિ.

૧. કચ્છનું સ્થાનિક કરન્સીનું સ્થાયી-અસ્થાયી-પણું કેટલું તેની વસ્તુસ્થિતિ.

એ સઘળી બાબતો જુદી જુદી રીતે અને સમગ્ર અને એકરૂપે વિચારમાં લેવાઈ હુંડીનો કયો ભાવ કુદરતી ગણી શકાય તેમ છે.

૨. હુંડીઆમણની આવી અસ્થિર દશા પ્રજાને તેમજ વ્યાપારને શું અસર કરે છે.

૩. હુંડીઆમણ સ્થિર થવું જરૂરી હોય તો-

૧. કયા ગાળામાં ભાવ હોવા જોઇએ.

૨. તેમ થવું શકય છે?

૩. શક્ય હોય તો શી રીતે?

૪. થવું અશકય જણાય તો શું કરવું?

૪. ફેડરેશનમાં જોડાવાની અફવાઓ બાબતને પણ હુંડીઆમણથી ભારે નિસ્બત જણાય છે. આ બાબતમાં દરબારશ્રીજી પાસેથી ચોખ્ખી હકીકત મેળવવી જરૂરી છે.

૫. હુંડી ઉંચી થતી જતી હોતાં રૂપીઆનું ચલણ થવાની અફવા સંબંધમાં સ્પષ્ટ વિગત મેળવવી જરૂરી છે કારણકે તે પણ આ બાબતમાં અસર કરે છે.

૬. જો ચલણ બદલવાની અફવા સાચી ઠરે તો તે માટે અગાઉથી વિચારી જોવા જેવી બાબતો નીચે પ્રમાણે છેઃ—

૧. ઉંચા ભાવે વસ્તીને રૂપીઆ લેવા પડે તે પરિસ્થિતિને હળવી બનાવવા બાબત.

૨. સ્થાવર મિલકત તેમજ લેણદેણમાં પ્રજાની રોકત છે તે રૂપીઆમાં ફેરવવાના ધોરણ બાબત.

૩. કોરીઓના આકારમાં મહેતાણાં પગારો અપાય છે તેના બદલામાં તેનો શું દર હોવો મુનાસબ છે.

૭. બ્રિટિશ ટેરીફ કચ્છમાં દાખલ થવા બાબતની અફવા પણ આ હુંડીઆમણ પર અસર કરે છે તે બાબત.

૮. ઉપર જણાવેલ ૪, ૫, ૬, ૭ મુદ્દા સંબંધમાં શ્રી દરબારે પ્રજાને અજાણ ન રાખવા સંબંધમાં કરવા જેવું છે.

૯. ઉપરના મુદ્દાઓ બાબત પ્રજામાં તથા વેપારીઓમાં ખુબ ચર્ચા ચાલી અને છેવટ ફરીથી શ્રી ભુજનગર મુકામે તથા શ્રી અંજાર મુકામે અનુક્રમે તારીખ ૬-૨-૩૮ના રોજ તથા તારીખ ૨૦-૩-૩૮ના રોજ સંયુક્ત સભાઓ મળી અને એ સંયુક્ત સભામાં કચ્છી પ્રજાનાં હુંડીઆમણ બાબતનાં સ્પષ્ટ મંતવ્યો નિર્ણીત થયાં છે. તે મંતવ્યો પુખ્ત, શાસ્ત્રીય, અને ગંભીર વિચારણાને અંતે એકમતેથી ઠરાવવામાં આવ્યાં છે. મજકુર મંતવ્યો નીચે પ્રમાણે છે અને તે આપ નામદાર હજુર પેશ કરવા અમે રજા લઇએ છીએ.

૧. કચ્છમાં આર્થિક સમતુલા જળવાય, વ્યાપાર ઉદ્યોગ સરળ થાય, ઉત્પાદક ધંધાઓનો વિકાસ થઈ શકે, પ્રજાને અતી મોંઘવારીમાં આવવું ન પડે, તથા રૂપીઆ કોરીના શ્રી કચ્છ રાજ્ય અને સરકાર વચ્ચે નિર્ણીત થએલા દરની નજરે તથા કચ્છની અત્યારની સ્થાનિક પરિસ્થિતિ નજરે, વગેરે પ્રજા હીતનાં તમામ દષ્ટિબિંદુઓ નજરમાં રાખી પુખ્ત વિચારણાને અંતે પહેલા મુદ્દા બાબત આ સંયુક્ત સભાનો એવો સ્પષ્ટ અભિપ્રાય છે કે શ્રી કચ્છ રાજ્યે સો રૂપીએ કોરી ૩૭૯ થી ૪૦૦ સુધીના ગાળામાં હુંડીઆમણનો દર સ્થિર કરી તે દર ટકાવી રાખવો જોઇએ.

૨. હુંડીઆમણની અસ્થિરતાથી ચલણની આંટ ઉપર ધક્કો પહોંચ્યો છે અને પ્રજાને મુશ્કેલી થતી જાય છે.

૩. મુદ્દા ત્રીજા તથા તેના પેટા મુદ્દાઓ સંબંધમાં એવો અભિપ્રાય થયો છે કે,

૧. હુંડીઆમણની સ્થિરતા અનિવાર્ય છે અને તે માટે મુદ્દા પહેલામાં જણાવ્યા પ્રમાણેનો દર ટકાવી રાખવો જોઇએ.

૨. આ પ્રમાણે હુંડીઆમણનો ભાવ ટકાવી રાખવાનું કચ્છ રાજ્ય માટે અશકય નથી.

૩. અને તે દર ટકાવી રાખવા માટે કચ્છ રાજ્યે નીચે પ્રમાણે પગલાંઓ સમગ્રપણે લેવાં જોઇએ.

A ચલણમાંથી થતા અને થએલા નફાને, exchange equalization fund હુંડીઆમણુ સ્થિર કરવાના ફંડ તરીકે અને રીઝર્વ ફંડ તરીકે રાખીને.

B રાજ્યની રૂપીઆની ખપત ઓછી કરીને તેમજ રાજ્યની લેતી દેતી અને investment રોકત કોરીના ચલણમાં રાખીને.

C બેન્કીંગની સગવડ કરીને.

D મોજશોખની વસ્તુઓની આયાત ઉપર અંકુશ મુકીને.

E હુન્નર ઉદ્યોગ, ખેતીવાડીને ઉત્તેજન આપીને તથા દેશની આબાદીનાં સાધનોનો વિકાસ કરીને.

F રાજ્યની નાણાં વિષયક નીતિ પ્રજાની આર્થિક સ્થિતિના પ્રમાણમાં રાખીને. રૂપીઆના ખરચો પર અંકુશ મુકીને.

૪. મુદ્દા ચોથા સંબંધમાં આ સભા એવા અભિપ્રાય પર આવે છે કે હિન્દી ફેડરેશનમાં શ્રી કચ્છ રાજ્યના જોડાણ સાથે ચલણ તથા હુંડીઆમણનો પ્રશ્ન સંકળાએલો હોઈ તે સંબંધીની હકીકતોની બાબતમાં શ્રી કચ્છ રાજ્યે કે પ્રજાને વધારે વખત અણવાકેફ નહીં રાખવાની આવશ્યકતા છે.

૫–૬ મુદ્દા પાંચમા તથા છઠ્ઠાની બાબતમાં પુખ્ત વિચારણાને અંતે આ સભાનો એવો અભિપ્રાય થયો છે કે.—

૧. રૂપીઆનું ચલણ દાખલ થવાનો સંભવ હોવાનું મનાતું હોવાને કારણે હુંડીનો દર ઉંચો લઈ જવામાં આવે છે એવી પ્રજામાં માન્યતા ફેલાએલી છે તેથી તે સંબંધમાં સ્પષ્ટ જાહેરાતની જરૂર છે.

૨. જો રૂપીઆનું ચલણ દાખલ થવાની અફવા સાચી ઠરે તો–

૧. શ્રી કચ્છ રાજ્યે પ્રજા પાસેથી રૂપીઆ ૧૦૦ની કોરી ૩૭૯ના સરકાર સાથે નિર્ણિત થએલા દર પ્રમાણે કોરીઓ ખેંચી લેવી જોઈએ.

૨. લેણદેણનો દર તથા કોરીના વ્યવહારોનો દર ઉપર પ્રમાણે ઠરાવવો જોઈએ.

૩. અને ચલણ બદલની મુદત ઓછામાં ઓછી છ માસની રાખવી જોઈએ.

૭. બ્રિટીશ જકાત પદ્ધતિ કચ્છમાં દાખલ થવાની છે એવી પણ માન્યતા પ્રજામાં ફેલાયેલી છે અને જો તેમ હોય તો તે સાથે પણ હુંડીઆમણના પ્રશ્નનો ઘણો સંબંધ રહેલો છે એટલે જો બ્રિટીશ ટેરીફ પદ્ધતિ કચ્છમાં થવાની અફવા સાચી ઠરે તો તે વખતે પણ હુંડીઆમણના પ્રશ્નનો નિકાલ ઉપર જણાવેલા સિદ્ધાન્તો પ્રમાણે થવો જોઈએ એવો આ સભાનો સ્પષ્ટ અભિપ્રાય છે.

૭. હવે ઉપર જે સાત મંતવ્યો જણાવ્યાં તેની વિગતવાર ચર્ચામાં ઉતરી નીચે પ્રમાણે જણાવવાની માનપૂર્વક રજા લઈએ છીએ.

૮. મુદ્દો પહેલો હુંડીઆમણના કુદરતી દર સંબંધી છે અને તેમાં કચ્છની આર્થિક દૃષ્ટીએ ૩૭૯ થી ૪૦૦ સુધીનો ભાવ એ કુદરતી દર છે એવું પણ જણાવવામાં આવ્યું છે. આ અભિપ્રાય બાંધતી વખતે શ્રી કચ્છ રાજ્ય વચ્ચે જે સિદ્ધાન્તોને અનુસરીને ૧૦૦ રૂપીઆની કોરી ૩૭૯ નો દર નિર્ણીત થયેલો છે તે નજર સમક્ષ રાખવામાં આવ્યો છે. કોરી ૩૭૯ ગાળતાં જેટલી ચાંદી ચોખી નીકળે છે તેટલી જ ચાંદી રૂપીઆ ૧૦૦ ગાળતાં નીકળે છે. રાજ્યના ચોપડાઓમાં આ દર પ્રમાણેજ હિસાબ મંડાય છે અને સરકાર સાથેના સંબંધમાં પણ આ નિર્ણીત દર પ્રમાણે જ લેતી દેતીનો વ્યવહાર થાય છે. પરંતુ આ રાજ્યનિર્ણીત દર ટકાવી રાખવા રાજ્યે કાંઇ પણ હાલ સુધી પગલાં લીધાં નથી. નિર્ણીત દર ૩૭૯નો છતાં સંવત ૧૯૫૭–૫૮માં ૬૦૦ કોરી સુધી હુંડીઆમણનો દર થયો હતો અને પાછળથી રાજ્યની નાણાં વિષયક નીતિ બદલાતાં ભાવ ઘટવા લાગ્યો. તે કોરી ૧૬૦ સુધી ગયો. અને કેટલાંક વરસો સુધી ૧૬૦ થી ૨૦૦ સુધી ટકાવી રાખવામાં આવ્યો. હુંડીઆમણ આમ બસો ટકા

નીચે ગયું તેમાં દેશના ખેતીવાડી, હુન્નર ઉદ્યોગની પાયમાલી થઈ અને બેકારીમાં વધારો થયો. કચ્છની જમીન અણખેડવાએલી મુકી ખેડુતો પરદેશ ચાલ્યા ગયા. કારીગરો હુન્નરોને છોડી ધંધા માટે પરદેશ ગયા, પ્રજાનાં આર્થિક જીવનનો નાશ થયો. આ સંબંધમાં અનેક પોકારો થવા લાગ્યા, તે પોકારોને પરિણામે રાજ્યની નાણાં વિષયક નીતિ બદલી અને બીજી દિશામાં હુંડીઆમણની નિરંકુશ ગતિ થવા લાગી તે ૫૬૦ સુધી ભાવને પહોંચી છે. આ તબક્કામાં હુંડીઆમણ જ્યારે ૩૭૯-૪૦૦ ના ગાળામાં પહોંચ્યું ત્યારે રાજ્યે પ્રજાનું આર્થિક હીત લક્ષમાં રાખ્યું હોત અને સિદ્ધાન્તો અનુસાર હુંડીઆમણની નીતિ અંકુશમાં રાખી હોત તો તે ભાવે હુંડીઆમણ વહેલું સ્થીર થઈ ગયું હોત પરતુ રાજ્યની કોરીઓ વધારે ને વધારે ઉત્પાદક કે અનુત્પાદક રીતે Circulationમાં મુકવાની નીતિ ચાલુ રહેતી આવી છે, પરીણામે આ અસહ્ય મોંઘવારીમાં પ્રજાની પાયમાલી થતી ચાલી છે અને વેપારતંત્ર તુટી પડયું છે. આમ હુંડીઆમણના છેલ્લા પચાસ વરસના ઇતિહાસ ઉપરથીજ સ્પષ્ટ રીતે આપ નામદારને જણાઈ આવશે કે જે રાજ્ય તરફથી ૩૭૯નો નો ભાવ નિર્ણીત કરવામાં આવ્યો છે તે ભાવથી.જ પ્રજાનું આર્થીક હીત જળવાઈ રહે તેમ છે-તેમાંજ પ્રજાની આબાદી છે અને તેથી જ પ્રજાનાં નાણાંની સલામતી છે. અને તેવો નિર્ણીત દર ટકી રહેશે અને ટકાવી રાખવાની નીતિ ગ્રહણ થશે તો જ કરંસીનાં ચલણ ઉપરથી ઉઠી જતો વિશ્વાસ ફરી પાછો સ્થિર થશે અને તેની આંટમાં શ્રદ્ધા પેદા થશે. તેને અભાવે શું સ્થિતિ ઉભી થશે તેની કલ્પના થઈ શકતી નથી.

૯. હુંડીઆમણનો દર નીચો હોવો જોઈએ કે ઉંચો હોવો જોઈએ તેની અપ્રસ્તુત ચર્ચામાં નહીં પડતાં દેશના આર્થિક ઇતિહાસ ઉપરથી જે નિર્ણીત દર દેશના હુન્નર ઉદ્યોગોને તથા સમગ્ર પ્રજાને લાભદાયક જણાયો છે તે દરને કુદરતી દર તરીકે આપણે ગણીએ તો તે અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોની નજરે કશું અશાસ્ત્રીય હોય એમ અમને (આપ નામદારના નમ્ર પ્રજાજનોને) જણાતું નથી.

૧૦. અલબત્ત કચ્છ રાજ્ય તરફથી ટંકશાળમાં સંવત ૧૯૩૨ થી ૧૯૯૪ સુધી કેટલાં પાંચીઆં ને કોરીઓ વાર્ષિક પાડવામાં આવ્યાં, તેમાં દર વરસે ચાંદીના ભાવની નજરે કેટલો નફો થયો; કચ્છમાં સંવત ૧૯૩૨ થી ૧૯૯૪ સુધીના ભાવોનો prices ના index number શું છે અને બ્રિટિશ હિન્દના મળી આવતા index number શું છે તેની parity કયા દર ઉપર, બીજા સંયોગો બાદ કરતાં રહે છે: કચ્છની આયાત નિકાશના દર વરસોના આંકડા પરદેશમાં વસતા કચ્છીઓ તરફથી દર વરસે કેટલા રૂપીઆ કચ્છમાં મોકલવામાં આવે છે. સ્થાનિક કચ્છીઓનાં કોરીનાં બચત નાણાં રૂપીઆમાં કેટલાં રોકવામાં આવે છે,-રાજ્યનાં બચત નાણાં રૂપીઆમાં કેટલાં invest થયાં છેઃ અને વારસીક આય છે, કોરીનું circulation કેટલું છે, કેટલી કેટલી રકમ ઉત્પાદક productive channel માં વાપરવામાં આવી છે. હુંડીઆમણની પચાસ વરસની અસ્થિરતાનાં શું શું પરિણામો પ્રજાને ભોગવવાં પડયાં છે, રાજ્યની નાણા વિષયક નીતિથી કયી રીતની અસર હુંડીઆમણ ઉપર થઈ છે અને થાય છે તથા જકાત નીતિથી શું અસર થાય છે.

આ તમામ બાબતનાં આંકડાઓ તથા વિગતો કચ્છ રાજ્ય તરફથી પ્રજા સમક્ષ મુકવામાં આવે તો અર્થશાસ્ત્રના સિદ્ધાન્તોની નજરે કયા દરે હુંડીઆમણને સ્થિર કરવું જોઈએ અને કયો દર કુદરતી છે તેનો શાસ્ત્રીય અભિપ્રાય આપી શકાત, પરંતુ તે છતાં પણ પ્રજાએ જે આર્થિક દશા અત્યાર સુધીમાં ભોગવી છે અને ભોગવતી રહે છે તે પરથી તેમજ ચાલુ વેપાર-ઉદ્યોગના તંત્રની વચ્ચે વસનારા અને તમામ દ્રષ્ટિબિંદુઓ લક્ષમાં રાખી વિચાર કરનારા આપ નામદારના પ્રજાજનોએ જે મંતવ્ય કોરી ૩૭૯ થી ૪૦૦ ના ગાળા વચ્ચેના

દર સંબંધમાં આપ્યું છે તે મંતવ્ય ઉપરની શાસ્ત્રીય હકીકતો તપાસીને અર્થશાસ્ત્રીઓ જે નિર્ણય ઉપર આવી શકશે તેને જ પરિણામે મળતું આવશે એમ અમારી વેપારી દૃષ્ટિ અમને સાક્ષી પુરે છે. અમારૂં મંતવ્ય સંપૂર્ણ અને પુખ્ત વિચારણાને અંતે નક્કી થએલું છે અને તે ઠરાવવામાં અમારી જવાબદારીનું અમે સંપૂર્ણ ભાન રાખ્યું તે આપ નામદારને જણાવવાની રજા લઈએ છીએ.

૧૧. બીજો મુદ્દો હુંડીઆમણની સ્થિરતા સંબંધમાં છે. કોઈ પણ દેશનાં ચલણ તથા હુંડીઆમણમાં તે દેશનાં આર્થિક હીતની દૃષ્ટિએ વ્યવહારીક સ્થિરતા જળવાઈ રહેવી જોઇએ એવો અર્થશાસ્ત્રનો સિદ્ધાંત છે, તેવી સ્થિરતા Relative stability of prices and exchange રહે તોજ પ્રજાને દેશના ચલણમાં વિશ્વાસ બેસે અને પ્રજાની આર્થિક આબાદી થાય પરંતુ તેમાં જો અસ્થિરતા દાખલ થાય તો પ્રજાનો વિશ્વાસ ચલણમાંથી ઉઠી જાય. વેપાર-ઉદ્યોગને નુકશાન પહોંચે અને પ્રજાનાં નાણાં પરરાજ્યના વિશ્વાસુ સિક્કામાં રોકાણ શોધે. પરિણામે દેશનું આર્થિક તંત્ર તુટી પડે. હુંડીઆમણની છેલ્લાં પચાસ વરસની અસ્થિરતાથી ઉપર જણાવેલાં પરિણામો કચ્છની ગરીબ પ્રજા મુંગે મોઢે સહન કર્યા કરે છે. ખુદ રાજ્ય તથા રાજ્યનાં કેટલાંક ખાતાઓ પરરાજ્યના રૂપીઆના ચલણમાં વ્યવહાર કરે છે, પરિણામે પ્રજાને રાજ્યનો સિક્કો સંગ્રહ કરવામાં ભય રહે છે. આવી રીતે અસ્થિરતામાં રૂપીઆનું ચલણ દાખલ થઈ જવું જોઇએ એવી ઈચ્છા પણ પ્રજામાં વ્યક્ત થતી જોવામાં આવે છે. રાજ્યોનો સ્વતંત્ર ચલણનો હક્ક પણ જોખમમાં આવી પડશે. એટલે પ્રજાના હીતની ખાતર તેમજ રાજ્યના ચલણના હક્કની પવિત્રતા તથા આંટની ખાતર પણ હુંડીઆમણની અસ્થિરતા હવે વધારે વખત ચલાવી લેવી એ સલાહ ભરેલું નથી. હુંડીઆમણને હવે કોઇ પણ ઉપાયોથી રાજ્યે સ્થિર કરવું જ જોઈએ અને તે ૩૭૯ થી ૪૦૦ સુધીના ગાળામાં સ્થિર રહેવું જોઈએ એવું આપ નામદાર સમક્ષ ભારપુર્વક જણાવવાની રજા લઇએ છીએ.

૧૨. ઉપર જણાવ્યા પ્રમાણેનો દર સ્થિર કરી ટકાવી રાખવાનું શક્ય છે કે કેમ એ પ્રશ્ન ઉપર ગંભીર વિચારણા કરવામાં આવી છે અને તેને અંતે તેમ થવું અશક્ય નથી એવો સંયુક્ત સભાનો અભિપ્રાય થયો છે. અલબત્ત કચ્છ રાજ્યની આર્થિક તથા રાજકીય સ્થિતિ નજરે તથા સ્થાનિક સાધનો અને રૂપીઆમાં રોકાણ કરવાની વધતી જતી રાજ્ય તથા પ્રજાની વૃત્તિ તરફ તથા રૂપીઆની વિશ્વાસનિયતા તરફ અને રાજકીય સંજોગો જોતાં આવી રીતે સ્થિર દર ટકાવી રાખવામાં કચ્છ રાજ્યનાં નાણાં વેડફાઇ જવાનો સંભવ ઉપસ્થિત થતો હોય તો તે સવાલ પ્રત્યે પણ રાજ્યે ધ્યાન આપવું જોઇએ. અને તેમ થવા પામતું હોય તો હાલની હુંડીઆમણની નુકશાનકારક અનિયંત્રીતગતિ ચાલુમાં રાખી કોરીના ચલણના હક્કને વળગી રહેવું એ ઇચ્છનીય છે કે કેમ, અને તેવી સ્થિતિમાં પ્રજાના આર્થિક હિતની ખાતર કેવા પ્રકારની નીતિ ગ્રહણ કરવી એ સંબંધમાં રાજ્યે ઉદાસીન રહેવું ન ઘટે. એવી પણ અત્ર સ્થળેથી આપ નામદારને અમે વિનંતિ કરીએ છીએ.

૧૩. અલબત્ત અમારી સંયુક્ત સભાના અભિપ્રાય પ્રમાણે હુંડીઆમણના દરને ટકાવી રાખવું અશક્ય નથી. અને તેને માટે જે ઉપાયો ઉપર પેરા ૬માં બતાવવામાં આવ્યા તે સમગ્ર પણે લેવાવા જોઇએ. તેમાંનો એકજ ઉપાય બીજાને મુકીને લેવાશે તો સફળતા મળશે નહીં.

૧૪. આ ઉપાયોનું વિવેચન કરતા પહેલાં એક વસ્તુ પ્રત્યે પણ અમારૂં ધ્યાન ખેંચાય છે અને તે એ છે કે કેટલાંક સ્થળોમાં માનવામાં આવે છે કે હુંડીઆમણને અસ્થિર કરવા માટે નિશ્ચિત દર ટકાવી રાખવાની રાજ્યની શાસ્ત્રીય, નાણાંવિષયક અને ચલણની નીતિ તથા આર્થિક નીતિની ગેરહાજરી જવાબદાર છે. આ બાબત અમે હુંડીઆમણ સ્થિર

કરવા માટે જે ઉપાયો બતાવ્યા છે તે ઉપાયોની વિગતવાર ચર્ચાથી સ્પષ્ટ સમજવામાં આવશે.

૧૫. હુંડીઆમણુ સ્થિર ટકાવી રાખવાના ઉપાયો પૈકી પહેલો ઉપાય એ છે કે કોરીના ચલણમાંથી થએલો નફો અને થતો નફો રીઝર્વ ફંડ તરીકે અને કોરી-રૂપીઆના હુંડીઆમણુના દરને ટકાવી રાખવાના ફંડExchange equalization fund ને તરીકે રાખવો જોઇએ. અને તેનો ઉપયોગ સુવ્યવસ્થિત અને વિશ્વાસપાત્ર બાહોશ બેન્ક મારફત દેશના Stability of prices and exchange maintain કરવા માટે દેશના આર્થિક સંયોગો અને આર્થિક સ્થિતિની નજરે થવો જોઇએ અને તે માટે રાજ્યની સમગ્ર નાણાં વિષયક નીતિ, ઇન્વેસ્ટમેન્ટ નીતિ, તથા આયાત નિકાશ વેપારી નીતિ, આર્થિક આબાદીની નીતિ, વગેરે એ વ્યવહારીક સ્થિરતા Stability ને અનુરૂપ બનાવવી જોઇએ. ટંકશાળનો હક્ક એ તો ચલણની આંટ અને પવિત્રતા અને દેશની આબાદીને માટે જ છે. તેનું નિયમન પણ પ્રજાનો વિશ્વાસ ધરાવનારા અને નિષ્ણાત શખ્સો મારફત થવું જોઇએ અને તેનાં working અને નફાના આંકડાઓ દર વરસે પ્રજા સમક્ષ પ્રસિદ્ધ થવા જોઇએ.

આ સંયોગોમાં રાજ્યના ચલણના હક્ક તથા તેની આંટ તથા પવિત્રતા જાળવી રાખવા અને હુંડીઆમણના દરને સ્થિર કરી તેને નિભાવી રાખવા માટે આ પ્રમાણેના અત્યાર સુધીના ચલણના નફાનો ઉપયોગ થાય અને હવે પછી થનારા નફાનો પણ તેજ ઉપયોગ થાય તોજ રાજ્યના ચલણનો હક્ક અવિચળ રહી શકે અને તોજ તે ચલણની આંટમાં પ્રજાનો વિશ્વાસ પેદા થશે એવું અમે આપ નામદારશ્રીજીને સંપૂર્ણ જવાબદારીથી જણાવીએ છીએ.

૧૬. આવી રીતે ચલણમાંથી થએલો નફો તથા થતા નફાને exchange equalization fund અને રીઝર્વ ફંડ તરીકે રાખી તેનો ઉપયોગ એક સધ્ધર બેન્ક મારફત થવો જોઇએ તે માટે તેમજ હુંડીઆમણુની સ્થિરતામાં મદદરૂપ થઈ પડે તે માટે બેન્કીંગની સગવડ કરવા બાબતનો ઉપાય બીજા ઉપાય તરીકે સુચવવામાં આવ્યો છે. exchange equalization fund ની સાથેજ સંબંધ-ધરાવતો આ ઉપાય હોઈ બીજા ઉપાય પહેલાં આની ચર્ચા કરવામાં આવી છે. અત્યારના સંયોગોમાં હુંડીઆમણુની અસ્થિરતાને કારણે છેલ્લાં પચાસ વરસથી કચ્છની પ્રજા રૂપીઆના સિક્કામાં પોતાની બચત રકમોનું રોકાણ કરે છે તે ઉપરાંત રાજ્યનાં બચત નાણાં પણ પરરાજ્યના સિક્કામાં ઇન્વેસ્ટ કરવામાં આવે છે અને તે પણ હુંડીઆમણુના દરને નિર્ણીત દરથી ઉંચે લઈ જવા માટે કારણરૂપ બને છે. રાજ્ય તરફથી જાણીતા અર્થશાસ્ત્રી મનુ સુબેદાર સાહેબના પ્રમુખપદ હેઠળ એક બેન્કીંગ કમીટી નીમવામાં આવી હતી અને તેનો રીપોર્ટ આપ નામદાર સમક્ષ રજુ પણ કરવામાં આવ્યો છે. જો કે તે જાહેરમાં મુકવામાં આવ્યો નથી. તે છતાં આ બાબતે રાજ્ય ઉદાસીનતા સેવી રહ્યું છે. કચ્છમાં બેન્ક અસ્તીત્વમાં લાવવા માટે પ્રજાનો તે બેન્કમાં વિશ્વાસ પેદા કરવાની જરૂર રહેશે. ચલણનો નફો તથા રાજ્યનાં તથા રાજ્ય કુટુંબનાં ઇન્વેસ્ટમેન્ટસ વગેરે તેવી બેન્ક હસ્તક રાખવાની જરૂર રહેશે અને ટંકશાળનું કામ પણ તે બેન્કનાં આશ્રય નીચે રાખવું પડશે, તે ઉપરાંત રાજ્યની લેતી દેતી પણ તે બેન્ક હસ્તક રહેવાની જરૂર પડશે. બેન્કનું કામ હુંડીઆમણુને સ્થિર કરવાનું અને સિક્કાની Relative stability ટકાવી રાખવાની જરૂર રહેશે અને તે ઉપરાંત કમર્શીયલ બેન્ક તરીકેનાં functions પણ તેના હસ્તક રાખવામાં આવશે, તો પ્રજાનાં બચત નાણાંનું બેન્ક હસ્તક રોકાણ થશે અને તેથી દેશની મુડી—પરદેશ જતાં અટકશે અને વ્યાપાર ઉદ્યોગને ફાયદો થઈ હુંડીઆમણુની સ્થિરતા જાળવવામાં મદદરૂપ થઈ રહેશે. બેન્કીંગ કમિટીનો રીપોર્ટ પ્રજા સમક્ષ મુકવામાં આવ્યો નથી. એટલે તેનાં મંતવ્યો સંબંધી કાંઈ ચર્ચા થઈ શકે નહીં પરંતુ અમારી માન્યતા પ્રમાણે આ મંતવ્યો પણ હુંડીઆમણુની સ્થિરતાને જાળવી રાખવા માટે જ હશે.

૧૭. હુંડીઆમણ સ્થિર ટકાવી રાખવાના બીજા ઉપાય તરીકે સંયુક્ત સભા તરફથી એવું ઠરાવવામાં આવ્યું છે કે રાજ્યે પોતાની રૂપીઆની ખપત ઓછી કરવી જોઇએ અને રાજ્યની લેતી દેતી તથા રોકાણો કોરીના ચલણમાં રાખવાં જોઇએ. હુંડીઆમણુની સ્થિરતા માટે બીજાં કારણો સાથે રાજ્યની મોટી રકમની રૂપીઆની માંગ તથા—રૂપીઆના આકારે થતાં રોકાણો અને લેતી દેતી એ પણ જવાબદાર છે. રાજ્યને અમે નીચે જણાવીશું તેમ મોટી રકમના રૂપીઆની જરૂર રહે છે. તે માટે કોઈ પણ જાતની નીતિ ગ્રહણ કર્યા સિવાય રાજ્ય, બજારમાં કોરીઓ circulation માં મુકે છે, અને રૂપીઆ ખરીદ કરે છે. રૂપીઆનો આવી રીતે ડીમાન્ડ વધતાં તેનો દર વધે છે. એક વખત વધેલો દર ફરી પાછો નીચે જતો નથી, અગર જરા નીચે જવાના સંયોગો પેદા થાય છે ત્યાં ફરી રાજ્ય તરફથી રૂપીઆની ખરીદી થાય છે અને ફરી ભાવ વધે છે. આવો ક્રમ છેલ્લાં કેટલાં એક વરસોથી ચાલુ રહેલો અમોને જોવામાં આવે છે અને તે હાલની—નુકશાનકારક અસ્થિરતા માટે સારો ભાગ ભજવે છે.

૧૮. હવે રાજ્યને રૂપીઆની ખપત કઈ કઈ બાબતોમાં રહે છે અને તેને કેવી રીતે ઓછી કરી શકાય, તે જણાવવાની રાજા લઇએ છીએ. રાજ્યને રૂપીઆમાં ખપત ખાસ કરી નીચેનાં કારણોસર... વિશેષ પડતી જોવામાં આવે છેઃ

૧. વરીષ્ટ અધિકારીઓના પગારો જેનું પ્રમાણ પણ કચ્છની પ્રજાની આર્થિક સ્થિતિ નજરે અસહ્ય છે. તે પગારો રાજ્યના ચલણમાં નહીં બલ્કે પરરાજ્યના રૂપીઆનાં ચલણમાં આપવામાં આવે છે તે માટે મોટી સંખ્યામાં રૂપીઆની જરૂર રહે છે.

૨. રાજ્યના તથા રાજ્ય કુટુંબના યુરોપના પ્રવાસો માટે પડતી રૂપીઆની જરૂર.

૩. રાજ્યનાં નાણાં રૂપીઆમાં પરરાજ્યના સિક્કામાં ઇન્વેસ્ટ થાય છે તે માટે મોટી રકમના રૂપીઆની જરૂરીઆત.

૪. રાજ્યનાં ઇરીગેશન ખાતાં, તથા રેલવે ખાતાં, બંદર ખાતાં, ઇલેકટ્રીક ખાતાં, પબ્લીક વર્કસ તથા પેલેસ ખાતાં વગેરે ખાતાંઓનાં બજેટો રૂપીઆમાં આકારવામાં આવેછે તે માટે રૂપિયાની જરૂરીયાત.

૫. રાજ્યને જોઇતી પરદેશની મોજશોખની તથા બીજી કીંમતી વસ્તુઓ માટે.

૬. રાજ્યનાં Rupee Commitmenty.

આ તથા આવા પ્રકારની બીજી બાબતો માટે રાજ્યને વાર્ષિક લાખો રૂપીઆની જરૂર પડે છે અને જરૂર માટે સ્થાનિક બજારમાંથી કોરીઓ Circulationમાં મુકી રૂપીઆની ખરીદી થાય છે. કયારે કેવી જરૂર પડશે તે સંબંધમાં કશી એક શાસ્ત્રીય એકધારી નીતિ નથી. એટલે સટોડીઆ તેનો લાભ લે છે અને તેથી હુંડીઆમણુના દરની ગતિ અનિયંત્રીત રીતે ઉભી થતી જાય છે.

૧૯. ઉપરની બાબતો સંબંધમાં વિચાર કરતાં રૂપિયાની ખપત ઓછી કરવા માટે નીચે પ્રમાણેનાં પગલાંઓ લેવાવાં જોઇએ એવો અમારો પુખ્ત અભિપ્રાય આપ નામદાર સમક્ષ રજુ કરીએ છીએઃ—

૧. પ્રથમ તો એ કે રાજ્યના વરીષ્ટ અધિકારીઓના પગારો તથા રાજ્યનાં જુદાં જુદાં ઉપર ૪થામાં જણાવેલાં ખાતાઓનાં બજેટો રૂપીઆના ચલણમાં નહીં પરંતુ રાજ્યનાં કોરીનાં ચલણમાં નિર્ણીત થવાં જોઈએ. તેમ કેટલાંક ખાતાંઓ દેશના ચલણમાં વ્યવહાર કરવાને બદલે રૂપીઆમાં વ્યવહાર તથા લેતી દેતી કરે છે તે સત્વર બંધ થવું જોઈએ. કોઈ પણ રાજ્યને પોતાના સ્વતંત્ર ચલણનાં સિક્કા તરફ કાંઈ પણ મમતા હોય તો તે રાજ્ય પોતાના રાજ્યમાં પોતેજ પરરાજ્યનાં ચલણમાં લેતી દેતી કરે નહીં. આપણે ચલણના હક્કને રાજત્વનાં પ્રતિક તરીકે ગણીએ છીએ છતાં પરરાજ્યના ચલણમાં આપણા અધિકારીઓના પગારો તથા આપણાં ખાતાંના બજેટો આપણે મંજુર કરીએ અને આપણાં ચલણની આંટ તથા પવિત્રતાને ધક્કો પહોંચાડીએ છીએ, સ્વતંત્ર ચલણનો હક્ક જાળવવા ઇચ્છનાર-

કોઈ પણ રાજ્ય આ નીતિ ગ્રહણ કરે તો તે હક્ક ગુમાવનારી સ્થિતિ તે પોતે જ પેદા કરે છે, એટલે આપ નામદારને અમારી એ વિનંતી છે કે વરિષ્ટ અધિકારીઓના પગારો આપણાં રાજ્યનાં ચલણમાં નક્કી કરી તે પ્રમાણે કોરીમાંજ આપવાની નીતિ અને રાજ્યનાં તમામ ખાતાંઓનાં બજેટો તથા રાજ્યની લેતી દેતી પણ કોરીનાં ચલણમાં રાખવાની નીતિ ગ્રહણ કરવામાં આવશે તો તે દેશનાં ચલણની આંટ જાળવવામાં અને હુંડીઆમણ સ્થિર કરવામાં મદદરૂપ થશે. સાથે સાથે અમારી એ પણ અરજ છે કે હાલ વરીષ્ટ અધિકારીઓના પગારો કચ્છની ગરીબ પ્રજાની આર્થિક દષ્ટિએ અને કચ્છ રાજ્યનાં નાણાંતંત્રની દષ્ટિએ ઘણા વધારે પ્રમાણમાં છે એટલે તે દીશામાં પણ પ્રમાણ જાળવવાની જરૂર છે. આથી ઉપર જણાવેલી નીતિ ગ્રહણ કરવામાં આવશે તો રૂપીઆની ખપત તે દીશામાં બંધ થશે.

૨. રાજ્યના તથા રાજ્ય કુટુંબના યુરોપના પ્રવાસો તથા પરદેશના નવા પ્રવાસોમાં પણ લાખો રૂપીઆ ખર્ચાય છે. આ બાબતમાં અમારી નમ્ર વિનંતી એ છે કે રાજકીય કારણે અનિવાર્ય પ્રસંગો સિવાય પરદેશગમન અને વિલાયતની સફરો પ્રમાણમાંજ ઓછી થાય અને તેની પાછળ નાણાંનો વ્યય પ્રમાણસર રહેવો જોઇએ.

૩. રાજ્યનાં બચત નાણાં પરરાજ્યના સિક્કામાં રોકાણ શોધે એ વસ્તુસ્થિતિનો પણ અંત આવવો જોઈએ અને ઉપર જે બેન્કની સગવડ માટે જરૂરીયાત બતાવી તેવી બેન્ક હસ્તક તેવાં રોકાંણો રહેવાં અને થવાં જોઈએ. રાજ્યનાં બચત નાણાં દેશની જ આબાદી માટે વપરાવાં જોઈએ, આવી રીતે થશે તો આ દિશામાં પણ રૂપીઆની માંગ પણ ઘટી જશે.

૪. રાજ્યનાં ખાતાંઓને પરદેશથી જે જે વસ્તુઓ આયાત કરવાની હોય છે તેમાં પણ જરૂરી કરકસર રાખવી જોઇએ અને તે માટે સ્થાનિક વેપારીઓ મારફત દેશનાં જ ચલણમાં store purchase policy હુંડી આ દરને અનુકુળ થાય તે રીતે નિર્ણિત થવી જોઈએ.

૫. રાજ્યનાં ખાનગી તથાં રાજકીય કામો માટે રૂપીઆની જે ખપત હોય તેમાં પણ પ્રમાણ જાળવાઈ કરકસર થવી જોઈએ.

ઉપર પ્રમાણે એકધારી નીતિ ગ્રહણ કરવામાં આવશે તો પણ હુંડીઆમણની સ્થિરતા જાળવવામાં ઘણી મદદરૂપ થશે.

૨૦: હુંડીઆમણ સ્થિર ટકાવવાનો ચોથો ઉપાય મોજશોખની વસ્તુઓની આયાત ઉપર અંકુશ મુકવા બાબતનો છે. આ ઉપાય હુંડીઆમણ સાથે ઘણો અગત્યનો સંબધ ધરાવે છે. હુંડીઆમણની સ્થિરતા ટકાવી રાખવા માટે યોગ્ય પડે ત્યારે અને તે પ્રમાણે આયાત કે નિકાશ ઉપર યોગ્ય અંકુશ મુકવાની કે Trade policy કે Tariff policyમાં યોગ્ય ફેરફાર કરવાની જરૂરીઆત પણ પડે છે એટલે કે સ્વતંત્ર ચલણનો હક્ક ધરાવનાર રાજ્ય પાસે આયાત નિકાશ ઉપર અંકુશ રાખવાનો અને સ્વતંત્ર Tariff અને Trade policy નિર્ણિત કરવાનો હક્ક સાથે સાથે હોય તો તેને હુંડીઆમણની સ્થિરતા જાળવી રાખવામાં સફળતા મેળવવામાં સહેલું થઈ પડે, તેમ સ્વતંત્ર ચલણનો હક્ક અવિચળ રહી શકે, તે માટે રાજ્ય આર્થિક રીતે અને રાજકીય દષ્ટિએ સ્વતંત્ર રહેવું જોઇએ.

કચ્છ રાજ્ય બંદરી હક્કો સ્વતંત્રપણે ભોગવતું હોવાથી પોતાની સ્વતંત્ર Tariff Policy નિર્ણિત કરી શકે છે. આવા સંયોગોમાં હુંડીઆમણની સ્થિરતા નીભાવી રાખવા માટે કયા મોજશોખની વસ્તુઓ ઉપર કયારે કેવા પ્રકારનો કેટલો અંકુશ મુકવો તે બાબતમાં નિષ્ણાત અનુભવીઓની સલાહ પ્રમાણે શાસ્ત્રીય નીતિ ગ્રહણ થવી જોઇએ. દેશમાં આવતી કેટલી બીન જરૂરી મોજશોખની વસ્તુઓ મોટી રકમની રૂપીઆની માગણી પેદા કરે છે, તે ઉપર તો હાલથીજ અંકુશ મુકવાની જરૂર છે.

૨૧. અલબત જો કચ્છ રાજ્ય કસ્ટમ્સ યુનીયનમાં

જોડાય તો ટેરીફ પોલીસીનો સ્વતંત્ર હક્ક રાજ્ય હસ્તક રહે નહીં અને હુંડીઆમણ સ્થિર કરવા માટે આયાત અને નિકાશને નિયમન કરનારો એક મહત્વનો ઉપાય આપણને ઉપલબ્ધ થાય નહીં. આ વસ્તુ તરફ તથા બ્રિટીશ ટેરીફ દાખલ થવાથી હુંડીઆમણને શું અસર થશે તેનો વિચાર કરવો જોઇએ એવી અમારો અરજ છે.

૨૨. હુંડીઆમણની સ્થિરતા નિભાવી રાખવા માટે પાંચમો ઉપાય એ જણાવવામાં આવ્યો છે કે દેશના હુન્નર ઉદ્યોગો તથા ખેતીવાડીને રાજ્યે ઉત્તેજન આપવું જોઈએ અને દેશની આબાદીનાં સાધનોનો વિકાસ કરવો જોઇએ, રાજ્યની સમગ્ર નીતિ પ્રજાને આબાદ કરનારાં ક્ષેત્રોનો વિકાસ કરવા તરફ વાળવી જોઈએ. અને તેમ થઇ દેશના હુન્નર ઉદ્યોગો વધશે અને ખેતીવાડીનું ઉત્પન્ન વધશે તો દેશનાં નાણાં દેશના હુન્નર ઉદ્યોગોમાં રોકાશે અને રૂપીઆની માંગણી ઓછી થઈ પ્રજાની આર્થિક ઉન્નતિ થશે. ખેતીવાડીમાં શાસ્ત્રીય રીતે ઉત્પન્ન કેમ વધે તથા પડતર જમીનો કેવી રીતે ખેડાવવી તથા ખેડુતોની તમામ કોચવણો કેવી રીતે દુર કરવી તથા મહેસુલી તથા કરવેરાની નીતિ ખેતીવાડીને કેમ અનુકુળ કરવી તથા હુન્નર ઉદ્યોગોના કયા કયા વિકાસ કરવા યોગ્ય છે તેને માટે શું મદદની જરૂર છે વગેરે તપાસ કરવા માટે એક રાજ્યના તથા પ્રજાના પ્રતિનિધિઓની સંયુક્ત કમિટી નીમાવી જોઇએ, અને તેના તરફથી તેવી તપાસ થઈ દેશની ઉત્પાદન શક્તિનો વિકાસ કરનારી આબાદી વધારનારી નીતિ રાજ્ય તરફથી ગ્રહણ થઇ પ્રજાના પ્રતિનિધિઓ મારફત તે નીતિનો અમલ થવો જોઈએ. આમ કરવામાં આવશે તો જ બીજા ઉપાયોની સાથે દેશના ચલણની આંટ રહેશે અને તો જ હુંડીઆમણ સ્થિર રહી શકશે.

૨૩. છઠ્ઠા ઉપાય તરીકે એમ ઠરાવવામાં આવ્યું છે કે રાજ્યે પોતાની નાણાં વિષયક નીતિ પ્રજાની આર્થિક સ્થિતિના પ્રમાણમાં રાખવી જોઈએ. આ વિષયક સંબંધી સૂચનાઓ ઉપરના પેરા ૧૯ તથા તેના પેટા પેરાઓમાં જણાવવામાં આવી છે.

રાજ્યનાં તમામ ખાતાંના બજેટ તથા હિસાબો તથા ટંકશાળના હિસાબો બેન્કનાં working ના હિસાબો, આયાત નિકાસનાં આંકડા, રાજ્યનો રોકાણોનો હિસાબ, ચલણના નફાનો હિસાબ, રાજ્યે રૂપીઆ કેટલા ખરીદ શા માટે કર્યાં તેના હિસાબ વગેરે નાણાં પ્રકરણને લગતા તમામ હીસાબો પ્રજા સમક્ષ પ્રસિદ્ધિમાં મુકાવા જોઇએ.

૨૪. સાતમા ઉપાયનો ઉપરની ચર્ચામાં સમાવેશ થઈ જાય છે.

૨૫. ઉપર જે ઉપાયો જણાવવામાં આવ્યા છે તે ઉપાયોનો અમલ છુટો છવાયો નહીં કરતાં પરંતુ એક Broad business economic policy ના તથા economics ystem ને સ્થિર કરી પ્રજાની આર્થિક ઉન્નતી કરવાની નીતિનાં-જુદાં જુદાં અંગ પ્રત્યંગો તરીકે તેનો અમલ એકજ સમન્વયી નીતિ તરીકે થશે તોજ હુંડીઆમણની સ્થિરતા જાળવવામાં સફળતા મળશે. એવું માનપૂર્વક જાહેર—કરવાની રજા લઇએ છીએ.

૨૬. હુંડીઆમણની સ્થિરતાને અંગેના મુદ્દાઓનાં મંતવ્યો ઉપરાંત અમારા પ્રતિનિધી મંડળને આ વિષયની સાથે સબંધ રાખનારાં બીજાં મંતવ્યો રજુ કરવાનું પણ ફરમાન છે તે મંતવ્યો ઉપરના પેરામાં જણાવેલ ૪, ૫, ૬, મુદ્દાઓમાં જણાવવામાં આવ્યા છે એટલે આપ નામદાર સમક્ષ તે સંબંધીની ટુંક ચર્ચા રજુ કરવાની રજા લઇએ છીએ.

૨૭. સને ૧૯૩૫ના હીન્દી સરકારના શાસન ધારા પ્રમાણે દેશી રાજ્યોને પણ ફેડરેશનમાં જોડાવાનું આમંત્રણ છે. ફેડરેશનમાં જોડાવા સંબંધે કચ્છ રાજ્યના સરકાર સાથે શું સંદેશા ચાલે છે તેથી પ્રજાને માહીતગાર રાખવામાં આવેલ નથી. પ્રજા ફાવેતેમ એ બાબતમાં અનુમાનો બાંધે છે. શાસન ધારામાં સિક્કા તથા ચલણ અને હુંડીઆમણ એ વિષય ફેડરલ વિષય છે તેમાં બંદરો અને જકાત નીતિ પણ

ફેડરલ વિષયો છે એ કારણ એમજ નાણાં વિષયક બોજો ફેડરેશનને અંગે રાજ્યે ઉપાડવાનો રહેશે એવી માન્યતાને કારણ પ્રજામાં એવી સમજણ ફેલાવા પામી છે કે રાજ્યનાં બંદરો હવે ફેડરલ સરકાર હેઠળ જશે, બંદર ઉપર આયાત નિકાશ થતા માલ અંગેની જકાત નીતિ ફેડરલ કાયદા પ્રમાણે રહેશે, ફેડરલ સરકારનું ચલણ સર્વત્ર પ્રચલીત થશે, અને ફેડરલ રૂપીઓ કચ્છમાં લીગલ ટેન્ડર ગણાશે. એવી માન્યતાઓ પ્રજામાં ઘણે ભાગે પ્રચાર પામી છે. અલબત દેશની રાજકીય પરિસ્થિતિ નજરે આ માન્યતાઓ બિલકુલ વજુદ વગરની છે એમ અમે માની શકતા નથી. આવી માન્યતાઓ સંબંધમાં રાજ્ય તરફથી કશી જાહેરાત કે ઈન્કારીયત કરવામાં આવી નથી. રાજ્યે પ્રજાને આ સંબંધમાં અંધકારમાં રાખવાનો સમય તો નથી જ. આવી માન્યતા પુરજોશમાં ચાલે છે અને તે કારણે સંયુક્ત સભાને તે સંબંધમાં પણ પ્રજાની દોરવણી માટે ને રાજ્યનું લક્ષ ખેંચવા માટે તે સંબંધી ઠરાવો પસાર કરવાની જરૂર જણાઈ છે. અને તે પરિસ્થિતિ તરફ સંપૂર્ણ ધ્યાન આપી રાજ્ય હીતની દૃષ્ટિએ પણ પ્રજાને વિશ્વાસમાં લેવા અમારી નમ્ર અરજ છે.

૨૮. આ સબંધમાં ઠરાવનો ચોથો મુદ્દો સ્પષ્ટ જણાવે છે કે ફેડરેશન સાથે હુંડીઆમણના પ્રશ્નને સંબંધ હોઈ તે બાબતમાં પ્રજાને વાકેફગાર રાખવાની જરૂર છે. આ સંબંધી ઉપરના પેરામાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે તે ઉપરાંત પાંચમા તથા છઠ્ઠા મુદ્દા બાબતનાં મંતવ્યો સંબંધી જણાવવાનું કે સંદેશાઓને અંતે હજી નિર્ણયો ન બંધાયા હોય તો એમ જાહેર થવાની જરૂર છે. વિશેષમાં અત્ર સ્થળેથી એ પણ જણાવવાની જરૂર જોઈએ છીએ કે ચલણ બદલનો પ્રશ્ન રાજકીય સંયોગોને કારણે નજીકમાં કે ભવિષ્યમાં કદાચ ઉપસ્થિત થાય તો પણ તે વખતે આ મુદ્દામાં જણાવેલા ૩૭૯ ના ભાવે કોરીઓ ખેંચી લેવાના ઠરાવ સંબંધી રાજ્યે લક્ષ આપવાનું રહેશે એવું અમે નમ્રપણે માનીએ છીએ.

૨૯. મુદ્દા સાતમા સંબંધીનો સવાલ કસ્ટમ્સ યુનિયનમાં જોડાવા સંબંધીનો છે. આ બાબતની પણ હુંડીઆમણને અસર થાય છે. આ બાબતમાં વેપારી મંડળના પ્રતિનિધિ મંડળ સાથેની મુલાકાત દરમ્યાન આપ નામદારનો અભિપ્રાય કસ્ટમ્સ યુનિયનમાં— જોડાવાની તરફેણમાં હોવાનું અમને જણાયું ન હતું. પરંતુ તે છતાં પણ સંયોગો તેમાં જોડાઇ જવા જેવા ઉપસ્થિત થયા હોય તો તે સંયોગોનો લાભ પ્રજાહીતની દૃષ્ટિએ લેવા આપ નામદાર ચુકશો નહીં એવી અમારી ખાત્રી છે. અલબત તેમ થાય તો હુંડીઆમણ પર અંકુશ મુકવા માટે આયાત નિકાશ નિયમનમાં રાખનારો ઉપાય બીજા ઉપાયો સાથે બતાવ્યો તે ઉપાય અદૃષ્ય થશે, તેની અસર ચલણ ઉપર શું થાય છે તે જોવા તરફ આપ નામદારનું ખાસ લક્ષ ખેંચીએ છીએ અને તે સમયે પણ આપ નામદાર પ્રજાના આર્થિકહીત દૃષ્ટિએ નજર રાખી હુંડીઆમણની સ્થિરતા ટકાવી નાખનારી નીતિ ગ્રહણ કરશો એવી અમારી નમ્ર વિનંતી છે.

ઉપર જણાવેલા તમામ મુદ્દાઓ તથા તેની ચર્ચા ઉપરથી આપ નામદારને સ્પષ્ટ જણાયું હશે કે કચ્છની પ્રજા ચોક્કસપણે માને છે કેઃ

૧. રાજ્યની હાલ સુધીની હુંડીઆમણ તથા નાણાં વિષયક નીતિ દેશનાં આર્થિક તંત્રને જોખમમાં નાંખનારી નીવડી છે.

૨. તે નીતિમાં સત્વર દુરઅંદેશી સુધારાઓ થઇ ઉપર જણાવેલા ઉપાયોને અનુસરી હુંડીઆમણને સ્થિર કરવાની નીતિ અખત્યાર થવાની જરૂર છે.

૩. હુંડીઆમણ સ્થિર કરવા માટે રાજ્યનાં સમગ્ર ક્ષેત્રમાં નાણાં વિષયક નીતિ શાસ્ત્રીય અને વેપારી દૃષ્ટિએ અખત્યાર કરવી જોઈએ અને રાજ્યની આર્થિક નીતિ દેશના હુન્નર ઉદ્યોગો અને ખેતીવાડીને આબાદ કરવાના ક્ષેત્રમાં વાળવી જોઇએ.

૪. ઉપર પ્રમાણે તાત્કાલિક કરવામાં નહીં આવે તો પ્રજાને નુકશાનીમાં ઉતરવું પડશે.

૫. અને વિદેશમાં કચ્છની આર્થિક અને રાજ્કીય સ્થિતિને નજરે કચ્છી પ્રજાનાં આર્થિક હીતની ખાતર તે હીતની દષ્ટિએ ચલણ સંબંધમાં શું કરવા જેવું છે અને એવી પદ્ધતિ ગ્રહણ કરવી એ બાબતની નિષ્ણાત તથા પ્રજાના અનુભવી પ્રતિનિધીઓની સલાહ લેવાવી જાઇએ.

૩૦. ઉપર પ્રમાણેના મંતવ્યો તેના સ્પષ્ટ સ્વરૂપમાં મુકવા માટે આપ નામદારે અમોને જે તક આપી છે તેનો ફરી અમે ઉપકાર માનીએ છીએ અને હુંડીઆમણના પ્રશ્ન પરત્વે અને દેશનાં ચલણની આંટ અને પવિત્રતા પરત્વે ઉદાસીન ન રહી પ્રજાના હીતમાં સમજપુર્વકના અમે જણાવેલા ઉપાયો લેવા આપ નામદાર તત્પર રહો એવી આપ નામદાર પ્રત્યે માનપુર્વક ફરીથી વિનંતી કરીએ છીએ. એજ અરજ.

---

# ગુજરાતનાં કરારનામા

## (રેવાકાંઠા એજન્સિ)

(અનુસંધાન પૃષ્ઠ ૩૨, પુસ્તક ૧૦)

**અંગ્રેજ સરકાર તથા મહારાજ પૃથ્વીરાજ બારીયાના રાજા તેના વારસ ને ઊત્તરાધિકારીઓ વચ્ચે સને ૧૮૨૪ ના માર્ચ મહીનામાં, અંગ્રેજ સરકારના તરફથી કેપટન એ. મેકડોનલ તથા રાજાના તરફથી રાવલ જીજીભાઈ વચ્ચેનો થએલો કરાર.**

### કલમ ૧

રાજા પૃથ્વીરાજે અંગ્રેજ સરકારને રક્ષણ પેટે વર્ષો વર્ષ ખંડણી આપવાની કબૂલ કરી છે તે કબૂલાત પૂરી કરવામાં ઢીલ કરશે નહીં અથવા ઉડાવશે નહીં.

### કલમ ૨

બારીઆના રાજ્યનું કરજ ઘણું છે. એ ઉપર અંગ્રેજ સરકાર નજર રાખી, વર્ષો વર્ષ ખંડણીના, સંવત ૧૮૮૦ (ઇ. સ. ૧૮૨૩–૧૮૨૪) થી તે સંવત ૧૮૮૬ (ઈ. સ. ૧૮૨૯–૧૮૩૦) સુધી એટલે ૬ વર્ષ સુધી વર્ષના રૂ. ૧૨૦૦૦ સાલમસાઈ લેશે.

### કલમ ૩

એ ખંડણી આપવાના હમા નીચે પ્રમાણે છેઃ–

સંવત ૧૮૮૦ (ઈ. સ. ૧૮૨૩–૨૪) ના સાલમસાઇ. રૂ. ૧૨૦૦૦.

પહેલો હપ્તો સાલમસાઇ રૂ. ૬૦૦૦ નો આષાડ સુદમાં સંવત ૧૮૮૧ એટલે જુલાઈ ૧૮૨૪માં ભરવો.

બીજો હપ્તો સાલમસાઇ રૂા. ૬૦૦૦નો કારતક સુદમાં સંવત ૧૮૮૧ એટલે નવેમ્બર ૧૮૨૪માં ભરવો.

સંવત ૧૮૮૧ (ઈ. સ. ૧૮૨૪–૨૫)ના સાલમસાઈ રૂ. ૧૨૦૦૦.

પહેલો હપ્તો સાલમસાઈ રૂ. ૬૦૦૦ નો આશાડ સંવત ૧૮૮૨માં એટલે જુલાઇ ૧૮૨૫માં ભરવો.

બીજો હપ્તો સાલમસાઈ રૂ. ૬૦૦૦નો કારતક સુદમાં સંવત ૧૮૮૬માં એટલે નવેમ્બર ૧૮૨૫માં ભરવો.

સંવત ૧૮૮૨ (ઈ. સ. ૧૮૨૫–૨૬)ના સાલમસાઈ રૂ. ૧૨૦૦૦.

પહેલો હપ્તો સાલમસાઈ રૂ. ૬૦૦૦નો આષાડ સુદમાં સંવત ૧૮૮૨, એટલે જુલાઇ ૧૮૨૬માં ભરવો.

બીજો હપ્તો સાલમસાઇ રૂ. ૬૦૦૦નો કારતક સુદમાં સંવત ૧૮૮૬ એટલે નવેમ્બર ૧૮૨૬માં ભરવો.

સંવત ૧૮૮૩ (ઇ. સ. ૧૮૨૬-૨૭)ના સાલમસાઈ રૂ. ૧૨૦૦૦.

પહેલો હપ્તો સાલમસાઇ રૂ. ૬૦૦૦નો આષાડ સુદમાં સંવત ૧૮૮૪ એટલે જુલાઈ ૧૮૨૭માં ભરવો.

બીજો હપ્તો સાલમસાઇ રૂ. ૬૦૦૦નો કારતક સુદમાં સંવત ૧૮૮૪ એટલે નવેમ્બર ૧૮૨૭માં ભરવો.

સંવત ૧૮૮૪ (ઇ. સ. ૧૮૨૭-૨૮)ના સાલમસાઇ રૂ. ૧૨૦૦૦.

પહેલો હપ્તો સાલમસાઈ રૂ. ૬૦૦૦નો આષાડ સુદમાં સંવત ૧૮૮૫ એટલે જુલાઈ ૧૮૨૮માં ભરવો.

બીજો હપ્તો સાલમસાઈ રૂ. ૬૦૦૦નો કારતક સુદમાં સંવત ૧૮૮૪ એટલે નવેમ્બર ૧૮૨૮માં ભરવો.

સંવત ૧૮૮૫ (ઈ. સ. ૧૮૨૮-૨૯)ના સાલમસાઈ રૂ. ૧૨૦૦૦.

પહેલો હપ્તો સાલમસાઈ રૂ. ૬૦૦૦નો આષાડ સુદમાં સંવત ૧૮૮૫ એટલે જુલાઇ ૧૮૨૯માં ભરવો.

બીજો હપ્તો સાલમસાઈ રૂ. ૬૦૦૦નો કારતક સુદમાં સંવત ૧૮૮૫ એટલે નવેમ્બર ૧૮૨૯માં ભરવો.

કલમ ૪.

ઉપર લખેલી મુદત પુરી થયા પછી ખંડણી, ઉપજ પ્રમાણે વધારવામાં આવશે.

| | |
|---|---|
| **મહારાજ પૃથ્વીરાયજી ગંગાદાસજી હા૦ રાવળ જીજીભાઈ ઊપર લખેલું કબુલ.** | રાવળ |

સને ૧૮૨૪ના એપ્રીલ મહિનાની ૨૪મી તારીખે ગવર્નર જનરલ ઇન કૌંસિલે મંજુર કર્યો.

---

**જીજીભાઈ કામદારની સહી.**

**બારીઆના રાજા પૃથ્વીસીંગજી તથા કામદાર રાવળ જીજીભાઇ અને નામદાર કંપની તરફના કેપ્ટન આલેકઝાન્ડર મેકડોનલ સાથે થએલો કરાર.**

મારી રાજીખુશીથી નામદાર કંપનીને ટાંકા સિવાય મહિને રૂ. ૫૦૦ અથવા વર્ષના રૂ. ૬૦૦૦ મારા રાજ્યમાં બંદોબસ્ત માટે પાયગા અને લશ્કર રાખેલું છે તેના ખરચ પેટે આપવાને કબુલ કર્યું છે, તેમાં ચુક પડશે નહીં. એ રકમ સિવાય ટાંકાના હફતા બરોબર ભરવામાં આવશે. પાયદલ અને ઘોડાનો પગાર મહિને રૂ. ૫૦૦નો તા. ૧લી જાનેવારી સને ૧૮૨૪ સંવત ૧૮૮૦ થી શરૂ થવાનો.

તા. ૨૪ મી જાનેવારી સન ૧૮૨૪.

---

**કારતક સુદ ૭ નવેમ્બર તા૦ ૨૧ સને ૧૮૨૨ને રોજ છોટાઉદેપુરના રાજાએ લખી આપેલું તહનામું.**

ઉદેપુરના રાજા કબુલ કરે છે કે અંગ્રેજ સરકારના આશરાથી ગાયકવાડ સરકારને વર્ષોવર્ષ ઘાસદાણા આપવાના ઠરાવ્યા છે, અને હવે પછીના વહિવટ બાબત નીચે લખેલી કલમો ઠરી છે—

કલમ ૧.

સદરહુ તાલુકાના ભીલ અથવા કોળીઓ ગાયકવાડના તાબાના સંખેડા અથવા તિલકવાડા અથવા બીજા કોઈ પ્રગણામાં અથવા અંગ્રેજ સરકારના આશરાના તાલુકા અથવા ગામમાં કંઈ ઇજા કરશે નહીં, એ ઠરાવ ઘણો મજબુતાઈથી પાળવો છે. અને કંઈ ચોરી થએલી સાબીત થાય તો તેનો જવાબ ઉદેપુરના રાજા આપે.

કલમ ૨.

મહેવાસીઓ, શીતુરખોર, બહારવટીઆઓ અને બીજા એવા ધાંધલીઆ લોકોને ઉદેપુર પ્રગણામાં આશરો આપવામાં અથવા રાખવામાં આવશે નહી અથવા તેઓને કોઈ પણ તરેહની મદદ કરીશું નહી.

કલમ ૩.

ખાનગી કજીયાની ફરિયાદ સાંભળવી નહી. પણ કોઈ તાલુકદાર અને જમીનદાર જોડે વાંધો હોય, તો તે નામદાર કંપનીના રાજ્યને ઇન્સાફ કરવાને સોંપવો. અને તેનો ઠરાવ ઉંવટનો ગણાશે.

કલમ ૪.

ઉદેપુર તાલુકામાંના ઘોરી રસ્તા મરામત કરી સારા રાખવામાં આવશે. જેથી વેપારને અડચણ તથા લોકોને ભય થાય નહી.

કલમ ૫.

આ તાલુકાને માટે વિશેષ ઠરાવ એ છે કે, સરકારના હુકમ પ્રમાણે નામદાર કંપનીના પરવાના અને મ્હોર સિવાય ચોરીથી કોઈ પણ રાહદારી વેપારીઓની ગાંસડીમાં અફીણ લઈ જવામાં આવશે નહી. પણ ચોરીથી લઈ જતાં પકડાશે તો તે જપ્ત કરી સરકારમાં રિપોર્ટ કરવામાં આવશે, અને તેમાં જે હુકમ આવશે તે પ્રમાણે તેની વિગત થશે. આ પાંચ કલમ પ્રમાણે હવે પછી રાજ્યકારભાર બધો ચાલશે અને તેમાં કંઈ કરાર તોડવા જેવું થશે તો તેનો જવાબદાર ઉદેપુરનો રાણો છે.

---

**ઉદેપુરના રાજા રાવળ પૃથ્વીરાજે આસો સુદ ૧૦ સંવત ૧૮૭૮ તા૦ ૨૮મી જુન સન ૧૮૨૨ એ સરકારમાં લખેલો પત્ર.**

મારી રાજીખુશીથી અંગ્રેજ સરકારના મધ્યસ્થે વર્ષોવર્ષ ગાયકવાડ સરકારને ઘાસદાણાના રૂ. ૧૦૫૦૦ વડોદરામાં ભરતા હતા તે અમે ભરીએ. એ વખતમાંથી હમે ફરીશું નહી. અને સદરહુ તાલુકાનું સારૂં માઠું કામ અંગ્રેજ સરકારની માર્ફતે કરવામાં આવશે. અને હું અંગ્રેજ સરકારનો નોકર રહીશ. એથી ઉલટું થશે નહી. એ ઉપર અમારી સહી મારી છે.

---

**સયાજીરાવ ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર એમણે રાજા મહારાવળ પૃથ્વીરાજને આપેલો પરવાનો, આસો વદ ૨ તા૦ ૧૫ મી સફર ( અકટોબર તા૦ ૩૧ સન ૧૮૨૨. )**

વડોદરાના સરકારને તમારી પાસેથી ઘાસદાણો લેવાનો છે. અને વડોદરાના રેસીડેન્ટ મિસ્તર વિલીયમ્સની માર્ફત અને અંગ્રેજ સરકારની મધ્યસ્થે એ બાબતના રૂ. ૧૦૫૦૦ વર્ષના હપ્તા બાંધી આગળ માફક આપવા. અને આસમાની સુલતાનીથી કોઇ વખત નુકસાન લાગશે તો કાઠિયાવાડ અને મહીકાંઠામાં જે પ્રમાણે આશરો આપવાનું કબુલ થયું છે તે પ્રમાણે વડોદરા સરકારને કબુલ છે.

તે માટે તમારા મનમાં નિરાંત રાખવી કે તમારા ઉપર કંઈ જોરજુલમ થશે નહી. અને તમારો તાલુકો સુધારવામાં મહેનત લેવી અને તમારા કારભારી ગોકુલ બક્ષી, સદુરામ ડબ્બા, બાબા માતર, પરભુદાસ વંદરાવન પારેખ, વિગેરે સરકાર સંબંધી કામકાજ કરવાને આવશે જશે તો તેમને કંઈપણ હરકત હીલો થશે નહી. આ આશરો વર્ષોવર્ષનો છે. અને તેની જામીનગીરી અંગ્રેજ સરકારની છે.

ગાયકવાડ સરકારની બન્ને મ્હોરોની સહી છે.

---

**પ્રેસીડન્સીના ફર્સ્ટ આસિસ્ટંટ ઈન ચાર્જ જે. પી. વિલોબી તરફથી રાજા મહારાવળ પૃથ્વીરાજને તા૦ ૧૧મી ડિસેમ્બર સન ૧૮૨૨ને રોજ લખેલો પત્ર.**

સલામબાદ મિ. વિલીઅમ રેસીડન્ટને ભાદરવા સુદ ૧૩ ને લખેલો કાગળ તમારા કારભારી મોરોપતે આપ્યો, તે સમાચાર જાણ્યા છે. સદરહુ કારકુને સંવત ૧૮૭૮ના વર્ષના ઘાસદાણાના રૂ. ૧૦૫૦૦ અંકે દસ હજાર પાંચસો ભર્યા છે. અને તેની વરાતની પાવતીઓ લીધી છે તે તમને આપશે. એ રૂ. ૧૦૫૦૦ની રકમ બાબત તમે કબુલ કર્યું છે કે આજસુધી જે પ્રમાણે આપતા આવ્યા છો તે પ્રમાણે તમારો કારભારી વડોદરામાં આવીને અંગ્રેજ સરકારની મારફતે ભરી જશે. અને સારી ચાલના કોલો પણ તમે આપ્યા છે. તેટલા માટે ગાયકવાડ સરકારે અંગ્રેજ સરકારની હમેશની બાંહેધરીનો પરવાનો આપ્યો છે, તે માટે તમારે ખાત્રીથી જાણવું કે એ જ કબુલાત પ્રમાણે ચાલશો ત્યાં સુધી આ આશ્રયનાં વચનોમાં ફેરફાર થવાનો નથી.

**(સહી) જે. પી. વિલોબી.**

---

**વડોદરા મુકામે તા૦ ૨૭ સપ્ટેમ્બર સન ૧૮૦૩ને રોજ મેજર આલેકઝાન્ડર વોકરે અંગ્રેજ**

**સરકાર તરફથી લુણાવાડાના રાજાને અભય વચનનો પરવાનો આપ્યો છે તે.**

સર્ટિફીકટ લખી આપવામાં આવે છે, કે લુણાવાડાના રાજા રાણા પ્રતાપસિંગે નામદાર કંપનીની ઓથ માગી. તે ઉપરથી તથા મિત્રાચારીના કાગળ પત્રોથી એમ ઈચ્છા બતાવી કે કાનુજીનો નાશ કરવામાં પોતાથી બનશે તેટલી મદદ કરવાને તૈયાર છે. તેથી તેમની અરજી ઉપરથી અને ઉપજી વાતો ધ્યાનમાં રાખી આ લેખ લખી આપવામાં આવ્યો છે. તેથી કરીને અંગ્રેજ સરકારની તથા તેમના મિત્ર આનંદરાવ ગાયકવાડ સરકારની દોસ્તીને લાયકના થાય છે. કાનુજી ઉપરની લડાઈ કરતાં, અંગ્રેજી પલટણને લુણાવાડાના રાજ્યમાં પેસવું પડે તો તેઓ લોકોને કંઇ પણ હરકત અથવા હલ્લો કરશે નહી, એથી ઉલટું તેઓએ મદદની ખાત્રી રાખવી કેમકે રાજાએ પોતાના તરફથી ખોરાક વગેરે જે કંઇ તેમને જોઇએ તે રૈયત તરફથી મળવાનો બંદોબસ્ત રાખવો. અને તેના પૈસા અંગ્રેજ લોકોના રિવાજ અને નામ પ્રમાણે આપવામાં આવશે.

આ લેખની સામેની બાજુએ મરાઠીમાં તરજુમો કરેલો છે કે ગાયકવાડ સરકારના અમલદારો પણ રાણા પ્રતાપસિંગને દોસ્તીદાવો બતાવે.

મુકામ બરોડા (સહી) એ. વોકર.
તા. ૨૭ મી સપ્ટેમ્બર સન ૧૮૦૩ રેસીડેન્ટ બરોડા.

મુંબઈના ગવર્નર ઈન કૌંસીલે સન ૧૮૦૩ના ઓક્ટોબર મહિનાની ૫ મી તારીખે મંજુર કર્યું છે.

---

**લુણાવાડાના રાજા જોડેનું તહનામું, સન ૧૮૦૩**

ગુજરાત ... કાલિસી તથા દોલતરાવ સિંધીઆ પાસેથી જીતેલા મુલકમાં અંગ્રેજી લશ્કરના ઉપરી કર્નલ જહોન મરેને દોસ્તીના આધારે તહનામું કરી મંજુર રાખવાની સત્તા મળી છે, તેની રૂએ અને જે વખતે તે સાહેબ લુણાવાડા પ્રગણામાં હતા ત્યારે મારી તરફથી આમનસામન દોસ્તી અને ફાયદો થાય એવી રીતે સીફારસ કરેલી તેથી, તથા નામદાર કંપની બહાદુરે કૃપા કરી જે મિત્રાઈનો આશરો દીધો છે તેનો ફાયદો મેળવવાની વિનંતિથી આગળની કબુલ થએલી શરતો પ્રમાણે મારી રાજીખુશીથી આ લેખથી નીચે લખેલા કરારો કરી તેને મંજુર કરૂં છું.

કલમ ૧

પ્રથમ નામદાર કંપની બહાદુરના ખંડીઆ માફક મ્હારી તરફથી તેઓએ મહેરબાની કરી દોલતરાવ સિંધિઆના રાજ્યને મારે જે ખંડણી આપવી પડતી હતી તે માફ કરી તેથી મ્હારે ખર્ચે નામદાર કંપની બહાદુરની સરકારમાંથી એક પૈ લીધા સિવાય મારા રાજ્ય બચાવ માટે લશ્કરની પલટણ રાખું, તે તેમના હુકમમાં રહી મારા રાજ્યમાંથી ગુજરાત ઉપર હુમલો તેઓના વિરૂદ્ધ કરવાનો યત્ન થાય તો અટકાવે; વળી હું લખી આપું છું કે સાધારણ શત્રુના ઉપર આવા ઉપાયો કરવાથી મને પોતાને અથવા મારી રૈયતને જાનમાલની નુકશાની પહોંચે તો તેના બદલાનો દાવો મારે કરવો નહિ. અને સઘળા પ્રસંગે અંગ્રેજોના શત્રુ તે મારા શત્રુ ગણીશ, અને તેઓ પ્રત્યે મારો મુલક બચાવવામાં છેલ્લે સુધી પ્રયત્ન કરીશ; અને વળી કબૂલ કરૂં છું કે ગવર્નર જનરલ સાહેબ જે કંઈ રાજ્ય ભક્તિનાં ચિહ્ન માગે તે આપવાને તૈયાર છું.

કલમ ૨.

જ્યારે જ્યારે અંગ્રેજ સરકારનાં માણસોને હાલમાં અથવા હવે પછી મારા રાજ્યમાં આવવું પડે, ત્યારે તેમના જાન માલના સુખ માટે મારે જવાબ દેવો, અને સરકારમાંથી તેમની ચાકરી બદલ કંઈ બદલો. માગવો નહિ, પણ તેઓની રૈયત બાબત અસલ રીવાજ પ્રમાણે માલ ઉપર દાણ અને જકાત લેવાનો મારો હક્ક છે કેમકે વેપારીઓને તેટલા માટે મારે આશ્રય આપવો પડે છે.

(સહી) જે. મરે. કર્નલ

મુકામ લુણાવાડા તા. ૧૪ નવેમ્બર સન ૧૮૦૩.

---

**વાડાસીનોરના બાબીએ ખેડાના કલેકટરને તા. ૩૦મી ઓગસ્ટ સન ૧૮૨૦ ને રોજ કરી આપેલો લેખ**

સરકારે મહેરબાની કરી અફીણ બાબતના કાયદા એટલે કે સન ૧૮૧૮નો કાયદો ૧લો તથા સન ૧૮૨૦નો કાયદો બીજાની નકલો આપી છે. એ કાયદા પ્રમાણે અમારા ગામમાં અફીણનો બંદોબસ્ત ચાલશે. નામદાર કંપનીના કાયદા તોડીને કોઈ માણસ અફીણ લઈ આવશે તો મારી કબૂલાત છે કે નામદાર કંપની તરફનું હરકોઇ માણસ તેને મારા તાલુકામાંથી પકડી જાય.

નામદાર કંપનીના કાયદાઓ મારી રૈયતમાં પ્રસિદ્ધ કરીશ અને તે માન્ય રહેશે એવી તજવીજ રાખીશ.

અમારા રાજ્યના લોકોના ખપને માટે જેટલું અફીણ જોઇશે તે અમારા તાલુકાના લોકો સરકાર જે જે ઠેકાણે વખારો ઠરાવશે ત્યાંથી લેશે. ને નામદાર કંપનીના રાજ્યમાં એ બાબત જે ધારાઓ હશે તે પ્રમાણે તેઓ છુટક વેચશે.

**વજ્જુ મજમુદાર સહી**

બાબી આબદખાન સલાબતખાંનની તરફથી

---

**સાગબારા પ્રગણાના કુવેરાવસાવાએ રાજપીપળાના રાજા મહારાણા વેરીસાલજીને લખી આપેલું ફેલજામીન ખત, મહા સુદ ૯ સંવત ૧૮૭૮ તા. ૩૧ જાન્યુઆરી સન ૧૮૨૨.**

**કલમ ૧.**

હું મારા ભાયાતો અને જે લોકો મારા પ્રગણામાં રહે છે તેઓ ત્યાંજ રહે અને સરકારનો હુકમ રૈયત પ્રમાણે માનશું.

**કલમ ૨.**

મારા સંખેડા પ્રગણામાંથી અસલથી વરાત આપવાની માફી મળી છે. પણ અસલ વેરા, દંડ ફેરોજી અને બીજા ન્હાના મોટા જે કરો આગળ સરકારને આપતા હતા તે હું હાલ આપીશ. સંખેડા પ્રગણાંની પુશકી જકાત સરકારની છે. તે થાણદાર ઉઘરાવી લેશે.

**કલમ ૩.**

સરકારે હાલ જે થાણાં ઠરાવેલાં છે તે હું માન્ય કરીશ, અને બીજા હવે પછી થાણાં મોકલવામાં આવશે અથવા રહેશે તે જે જે હુકમ આપશે તેને હું માથે ચડાવીશ.

**કલમ ૪.**

જો કોઈ ગામ અથવા જમીન, જોરજુલમથી અથવા ગેરવાજબી રીતે મારા કબજામાં આવી હોય તો સરકારના હુકમથી મ્હારે પાછી આપવી. હવે પછી કોઇ ગામ અથવા જમીન જોર જુલમથી મારે લેવી નહિ; અને કોઇને પોતાની જમીન આપવાની ખુશી હશે તો તે વાત સરકારને પ્રથમ જાણ કરી હું હુકમ મેળવી લઇશ.

**કલમ ૫.**

મારે જે વાજબી દેવું હોય અથવા મારૂં વાજબી લેણું નીકળતું હોય, અથવા મારા જે વાજબી હક હોય, કાંઈ સીમાડાની તકરારની અથવા નામદાર કંપનીના મુલકમાં ગાયકવાડ સરકારના દેશમાં અથવા રાજપીપલા કે કોઈ બીજા પ્રગણામાં જ્યાં કંઈ મારા હક, અથવા દાવા હશે તે હું સરકારને જાહેર કરીશ; ને સરકાર જે બંદોબસ્ત કરશે તે હું કબુલ રાખી તે પ્રમાણે ચાલીશ. પટેલ અથવા રૈયત લોકોને બારોબાર હું હેરાન કરીશ નહિ, અને સરકાર જે દર ઠરાવશે તેથી વિશેષ લઇશ નહિ; અને સરકારે દરેક ગામમાં જેટલો ખરચ ઠરાવેલો છે તેટલા ઉપરાંત વધારીશ નહિ.

**કલમ ૬.**

આજ પછી કોઈ ગામમાં ચોરી થશે અથવા રૈયત, વેપારી કે મુસાફરોને કાંઈ નુકશાન થશે તો, અને એમ સાબીત થાય કે તેમાં હું સામેલ છું, અથવા તેમાં મારી તકસીર છે તો મ્હારે સરકારને સંતોષ આપવો.

**કલમ ૭.**

તોફાની લોકો, ચોરો, બહારવટીઆ જેઓ લૂંટફાટ વગેરે ધોરી રસ્તા ઉપર ફરવાને, ભાસા કરવાને મારા મુલકમાં આવી ચઢશે તેઓને હું પકડીશ; જો તેઓ ઘણા જબરા હશે અને મારાથી ન પકડાય તો

હું તેની એકદમ ખબર સરકારને કરીશ; અને સરકારની મદદ લઈ તેઓને પકડીશ. હું કોઈ બ્હારવટીયા અથવા ચોરો જોડે સામેલ થઈશ નહિ; તેમ તેઓને હોકા પાણી પણ આપીશ નહિ. અને કોઇને આપવા પણ દઈશ નહિ. હું તેમને ઉતારો અથવા ખાવાનું આપીશ નહિ, અને કોઇને આપવા દઈશ નહિ.

કલમ ૮.

જો કોઇ નવાં માણસ, સગાં સંબંધી અથવા પરદેશી મારા ગામમાં રહેવા આવશે તો તેમના જામીન લઈ તેમને રહેવા દઈશ, અને તેના ઉપર કાંઈ ગુન્હો સાબીત થશે તો સરકાર આગળ તેમને રજુ કરીશ; હું છાના કોઇ માણસને રહેવા દઉં છું એવું સાબીત થાય તો તેનો જવાબ મારે સરકારને દેવો.

કલમ ૯.

મારી ચાકરીમાં હું કોઇ ઘોડેસ્વાર, કે પાયદલ ખાતામાં પરદેશી સીરબંધી રાખીશ નહિ, અને એવું માલમ પડી આવશે તો હું તેનો જવાબ દઉં અને સરકાર તેની જે સજા ઠરાવે તે મારે કબુલ છે.

ઉપર લખેલી ૯ કલમો પ્રમાણે મારે આસા કરવું અને કોઈ વાતે ફેર પડે તો રોજ મોસલીના ખરચ સાથે મારે જવાબ દેવો, અને સરકાર જે સજા કરે તે મારે કબુલ છે. એ સિવાય પણ સરકાર જે જે હુકમો મોકલશે તે પ્રમાણે હું ચાલું અને તેના રૂમાલપુર ગામના વસાવા મેલો, અને સુમકારીના કાતરીયા વસાવા મારા હંમેશના ફેલજામીન થયેલા છે તેઓ પોતાની મેળે આ પ્રમાણે ચાલશે, અને મને પણ તેઓ ચલાવશે. ભરૂચ પ્રગણાનું વરાદવળ ગામ વસાવા કહાના ફકીરા અને સાગબારા પ્રગણાના દરૂપલી ગામનો મંગલો વસાવો. મારા આડજામીન છે.

## જે લોકો આડજામીન થયા છે તેઓને લખી આપેલો કોલ.

અમે અમારી રાજી ખુશીથી આડજામીન થઈએ છીએ, કે ઉપર લખવા પ્રમાણે અમે જવાબ દઈએ અથવા જ્યાં સુધી ના. કંપનીનું અને ગાયકવાડ સરકારનું અને રાજા સરકારનું રાજ્ય રહે ત્યાં સુધી વરસો વરસ અમે ન્યાય અપાવીએ.

(સહી) વસાવા કુંરજી ઉમદનુ + નીશાની
,, વસાવા માયલો પુંજાનુ + નીશાની
,, વસાવા કાતરી હુદુઆનુ + નીશાની
,, વસાવા કાનો ફકીરાનુ + નીશાની
,, વસાવા મંગલો દીવાલીઓનુ + નીશાની
આડજામીન.

(અપૂર્ણ)

---

# ઝાંઝમેરની હકીકત

**પ્રસ્તાવ**

જ્યાં પ્રવેશ કરતાં જ કાળબળ સામે ટકી રહેલો કોઠો, અણનમ દરવાનશો ડેલાની દોઢી પાસે જ ઉભો છે.

જે કોઠાની બંને બાજુએ–ગામની અંદર અને બહાર–શૌર્યભર્યાં પરાક્રમોના ઇતિહાસ સંઘરી, શૌર્યગાથા ગાતા; વીરક્ષત્રીઓના પાળીઆની હારો, અને પતિવ્રતપણું ને સતિત્વની પ્રતિતિ કરાવતી કોઈ સતિ માતાની દેરી, અને એક બાજુ અખંડ બ્રહ્મચર્યવ્રતની મહત્તાથી પુન્યભાવ ઉત્પન્ન કરતી વીર બજરંગની મૂર્તિ, આવનારને આદર, આશિષ અને શૌર્યોચિત્ત પ્રેરણા આપી રહ્યાં છે.

જ્યાંથી ગામ વટાવી આગળ જતાં પત્થરની લાંબી ઊંચી ધાર, કોઈ કુદરતી–અનેરી વસ્તુની ઓળખ આપી રહી છે. જેના ઉપર ઇતિહાસની ગાથા ગાતા, કિલ્લા અને કોઠા, કાળને આધીન થઈ ભાંગી તૂટી સ્થિતિમાં પણ ઐતિહાસિક અમૃત પાઈ રહ્યાં છે.

જ્યાંથી નજીકમાં શુભ્ર અને બારીક રેતીના નાના મોટા ટેકરા, પોતાના પ્રષ્ટભાગે, જાતજાતના નાની વનસ્પતિથી સામાન સજ્જશા હસ્તીવૃંદ માફક દેખાતા આનંદ આપી રહ્યા છે.

જ્યાંથી થન થન કરતા રત્નાકરને કિનારે, પગ મૂકતાં તેના પરનાં ભવ્ય ભાઠોડાં, ઘડીભર મનને આશ્ચર્ય મુગ્ધ કરતાં સમુદ્રની સ્તુતિ કરતાં હોય, એવું ચિત્ર ખડું થાય છે. અને એ સ્તુતિના પ્રસાદ તરીકે, સમુદ્ર પણ અહરનિશ પોતાના પુનિત જળનું નમણુ એ ભાઠોડાને આપતો અનેરાગાનથી ભાઠોડાંના પોલાણુને ગજવી રહ્યો છે.

એ ભાઠોડાં અને સમુદ્ર વચ્ચેના, વિશાળ અને એક સરખા સપાટ આંગણામાં, વધુ ભાગે ધોળી, અને ઓછે ભાગે વિવિધ રંગી રેતી, સુંદર ગાલીચાની માફક પથરાએલી હોઈ, એ આંગણાને વિશેષ સવિશેષ શોભા આપી રહ્યો છે. અહરનિશ સમુદ્ર પણ બે વખત પોતાનું એ સુંદર આંગણું પવિત્ર જળથી સ્વચ્છ કરી રહ્યો છે.

એવા સૌંદર્ય શોભિત સમુદ્ર કિનારે અને ઇતિહાસ જુના ઉપરકોટને અંકે આવેલા ઝાંઝમેર ગામની હકીકત મળી છે. તે પ્રમાણે બુદ્ધિ કે કલ્પનાના આર વિના સાંભળવા મુજબજ આ નીચે આલેખી છે. હકીકતને માટે કોઈ પણ પ્રમાણભૂત હકીકત સાધન ઉપલબ્ધ નથી, માત્ર બારોટ અને વૃદ્ધોને મોઢેથી પરંપરા ઉતરી આવેલી હકીકત ઉતારી છે. બાકી તો કોઈ કવિના શબ્દો પ્રમાણેઃ—

"પૂછું કાળને પ્રશ્ન કર્યાં આ કામો કોણે" એટલે કાળનેજ પ્રશ્ન પૂછવાનો રહે છે.

**સ્થળ અને સીમાની હકીકત**

ઝાંઝમેર ગામ ઉપર જણાવ્યું તેમ સમુદ્રને કિનારે આવેલું છે. આ ગામ તળાજા મહાલના ઊંચડી તપ્પાના તાબાનું છે. ગામની દક્ષિણે સમુદ્ર છે. આ સમુદ્ર તે પૂર્વ તરફ શરૂ થતો ખંભાતનો અખાત અને પશ્ચિમ તરફ જતો અરબી સમુદ્ર છે. એટલે અહિંથી શરૂ થતો વાંક ગોપનાથજીથી તદન વાંક વળી ખંભાતનો અખાત શરૂ થતો હોવાનું સ્પષ્ટ દેખાય છે, એટલે અમુક અંશે આ ગામ પૂરા થતા અરબી સમુદ્ર અને શરૂ થતા ખંભાતના અખાતને કિનારે ખૂણા પડતું આવેલું માની શકાય.

પૂર્વ તરફ ચાર માઈલ દૂર સુપ્રસિદ્ધ શ્રી મોટા ગોપનાથજીનું ધામ, અને નજીક એટલે કેઢેક માઈલ દૂર પડે રાજપુરા નામે નાનું ગામ છે.

ઉત્તર તરફ પણ આ ગામનું પડે પીપલપુર નામે મોટું ગામ છે.

અને પશ્ચિમ દિશાએ પણ પ્રતાપપુરા (પરતાપરા) બે માઈલ દૂર છે. અને તે પછી છ માઈલ દૂર એજન્સીનું મોટું ગામ દાઠા છે. અને એ જ દિશાએ સમુદ્ર કિનારે અનુક્રમે માઈલ અને બે માઈલ દૂર મધુવન અને મેથળા નામે નાનાં ગામો છે.

ગામની સીમનો ઉત્તર અને પશ્ચિમ તરફનો પ્રદેશ સપાટ છે. પૂર્વ અને પશ્ચિમ તરફનો દરિયા કિનારાને લગતો ભાગ ટેકરીઓ-ધારોવાળો છે. એ ધારોને "મામાની ધાર" "માંડવગઢની ધાર" "પુના ધાર" "બરડાની ધાર" એવાં નામો આપેલાં છે. એ બધી ધારોમાંથી પત્થરો નીકળે છે. આ ગામનો પ્રદેશ પત્થરવાળો જ ગણાય, પણ કિનારા સિવાયના પ્રદેશની જમીન ઉપર માટીનો થર હોઇ તેમાં ખેતી થાય છે. અને દરિયા કિનારા નજીકનો ભાગ જે ટેકરીઓ રૂપે છે તે પત્થરવાળોજ છે.

એ પત્થરને 'ભુકરા' પત્થરની જાત તરીકે ઓળખવામાં આવે છે. તેની ખાણો છે, એ ખાણોમાંથી પત્થરો કાપે છે. તે મકાનો ચણવાના, અને વાવ, કુવા બાંધવાના કામમાં વપરાય છે. કોઇ કોઇ ઠેકાણે પડવાળો, અને કોઈ ઠેકાણે પડ વિનાનો પત્થર નીકળે છે. આ પત્થરની જાત પોચી ગણાય છે, એનો ચુનો પણ બને છે.

દરિયા કિનારા તરફની જમીનમાં રેતી ભળવાથી ખેતીને માટે એ જમીન નબળી ગણાય છે. તોપણ આ પ્રદેશની બાજરી અને કઠોળ, તેમાં ખાસકરીને વાલ ખાવામાં વધારે સ્વાદિષ્ટ છે. કિનારા ઉપરની રેતીમાં થેગી થાય છે, જે થેગીના મૂળમાં જ પડવાળો દાણો હોય છે, ને ઉપર તો નાનો ઘાસનો છોડ જ દેખાય છે. એ છોડને મૂળ એટલે દાણા સહીત બહાર કાઢી તેને શેકે છે. એટલે દાણા ઉપરનું કાળું પડ નીકળી જતાં સફેદ દાણો દેખાય છે. આ થેગી ફળાહારમાં વપરાય છે. અહીંનો મુખ્ય પાક બાજરી,

જુવાર, તલ કઠોળ. તથા ભોંયશીંગનો છે.

સપાટ પ્રદેશમાં અને ધારો ઉપર બહુ વનસ્પતિ નથી, જે છૂટાં છવાયાં ઝાડો છે, તેમાં વડનાં ઝાડો મુખ્ય છે. આ ગામે આંબાના ઝાડ નથી પણ આસપાસ મધુવન અને રાજપુરા ગામે આંબા થાય છે.

ગામમાં અને સીમમાં પાણી બહુ ઉંડાં છે. ઉત્તર અને પશ્ચિમ દિશાએ વાડીઓ છે. કારણ કે તે તરફ પાણી બહુ ઉંડાં નથી. પૂર્વ તરફની જમીન સારી છે, પણ પાણી બહુજ ઉંડાં હોવાને કારણે એ દિશાએ વાડીઓ નથી.

ગામની અડોઅડ જે ધાર છે, તેના ઉપર કિલ્લા હોઈ, તેને ઉપરકોટ નામ આપેલું છે. એ ઉપરકોટ ઉપર ઉભા રહેતાં, દૂર દૂરનો પ્રદેશ દેખાય છે. સમુદ્રમાં દેખાતાં પંખીની માફક તરતાં વહાણો, અને સ્ટીમરો, મનને આનંદદાયક લાગે છે. ભાવનગર અને તલાજા બંદરે જતાં આવતાં વહાણો તથા સ્ટીમરો બહુ નજીકમાંજ દેખાય છે.

નજીક સમુદ્રની અંદર લૅસલો નામે બેટ છે, અને એથી નજીક દરિયા કિનારે જમીનની થોડી અણી સમુદ્રમાં હોઈ, ભૂશિર જેવો ભાગ દેખાય છે. આ ભાગનો આકાર ઉંટ જેવો હોઈ તેને ઉંટમાર કહે છે.

ગામની નજીક કે દૂર નદી નથી. કોઈ કોઈ જ જગ્યોએ કાળજુના તળાવના દેખાવો જુની પાળો ઉપરથી જાણી શકાય છે.

**ગામ**

ઝાંઝમેર ગામ ઉપર લખ્યા મુજબ અત્યારે જે સ્થળે છે તે બીજી વખત બંધાએલ હોવાનું મૌખીક હકીકત અને દોરના હવાડા જેવા અવશેષોથી જણાય છે.

પહેલાં જે ઠેકાણે ગામ હોવાની માણસો વાત કરે છે, તે જગ્યાએ કશું નિશાન નથી. તેમજ હાલ જે ગામ છે તેનો સંબંધ ઉપરકોટ સાથે એવી રીતે જોડી દીપો છે કે, અહીં જ્યારે રાજ્યધાની હશે, ત્યારે આજ ગામ અસ્તિત્વમાં હશે એમ માની શકાય છે.

ગામની ત્રણ બાજુ, એટલે ઉત્તર અને પૂર્વ પશ્ચિમ તરફ ગઢ બાંધેલો છે. અને દક્ષિણ તરફ ઉપરકોટની અંદર ગામ પેટીની માફક સુરક્ષીત દેખાય છે. એ દરવાજા પાસે એક કોઠો છે, જે અત્યારે ઠીક સ્થિતિમાં હોઈ બહારથી આવનારનું, ગામની પ્રાચીનતા માટે પ્રથમ જ ધ્યાન ખેંચે છે.

ગામ તરફ ફરતા ગઢમાં એવા બીજા ચાર કોઠા હતા. જે પડી ગયા છે. આ કોઠાઓની બાંધણી દુશ્મનનું લશ્કર આવે ત્યારે અંદર ઉભા રહી તે માંહેના ગોખલા અને બાકોરાં વાટે ગોળીઓ કે તીર ફેંકી શકાય એવી ગોઠવણ વાળી છે.

ગામ ફરતા ગઢના દક્ષિણ તરફના બન્ને છેડા ઉપરકોટને લાગેલા છે. એટલે એ છેડાના જોડાણથી ઉપરકોટ અને ગામનો સંબંધ એક થઈ જાય છે.

ઉત્તર તરફને દરવાજેથી એટલે દક્ષિણાદે મોઢે ગામમાં પેસતાં, ધર્મશાળા, ઠાકોરજીનું મંદીર, નિશાળનું મકાન, વાવ, શંકરનું દેવાલય, જૈનનું દેરાસર તથા વસ્તીનાં મકાનો નજરે પડે છે.

ગામ તળીયાના ભાગમાં જુનો 'ખારો' નામે કુવો છે. તેનું પાણી મીઠું હોવા છતાં ખારો કુવો નામ શા ઉપરથી પડયું હશે તે જણાયું નથી. હાલનો એ કુવો અવાવરૂ છે, પણ અગાઉ જ્યારે ગામ બીજે સ્થળે હતું, તે વખતનો ભાગોળના હવાડાનો આ કુવો હતો એમ કહેવાય છે.

આ ગામ ઝાંઝરશી વાળાએ વસાવ્યું હોવાનું કહેવાય છે. અને ઝાંઝરશી ઉપરથી ઝાંઝમર નામ પડયું છે.

ગામ કંઈ સાલમાં બંધાયું તે હકીકત મળતી નથી. હાલતો અહીં ઔદીચ્ય તલાજીયા બ્રાહ્મણો, વાજાવટંકી ક્ષત્રીઓ, પરમાર ને ડોડીયા રજપુતો, કોળી, વસવાયા, જોગી (રાવળીયા) ભરવાડ, ઘંચી, સિપાઈ, મેમણ અને ચમારની વસ્તી છે. જ્યારે અગાઉના વખતમાં નાગર, રાયકવાળ, શ્રીમાળી, અને ઔદીચ્ય તલાજીયા બ્રાહ્મણો; કપોળ અને દસા તથા વીસા

શ્રીમાળી વાણીયા, ભાટ, રજપુત, ક્ષત્રી, ગ્રંધી, સિપાઇ, મેમણ, ચમાર, ભરવાડ, જોગી (રાવળીયા) અને ચમાર તથા વસવાયા વિગેરેની ઘણી જ વસ્તી હતી. ગામ તળીયું આશરે ચાળીસ વીઘામાં છે. ગામની વસ્તી અત્યારે તો ૬૯૮ની છે.

વાત્ર

ઉપરની હકીકતમાં ગામમાં જે વાવ હોવાનું જણાવ્યું છે, તે વાવ ગામની અંદર જીર્ણ થઈ ગયેલી હતી. ને તે ઠેકાણે ઝાડો ઉગી ગયાં હતાં. તે વાવ દુરસ્ત થવા માટે, ગામ લોકોએ એ વખતના રાજ્ય કર્તા ધર્માવતાર મર્હુમ મહારાજા સાહેબ શ્રી. તખ્તસિંહજી મહારાજાને અરજ કરવાથી, એ દયાળુ નરેશે સને ૧૮૭૫માં પાકા ચણતરથી દુરસ્ત કરાવી છે.

આ વાવ ઉત્તર દક્ષિણ લાંબી છે. દક્ષિણ દિશાને શરૂ થતે પગથીયેથી અંદર જવાય છે. બાર બાર પગથીયાના ચાર ચોક વટાવી, વાવના કુવાના કઠેરે પહોંચાય છે. અને એ કઠેરા પાસે ઉભા રહેતાં, અંદર વીશ હાથની ઉંડાઈએ પાણી દેખાય છે. જેથી અંદર ગયા પછી પણ એટલું ઉંડું પાણી ખેંચવું પડે છે. ઉપરની જમીનની સપાટીથી એ વાવનો ભાગ લગભગ સાઠ–પાંસઠ હાથ ઉંડો છે, અને તે બધો પત્થરથી પાકો બાંધેલો છે. કઠેરા પાસે ઉભા રહેતાં નિચે પાણી તરફ અને ઉપર મથાળા તરફ જોતાં, તેની ઉંડાઈ અને વિશાળતા, જોનારના મનને અદ્ભુત અને આનંદદાયક લાગે છે. આ વાવ ને કુવા ઉપર તાક વાળેલો છે. બીજા તાક કે મતવાલા નથી. વાવનું પાણી હાલ માણસો વાપરતા નથી; કારણ કે ગામ પીવાવાનો જે કુવો ગામ બહાર છે, તે પાણી સારૂં હોવાના કારણે, તેમજ વાવની વધુ પડતી ઉંડાઈ અને પગથીઆંની ચડવા ઉતરવાની મુશ્કેલીને લઈ, લોકો વાવનું પાણી વાપરતા નથી.

વાવમાં શિલાલેખ નથી. વાવની અડોઅડ નિશાળનું પાકી બાંધણીનું મકાન છે. તે પણ વાવ દુરસ્ત કર્યા પછીના બીજા વર્ષે જ એ જ મહારાજા સાહેબે બંધાવેલું છે.

એક ખાડો ગામની પૂર્વ દિશાએ, સમુદ્ર તરફ જવાના રસ્તા ઉપર, અને ઉપરકોટની નજીક છે. ત્યાં અસલ વાવ હતી. એમ માણસો કહે છે. પણ તેની હાલ કોઈ જાતની નિશાની નથી.

એક બીજી વાવ, ગામથી દૂર પૂર્વ દિશાએ બે માઇલ દૂર રત્નાવાળી નામે છે. તે ઘણા જ જુના વખતની છે. હાલ તે પડી ગયેલી સ્થિતિમાં છે, છતાં અંદરની ઓરડી મોજુદ છે અને એ ઓરડી વાવની નવીનતા છે. શિલાલેખ નથી.

ઉપરકોટ

હવે ગામથી દક્ષિણ દિશાએ, ગામની અડોઅડ જે ઉપરકોટ છે, તે પત્થરની પૂર્વ પશ્ચિમ લાંબી ધાર ઉપર છે. આ ઉપરકોટ કોણે બંધાવ્યો, તેની હકીકત મળતી નથી. કોઈ વાળાઓએ બંધાવ્યો હોવાનું કહે છે, તો કોઈ વાજાઓએ, ને કોઈ ચીરંગીઓએ બંધાવ્યાનું કહે છે, એમાં કઈ હકીકત ખરી છે તે જણાતું નથી.

ધારની ઉપર ચોમેર ઉપર નિચે એમ બે કિલ્લા છે. ને કિલ્લામાં પણ વચ્ચે વચ્ચે કોઠાઓ છે, જે પડી ગયેલ સ્થિતિમાં માલુમ પડે છે.

ઉપરના બે કિલ્લા, અને ગામ ફરતો એક કિલ્લો, એમ ત્રણ કિલ્લાથી આ ઉપરકોટને 'ત્રગડો' ઉપરકોટ કહેવાનું પ્રચલીત છે.

ઉપર એક કિલ્લામાંથી, બીજા કિલ્લામાં જવાના દરવાજા છે. તે પડી ગયેલા છે. ઉપરનો થોડો ભાગ સપાટ છે. અને કેટલોક ભાગ પત્થર કાપી લીધા હોય તેવી સ્થિતિમાં છે. એ કોટની પૂર્વ દિશા તરફ કહેવાતાં ખોડીયાર માતાના મંદિરનો દેખાવ છે, તે પડી ગયેલ છે. એ દેખાવ બે કિલ્લાની વચ્ચેના ભાગમાં છે. ત્યાં પત્થરની માથાં કપાએલ ૭ મૂર્તિઓ જોવામાં આવે છે. તે ૭ બહેનોની છે એમ કહેવાય છે. એ મંદિરનાં થાંભલા વિગેરે પડી ગયેલ છે. આ મંદિર યવન લોકોએ તોડી નાંખી મૂર્તિઓનાં માથાં કાપી નાંખ્યાનું કહેવાય છે. જે યવન (કહેવાય છે તે મુજબ અલાઉદ્દીન કે તેનો સરદાર) મૂર્તિઓ ખંડીત કરીને

પોતે ચાલી નીકળ્યો, ત્યારે સાત બ્હેનો પૈકી એક બ્હેન તેની પછવાડે પડી, અને એ યવન સૈન્યને ત્રાસ પોકરાવ્યો, અને એ રીતે એક માઈલ દૂર જતાં એ યવન સરદાર મુશ્કેલીમાં આવી પડયો. દેવીના ચમત્કારથી તેને પુન્યભાવ ઉત્પન્ન થયો, જેથી તેના મુખમાંથી 'ખુબકીયા' એવો શબ્દ નીકળી પડયો. તેથી એ દેવીનું નામ "ખૂબદેવી" (ખૂબની ખોડીયાર) રાખ્યું, ને ત્યાં એ યવન સરદારે દહેરી ચણાવી જે અત્યારે મોજુદ છે, તેમાં શિલાલેખ નથી. દહેરી મુસલમાની આકારની છે. ઉપરકોટ ઉપર ઉત્તરે દિશાએ, બે ગઢની વચ્ચે એક ઉંડો કુવો છે. જેને ભમરીયો કુવો કહે છે. તેની ઉંડાઈ ૭૦–૮૦ હાથ હશે, હાલ તેમાં પાણી નથી. ઉપરના મથાળેથી છેક નિચેના તળીઆ સુધી એક સરખો પત્થર જ કાપેલો છે.

ઉપરકોટ ઉપરના સપાટ ભાગમાં પડી ગએલા મકાનોના કોઈ પણ ભાગો જોવામાં આવતા નથી, એકાદ બે ઠેકાણે પાયાના થોડા ભાગ જોવામાં આવે છે.

વસ્તુસ્થિતિ જોતાં, ઉપરકોટ ઉપર કરવા ધારેલું કામ પૂરૂં થયું હોય એમ પણ લાગતું નથી. જે કિલ્લા ને કોઠા કરેલા છે, તે આ ધારમાંથી કાપેલા પત્થરોના, તેમજ કુવામાંથી નિકળેલા પત્થરોના જ હોવા જોઈએ.

ઉપરકોટની નિચે એટલે જમીનને તળીએ, ચારે તરફ ખાઇનો દેખાવ છે. દૂર સમુદ્ર કિનારે, પત્થરના બાંધેલા ધોરીયા વાટે, સમુદ્રનું પાણી આ ખાઈમાં લાવવાનો પ્રયત્ન કર્યો હશે એવું અનુમાન થાય છે. એ ધોરીયો હાલ રેતીમાં પૂરાઇ ગએલ છે. તેમજ સમુદ્ર કિનારો, અને ઉપરકોટ વચ્ચે રેતીના મોટા ઢગ પથરાઈ ગયા છે.

આ ઉપરકોટ અને ગામ ફરતા કિલ્લાના બન્ને છેડા ઉપરકોટને લાગેલા છે. જેથી ગામમાં પેસવાનો દરવાજો બંધ થાય, એટલે કોઈ પણ માણસ ગામમાં કે ઉપરકોટ ઉપર આવી શકે નહિ. કારણ કે ગામ ફરતો કિલ્લો, ને ઉપરકોટ ફરતી ખાઈ, આવનારને અવરોધી શકે. દુશ્મનનું લશ્કર ગામ બહાર હોય, કે ગામની કે ઉપરકોટની નજીક હોય, તો પણ ગામ ફરતા કિલ્લાના કોઠાઓમાંથી અંદરનાં માણસો બંદુકની ગોળીઓ, કે તીર વગેરે ફેંકી શકે, જ્યારે દુશ્મન તરફની ગોળી કે તીર, અંદર પ્રવેશી શકે નહિ.

એ રીતે, વસ્તીની પૂરેપૂરી સલામતી માટેની અનુકુળ બાંધણી, ઉપરકોટ અને ગામ ફરતા ગઢની છે. અને રાજ્યત્વકાળે, એટલું કામ તો પૂરેપૂરૂં હોવાનું ચોક્કસ અનુમાન થાય છે.

આ તરફના સમુદ્ર કિનારામાં ખરાબો હોવાથી, કે ગમે તે કારણથી હાલમાં બે વરસથી ઉપરકોટ ઉપર દીવાદાંડી કરી છે, જે દીવાનો પ્રકાશ લાલ રંગનો દેખાય છે.

**ભેંસલો.**

ઉપરકોટ ઉપર ઉભા રહેતાં પશ્ચિમ તરફ એક માઈલ દૂર સમુદ્રમાં 'ભેંસલો' નામે બેટ છે. જ્યારે સમુદ્રમાં ભરતી હોય છે, ત્યારે તેની ચારે તરફ પાણી ફરી વળે છે. ઓટ હોય ત્યારે, ઉપર જઈ શકાય છે. પણ ચડવામાં થોડી મુશ્કેલી પડે છે. તેની ઉંચાઈ લગભગ ૭૫ હાથ જેટલી હશે. બેટના ઉપરના ભાગમાં પાણી ભરવાનાં ટાંકાં, અને મકાનોની પડી ગએલી દિવાલોના દેખાવ માત્ર છે. આ બેટ, આશરે ૭ વીઘાના વિસ્તારમાં લંબચોરસ જેવો છે.

**પાળીઆ.**

ગામ બહાર ને અંદર પાળીઆ છે. તેમાં સંવત પંદરસો, સતરસો, ને અઢારસોની સાલો લખેલી છે. લેખો પૂરા વંચાતા નથી.

એ પાળીઆઓમાં જગુભાઈનો પાળીઓ છે, તેની દંતકથા એવી છે કે: એ જગુભાઇ વાજાનાં બ્હેન અહિંથી ૭ ગાઉ દૂર એજન્સી તાબાના પસવી ગામે આપેલાં. એ બ્હેને પોતાના ભાઈની શૂરવીરતાનાં પોતાના દિયર પાસે વખાણ કર્યાં, જેથી દિયરે આ ગામનું ધણ વાળ્યું. તે ધણને પાછું લાવવા એ વીર ક્ષત્રીએ ધિંગાણું કર્યું, ને ધણ પાછું વાળ્યું, પણ

પોતે અહિંથી એક ગાઉ દૂર પીયલપુરની સીમમાં મરાયા. જ્યાં તેની રણખાંભી છે. અને અહીં તેનો પાળીઓ છે. તેના ઉપર સંવત ૧૮૦૮ની સાલ છે.

એક પાળીઓ પુંજા સુથારનો છે. તે સુથાર મંત્ર તંત્ર વિદ્યાનો જાણકાર હતો, એ વિદ્યાનો ઉપયોગ તેણે ખરાબ રીતે કરેલો, જેથી અહીંના તે વખતના ક્ષત્રીઓ, અને રજપુતોએ મળી તેને મારી નાખ્યો. તેનો પાળીઓ દહેરામાં છે. શિલાલેખ નથી.

એક સતી માતાની દહેરીમાં પાળીઓ છે, શિલાલેખ વંચાતો નથી, તેમ તેના નામની હકીકત પણ નથી.

સસલો અને કુતરો, એ બેના નાના પાળીયા, ગામ વચ્ચે ચોરા પાસે છે. બન્ને પ્રાણી લડતાં લડતાં, વાવમાં પડી મરી ગએલા, તેના એ પાળીઆ હોવાનું કહેવાય છે. શિલાલેખ નથી.

ગામથી પૂર્વ દિશા ભણી એક માઈલ દૂર પરમાર તથા ડેડીયા અટકના રજપુતોના બે પાળીઆ છે. એ રજપુતો લશ્કરની સામે લડાઇ કરતાં માર્યા ગએલા, તેના એ પાળીઆ છે. તેના ઉપર સાલ કે નામ નથી.

### સમાધી સ્થાનો.

ગામમાં ઠાકોરજીના મંદિરમાં એક સમાધીસ્થાન છે. એ મંદિરના અગાઉના મહંત કહાનડદાસે જીવતાં સમાધી લીધી હોવાનું હાલના મહંત કહે છે.

ગામમાં શ્રી મોટાગોપનાથજીના મહંતના તાબાનો એક મઠ છે. તેમાં પણ અગાઉ કોઈ બાવાજીએ સમાધી લીધી હોવાનું કહેવાય છે. મઠમાં મકાન સિવાય બીજું કંઇ નથી, તેમ તે બાબતની દંતકથા પણ કોઇ કહેતું નથી.

દરિયા કિનારે કોળી આલા આતાનો ચોતરો છે. તે આલા આતાએ રોગથી કંટાળીને જીવતાં સમાધી લીધી હોવાનું તેના વંશજો કહે છે.

### ચામઠીની દહેરી

*ગામથી નજીક પશ્ચિમ દિશાએ 'ચામઠી'ની* કહેવાતી દહેરી હતી. તે પડી ગઈ છે. જેના માત્ર થોડા જ પત્થરો પડ્યા છે તેમાં સંવત સોળસોનો શિલાલેખ હતો એમ કહેવાય છે. દહેરીની દંતકથા કહેવાતી નથી.

### ગોરજીનો ચોતરો.

ગામની નજીક પશ્ચિમ દિશાએ ગોરજીનો ચોતરો છે. તે જૈન ગોરજીનો છે. અગાઉ કોઈ મંત્ર તંત્ર વિશારદ ગોરજી થઈ ગએલ, તે ગુજરી ગયા પછી, તેના મૃત શરીરને ત્યાં દાટી, તેના ઉપર ચોતરો કરેલો છે: તેના ઉપર શિલાલેખ નથી. હાલ તો એ ચોતરા ઉપર જૈન લોકો ચૈત્ય વંદન કરે છે.

[ અપૂર્ણ ]

---

# અમરજી આણંદજી કચ્છી

(રા. રા. ઉદયરંગરાય કેશવરાય ઓઝા બી. એ.)

સંવત્ ૧૯૧૮ થી સંવત્ ૧૯૭૯ના જીવનકાલમાં એક ડોકિયું.

સ્વ. રા. અમરજી આણંદજી કચ્છી જૂનાગઢના વડનગરા નાગર કચ્છી કુટુમ્બમાં સંવત્ ૧૮૯૩માં જન્મ્યા હતા. લગભગ સંવત્ ૧૯૧૦ સુધીમાં ગામઠી કેળવણી તથા અંગ્રેજી બે ચોપડીનું જ્ઞાન, એટલું સંપાદન કર્યું. સંવત્ ૧૯૦૮માં કોરી દસના માસિક દરમાયાથી તેણે નોકરી શરૂ કરી, અને સંવત્ ૧૯૬૭માં તે રાજ્યના અમીર તરીકેની સ્થિતિ પ્રાપ્ત કરી ત્રણ ણુ નવાબના વિશ્વાસુ ખાનગી કારભારી તરીકે રહી, જાવણીખાતું, રાજ્યખર્ચખાતું, રાજ્યની જાગીરોનો ખાનગી વહીવટ વગેરેને વ્યવસ્થિત કરી, ચલાવી નેવૃત્ત થયા. સંવત્ ૧૯૬૭ પછી સંવત ૧૯૭૯ સુધી તેણે દૂધ ઉપર રહી, કેવળ ધર્મ કર્મ–પરાયણ નિવૃત્ત જીવન ગાળ્યું. આ મહાપુરૂષનું જીવનચરિત લખવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું છે. એ જીવન–ચરિતનાં પહેલી વાર લખાઈ રહેલાં પ્રકરણોમાંનું એક પ્રકરણ (પેલો ખરડો) નીચે આપેલું છે.

અમરજીભાઈ પોતાના જીવનક્રમનું વખતોવખત ઉડું નિરીક્ષણ કરતા અને એ નિરીક્ષણની લેખિત નોંધ લેતા. આ નોંધોની અસલ પ્રતો તેના કુટુમ્બી જનો તરફથી કાર્યપૂરતી મને સુપ્રત કરવામાં આવી છે. આ પ્રકરણ ઉપરથી વાંચનાર જોઈ શકશે કે હિંદીવાનો પોતાના ચારિત્ર્યનું કેટલુ સુક્ષ્મ નિરીક્ષણ કરતા, અને કઈ રીતે કામ કરતા. હું એ મૂળ પ્રકરણ જ અહીં આપું છું:—

**ફરી પાછું આત્મનિરીક્ષણ!**

નામદાર ખુદાવિન્દ નવાબ સાહેબ મોહોબતખાનજી ૧૮૮૨ના સપ્ટેમ્બર માસમાં, એટલે ૧૯૩૮ ના ભાદરવામાં મેહસ્તનશીન થયા. અમે જૂનાગઢ રાજ્યનો ઈતિહાસ લખતા હોત તો જરૂર તે નામદારની ઉજળી કારકીર્દીનું વધારે ધ્યાન કરત. પણ આ પુસ્તકમાં અમારે અમરજીભાઈ સાથે જ સંબંધ છે અને જૂનાગઢ રાજ્ય તેની સાથે જેટલે દરજ્જે સંબધ ધરાવે છે તેટલે દરજ્જે જ અમારે જૂનાગઢ રાજ્ય સાથે સંબંધ છે. દેશી રાજ્યોમાં રાજાની મહેરબાની ઘણી રીતે મેળવાય છે. અને રાજાઓ તરફથી ઈનામો અને મુલાકાતો આજે એટલી બધી સાધારણ થઈ પડી છે કે બ્રિટીશ હિન્દુસ્તાનમાં ફેડરલ રિપબ્લીક અથવા જવાબદાર સંસ્થાન જેવી સરકારના અમારા જેવા હિમાયતીને જૂનાગઢના મુત્સદીઓ અને તેમના ઉપર નવાબો તરફથી વરસાવવામાં આવતાં ઈનામ–અકરામો વિષે લખતાં જોઈ ઘણાને નવાઈ લાગે. પરંતુ જૂનાગઢ રાજ્ય અને આપણા ચરિત–નાયક બંને સામાન્ય ખ્યાલોવાળાં રાજ્ય અને ઈન્સાન નથી. જૂનાગઢ પહેલેથી એક બંધારણસરનું રાજ્ય હતું. એ બંધારણ લોકસત્તાક ન હોતું, પણ તે બંધારણ તો હતું જ. એ એક 'ઓલિગાર્કી' હતું, પણ એ ઓલિગાર્કીનું કેન્દ્ર રાજા અને આદર્શ લોકહિત હતાં. રાજહક્ક અને રાજસત્તા નિભાવી રાખવામાં આ 'ઓલિગાર્કી'નું બુદ્ધિ અને બળની મિત્રાચારી પર રચાયેલું આ મંડળ તનતોડ મહેનત કરતું. રાજહક્ક બહુ થોડા હતા. રાજસત્તાનો હેતુ પ્રજાને ઈન્સાફ આપવાનો અને સુખી રાખવાનો હતો.

આજ કાઠિયાવાડમાં આ 'ઓલિગાર્કી' નથી, આ રાજસત્તાની ભાવના નથી, લોકસમાજ રાજાને પોતાના શિરમણિ તરીકે ઓળખતો નથી; રાજાઓ લોકોને પોતાના અંગ તરીકે સ્વીકારતા નથી. અમે લખીએ છીએ તે વખત તેવી સ્થિતિ ન હોતી. તે વખતે

હજી રાજા એ ખરા રાજા હતો, મુત્સદ્દીઓ એ ખરા મુત્સદ્દીઓ હતા. તેથી એ મુત્સદ્દીઓનાં કામ અને રાજાએ કરેલી તેની કદરસનાશી અમને આનંદ આપે છે. એ કદરસનાશીનું મૂળ ખુશામત નહોતું; રાજા સાથેના ખાનગી સંબંધો ન હોતા; એ કદરસનાશી પ્રજા અને રાજાના હિતમાં નિડરપણે અને શ્રદ્ધાથી કરેલાં કામો હતાં. રાજાઓ કદર બૂઝતા તે લોકોના પ્રતિનિધિ તરીકે. આજે તે કદર બૂઝે છે તે લોકોના શિરમણિ તરીકે નથી બૂઝતા.

અમરજીભાઈએ પોતે હાલની ઈંગ્રેજી કેળવણીવાળા નહિ છતાં છવ્વીસ વર્ષ કામ કરી પોતાની સહજ કુશાગ્ર બુદ્ધિથી જૂનાગઢનું કેળવણીખાતું ચલાવ્યું. બહારવટીયાનાં ધીંગાણાં, નવો જમાનો, નવું જ કામ, તે છતાં પોલીસખાતાની વ્યવસ્થા કરી, રાજ્યમંડળ અને રાજાની ગેરહાજરીમાં રાજ્યભાર માથે ઉઠાવ્યો. એક યુવાન, સલ્તનતના અધિષ્ઠાતા, રાજ્યવારસ મુસલમાન કુમારના જીવનને પોતાનો ધર્મ ગૌરવ અને પ્રતાપ સાચવી પહેલેથી જ રસ્તો બતાવ્યો. એ અમરજીભાઈનો અને ના૦ બહાદુરખાનજીનો સંબંધ અમને કેમ આનંદ ન આપે ?

અમરજીભાઈને દર વખત ઈજાફા મળ્યા હતા. તેની કદર બૂઝવામાં આવી હતી, તેના પુત્રની શાદી વખતે ખુદ નવાબ સાહેબ મોહાબતખાનજી તેને ત્યાં પધાર્યા હતા. જૂનાગઢના ઈતિહાસમાં હજી સુધી બનવા પામ્યું નથી તે મુજબ સાહેબજાદા બહાદુરખાનજી એ પુત્રના વરઘોડિયાંના સરઘસમાં સાથે ફરવા આવ્યા હતા અને નવાબ સાહેબ ખુદાવિંદ મોહાબતખાનજીની આગળથી પરવાનગી લઈ તે શાદિનો ખર્ચ કુલ કોરી ૧૫૦૦૦) રાજ્ય તરફથી હઠાગ્રહ પકડી, અમરજીભાઈને અપાવ્યો હતો. આ સર્વ વાંચી કોઈપણ સામાન્ય વાંચનાર મુખ મચકોડે તો અમને નવાઈ ન લાગે ! મુત્સદ્દીગીરી એટલે શું ? જગતની આંખમાં ધૂળ નાંખીને ઘર ભરવાં તે ! આ પ્રમાણે માનનાર કોઈ પણ મુત્સદ્દીવર્ગની પ્રામાણિકતામાં માને એ જ મુશ્કેલ છે !

અમે અમરજીભાઈને વિષે કાંઈ પણ અભિપ્રાય આપતા નથી. અમે તેની ખાનગીમાં ખાનગી ડાયરી અને કાગળો જ વાંચનાર સમક્ષ મૂક્યા છે. અને તેને જ બોલવા દેશું. અત્યાર આગમચ સંવત્ ૧૯૨૬ સુધીનું અમરજીભાઈનું કરેલું આત્મનિરીક્ષણ અમે વાંચનાર સમક્ષ મૂકી ગયા છીએ.

તે પછી તેની સ્થિતિમાં ઘણો જ વધારો થયો હતો. તેના હાથમાંથી કુંવર માણા વગેરેની મોટી રકમો પસાર થતી હતી. લાખો કોરીની વિઘોટીઓ કરવાનો તેને પ્રસંગ મળ્યો હતો. રાજ્યમાં તેનો હોદ્દો ઘણો જ ઉંચો અને જવાબદાર હતો. તે ખટપટ કરવા ધારત તો પાર ઉતારી શકત; તે પોતાનું ઘર ભરવા માગત તો સોનાનાં નળિયાં કરાવી શકત. તેમ કરવાને બદલે ૧૯૪૦માં તેણે પોતાની પ્રગતિ અટકાવી. પોતે જે શિખર પર ચ્હડી સ્થાન લીધું હતું ત્યાં તેણે સ્થિરતા સાધી. ગંભીર, શાંત, ગરૂડ જેવી તીવ્ર દૃષ્ટિ આસપાસ અને અંતરમાં નાંખી. એ શિખર ઉપર પોતે જે રસ્તે સરક્યું હતું તે રસ્તો તપાસ્યો. એ તપાસના પરિણામમાં નીચેના મુદ્દાઓ તેને મળી આવ્યા.

"સંવત્ ૧૯૪૦ની નોટ.

૧. રાજકોટમાં રૂપિયા આપતા હતા તે લીધા નથી.

૨. શાપુરમાં કોરી આપતા હતા તે લીધી નથી

૩. વખતોવખત કોઈ એ દેવા ઈચ્છા કરી હશે તો લલચાઈ ન જાતાં, ન આપે તો ઠીક એમ મનમાં ધારેલ છે.

૪. કોઈ કોઈવાર પોશાગ આપેલ હશે તો તે પોતાના દિલથી છે. તેમાં પણ ના પાડી છે. છેવટ સોગંદ દઈને આપેલ તે વાત મદારૂલ મહામ (વજીર સાહેબ)ને તરત જાહેર કરી છે.

૫. એક વખત પોશાગ દાઉદ આપી જાતાં ન રાખી જસરાજને પાછો આપી દીધો.

૬. આકરા સોગંદ ખાઈને ગામ દેવાનું ચાર વખત કહ્યું છે. રાજકોટ, શાપુર, અને ગાદીએ બેઠા

પછી બે વખત જૂનાગઢમાં—એ છતાં આજ લગી માગણી તે બાબત કરી નથી.

૭. મીઠાઈ માટે રોકડી કોરી પચીસ, પન્દર વીસ, એમ આપી હશે, તે દફતરના પરચુરણ કામમાં વાપરી છે, પણ ખાનગી મીઠાઈ લઇને ખાધી નથી.

૮. ઘણો પ્યાર વધી ન જાય તેની વખતો વખત ફીકર રાખવામાં આવી છે.

૯. જેમાં ખોટું ગણાય તેવા હુકમો માટે તેમને રાજી કરવા હાજી હાપણું ન કરતાં તજવીજથી ગેર-વાજબીપણું થવા દીધું નથી.

૧૦. સવારીમાં સાથે ખાસી ગાડીમાં બેસવા ફરમાન છતાં તે પ્રમાણે લલચાયેલ નથી.

૧૧. હજુરિયા સાથે ચોખ્ખી રીતભાત રાખી છે. જેમાં વાજબી ન કહેવાય તેવી બાબત, તેમને રાજી રાખવાની હિલચાલો, એ ખોટું ગણી ખરી રીતથી મજબૂતપણે વરતેલ છું, તેમાં કોઈની ઇતિરાજીનો ડર રાખેલ નથી.

૧૨. નાણાં સંબંધી હજુરના વધુ પડતા ઉપાડ માટે વખતોવખત સૂચના તથા મદારૂલમહામની રૂખ તરફ નજર રહી છે. તેમાં હજુર ઘણીવાર નારાજ પણ થયા છે.

૧૩. કોઈની પણ પરબારી વાતચિત અગર હીલચાલ અથવા મદારૂલ મહામની મરજી વિના મુલાકાત આદિ કાંઈ પગલું ભરેલ નથી.

૧૪. પોતાના ખાનગી સ્વાર્થ સારૂ કોઈ ચીજની અગર પૈસાની કે પગારની અરજ કરી નથી. તેમ [illegible]ઈ મારફતે હિલચાલ પણ કરી નથી. પગાર વધારી [illegible]વા કોઈ માણસ સાથે મદારૂલ મહાલને કેવો હુકમ આપ્યો હશે તેને મેં ખુદે ના પાડી હશે

૧૫. તેમના હિત ખાતર બની શકે તે પ્રમાણે તજવીજ અરજ કરી છે. તે તેઓ તથા મદારૂલ મહામ જાણે છે.

૧૬. અદ્યાપી લગે સારા ઈરાદાથી, ચોખ્ખી [illegible]ાનતથી વરતેલ છું. કોઈ સાથે સલાહ મસલત કે [illegible]ીલ્લા ગિબરશી કે ખટપટી પગલું ભરેલ નથી. તેની તપાસ હજુરીયાઓ તથા લાગતા વળગતાથી ખૂબ કરવી.

૧૭. લાંચ રૂશ્વત કે હરામ પૈસો અગર ચીજ લીધાં નથી, તેનો ખૂબ તપાસ કરવો જોઇએ.

૧૮. તાબાનાં માણસને પણ ઈમાનદારીથી વર્તવા સૂચના તથા સખત તાકીદ જારી છે.

૧૯. મારી કામગીરી, ખાતાના બીજા માણસો કરે છે, તેની પણ દરગુજર રાખી છે. એ વિષે અરજ કરી તસ્દી આપી નથી.

૨૦. ઘણાં કામો સોંપવા તથા મોભો વધારવા માહરા તરફથી કોઈ રોજ કોશીશ પોતાથી અગર બીજા મારફત કરી નથી, પણ મ. મ. ખુદે ધ્યાનમાં લઈને વખતો વખત પ્રસંગ લીધો છે.

૨૧. નોકરીમાંથી નિવૃત્ત થવા સારૂ પેનશન આપવા બાબત એક કરતાં વધુ વખત ચર્ચા મેં પોતાથી કરી હતી.

૨૨. માહરા બાબત કોઈ વાતે કડવી ફરિયાદ અગર વાત દરબારમાં આવી નથી.

૨૩. કોઈ પણ જાતનું ગેરવાજબી પગલું ભર્યાનો એક પણ દાખલો બનેલ નથી.

૨૪. લોકોમાં બદસુવાસ નથી, પણ સારી સુવાસ છે,

૨૫. ઘણો રંજ ઉત્પન્ન થાય તથા તાણખેંચ પડી જતાં વાર ન લાગે એવી વખતો વખત તક આપી હશે; તે મ. મ. સાહેબની રૂખ જાળવવાનો સબબ તથા ગેરવાજબી ન થાય તથા ન કહેવાય તેવાં કારણોથીજ, એવા બનાવમાં પણ પોતાના બાપ-દાદાની આબરૂ તથા પોતા ઉપરના અહેશાન યાદ રાખી ભલમનસાઈથી સહન કરવામાં આવ્યું છે.

૨૬. નાગરનો છોકરો રાખી દેવા બહુ વાર ફરમાન છતાં પણ મદારૂલ મહામના હુકમ વિના અમલ કીધો નથી.

૨૭. × × × × ને વખતો વખત રોકણી તથા રોક કરેલ છે.

૨૮. દરેક રીતે દરેક કામમાં ચૂક ન થવાની ઘણી ફીકર તથા કાળજી રાખવામાં આવે છે.

૨૯. મદારૂલ મહામની એહેશાની યાદ રાખવા રૂબરૂમાં તથા લિખિત અરજથી ફરજ બજાવી છે.

૩૦. "ગાદીએ બેઠા વખતમાં ખરી ફરજ બજાવેલ છે".

આ ત્રીસ કલમની નોટ પોતાના અક્ષરે લખી પોતાના ખાનગી ખાસ દફતરમાં છેવટ સુધી ચરિત નાયકે સાચવી રાખી છે. બહાદુરખાનજી ૧૯૩૮માં ગાદીએ બેઠા, એટલે સને ૧૮૮૩–૮૪માં તે બેઠા. અને તરતજ તેણે જે જગ્યા પર સુંદરજી વલ્લભજી ઝાલા ખુ. મહાબતખાનજીના વખતમાં હતા તે જગ્યા ઉપર એટલે પોતાના ખાનગી કારભારી તરીકે અમરભાઇને નીમ્યા. પરતુ જ્યાં સુધી તે પાટવી કુમાર હતા ત્યાં સુધી તેની બધી જવાબદારી અમરજીભાઈને માથે લાદવામાં આવતી, પણ તેઓ નવાબ થતાં તેની જવાબદારી અમરજીભાઈને રાખી તેની મહેરબાનીમાં ભાગ પડાવનાર નવાં તત્ત્વો ઉભાં થયાં. અમરજીભાઇના કામમાં દખલગીરી થવા લાગી અને આ સીધે માર્ગે જનારને કનડગત થવા લાગી. ઉપરની નોટ જે વખતે કરી તે વખતેજ તા૦ ૩–૮–૮૫ને સોમવારને રોજ અમરજીભાઇએ ખુદાવિંદ નવાબ સાહેબ બહાદુરખાનજી માટે એક યાદી તૈયાર કરી. એ યાદી ખરેખર તો એક અલ્ટીમેટમ, અંતિમ સંદેશ જેવી જ હતી. તેણે તેમાં લખ્યું હતું :—

"તમારા રાજ્યમાં ૩૦ વરસ થયાં તેમાં નીતિભંગ થયા નથી. એકથી ૩ કરોડ લગે. અન્યાયી રીતે પૈસો મેળવ્યો નથી, કે લાલચ સ્વપ્ને પણ કરી નથી કરનાર નથી.

અન્યાયની રીત પકડી નથી, પકડનાર નથી.

માન અપમાન સામું ન જોતાં નરમાશથી વર્તવામાં આવેલ છે.

સમાધાનીથી કામ લેવામાં આવે છે, પણ ખટપટ નહિ.

ચોખ્ખો વહેવાર છતાં લોભ લાલચ કરી નથી.

જે જે કામોની ફરમાશ થતી ગઇ તે ખુશીથી કરવામાં આવેલ છે.

કેટલાક પૈસાવાળા અમીર બની ગયા; ગરાશિયા થઇ ગયા કે ઘેર બેઠે પણ ફિકર નહિ.

જે નિર્લોભી અને અબોલ, ચોકખો તે તો પૈસે ખાલી; તેને જ્યારે નાહક ઘર બેસવું પડે ત્યારે ઇશ્વરની કૃપા ન હોય તો બહુ સોસવું પડે, પણ ભાવિ."

વાંચનાર, હિંદુસ્તાનને આ સિદ્ધાંતો અને આ મક્કમતા યુનિવર્સિટીઓ નથી આપી શકી, વધારે કહેવાની જરૂર છે ?

ઉધ્ધૃત

—o—

# દેશીરાજ્યોના પ્રશ્નો.

## ખેડુતોની સ્થિતિ સુધારણા સંબંધી મર્હુમ સર પ્રભાશંકરના વિચારો.

[ મર્હુમ સર પ્રભાશંકરે વસુલાતી કામને અંગે રાજ્યના મહાલોમાં જે મુસાફરી કરી હતી તે વખતે દરેક સ્થળે ખેડુતોનાં ટોળાં એકત્ર થતાં અને તે સર્વ આગળ ગ્રામ્ય પંચાયત વગેરે બાબતો સંબંધી તેઓ પોતાના વિચારો જણાવતા. આ વિચારોની ખેડુતો ઉપર ખૂબ અસર થતી હતી. તા. ૩૦મી જાનેવારીએ ગઢડાથી ભાવનગર આવતાં રસ્તામાં નિંગાળા સ્ટેશને નીંગાળા તપ્પાના જે ખેડુતો એકત્ર થયા હતા તેઓ આગળ મર્હુમે જે વિવેચન કર્યું હતું તે અમે આ નીચે આપીએ છીએ. ખેડુતોની સ્થિતિ સુધારણાના પ્રશ્નમાં રસ લેનાર સર્વ કોઈને આ વિચારોમાંથી બોધ મળી શકે એમ છે. આપણાં ગામડાં સુધારવાનો એકજ રસ્તો છે. અને તે ગ્રામ્ય પંચાયતોની સ્થાપના. મર્હુમ સર પ્રભાશંકરે એ સંબંધી વિવેચન કરતા લોકોને ગ્રામ્ય પંચાયતોની સ્થાપના કરવાનો ખૂબ આગ્રહ કર્યો છે. અત્યારે દેશી રાજ્યોના સંયોગો જોતાં લોકોને આ દીશામાં શિક્ષણ આપવામાં આવે એ ઇચ્છવા જોગ છે. મર્હુમે આ સંબંધી વિવેચન કરતાં કહ્યું હતું કે: ]

"આજ હું તમારી સાથે વાત કરવા અને તમારૂં સાંભળવા આવ્યો છું. મહારાજા સાહેબને થયું કે આખા સ્ટેટમાં ખેડૂતોને અઢી ત્રણ લાખનું કરજ થઇ ગયું છે. એમ થયુ હોય તો ધૂળ ઉપર લીંપણ જેવું થયું છે. અને અમે બેવકુફાઈ ભરેલું કામ કર્યું છે. દરબારના ૬૦ લાખ રૂપીઆ છોડી દીધા અને લગભગ ૧½ કરોડથી વધારેનું કરજ માફ થયા છતાં લોકો પાછા એના એ ગારામાં પડવા માંડયા છે, એનો અંત કયારે આવશે તેની મહારાજાને ચિંતા થાય છે. હવે તેનો કાંઈ ઉપાય છે કે ફરી લોકો કરજમાં પડે નહીં. એ ઉપાય શોધવાનો દરબાર પ્રયત્ન કરી રહ્યા છે. એવા બે ચાર ઉપાયો છે. માણુસ શું ખાઇને માંદું પડે છે તેની ખબર પડે તો તેનો ઉપાય થાય. અને જે ખાઈને માંદું પડતું હોય તે ન ખાય એટલે માંદુ ન પડે. દરબાર આટલા વખત સુધી થાણુદાર, વહીવટદાર અને વસુલાતી અધિકારી માર્ફત તમારાં કામો અને ગામની સ્થિતિની સંભાળ રાખે છે, પણ હવે એમને એમ થયું છે કે જેમ જેમ માણુસ મોટો થાય તેમ તેમ પોતાના પગ ઉપર ઉભો રહી શકે એમ થવું જોઇએ. એથી દરબારે ગામપંચાયતનું ધોરણુ નક્કી કર્યું છે. જેના ગામોમાં ગામ પંચાયત હશે તેમને ખબર હશે કે ગામપંચાયત એ શું છે? બાર ગામના નીંગાળા તપ્પામાં સાત ગામે ગામપંચાયત છે. એમને પુછ્યું. કે થાણુદાર આવીને કામ કરતા, ત્યારે વધારે સુખી હતા કે અત્યારે તમે તમારૂં કરો છો તેથી વધારે સુખી છો? જ્યાં જ્યાં હું ગયો છું ત્યાં ત્યાં મે સાંભળ્યું છે કે "અમે ગામપંચાયતથી સુખી છીએ. અમારો કલેશ ઓછો થાય છે અને અમારૂં ઘરમેળે સમાધાન કરી શકીએ છીએ." આ વાત સાચી છે કે મારો ભ્રમ છે કે હું બધું ખોટું સમજ્યો છું? તમે તમારૂં કરી લ્યો તેમાં વધારે આનંદ છે કે હું અને મારા અધિકારીઓ તમને કરી દઈએ તેમાં વધારે આનંદ છે? ઘરમાં બાયડી છોકરાં રહેતાં હોય અને કોઇવાર કજીયો થતો હોય તે પાડોશી ચૂકવે તેમાં મજા કે પોતે પોતાનો કજીયો પતાવે તેમાં મજા છે તેનો વિચાર કરજો. અમે તમને ગમે તેટલા રાખીએ પણ તમારા ઘરના કહેવાઇએ તો નહીં. એટલે હું કહું છું કે ગામ પંચાયત હોય તો તમે વધારે સુખી રહો. તમારા આખા ગામનો વહીવટ જે

રીતે તમારે ચલાવવો હોય તે રીતે તમને ચલાવવાની છૂટ છે. તમને જોઈતી હોય તે બધી સત્તા આપવા દરબાર ખુશી છે. કોઈ ગામમાંથી કોઈને કાઢી મૂકવો હોય તો તે ગામ તેને કાઢી શકે. આ કાઢી મૂકવાની સત્તા તો માત્ર મહારાજાને જ છે તે તમને આપી છે. હવે રાજાની પોતાની સત્તા તમને આપી દીધી છતાં તમે સુખી ન થાઓ તો અમારા કરતાં તમારી કમેનસીબી વધારે છે. તમને ચોકીદારો આપ્યા છે તે જો તમારૂં રક્ષણ ન કરે તો તમે તેને કાઢી શકો છો, પણ જે નવા રાખો તેનામાં કામ કરવાની શક્તિ હોવી જોઈએ. માટે નવા રાખવામાં તમારે પોલીસ ઉપરીને પુછવું જોઈએ. હવે આટલી બધી સત્તા આપ્યા પછી ગામમાં કયું કામ કરવાનું રહે છે? કોઈએ ઢોરથી ચરાવી દીધું છે એમ તમને લાગે તો તેને નુકસાન આપવાનું પણ ગામપંચાયતને સોંપ્યું છે. હવે થાણદાર આવીને ડપ ડપ કરે છે? પહેલાં વીઘોટી ઉઘરાવવા થાણદાર આવતા. પણ હવે તો તમે વીઘોટી ઉઘરાવી આપી દ્યો છો. આટલું કર્યા છતાં તમે કરજમાં પડો એ કેવું! પણ એનાં પણ કારણો છે, (૧) તમારી સ્થિતિ છે તે કરતાં સારી ન થાય-તમારી સ્થિતિ સુધરવી જ જોઇએ-તો કરજનો ખુલાસો થયા પછી પણ તમે કરજમાંથી ન છૂટી શકો. વરસાદ વખતે તમારે બીયારણના પૈસા જોઈએ માટે તમારે પાછું કરજ કરવું પડે છે. મહારાજા સાહેબની ઇચ્છા છે કે તમારે બીયારણ માટે તણાવું ન પડે, માટે જે ખેડૂતોને બીયારણ જોઈતું હોય તેને ગામપંચાયત ચિઠ્ઠી કરી આપે એટલા પૈસા વહીવટદાર આપે. થાણદાર પૈસા આપે પણ તે એક માણસ ગામપંચાયતના જેટલી ગામની સ્થિતિ સમજે નહિં. જ્યારે ગામપંચાયતતો જેને જેટલા પૈસા જોઈએ તેટલાની જ ચિઠ્ઠી કરી આપે. થાણદાર-એક માણસ છેતરાય પણ, અંદર અંદર એક બીજા છેતરી શકે નહીં. અને તેથી યોગ્ય હોય તેને જ પૈસા અપાય. માટે જેટલી તગાવીની ખાસ જરૂર હોય તેટલી જેને જોઇતી હોય તેને મળે. વળી ગામપંચાયત હોય તો તગાવી પણ જલદી મળે. થાણદાર પાસે તમારે ધક્કા પણ ન ખાવા પડે, દક્ષિણા પણ ન આપવી પડે. આ રીતે તમને વગર વ્યાજે તગાવી મળે તો પછી તમારે વાણીઆ પાસે જવું ન પડે. છતાં પણ (૨) મરણના પ્રસંગે તમારે પૈસાની જરૂર પડે છે. બાયડીયું પરણવા જાઓ છો ત્યારે તમે ગાંડા થઈ પાંચસે, હજાર ખરચી નાખો છો. વિવાહના વખતે અને દારૂ પીવાના વખતે માણસ ગાંડું થઈ જાય છે, પણ એ ખરૂં છે કે વિવાહ વખતે અને કોઇ બુઢ્ઢાનું મરણ થયું હોય ત્યારે રૂપીઆ જોઈએ એ કયાંથી કાઢો? તેનો ઉપાય પણ ગામપંચાયત છે. ગામ પંચાયત હોય ત્યાં સહકારી મંડળ હોય જ. ગામમાં પરમેશ્વરે જેને બે પૈસા આપ્યા હોય તે સહકારી મંડળમાં પોતાના પૈસા વ્યાજે આપે અને દરબાર એટલા સામા આપે છે. એમાંથી તમે પૈસા લઇ શકો છો. તગાવીની બાબતમાં તો તમે કોઈને ના પણ પાડી શકો છો. પણ આમાં ના પાડી શકાય નહીં કારણ કે લેનાર તમને વ્યાજ આપે છે. માત્ર તમે એને સલાહ આપી શકો. પછી એ સલાહ એ ન માને તો તેનાં નસીબ! કરજમાં પડવાનાં આ બે કારણો છે એ મટી જાય છતાં ગમે તે કારણે જે માણસ કરજ કરતો હોય એવા ગાંડાનો મારી પાસે ઈલાજ નથી."

"કરજમાં ન પડવાના જેટલા ઉપાય તમે કહો તે કરવા દરબાર તૈયાર છે. પણ તમારે ખેડ સારી કરવી જોઈએ. તે ન કરો તો તમે કરજ મુક્ત ન રહી શકો. માટે દરબારની ઈચ્છા છે કે દરેક ખેડુતને એક કુવો હોવો જોઈએ. અને કોઈ ખેડુત વાડી વિનાનો ન હોવો જોઈએ. એથી ખેડ સારી થાય. પણ અત્યારે કયાં સારી ખેડ થાય છે? હું નાનો હતો ત્યારે મેં જોયું છે કે ખેડ કેમ થતી. આજ હું ઓરીસર છું પણ પહેલાં નહતો. હું પણ ગરીબ માબાપનો દીકરો હતો. ત્યારે મેં જોયું છે કે સવારમાં ચાર વાગે ખેડુતો ખેતરે કામ કરવા જતા. અત્યારે મહેનત ઓછી થઈ છે એટલે ઓછી મહેન-

તવાળા ખેતરમાં બરાબર પાક થાય નહીં, હું તમારી પાસેથી માગી લઉં છું કે દરબાર આટલું બધું કરે છે તો પછી તમારે મહેનત તો બરાબર કરવી જોઈએ."

"દરબારની ઈચ્છા છે કે ખેતર ખેડવામાં ટ્રેક્ટરનો ઉપયોગ કરવો. પણ તેના વીઘે ત્રણ રૂપીઆ તમે સહન ન કરી શકો. મહારાજાની ઈચ્છા છે કે જે ગામ મહાલમાં તમે પસંદ કરો તે આખું ગામ એક વખત મફત ટ્રેક્ટરથી ખેડી દેવું. પણ ટ્રેક્ટર એ તો હાથી છે. તે હાલવા માંડ્યો તે એક છેડેથી શરૂ કરી બીજે છેડે પૂરું કરે, શેઢા પણ રહે નહીં. ખેડાઈ રહ્યું એટલે ગોંડલમાં પહોળા પાટલાનું વાવેતર થાય છે તે પ્રમાણે કરો તો ખાતર ઓછું જોઈએ. નીંદામણ પણ ઓછું થાય. બીજે વખતે પાટલો બદલાવો એટલે બીજા ચાસમાં ખાતર પૂરાય અને ઓછો વરસાદ થાય તો પણ પાક સારો થાય. પણ આટલાથી કાંઈ બને એવું નથી. તમારે બીજાઓ કરતાં કમાવામાં પણ ઘણી મહેનત કરવી પડે છે એ તમારી કમનસીબી છે."

"તમારે ત્યાં ઢોર ઉછેર સારો ન થાય ત્યાં સુધી તમે સુખી ન થાઓ. એ ઉછેર એવાં ઢોરનો હોય કે જેમાંથી છાસ, દૂધ, માખણ અને બળદીઆ પણ મળે. જે લોકો ગાય પાળે એને જ આ બધું મળી શકે. મહારાજા સાહેબ દરેક ગામને ખૂંટ આપે છે. પણ જે ગામ તેને સારી રીતે રાખી શકે તેને જ આપે છે. એનાથી જે વાછડા વાછડી થાય તે પહેલી પેઢીએ જ સારાં થાય છે. મહારાજા સાહેબને ગાયોનો શોખ છે. માટે મને કહ્યું છે કે બધાંને જો ગાયો રાખતાં કરી દે તો હું ઘણો ખુશી થાઉં. ભેંસોના પાડા થાય તે તમને કામ ન લાગે એટલે એની શું દશા થાય છે તે હું જાણું છું! આપણે એમ માનીએ છીએ કે પાડાઓ તો જીવે જ નહીં. શા માટે? તમે એને ખાવા આપતા નથી. આ એક મહાપાપ પ્રજા કરે છે. માટે મહેરબાની કરી ગાય ઉપર પ્રેમ રાખો. અને ભેંસો ઉપર જરા ઓછી પ્રીતિ રાખો એટલે પાપ થતું અટકે. કૃષ્ણ ભગવાન ગાયો રાખી ગોપાલ કહેવાયા એ કાંઈ મૂરખ નહતા. તે સમજતા હતા કે દેશનું આમાં હિત છે."

"તમને એક નવી વાત કહું. તમને લાગશે કે આ તે ઘરડા થયા છે તે ગાંડા થઈ ગયા છે કે શું? પણ તમે સાંભળશો એટલે લાગશે કે એ જરૂરની બાબત છે. માણસને બે વસ્તુની જીવનમાં જરૂર છે. ખાવાનું અને કપડાં. આ બે વસ્તુઓ તમે તમારા ગામમાંજ પેદા કરી શકો તો કેવું સારૂં. જીણીયા, બંગોયામાં દરેક ઘર પોતાને જોઈતી ચીજો પેદા કરી લે છે. પણ હું આળસુ માટે વાત નથી કરતો. ખેડુત વર્ગ આળસુ નથી. તમારે તેલ જોઈએ તે માટે તમે તેલ પેદા કરી શકો છો અને અનાજ તો ઉત્પન્ન કરો છો. આમ તમે દરેક વસ્તુ તમારા ગામમાં પેદા કરી શકો છો. એમ કરશો એટલે ઘાંચી પણ તમારે ત્યાં આવીને રહેશે. અને તે પ્રમાણે હજામ, કુંભાર., સુતાર વગેરે આવીને રહેશે. તમારૂં ગામ શહેર ભલે ન થાય પણ શહેરમાં મળતી દરેક ચીજ તમને તમારા ગામમાં મળે એવું જો તમે ધારો તો કરી શકો એમ છો. જેટલું તમે બહારથી લાવો છો એટલા રૂપીઆ તમારા બહાર ચાલ્યા જાય છે. પણ જો એટલું તમે તમારા ગામમાંથી લ્યો તો એટલા રૂપીઆ તમારા ગામમાં રહે છે. જ્યાં જે ચીજ વધારે પકતી થતી હોય તો તે ખુશીથી બીજે વેચવા જવું. પણ ગામના ઉપયોગ પૂરતી રાખીને."

(ત્યાર પછી દરેક ગામમાં ભાડ કુવા સુધારવાનું કહેવામાં આવ્યું હતું. અને તે એ કે જો કે ભાડકુવા માટે ઠસા અને ગડદાને પહેલાં લેવામાં આવ્યા છે. પણ દરબારશ્રીની ઈચ્છા છે કે જ્યાંથી માગણી થાય ત્યાં ભાડકુવા કરાવી દેવા.)

"કેટલીક ગામપંચાયતમાં કજીઆ થયાનું મારા જાણવામાં આવ્યું છે પણ તેનું કારણ એ છે કે ગામમાં કેટલાંક માણસો એવાં હોય છે કે આખા ગામનો મેળ થઈ જાય તેથી ગામપંચાયત થવા ન દે,

અને થાય તો ભાંગી નાંખે. માટે જે ગામમાં કજીયો હોય ત્યાં ગામપંચાયત ચાલી શકે નહીં. મારી મરજી એવી છે કે જે ગામમાં ગામપંચાયત ન હોય ત્યાં એક આખો થાણદાર નીમી દેવો. એટલે લોકોમાં એમ થશે કે આતો ઓફીસર આવ્યો ! માટે જેને થાણદાર જોઇતો હોય તેણે ગામપંચાયત ન લેવી. અથવા હોય તો ભાંગી નાખવી. રાજ્ય બે રીતે ચાલી શકે છે. કાંતો લોકો પોતે ચલાવે અથવા દરબાર ચલાવે. એટલે જ્યાં ગામપંચાયત ન હોય ત્યાં દરબારે રાજ્ય ચલાવવું જોઇએ. હવે હું તમને પૂછું છું કે તમારે ગામપંચાયત જોઇએ છીએ કે થાણદાર જોઇએ છીએ ? હું તમને કહું છું કે જ્યાં મતભેદ હોય ત્યાં પણ ગામપચાયત ચાલી શકે છે. જ્યાં મોટો ભાગ ગામપચાયત લેવા ઇચ્છતો હોય અને નાનો ભાગ વિરૂદ્ધમાં હોય ત્યાં નાના ભાગમાંથી એક બેને ગામપંચાયતમાં લેવા, એટલે તેને ખાત્રી થઈ જાય. અને તે આપણા જેવા થઈ જાય. તથા બહારનાને કહે કે આ તો સારૂં છે."

(આટલું કહ્યા પછી સર પ્રભાશકરે ખેડુતોનો કેટલીક બાબતોમા શું અભિપ્રાય છે તેની પૃચ્છા કરી હતી. તેમા ખાસ કરીને હોલ્ડીંગ અને જમીનના સહભાગીદારપણા સબંધે, ચવ વાસેના ખોરડાના વેચાણહક સંબંધી વિધવાઓને જમીનનો વેચાણહક આપવા સંબંધી, અને માલની રવાનગી જગાત સબંધીની બાબતો હતી. ત્યાર પછી વેપારી અને ખેડુતો સાથેના સબધનું વિવેચન કરતાં કહ્યું કે)

"વેપારીઓને ચોપડે તો ખેડુતોના ઘણા રૂપીઆ હતા પણ તેઓને આવતા ઓછા. હવે એ કરજ કાઢી નાખવું છે પણ એક બીજાની માન્યતા એવી બધાઈ ગઈ છે કે ખેડુત અને વેપારી વચ્ચે દરબાર સપ રહેવા દેવા ઇચ્છતા નથી. વેપારી અને ખેડુત દરબારની એક સરખી રૈયત છે. હું ખેડુતોને કહેવા ઇચ્છું છું કે તમારો વેપારી સાથે સંબધ સારો થશે તો તેમાં તમને લાભ છે. દરબારને પણ લાભ છે. પણ તમને ગામપંચાયતમાંથી ઓછા વ્યાજે રૂપીઆ મળતા હોય તો તમે વેપારી પાસે નજ જાઓ, તેમાં કોનો વાંક ? પણ જો વેપારી ગામપંચાયતમાં ભળે તો એને પોતાના રૂપીઆનું વ્યાજ મળે. અને તેના રૂપીઆ ખોટા થાય નહીં. એમ કરતાં કરતાં વેપારીઓનાં મન પણ સુધરી જાય. ડુંગરમાં મેં કહ્યું હતું કે આ બન્ને વર્ગ ભાઈચારાથી રહે તો હું પણ ઘણો ખુશી થાઉં. વેપારીઓ એ એવો વર્ગ છે કે એની રાજ્યમાં જરૂર છે. વેપારી નહીં હોય તો ગામડાંમાં હાટ કોણ માંડશે ? માટે તમારે તેની સાથે સારો સંબંધ રાખવો. તેમ વાણીઆએ પણ વિશ્વાસ રાખવો કે ખેડુતો દરબારની આવડી મોટી તિજોરી ભરી દે છે તો વાણીઆનો એક નાનો હડફો નહીં ભરે ? વાણીઆએ પણ સમજવું જોઇએ કે જો હું ઓછું વ્યાજ લઇશ તો ખેડુતો રૂપીઆ આપશે. આટલું જો વાણીઆઓ સમજી જાય તો આ બન્નેનો હું એવો સંબંધ કરાવવા માગું છું કે બીજે ક્યાંઈ હોયજ નહીં. હવે ૨૦-૨૫ ટકા વ્યાજ લેવાનાં તો સ્વપ્નાંજ સમજવાનાં છે છતાં જો વેપારી વર્ગ નહીં સુધરે તો દરબાર એમ પણ ઠરાવશે કે વહીવટદારે અમુક ટકે રૂપીઆ ધીરવા. માટે મારી તમને બેય પક્ષને વિનંતિ છે કે એકસપ થઈ જાઓ. તમે જ્યાં સુધી ખોટું બોલશો ત્યાં સુધી બેમાંથી એકેય પક્ષનું ભલું થવાનું નથી તે ખચીત માનજો"

---

## વંશપરંપરાની સરદેશમુખીનો પ્રશ્ન

એક દેશી રાજકર્ત્તાએ કોઈને વંશપરંપરાની સરદેશમુખીની બક્ષિસ આપી હોય તે બક્ષિસમાં ફેરફાર કરવાનો અથવા ન્યૂનતા કરવાનો સરકારનો હક કેટલે અંશે છે તેવી એક મહત્વની બાબતને લગતો નિર્ણય કેટલાક વખત પહેલાં પ્રીવી કૌંસીલની જ્યુડીશ્યલ કમિટિએ આપ્યો હતો. આ સંબંધમાં મુંબઈની હાઈકોર્ટે આપેલા નિર્ણયની સામે હીંદી પ્રધાને કૌંસીલની જ્યુડીશ્યલ કમિટિને અપીલ કરી હતી. પરંતુ જ્યુડીશ્યલ કમિટિએ હાઈકોર્ટના નિર્ણયને માન્ય રાખ્યો અને હીંદીપ્રધાનનો દાવો ખર્ચ સાથે

કાઢી નાંખ્યો હતો. પ્રથમ દાવો પરશુરામ માધવરામ નામના ગૃહસ્થે માંડયો હતો. જેનો ચુકાદો રત્નાગિરિના ડીસ્ટ્રીક્ટ જડજે તેની વિરૂદ્ધમાં આપવાથી તેણે મુંબઈની હાઈકોર્ટને અપીલ કરી હતી, હાઈકોર્ટે ડીસ્ટ્રીકટ જડજનો ચુકાદો રદ કરી વાદી પરશુરામનો દાવો માન્ય રાખ્યો હતો. આ ઉપરથી હીંદી પ્રધાને તે સામે છેવટની અપીલ પ્રીવી કૌંસીલની જ્યુડીશ્યલ કમિટી પાસે કરી હતીઃ સદરહું કેસની તપાસ લોર્ડ ટોમ્લીન, લોર્ડ રસલ અને સર લેન્સલોટ સેંડરસન સમક્ષ ચાલી હતી. આ વખતે હીંદી પ્રધાન તરફથી હીંદી પ્રધાનની ઑફીસના સોલીસીટર તરફથી મિ. એમ. ડી. ગુરૂધર કે. સી.. અને મિ. વોલેસ હતા. જ્યારે મૂળ વાદી પરશુરામ તરફથી વીલ્સન કંપની સોલીસીટરો તરફથી સર ટી. સ્ટ્રેંગમેન હતા.

આ કેસ સંબંધી પોતાનો નિર્ણય આપતાં લોર્ડ ટોમ્લીને એવી મતલબનું જણાવ્યું હતું કેઈ. સ. ૧૭૦૪ અર્થાત્ આજથી આશરે ૨૩૦ વરસ પહેલાં સતારાના મહારાજાએ પરશુરામના પૂર્વજોને રત્નાગીરી જીલ્લાના દેવગઢ તાલુકામાં ખરેપટન વિભાગમાં અને એજ જીલ્લાનાં માલવણ તાલુકામાં સાલ્સી વિભાગમાં આવેલાં બંખ્યાબંધ ગામોની મહેસુલ ઉઘરાવવાની વંશપરંપરાની સનંદ બક્ષિસ આપી હતી. અને તેના બદલામાં ખરેપટ્ટનના સંબંધમાં સેંકડે બે ટકા વળતર આપવાનું સનંદમાં જણાવવામાં આવ્યું હતું. જ્યારે સાલ્સીના સંબંધમાં જો કે વળતરનો આંકડો નક્કી કરવામાં આવ્યો ન હતો છતાં તેના હકો ખરેપટ્ટન જેવાજ બક્ષવામાં આવ્યા હતા.

હવે બ્રિટિશ સરકારે સતારાના મુલકનો કબજો ૧૮૧૭માં લીધો હતો. પરંતુ ત્યાર પછી ઘણાં વરસ સુધી પરશુરામના પૂર્વજો વગર હરકતે મહેસુલની રકમ ઉઘરાવતા રહ્યા હતા. અને તે માટે નીમવામાં આવેલા મહેસુલી અમલદારોને પહેલાંની માફક વળતરની રકમ મળ્યા કરતી હતી. આ પ્રમાણે ઘણાં વરસ ચાલ્યા. પછી સરકારને એ વંશપરંપરાના અધિકારીઓને દૂર કરવાની ઈચ્છા થઈ. સને ૧૮૬૫માં રત્નાગિરિ–જીલ્લામાં મહેસુલી અધિકારીનો હોદ્દો ધરાવનારા આ અમલદારોને મહેસુલ ઉઘરાવવાના સંબંધમાં ફેરફાર કરવાની માગણી કરી. કેટલીક વાટાઘાટ ચાલ્યા પછી સરકારે આ લોકોનું લવાજમ રૂપીએ અમુક ઠરાવ્યું એટલે ત્યાર પછી પરશુરામના પૂર્વજો મહેસુલની ઉઘરાત કરતા બંધ થયા. અને તેમને સરકાર તરફથી દર વરસે રૂ. ૬૪૨ની રકમ મળવા લાગી. આ રકમ નક્કી કરેલા ધોરણે પણ દર વરસે વધતી જતી મહેસુલના પ્રમાણમાં તેમને વધારે મળવી જોઈએ. એટલે હાલની સનંદ ધરાવનાર પરશુરામે સરકારને આખરે ઈ. સ. ૧૯૦૦ માં આ બાબતમાં અરજ કરી. અને જણાવ્યું કે સરકારે કરેલી પા૦ આનાની ગોઠવણ કરતાં પણ તેને ઘણી ઓછી રકમ મળતી હતી. વળી તેણે એવી પણ અરજ કરી કે ૧૮૮૨–૮૩ અને ૧૮૯૨–૯૩માં સર્વે સેટલમેંટ કરવામાં આવ્યું અને સંબંધ ધરાવતા બે જીલ્લાની મહેસુલમાં વધારો થતો હતો એટલે તેના પ્રમાણમાં તેને પણ વધારે રકમ મળવી જોઈએ. જો કે વાત માનવામાં આવે એવી નથી છતાં ખરી છે કે આ અરજીનો જવાબ તેને તેર વરસે ઈ. સ. ૧૯૧૩ માં મળ્યો અને તા. ૧૬ મી ડીસેંબર ૧૯૧૩ ને રોજ સરકારે એક ઠરાવ પ્રસિદ્ધ કરી માલવણના સંબંધમાં વધેલી મહેસુલ પ્રમાણે અરજદારને રકમ આપવાનું કબુલ્યું. જ્યારે દેવગઢના સંબંધમાં એવી માગણી સ્વીકારવામાં ન આવી. આથી ૧૯૧૬માં પરશુરામે હીંદીપ્રધાનની સામે દાવો માંડયો અને દેવગઢની બાબતમાં વધેલી મહેસુલ પ્રમાણે રકમ મળવાની એણે માગણી કરી. પણ ૧૮૭૧ ના પેનશન્સ એક્ટ પ્રમાણે તેણે તે માટે સર્ટિફીકેટ રજુ કર્યું નહીં હોવાથી એનો દાવો કાઢી નાંખવામાં આવ્યો. હવે સને ૧૯૧૪-૧૫ માં કરેલા સર્વે સેટલમેંટના પરિણામે માલવણની મહેસુલ વધેલી માલુમ પડી. તે બાબતમાં પણ પોતાને વધારે રકમ મળવી જોઈએ એવી પરશુરામે અરજ કરી હતી તે મંજુર રાખવામાં

આવી હતી. સને ૧૯૧૬ની આખરમાં તેને જોઈતું સર્ટિફીકેટ દેવગઢની બાબતમાં મળી ગયું. એને આધારે તેણે ૧૯૨૩ માં હીંદી પ્રધાનની સામે ડીસ્ટ્રીકટ જડજની કોર્ટમાં દાવો માંડયો. અને પોતાને મહેસુલની સરકારી આંકણી પ્રમાણેજ ટકાની રકમ મળવાની માંગણી કરી. ડીસ્ટ્રીકટ જડજે તેનો દાવો કાઢી નાંખ્યો. તેથી તેણે હાઈકોર્ટને અપીલ કરી. હાઈકોર્ટે તેની તરફેણમાં ચુકાદો આપ્યો. તથા ખરચ સુધાં સઘળી રકમ દાવો માંડયાની તારીખથી તે ઠેઠ સુધી સેંકડે ૭ ટકાને વ્યાજે પરશુરામને આપવાનો હુકમ કર્યો. હાઈકોર્ટના હુકમ સામે હીંદીપ્રધાને પ્રીવી કૌંસીલમાં અપીલ કરી.

હીંદીપ્રધાનનું કહેવું એવું છે કે ૧૮૬૩ ના ૭ મા કાયદાની કલમો અને તેના પેટાકાનુનો છતાં પણ સરકારને વંશપરંપરાના અમલદારોને રૂખસદ આપી દેવાનો હક છે, અને ત્યાર પછી સરકાર કાંઇ પણ રકમ આપવા બંધાયેલી નથી, અને જે કાંઈ આપે કે આપવામાં આવે તે ફક્ત મહેરબાની તરીકેજ છે. એટલા માટે વાદી પરશુરામને આ દાવો લાવવાનો કશો આધાર નથી, પણ અમારા અભિપ્રાય પ્રમાણે હીંદીપ્રધાનને આ ઘડીએ આવો બચાવ કરવા દઇ શકાય નહિ. આવો બચાવ એણે આગળની બન્ને અદાલતમાં કર્યો નથી. તેમ લેખિત બચાવમાં પણ આ દલીલ રજુ કરી નથી. એટલે આ નવા બચાવનાં ગમે તે ગુણ દોષ હોય પણ છેક છેલ્લી ઘડીએ એ બચાવ અમે માન્ય રાખી શકતા નથી. હાઈકોર્ટે એવો અભિપ્રાય આપ્યો છે કે વાદીને સનંદમાં જણાવેલા ટકા પ્રમાણેજ બદલો મેળવવાનો હક છે. તેની સાથે અમે પણ સંમત છીએ. અને અમારો એવો પણ અભિપ્રાય છે કે જેમ દર વરસે મહેસુલ વધતું જાય તેના પ્રમાણમાં વાદીને વિશેષ બદલો મળવો જોઈએ, વળી સનંદમાં જે ટકા ઠરાવ્યા છે તેને બદલે અમુક ઉચક રકમ ઠરાવવાની પણ સરકારને સત્તા નથી. એટલે હાઈકોર્ટે જે હુકમનામુ કર્યું છે તેમાં સુધારો કરવાનું અમે ફરમાવીએ છીએ. જે સુધારો એવી રીતનો કરવો કે વાદીના હકો ખુલ્લી રીતે જાહેર કરવા, જે મુજબ વાદી પણ કરી શકશે. પરિણામમાં સરકારની અપીલ નિષ્ફળ જાય છે. અમે વાદીને સેંકડે બે ટકાને હિસાબે નહિ, પણ સેંકડે રૂ. ૧–૫–૦ ને હિસાબે સઘળી રકમ આપવામાં આવે એવો ફેરફાર કરવાનું હાઈકોર્ટને ફરમાવીએ છીએ. વળી આ અપીલ કરનારે જવાબદારનો આ કોર્ટનો સઘળો ખર્ચ આપવો એવો અમે વિશેષ હુકમ કરીએ છીએ. અમારા આ હુકમને મંજુરી આપવાનું અમે ના૦ શાહેનશાહને જાહેર કરશું.

---

## દેશી રાજ્યો અને ગાંધીજી

(ગયા જુલાઈ માસમાં ગાંધીજીએ "દેશી રાજ્યો" એ શિર્ષક હેઠળ એક લેખ લખ્યો હતો. અમે તે નીચે આપીએ છીએ.)

"દેશી રાજ્યોના કારભારમાં વચ્ચે નહીં પડવાના મહાસભાના ઠરાવમાં ડહાપણ રહેલું હતું એમ હમણાં હમણાં બનેલા બનાવોએ પુરવાર કરી આપ્યું લાગે છે. રાજ્ય બંધારણ ગમે તેટલું અન્યાયી આપખુદ અને તર્કહીન હોય તોપણ એવું છે કે કાયદા તેમજ રાજકાજની દૃષ્ટિએ દરેક નાનું કે મોટું દેશીરાજ્ય બીજા રાજ્યોના જોડેના સંબંધમાં તેમજ હિંદુસ્તાનનો જે ભાગ દેશી રાજ્યોથી જુદો ઓળખાવવાને બ્રિટિશ હિંદ કહેવાય છે તેની સાથેના સંબંધમાં એક એક સ્વતંત્ર અખંડ ઘટક છે. સૌમાં જો કોઈ એક વસ્તુ સર્વસામાન્ય હોય તો તે એ છે કે તેઓ બ્રિટિશ અમલના પોલાદી સકંજામાં સપડાયેલાં છે. પણ ભૂગોળની દૃષ્ટિએ તેમજ લોહીની દૃષ્ટિએ દેશી રાજ્યોના અને હિંદુસ્તાનના બીજા ભાગોના લોકો એક અને અવિભાજ્ય છે. આપણે તેત્રીસ કોટિ સ્ત્રી-પુરુષો એકબીજાનાં સગાં છીએ, ને કોઈ પણ બંધારણની કે લશ્કરી યુક્તિ આપણને વિખૂટાં પાડી શકે એમ નથી. આ નૈસર્ગિક સગાઈ કશા અંતરાય વિના ચાલી રહી છે. એનું કારણ એ છે કે રાજ્ય

બંધારણની આ જે હકીકત છે તે જ્યાં સુધી કાયમ છે ત્યાં સુધી આપણે તેની હસ્તીનો સ્વીકાર કરેલો છે. એ સત્યાગ્રહનો રસ્તો છે, અથવા પાપના અપ્રતિકારનો રસ્તો છે. ડાક્ટર વૈદ જેમ શરીરમાંની બધી કુદરતી શકિતઓને ચાલન આપીને ને તેમને પોતાનું બધું જોર અજમાવવા દઇને ઝેરને નીકળી જવા દે છે, તેમ આપણે આ બાબતમાં કરેલું છે.

પણ દેશી રાજ્યોના કારભારમાં વચ્ચે નહીં પડવાનો ઠરાવ કરીને મહાસભાએ દેશી રાજ્યોની પ્રજાને પાનો ચડાવ્યો છે, બીજા શબ્દોમાં કહીએ તો કુદરતી શકિતઓને–એટલે કે એ પ્રજામાં પોતામાં જ સુપ્તદશામાં પડેલી શકિતઓને ચાલન આપ્યું છે, તાજેતરમાં બનેલી થોડીક ઘટનાઓમાં એમ દેખાઈ આવ્યું છે કે એ પ્રજાને પોતાની શકિતનો સાક્ષાત્કાર થયો છે, અને તેણે બહારની કશી મદદ વિના એ શકિત વાપરીને સંપૂર્ણ વિજય મેળવ્યો છે. બીજું એક પરિણામ એ પણ આવ્યું છે કે રાજ્યના સત્તાધીશોએ પોતાની અને પ્રજાની વચ્ચેના કલહનું સમાધાન કરવાને મહાસભાવાદીઓની મદદ માગી છે. મનુષ્યે અજમાવેલી દરેક કાર્યપદ્ધતિની જેમ આને પણ એની મર્યાદાઓ છે એમાં શંકા નથી. મહાસભા ગેરવ્યાજબી માગણીઓ ન કરી શકે. પ્રજાને ખરેખરી ફરિયાદનું કારણ હોવું જોઇએ, અને તેમણે ચોકખે હાથે કામ લેવું જોઇએ. કેમકે સત્યાગ્રહનું સાધન અહિંસા—એટલે કે જે વસ્તુમાં સંપૂર્ણ ન્યાય હોય તે સિદ્ધ કરવાને સારુ વિરોધીને કષ્ટ પહોંચાડયા વિના પોતે કષ્ટ સહન કરવું—એ છે.

દેશી રાજ્યોની પ્રજા માત્ર સત્યાગ્રહનાં એટલે કે અહિંસાનાં પૂર્ણ રહસ્ય અને શક્તિ ઓળખે તો સમગ્ર હિંદુસ્તાન સ્વરાજ મેળવે તે પહેલાં દેશી રાજ્યોની પ્રજા પોતાની મર્યાદિત સ્વતંત્રતા લઈને બેસી જશે. અને હિંદુસ્તાનને પૂર્ણ સ્વરાજ મળે તે પહેલાં તેમણે –દેશી રાજ્યોની પ્રજાએ–પોતાની સ્વતંત્રતા મેળવવી જ પડશે. દાખલા તરીકે તેમને અટપટા બ્રિટિશ તંત્ર જોડે કામ લેવું નહીં પડે ને છતાં તેઓ અહિંસક વાણી, લેખન અને વર્તનની પૂર્ણ સ્વતંત્રતા મેળવી શકે. દેશી રાજ્યોમાં પેદા થતી સંપત્તિની સમાન નહીં તો અત્યારના કરતાં વધારે ન્યાયપૂર્વક વહેંચણી તેઓ, પ્રમાણમાં વધારે સહેલાઇથી કરાવી શકે. તેઓ ઓછા પ્રયત્ન વિના તેમના રાજાઓની ખાનગી સંપત્તિ પર અંકુશ રાખી શકે, અને સસ્તો ને શુદ્ધ ન્યાય મળે એવી પાકી વ્યવસ્થા કરી શકે. અતિશય વિશાળ અને નોકરશાહીના સકંજામાં સપડાયેલા બ્રિટિશ હદ કરતાં તેઓ દારિદ્રના અને ગ્રામનવરચનાના પ્રશ્નોનો નિકાલ ઘણી જ વધારે સહેલાઈથી આણી શકે. તેઓ માગતાંવેત સાચી રાષ્ટ્રીય કેળવણી મેળવી શકે.

આ એમનું સ્વરાજ હશે; બેશક મહાસભાને જે પુર્ણ સ્વરાજ જોઇએ છે તેના કરતાં તો એ ઘણું જ ઓછું હશે. પણ જો મોટાં રાજ્યોની પ્રજાનો મોટો ભાગ પોતા પૂરતું સ્વરાજ મેળવી લે તો પુર્ણ સ્વરાજની પ્રાપ્તિનો દિવસ કોઈએ સ્વપ્ને પણ ન કલ્પ્યો હોય એટલો જલદી આવે. એટલે દેશી રાજ્યોમાંના સુધારકો અઘટીત અધીરાઈ ન કરે; તેઓ પોતાની મર્યાદાઓ, અને એ બધા ઉપરાંત વિજયની જે શરત–સત્ય અને અહિંસાનું કડકમાં કડક પાલન–છે તે–ન ભૂલે. તેમણે પાછી પાની કર્યા વિના પણ સાથે સાથે આત્મરક્ષણને નામે આંગળી સરખી ઊંચી કર્યા વિના, ગોળીનો વરસાદ સામી છાતીએ ઝીલવાને તૈયાર રહેવું જોઈએ. સત્યાગ્રહી આત્મરક્ષણનો હક સ્વેચ્છાએ જતો કરે છે. વળી એ પણ યાદ રાખવું જોઈએ કે સત્યાગ્રહીની ઓછામાં ઓછી માગણી એ જ એની વધારેમાં વધારે માગણી પણ છે.

---

## ગણોતબીલ અને તાલુકદારો

[ જ્યારથી ગણોતબીલ ધારાસભામાં દાખલ થયું છે ત્યારથી ગુજરાતના તાલુકદારો એ સામે અવિશ્વાસની નજરથી જુએ છે. આમોદના ઠાકોર સાહેબની આગેવાની નીચે ગુજરાતના તાલુકદારોનું એક સંમેલન અમદાવાદ ખાતે મળ્યું હતું, તેમાં જે ઠરાવો થયા હતા તે અને ત્યારપછી અમદાવાદ જીલ્લાના તાલુક-

દારોએ એકત્ર મળી જે ઠરાવો કરેલા તે ઠરાવો અમે આ નીચે (૧) અને (૨) અનુક્રમે આપીએ છીએ. જેમ તાલુકદારોનો આ બીલ સામે અસંતોષ છે તેમ ઠાસરા વગેરે તાલુકાઓમાં ખેડુતોનો પણ અસંતોષ છે. સદરહું બીલની કલમ ૬ ખેડુતોના કાયમી હકને હાનિ કરનારી છે એમ ખેડુતો માને છે. આમ જે પક્ષને માટે આ બીલ તૈયાર કરવામાં આવ્યું છે તે બન્ને પક્ષનો બીલ સામે અસંતોષ છે. સીલેક્ટ કમિટી આગળ સદરહું બીલ આવે ત્યારે આ બીલ સાથે સંબંધ ધરાવતા બધા પક્ષોની સાથે રૂબરૂ ચર્ચા કરવામાં આવે તો અમને લાગે છે કે એમાંથી સમાધાની ભર્યો માર્ગ નીકળી શકે. નહીં તો અમને ભય છે, કે કોર્ટો અને દાવાદુવીનાં કામ વધી પડશે.

તંત્રી ]

૧.

(૧) ગુજરાતના તાલુકદારો અને તેમના ગણોતીઆ વચ્ચેનો સંબંધ આજ સુધી સારી રીતે સચવાયો છે.

(૨) ગણોતીઆમાં ગરીબાઈનું કોઈપણ જાતનું પ્રમાણ અસ્તિત્વ ધરાવતું હોય તો તે તાલુકદારોની ગણોત પદ્ધતિ કરતાં સરકારની સેટલમેંટ નીતિને કારણે છે. કારણ કે ગણોતીઆ માટે નવા ધારા ધોરણ ઘડવા કરતાં જમીનદારોને અટકાવી શકાય તેમ છે.

(૩) સેટલમેંટની નીતિથી મોટા ભાગના જમીનદારોની અને તેમાં ખાસ કરીને તાલુકદારોની સ્થિતિ ગણોતીઆ કરતાં રહેજ પણ સારી નથી અને તેથી તાલુકદારી વિસ્તારના ગણોતીઆની સ્થિતિ રૈયતવારીના હક્ક કરતાં વધુ ખરાબ નથી. તેથી ગણોતીઆની ગરીબાઈ તાલુકદારોને આભારી છે. એમ કહેવું બરાબર નથી.

(૪) હિંદના બીજા પ્રાંતોના જમીનદારો માફક ગુજરાતના તાલુકદારો સરકારના કબજેદારો ઠરતા નથી; કારણ કે તેમની મિલ્કતો મોટા રાજ્યોના (સ્ટેટના) ભાગો હોય છે, અને તેથી તેના ઉપર તેઓ સત્તા ધરાવે છે. આ વર્ગના માલિકી હક્કો છે, અને તેમાં આવતી ખાણો અને ધાતુઓનો સમાવેશ પણ તેમાં થાય છે.

(૫) ગુજરાત પ્રાંત માટે ખેતી વિષયક-નીતિ સંતોષકારક પુરવાર ન થાય ત્યાં સુધી જુદા જુદા ગણોત ધારાનું પરિણામ ભુતકાળમાં અગાઉના ઉદાહરણો રૂપ બનશે. એટલુંજ નહિ પણ આજની જે કફોડી ભરી સ્થિતિ છે તેના કરતાં પણ વધુ ખરાબ સ્થિતિ બનશે.

૨.

(૧) ગણોત બીલનાં કારણો અને આશયોના નીવેદનની વિગતો અને ભાષા ધ્યાનમાં લેતાં આ કમિટી એમ માને છે કે સદરહુ બીલ વેર લેવાની વૃત્તિથી તૈયાર થયું છે અને ભાગલાઓ પાડવાના અને ગેરરસ્તે દોરવવાના આક્ષેપો પર રચાયેલું છે તેમજ જમીનદારોના પરાપુર્વથી ચાલ્યા આવતા માન્ય રાખવામાં આવેલા હક્કોનો ઈન્કાર કરવા સમાન છે.

(૨) ખીલમાંની જોગવાઈઓનો આશય જમીનદારો કે જેમણે ભુતકાળમાં અશાંતિ, બંડ અને યુદ્ધ દરમ્યાન સુલેહશાંતી જાળવી રાખવામાં તેમજ ગ્રામ્ય પ્રદેશમાં અરક્ષિતોને રક્ષણ આપવામાં દેશની ઘણી જ કીંમતી સેવાઓ બજાવી છે તેમની લાગવગનો તાત્કાળીક નાશ કરવાનો છે:

(૩) જો બીલને કાયદાનું સ્વરૂપ આપવામાં આવશે તો હક્કો અને હીતોનો ગોટાળો ઉભો થશે. ઝઘડાનાં નવાં કારણો ઉત્પન્ન થશે. સામટા દાવા દુવી થશે અને હાલમાં ગુજરાતમાં ખેડુતોમાં જે કડવાશ અને અથડામણ નથી તે ઉભી થશે તેમજ અંધેર, અવ્યવસ્થા અને વર્ગ વિગ્રહના બીજ વાવશે.

(૪) બીલની પાંચમી અને ૧૧ મી કલમો જો અમલમાં મુકાવામાં આવશે તો જેઓ દાવા દુવી કરાવવા પર નભે છે તેમના તરફથી ખેડુતોનું શોષણ થશે અને એવી પરિસ્થિતિ ઉભી થશે કે જેમાં ખેડુતો પોતે કબજે કરેલી જમીનો કરતાં કાયદાની અદાલતોમાં વધુ રોકાઈ રહેશે.

(૧૫) બીલની જોગવાઈઓ કાયદાના તમામ સ્થાપીત સીદ્ધાંતોનો સીધો ઇન્કાર કરવા સમાન છે.

(૧૬) આ બધી બાબતોનો વિચાર કરતાં સદરહુ બીલ દાખલ થવું જોઈએ નહીં કારણ કે તેનાં ગંભીર પરિણામો આવવાની ચોક્કસ વકી છે, એ પરિણામો કેટલાં ગંભીર નીવડશે તે હાલને તબક્કે માપવું મુશ્કેલ છે,

(૭) આ ઠરાવોની નકલો ના. વાઈસરોય મુંબઈના ના. ગવરનર અને બીજા જરૂરી સત્તાવાળાઓને મોકલી આપવા પ્રમુખને વિનંતી કરવામાં આવે છે.

એમ જણાય છે કે ગુજરાતના જમીનદારોના પ્રતિનિધીઓ સપ્ટેમ્બરની આખરમાં સર તેજબહાદુર સપ્રુની સલાહ લેવા જશે. આ દરમ્યાન ધંધુકા તાલુકાના તાલુકદારોની એક પરિષદ પણ મળનાર છે.

---

### કાઠીઆવાડના તાલુકદારો અને ફેડરેશન

(કાઠીઆવાડના તાલુકદારો ફેડરેશનના પ્રશ્નને અંગે ઘણા જાગૃત થયા છે, અને પોતાના ભવિષ્યના સ્વાર્થનો વિચાર કરવા લાગ્યા છે. ગયા જુલાઈ માસમાં તાલુકદારોની એક સભા રાજકોટ ખાતે મળી હતી તેમાં તેઓ વાટાઘાટના પરિણામે એક પણ નિશ્ચય ઉપર આવી શક્યા ન હતા. અને દરેકે વ્યક્તિગત પોતપોતાનો નિર્ણય કરી લેવો એવો નિશ્ચય થયો હોય એમ આ નીચેના એસોસીએશનના પ્રેસીડેન્ટ અને સેક્રેટરીના પરિપત્રો ઉપરથી જણાય છે. આ વિષય ખરેખર તાલુકદારો માટે ગંભીર છે. પણ એમણે આ બાબતની ચર્ચાઓ છૂટથી જ કરવી જોઈએ કે જેથી એમાંથી તેઓ સત્ય હકીકત તારવી શકે. ભવિષ્યનાં લોભ, લાલચ, કે પ્રલોભનની આશા રાખ્યા સિવાય વર્તમાન પરિસ્થિતિ અને સંયોગોનો એમણે પુખ્તપણે વિચાર કરવો જોઇએ. ઉપર્યુક્ત પરિપત્રો આ નીચે આપ્યાં છે. **તંત્રી**)

તા. ૮ માહે જુલાઈ ૧૯૩૮ મુ. રાજકોટ.

આજરોજ સર્વે ભાઈઓ જે જે હાજર હતા તે મળ્યા ને આ બાબત જે જે ભાઇઓ હાજર છે તેઓએ સર્વે ચર્ચા કરી. આ સવાલ એટલો મહત્વનો છે ને જેણે તેણે પોતે પોતાની બાબતમાં નિર્ણય કરી લેવો. આ બાબતમાં એસોસીએશનથી નક્કી થઈ શકે તેમ નથી,

VIJAYSENHJI VITHALRAO
સેક્રટરી, તાલુ. એસો.
કાઠીઆવાડ.

VIJSARWALLA
પ્રેસીડન્ટ તાલુ. એસોસીએશન.
કાઠીયાવાડ.

સ્નેહી ભાઇશ્રી,

આવો મહત્વનો સવાલ જ્યાં એકત્ર વિચારે થવો જોઇએ તેના બદલે જુદા જુદા વિચારે કરવાનું સહુ ભાઈઓને ગમ્યું તે બરાબર થતું નથી તેમ આપ સાહેબને લાગશે. આપણી સ્થિતિ શું છે તે નિર્ણય થવા હવે લાંબો સમય નથી તે પહેલાં હજુ તક સાચવી આપણે વિચાર કરીએ તો વધારે સારૂં એમ મને હજુ પણ લાગે છે. તેમજ આપને મારી જ્યારે જરૂર પડે ત્યારે આપ મને લખશો અગર આપ મને મળશો તો મારાથી બનતી મદદ કરીશ. મારા લાયક કામકાજ લખવા મે. કરશો.

તા. ૯ માહે જુલાઈ ૧૯૩૮
લી. આપનો
VIJAYSENHJI VITHALRAO
ના રામરામ સ્વીકારશોજી.

### મહીકાંઠા-રજપુતાના ભૌગોલિક તપાસ.

મુંબઈ ઈલાકાનાં મહીકાંઠા અને રજપુતાના રાજ્યોની ભૌગોલિક તપાસ પુરી થઈ હોવાનું જણાય છે. પાલણપુર, દાંતા અને રજપુતાના તથા ગુજરાતની સરહદ પર આવેલા ઇડર રાજ્યના ઉત્તર વિભાગના મુખ્ય મુખ્ય ભાગોના નકશા દોરવાનું છેલ્લું કાર્ય પૂરૂં થયું હોવાનું જણાય છે. છેલ્લાં ૩૦

વરસથી આ ભૌગોલિક તપાસ ચાલતી હતી. જો કે મહાયુદ્ધના ચાર વરસના ગાળા દરમીયાન આ તપાસ મોકુફ રહી હતી. અગાઉ આ વિસ્તારોના ઉત્તર પુર્વ અને અગ્નિકોણના નકશા દોરવામાં આવ્યા હતા. જે ઉપલાં રાજ્યોના તાજેતરમાં દોરાયેલા નકશા સાથે જોડી દેવામાં આવ્યા છે. જે પ્રદેશનું નિરીક્ષણ કરવામાં આવ્યું છે એ પ્રદેશ પહાડી છે. ઘણોખરો ભાગ સમુદ્રની સપાટીથી ૩૦૦૦ ફુટની ઉંચાઈએ આવેલો છે. જ્યાં ઘણાં જંગલો અને પુષ્કળ પાણી છે. પણ ઘણોખરો પ્રદેશ ઘણો સુંદર છે.

આ પ્રદેશમાં ત્રાંબાનાં જુનાં કારખાનાઓ અને હીંદુ અને જૈન મંદિરો નજીક ધાતુના કાટના ઢગલાઓ નજરે છે.

માઉન્ટ આબુના દેલવાડાના જૈન મંદિરોમાંના આકર્ષક આરસપહાણ અંબામાતાજીથી બે માઈલ દુર આવેલા જરીબા ખાતેથી લાવવામાં આવ્યા હોવાનું જણાય છે. આ પ્રદેશ રજપુતાનાના અરવલ્લીની પર્વતમાળાનો દક્ષિણનો પ્રદેશ છે. જ્યાંથી પર્વતોની હાર હથેળીમાંથી છુટા પડતાં આગળાંઓની માફક જુદી જુદી દીશામાં પથરાયેલી છે. આ હાર ગુજરાતના મેદાનમાં પડે છે અને દરીઆમાંના ટાપુઓની માફક જુદે જુદે સ્થળે બહાર પડેલી જણાય છે. આ ખડકોમાં કળી ચુનો છે.

---

## દેવાસ (જુનીયર) સંબંધે પ્રશ્ન

(દેવાસ (જુનીયર)ના રાજાના અવસાન પછી એમની ગાદી માટે ઝઘડો ઉપસ્થિત થયો હતો અને સ્વ. મહારાજાના ભાઈને ગાદી સુપ્રત કરવામાં આવી હતી. આ સંબંધી સ્વ. નરેશનાં મહારાણીએ પોતાના સગીર પુત્ર વતી વાંધો ઉઠાવ્યો હતો પરંતુ તે નિરર્થક ગયો હતો. અમે જે નીચે છાપા ખબર આપ્યા છે એ ઉપરથી જણાય છે—જો તે હકીકત ખરી હોય તો—એ ઝઘડો પુનઃ ઉપસ્થિત થયો હોય એમ લાગે છે. વારસાના પ્રશ્નનો નિર્ણય કરવો એ દેશી રાજ્યોમાં વિકટ સવાલ છે, અને સરકારના રાજદ્વારી ખાતાને પણ એ કામ કપરૂં લાગે એવું છે. અમે જે ખબરનો ઉલ્લેખ કર્યો છે તે છાપાખબર આ નીચે ઉધ્ધૃત કરી છે. તંત્રી)

"દેવાસ જુનીયરના મહારાજા ખાસેસાહેબના તાજેતરના પરદેશના પ્રવાસ વિષે કાંઈક ભેદ સમાયેલો હોય એમ લાગે છે. આ સંબંધમાં છેલ્લામાં છેલ્લી માહીતી એવી મળે છે કે દેવાસ જુનીયરની ગાદીનો હક કાયદેસર સ્થાપિત કરવાના દેવાસ જુનીયરના સ્વ. મહારાજાના ગાદી વારસ રાજકુમાર પ્રયાસ કરે છે એવું કહેવાય છે.

દેવાસ જુનીયરના સ્વ. મહારાજાના અવસાન પછી તરત જ કહેવાતાં મહારાણી અને એ વખતના દીવાને સ્વ. મહારાજાના રાજકુમારને ગાદી વારસ તરીકે જાહેર કરવાના પ્રયાસો કર્યા હતા પણ સ્વ. મહારાજાના સંબંધીઓ અને લશ્કર ખાતાના વડા અધીકારીએ તલવારની ધારે તેમને તેમ કરતાં અટકાવ્યાં હતાં એમ કહેવાય છે. વધુમાં એમ પણ કહેવામાં આવે છે કે તેઓએ એમ જણાવ્યું હતું કે કહેવાતાં મહારાણી એ મહારાજાની પરિણીત રાણી નહોતી. આથી આ બધી બાબત પોલીટીકલ એજન્ટની કચેરીએ હાલના મહારાજા જેઓ ગ્વાલીયર રાજ્યમાં અભ્યાસ કરતા હતા તેઓ આવે ત્યાં સુધી મુલતવી રાખી હતી. આ કહેવાતાં મહારાણીનો દાવો પોલીટીકલ એજન્ટની કચેરીએ સ્વીકાર્યો નહોતો અને સ્વ. મહારાજાના ભાઈને હાલના મહારાજાને દેવાસ જુનીયરના મહારાજા તરીકે જાહેર કર્યા હતા.

ગાદીએ આવ્યા પછી એમ જણાવાય છે કે હાલના મહારાજાએ યુવરાજ અને કહેવાતાં મહારાણીને દેવાસ જુનીયરમાં રહેવાનું અને રાજકુટુંબીઓના અધીકારો ભોગવવાનું કહ્યું હતું. પણ યુવરાજ અને તેની માતા તેનો વીરોધ કરીને દેવાસ જુનીયર છોડી ગયાં હતાં.

આ પછી છેલ્લા ચાર વરસથી તેઓ ગાદીવારસ

તરીકેનો સાર્વભૌમસત્તા અને હીઝીવઝીર સમક્ષ દાવો રજુ કરી રહ્યાં હતાં. ચાર વરસને અંતે, એમ જણાવવામાં આવે છે કે યુવરાજ અને તેની માતાએ તેમનો હક સ્થાપિત કર્યો છે અને એ સાબીત કર્યું છે કે તે સ્વ. મહારાજાનાં પરિણીત રાણી છે, એટલું જ નહી પણ લગ્ન કાયદેસરનું છે એ સાબીત કરવા માટે ચોક્કસ દાખલાઓ રજુ કરવામાં આવ્યા હતા.

હાલના મહારાજા પોતે એકલા જ ગાદી વારસ છે તેવો તેઓ દાવો કરે છે; અને મહારાણી અને યુવરાજના દાવા સંબંધમાં કહે છે કે તે કાંઈ સ્વ. મહારાજનાં કાયદેસરનાં પરિણીત રાણી નથી. આ ઝઘડાના પરિણામ વિષે દેવાસ જુનીયરની પ્રજા ખુબ આતુરતા સેવી રહી છે."

---

# નોંધ અને ચર્ચા

### ઇડર રાજ્યમાં પ્રજાપ્રતિનિધિ સભા

ઈડરના નામદાર મહારાજાશ્રીએ "ઠરાવેલા નિયમો અનુસાર રાજ્યતંત્રમાં પૂરતી રીતે સલાહકાર અને સહકારી થઈ શકે એ હેતુથી" પોતાના રાજ્યમાં પ્રજાપ્રતિનિધિ સભા મુકરર કરવાનું જાહેર કર્યું છે. આ સભામાં ૨૫ સભ્યો પૈકી ૧૨ સભ્યો પ્રજાએ ચુંટેલા અને ૧૨ સભ્યો રાજ્ય તરફના નિયુક્ત કરેલા, અને હોદ્દાની રૂએ રાજ્યના દીવાન એ સભાના પ્રમુખ એ પ્રમાણે યોજના છે. જો કે આ સભાની કાર્ય મર્યાદા અત્યારે તો રાજ્યને માત્ર સલાહકાર તરીકે છે. પરંતુ એથી પણ પ્રજામત જાણવાની રાજ્યની ઇચ્છા પાર પડશે. લોકો હળવાશે અને પ્રજાને એમ લાગશે કે આપણી હકીકત યોગ્ય રીતે જાહેર કરવાનું પ્રજાપ્રતિનિધિ સભા એક સાધન છે. ગુજરાતનાં રાજસ્થાનોમાં ઈડર રાજ્યે પ્રજાપ્રતિનિધિ સભા સ્થાપવાની પહેલ કરી તે માટે અમે રાજ્યને અભિનંદન આપીએ છીએ, અને ઇચ્છીએ છીએ કે સભાના સભ્યો પોતાની અને રાજ્યની જવાબદારી સમજી "હો હા" કર્યા વિના એનો સદુપયોગ કરે. તથા રાજ્યને પોતાની યોગ્યતાની ખાત્રી કરી આપે. જેથી રાજબંધારણને યોગ્ય રીતે વિકાસ પામવાનો માર્ગ રહે. ૧૯૩૧ થી ઇડર રાજ્યમાં ગ્રામ્ય પંચાયતો અને લોકલબોર્ડનું ધોરણ અખત્યાર કરવામાં આવ્યું છે એટલે અમને આશા છે કે પ્રતિનિધિ સભાને સફળતા મળશે. જો તોફાની ટોળાં તોફાન નહીં કરે તો.

---

### ત્રાવણકોરમાં સત્યાગ્રહ

ત્રાવણકોર રાજ્યે બ્રિટિશ હિંદના ૧૯૦૮ તથા ૧૯૩૨ ના ફોજદારી કાયદાને ધોરણે કાયદો ઘડી ત્યાંની રાજદ્વારી સંસ્થાઓને ગેરકાયદેસર જાહેર કરી છે. આ રાજ્યમાં સ્થાનિક મહાસભા સમિતિએ જાહેર કરેલા સત્યાગ્રહના પરિણામે રાજ્યને આ પગલું ભરવું પડ્યું છે, અને ગોળીબાર પણ કરવામાં આવ્યો છે. સ્થાનિક મહાસભા સમિતિના કાર્યકરોને જેલ અને દંડની સજા કરવામાં આવી છે.

પણ એમ કહેવાય છે કે ત્રાવણકોરના સત્યાગ્રહમાં હીંસક પ્રવૃત્તિને અંગે જોઇએ તેવું સાફલ્ય મળ્યું નથી. મહાત્મા ગાંધીજીએ આ સંબંધમાં એક કરતાં વિશેષ નિવેદનો પ્રકટ કર્યાં છે અને તેના પ્રત્યુત્તર ત્રાવણકોરના દિવાન સર રામસ્વામી આયરે આપ્યા છે. ગાંધીજીએ મ્હૈસુરની માફક એક કમિટી નીમવાની સૂચના કરી છે. પણ આ આખા પ્રકરણમાં ત્રાવણકોર રાજ્યે વાટાઘાટના ધોરણે નહીં પણ કેવળ કાયદાના ધોરણે કામ લીધું છે. અને

એટલે અંશે ત્રાવણકોરની લડતે કાંઈ વિચિત્ર રૂપ ધર્યું છે. જેમાં વાટાઘાટને કે કોંગ્રેસની પ્રતિષ્ઠાને કશું સ્થાન જણાતું નથી, એમ ત્યાના દિવાન સાહેબના નિવેદન ઉપરથી જણાય છે.

કેટલાકને લાગશે કે હમણાં હમણાં બ્રિટિશ હીંદમાંથી દેશી રાજ્યો ભણી સત્યાગ્રહાદિ પદ્ધતિએ પ્રયાણ કર્યું છે. અને કાંઈક અંશે ખરૂં છે, કે બ્રિટીશ હીંદના પ્રાંતોમાં—આખા બ્રિટિશ હીંદમાં Provincial Autonomyનું પરિણામ જાણ્યા વગર કોંગ્રેસની પાર્લામેંટરી પ્રવૃત્તિ સિવાય અન્યથા રાજદ્વારી કાર્યક્રમ કોંગ્રેસથી તત્કાલ હાથ ધરી શકાય એવો સંભવ ઓછો છે. એટલે સત્યાગ્રહ આદિ પ્રવૃત્તિએ દેશી રાજ્યો પ્રતિ પ્રયાણ કર્યું છે. અને મહાસભાની કાર્યવાહક સમિતિ સમક્ષ પણ દેશી રાજ્યોના પ્રશ્નોએ મહત્ત્વ મેળવ્યું છે. આ ફેરફારનું ભવિષ્ય કલ્પી શકાય એવું નથી. એમાંથી કાંઈ અણધાર્યા સવાલો ન નીકળી પડે તો સારૂં.

---

### રાજકોટ

છેલ્લા થોડા દિવસોમાં રાજકોટ ખાતે જે બનાવો બન્યા તેની અસર સર્વત્ર ઠીક ઠીક થવા પામી છે. રાજકોટમાં, બીજાં કેટલાંક રાજ્યોમાં છે તેમ મેળાઓમાં જુગાર રમાય છે. અને રાજ્ય તરફથી તેનો ઈજારો આપવામાં આવે છે. જુગાર તથા ઈજારા પદ્ધતિ સામે રાજકોટના કેટલાક લોકકારભારીઓએ વિરોધ ઉઠાવ્યો તથા આ પ્રથા નાબૂદ કરવા સભાઓ ભરી. પત્રિકાઓ પ્રસિદ્ધ કરી અને અન્યથા સતત પ્રયત્ન આરંભ્યો. આ પ્રયત્નમાં વિકાસ થતે થતે ત્યાંના દિવાન દરબારશ્રી વીરાવાળા અને એમના પુત્ર ભોજવાળા ઉપર અંગત આક્ષેપો થયા. તેમ ત્યાંના ઠાકોરસાહેબ ધર્મેન્દ્રસિંહજીની નીતિ રીતિ પરત્વે પણ અક્ષેપો થયા. આમ જુગાર વગેરે અનિષ્ટો સામેની બંધારણીય પ્રવૃત્તિએ ગૌણ રૂપ લીધું અને અંગત આક્ષેપો તથા હોસાતુંસીએ પ્રધાન રૂપ લીધું. રાજ્યે આ બધું જોયા કર્યું, પછી રાજકોટ એજન્સિની હદમાં અને રાજ્યની હદમાં "લાઠી ચાર્જ" થયો. થોડાકને રાજ્યની જેલમાં પૂરવામાં આવ્યા. બધાને પાછા બે ચાર દિવસમાં "જન્માષ્ટમી નિમિત્તે" મુક્ત કર્યા. પછી તો "સરદાર" વલ્લભભાઇ આવ્યા. એમણે અને બીજાઓએ ભાષણો કર્યાં અને આ બધા ઉત્સાહના પરિણામે રાજ્યને અમુક કામો કરવાની મુદત આપવામાં આવી. આ "અલ્ટીમેટમ"નો અમલ હવે તો નવા દિવાન સર પેટ્રીક કેડલને કરવાનો રહ્યો.

ઉપર પ્રમાણે હકીકત છે. કોઈપણ રાજ્યમાં અમુક પ્રથા અનિષ્ટ છે એમ રાજ્યના સચિવ મંડળની ખાત્રી હોય તો તે સામે લોકોનો વિરોધ જાગૃત થાય ત્યાં સુધી તેને નાબૂદ કરવાની રાહ ન જોવી જોઈએ કારણકે એમાં આગળ જતાં મિથ્યા દુરાગ્રહ બંધાઈ જવાનો સંભવ છે. અને લોકોમાં પ્રસિદ્ધ થઈ જવાની ક્ષણિક વૃત્તિવાળા વર્ગની સાથે વિતંડાવાદમાં ઉતરવું પડે છે. પરિણામે રાજ્ય, રાજ્ય મટી પક્ષકાર થઈ જાય છે. અને આથી ઉલટું મિથ્યા આક્ષેપો સામે—તે ગમે તેટલા અનિષ્ટવૃત્તિથી ભરેલા પણ જો નાપાયાદાર હોય—તો દુર્લક્ષ રાખવું જોઈએ. એમ કહેવાય છે કે "સરદાર" પાસે રાજકોટ રાજ્યે પોતાનાં દફતરો રજુ કર્યા હતાં. આ વાત તો કદી માની શકાય એવી નથી. રાજ્યોનો વહીવટ લોકતંત્રને માર્ગે ગતિ કરે એનો અર્થ એ કે તંત્રના વહીવટથી લોકોને સુખ મળે. એમને પોતાની મુશ્કેલીઓ દૂર કરાવવામાં ઓછામાં ઓછી તકલીફ પડે અને એમને યોગ્ય ન્યાય મળે. એમ કહેવામાં આવે છે કે રાજકોટના ના. ઠાકોરસાહેબનો અંગત ખર્ચ સવિશેષ છે. નરેન્દ્રમંડળના ઠરાવ અનુસાર કોઇ રાજકર્તા ઉપજના ૧૦ ટકા ખર્ચે એ વ્યવહારૂ છે એવી સામાન્ય માન્યતા છે. એ ઠરાવને રાજકોટ રાજ્ય પણ અનુસરે એ ઇચ્છનીય છે. પરિણામે એમાં રાજ્ય પ્રજા ઉભયને લાભ છે.

---

### એક સ્તુત્ય બક્ષિસ

વાંસદાના શ્રીમંત ના. મહારાઉલશ્રી સર ઈન્દ્રસિંહજી બહાદુરે, બિહાર કૌંસીલના ભૂતપૂર્વ સભ્ય

મિ. વાસ્તવને, એમણે હિંદી અને અંગ્રેજીમાં લખેલાં ઐતિહાસિક પુસ્તકો માટે તથા ચાલુક્યચંદ્રિકા, લાટખંડ અને વસુદેવપુરનો ઇતિહાસ લખવા માટે રૂા. ૫૫૧ અને રૂા. ૧૦૦૧ ની બક્ષિસ આપી છે. ગ્રંથકારો કે શિષ્ટ લેખકોને એમની યાચનાથી કે વિનતિથી ઉદાર નરેશો મદદ આપે એ સ્વાભાવિક છે. પરંતુ નરેશો સ્વયં સ્ફૂરણાથી એ વર્ગની કદર કરે એ આ લક્ષ્મી લોલુપ જમાનામાં વિરલ છે. અને એટલા માટે ઇન્દ્રિસિંહજી મહારાજે મિ. વાસ્તવને જે એમના લેખનશ્રમ બદલ જે બક્ષિસ આપી છે તે ખરેખર અભિનંદનને પાત્ર છે. મહારાજા સિદ્ધરાજે હેમચંદ્રસૂરિ પાસે સિદ્ધ-હેમ વ્યાકરણ રચાવી એ બૃહદ્ ગ્રંથનો જે સત્કાર કર્યો હતો તેનું આ પ્રસંગ સ્મરણ કરાવે છે. આપણા રાજાસાહેબો પોતાના અંગત ખર્ચમાં અસાધારણ રકમ ખર્ચે છે, તે પૈકી અલ્પ રકમ પણ આવાં સત્કાર્યોમાં ખર્ચે તો કેવું સારૂં ? તેઓ દેશની કેવી સરસ સેવા કરી શકે ?

---

## રાજકુમાર કોલેજની પુનર્ઘટના

રાજકોટની રાજકુમાર કોલેજની, કોલેજની સમિતિએ પુનર્ઘટના કરી ઇંગ્લેંડની ઇટન અને હેરોની શાળાઓના ધોરણે તેને સાર્વજનિક સ્વરૂપ આપ્યું છે. અને તેની વાર્ષિક ફીની રકમ રૂા. ૧૫૦૦ ઠરાવવામાં આવી છે. ફીની રકમ આપવાની શક્તિવાળા કોઈ પણ ગૃહસ્થ પોતાનાં બાળકોને રાજવંશી બાળકો સાથે ભણવા મોકલી શકશે. જે માટે અત્યાર સુધી પ્રતિબંધ હતો. કેળવણીની આ સંસ્થાને આમ સાર્વજનિક સ્વરુપ મળ્યું તે ના. જામસાહેબને આભારી છે. મર્હુમ સી. આર. દાસના બંધુ એસ. આર. દાસે આવા ધોરણ ઉપર એક સાર્વજનિક સ્કૂલ કાઢવાની યોજના તૈયાર કરી હતી. અને તેમાં મર્હુમ જામસાહેબ સર રણજીતસિંહની તાત્વિક સંમતિ અને સાહાય હતાં. એ સ્કૂલ ઉત્તર હીંદમાં ડહેરાડુન કે એવા કોઈ શીત સ્થળે સ્થાપવાની હતી, પરંતુ તે યોજના સફળ થવા પામી ન હતી. મર્હુમ જામસાહેબે આ યોજનાને આર્થિક સહાય્ય આપવાની પણ સહાનુભૂતિ દર્શાવી હતી. અર્થાત્ કે મર્હુમ જામમહારાજની એવી એક ઉચ્ચ કક્ષાની સાર્વજનિક સ્કૂલ કઢાવવાની મહેચ્છા હતી. અને હાલના જામ મહારાજને હસ્તે એ અનાયાસે સફળ થાય છે, એ જાણીને અમને આનંદ થાય છે. જેઓ શ્રીમંત હોય તેઓ જ આ સ્કૂલનો લાભ લઈ શકે એવું છે. ફીનો દર પણ એવા શ્રીમંતો માટે તો માફકસર છે. શ્રીમંતોના નબીરાઓ કુમારો પાસેથી અને કુમારો શ્રીમંતોના નબીરાઓ પાસેથી શિખવા જેવા બોધપાઠો લેશે, પરસ્પર અભિમાન છોડી સાથે રહેતાં શિખશે અને એક બીજાના ન્યૂનતાપૂરક જેવા થઈ રહેશે તો તેઓ આ દેશની સેવામાં ભવિષ્યમાં અમૂલ્ય ફાળો આપવા શક્તિમાન થશે એમ લાગે છે.

---

## ભાવનગરસ્ટેટ રેલ્વેની એક આવકારપ્રદ યોજના.

ભાવનગર સ્ટેટ રેલવેએ " Travel as you please " એવી સસ્તા દરની સીઝન ટીકીટ કાઢી છે. તા ૩૦ મી સપ્ટેંબરથી તા. ૨૫ મી ઓક્ટોબર સુધીમાં રૂ. ૫ .માં આ ટીકીટ ભાવનગર સ્ટેટ રેલ્વેના કોઇપણ સ્ટેશનેથી મળવાનું અને તે ટીકીટ લીધા તારીખથી ૧૫ દિવસ સુધી આ રેલ્વેના ૩૭૦ માઈલમાં ગમે તેટલી વખત ગમે તે સ્ટેશને ફરી ઉતરી શકાશે એમ જાહેર કરવામાં આવ્યું છે. ભાવનગર સ્ટેટ રેલ્વે ઉપર પાલીતાણા, ગઢડા, ભીમનાથ, ગોપનાથ, ઘેલા-સોમનાથ, પોર્ટવીકટર પાસેનું પીપાવાવ, તળાજા (તાલ ધ્વજગિરિ) વગેરે જોવા યોગ્ય ધાર્મિક સ્થળો છે. એટલે સ્વાભાવિક રીતે એમ આશા રાખી શકાય કે આટલા સસ્તા દરથી મળતી ટીકીટનો લોકો અવશ્ય લાભ લેશે. પાશ્ચાત્ય દેશોમાં અને હીંદમાં પણ કંપનીની વ્યવસ્થાથી ચાલતી રેલ્વેના સંચાલકો અવારનવાર આવા પ્રયોગોદ્વારા લોકોની અનુકુળતા, અને સગવડ સાચવવા પ્રબંધો કરે છે. આ ધોરણ ભાવનગર સ્ટેટ રેલ્વેએ સ્વીકાર્યું છે, એ રેલ્વેના

સત્તાવાળાઓની લોકોને મુસાફરીમાં સુખ–સગવડ કરી આપવાની તત્પરતા સૂચવે છે.

આ રેલ્વેના મેનેજર મી. બીથ્રા અને આ રેલ્વેના ટ્રાફિક સુપ્રિન્ટેન્ડેન્ટ જેઓ આ "Travel as you please" ટીકીટના ઉત્પાદકો અને તેની સફળતા માટે સારો શ્રમ સેવે છે, તેમને અમે એક નમ્ર સૂચના કરીએ છીએ કે સમગ્ર કાઠીઆવાડની બધી રેલ્વેમાં સસ્તા દરની ટીકીટથી મુસાફરી કરી શકાય એવી એક યોજના પરસ્પરના સહકારથી જો તેઓ કરે તો મુસાફરી કરનારાઓને મુસાફરીનો અને રેલ્વેઓને આર્થિક લાભ થાય. કાઠીઆવાડની રેલ્વેના અધિકારીઓની જે મીટીંગો અવાર નવાર મળે છે. તેમાં એકાદ વખત આવા પ્રશ્નની ચર્ચા કરવામાં આવી છે. પણ માંહોમાંહેના સહકારના અભાવે કે ગમે તે કારણે તેનું કશું વ્યવહારૂ પરિણામ આવ્યું નથી. આખા કાઠીઆવાડમાં હજાર ઉપરાન્ત માઈલમાં રેલ્વે છે. આ બધી મુસાફરી માટે કાઠીઆવાડની રેલ્વેના કારોબારીઓ સહકાર કરી સસ્તા દરની ટીકીટો (બની શકે તો બી. બી. એન્ડ. સી. આઈ. કંપનીની નાના માપની રેલ્વેમાં પણ સહકાર મેળવવાનો પ્રયત્ન કરીને) અવાર નવાર કાઢે તો એમ લાગે છે કે લોકોમાં એ એક આવકારપ્રદ પગલું લેખાય. રેલ્વેની મુખ્ય ફરજ જે લોકોની અનુકુળતા સાચવવાની છે તે જોતાં કાઠીઆવાડની રેલ્વેનો અધિકારી વર્ગ આ સંબંધમાં જરૂર લક્ષ આપશે.

---

## ગણોત બીલ.

મુંબઈ ઈલાકાના ગણોતદારોના હિતની દૃષ્ટિથી મુંબઈ સરકારે ગણોત બીલનો ખરડો પ્રસિદ્ધ કર્યો છે. આ ખરડો ૧૮ કલમોમાં સમાપ્ત થઇ જાય છે અને તેનો હેતુ ગણોતથી જમીન ખેડનારાઓને રક્ષણ આપવાનો છે. ખરડાની એક કલમમાં (ચૅપ્ટર ૨ જું કલમ ૩, આઇ-) જણાવ્યા પ્રમાણે જે ખેડુત લાગલાગટ ૭ વરસ સુધી કોઈ જમીનદાર, તાલુકદારની જમીન ખેડતો હોય તેને ખાસ કારણ સિવાય એ જમીનદાર જમીન ખેડતો બંધ કરી શકે નહીં એમ જણાવ્યું છે, અર્થાત્ કે જ્યાંસુધી ગણોતદાર જમીનનું ભાડું બરાબર રીતે ભરે ત્યાં સુધી તે જમીનનો પરોક્ષ રીતે માલીક થઇ જાય છે. આ બીલ સામે વિરોધ દર્શાવવા થોડા દિવસ પહેલાં સાણંદના ઠાકોર સાહેબની આગેવાની નીચે તાલુકદારોની એક સભા મળી હતી અને એ સભાએ ગણોત બીલ સામે પોતાનો વિરોધ દર્શાવ્યો હતો. તેમ અમદાવાદ ખાતે ગુજરાતના જમીનદાર વર્ગની જે સભા મળી હતી તે સભાએ પણ ઠરાવો પસાર કરી ગણોત બીલ સામે પોતાનો વિરોધ દર્શાવ્યો હતો. આ અંકમાં અન્યત્ર અમે મર્હુમ સર પ્રભાશંકરનું નાસિક ખાતેનું ભાષણ પ્રસિદ્ધ કર્યું છે. તેઓની એવી માન્યતા હતી કે હાલની મુંબઈ સરકાર તાલુકદાર વર્ગનું હિત પણ અવશ્ય સાચવશે કારણ કે હાલનું પ્રધાનમંડળ ઈલાકાના બધા વર્ગનું હિત સાચવશે એવી એના ઉપર નૈતિક જવાબદારી છે.

---

## મહાત્મા ગાંધીજીની રાજ્યોને સૂચના.

મહાત્મા ગાંધીજીએ ત્રાવણકોર, હૈદ્રાબાદ (નીઝામ) રાજકોટ વગેરે રાજ્યોમાં જે રાજદ્વારી વાતાવરણ ઉપસ્થિત થયું છે એ સંબંધમાં સમગ્ર રીતે વિચારો પ્રકટ કર્યા છે. અને તેમાં નરેશ મંડળને ચેતવણી આપતાં સમયાનુકુલ વર્તવાનું સૂચન કર્યું છે. આ સૂચન માન્ય રાખવું યા નહિ એ વ્યક્તિગત રીતે નરેશો ઉપર અવલંબે છે. પરંતુ એ વિચારો પ્રત્યે તત્કાલ ઉદાસીનતા દર્શાવાય એવું નથી. તેઓ કહે છે, કેઃ—

> "નરેશો જો પોતાનો દુરાગ્રહ પકડી રાખશે અને સમગ્રહીંદમાં વ્યાપી રહેલી લોકજાગૃતિ પરત્વેના પોતાના અજ્ઞાનને વળગી રહેશે તો તેઓ ચોક્કસ વિનાશને આમંત્રશે: નરેશોના મિત્ર હોવાનો મારો દાવો છે. એમની સેવા ચાકરી એ અમારા કુટુંબમાં વધુ નહિ તો ત્રણ પેઢીનો વારસો છે. હું કાંઈ જુની સંસ્કૃતિનો અંધ ભક્ત નથી. પણ આ વારસાની મને શરમ પણ નથી, બધાંજ દેશીરાજ્યો કદાચ હયાત ન પણ

રહે. મોટાં રાજ્યો જો પોતાની મર્યાદાઓ સમજે, પોતાની પ્રજાનાં સેવકો બને, એના હિતના ટ્રસ્ટીઓ બને અને પોતાની હયાતી માટે પોતાનાં કે બ્રિટિશ સરકારનાં સાધનો પર નહિ પણ પોતાની પ્રજાની શુભેચ્છાપર આધાર રાખે તો તેઓ હયાત રહી શકે."

મહાત્માજી જાણે દ્રઢતા પૂર્વક જણાવે છે કે જો રાજ્યોને એની પ્રજાની સાથે વિપરીત સલાહ આપવામાં આવશે તો અને જો તેઓ હિંસા ઉપર નિર્ભર રહેશે તો તેમનું રક્ષણ થઈ શકશે નહિ. આ વિચારો મનનીય છે. પણ તેની ઉપયુક્તતા તો સૌ કરતાં વિશેષ રીતે નરેશો સમજી શકે. જેઓનો સ્વાર્થ છે, અને જો તેઓના હૃદયમાં એમ લાગે કે આ વિચારો ગ્રાહ્ય છે, તો તેઓની સ્પષ્ટ ફરજ છે કે વિના વિલંબે તેનો સ્વીકાર કરી લેવો એ એમનો ધર્મ છે. અને મિથ્યાત્વનો ત્યાગ કરી, જે સત્ય છે એને આચરણમાં મૂકવું.

---

## રાજકોટ–જસદણ રેલ્વે

જામનગર રાજ્ય, જસદણથી રાજકોટ સુધી રેલવે સાંધનાર છે એવા વર્તમાન પ્રસિદ્ધ થયા છે. બોટાદથી જસદણ સુધી ભાવનગર રાજ્યે જસદણ રાજ્ય સાથેની ગોઠવણથી રેલવે બાંધી છે. એટલે સ્વાભાવિક રીતે એ રેલવે રાજકોટ સુધી લંબાય એ ઈચ્છવા જોગ ગણાય. અને એમ જણાય છે કે રાજકોટ રાજ્ય સાથે ગોઠવણ કરી જામનગર રાજ્યે જસદણથી રાજકોટ સુધી રેલ્વે બાંધવાનું ધાર્યું છે. રાજકોટ અને જસદણ વચ્ચેનો ગાળો લગભગ ૪૦ માઇલ છે. પરંતુ એ પ્રદેશ એવો છે કે જેમાં ખેતીની પેદાશ, વેપાર રોજગાર, લોકોની ધંધાદારી પ્રવૃત્તિ, લોકોનો અવર જવર એ વગેરે એટલાં બધાં આકર્ષક નથી કે જેથી માલ અને ઉતારૂઓના ટ્રાફિકદ્વારા રેલ્વેને નફો મળી શકે. એટલે આર્થિક લાભ કરતાં લોકોનાં સુખ સવડને પ્રાધાન્ય આપી આ રેલ્વે બંધાય એ હિતાવહ છે. અને કાઠીઆવાડની મધ્યમાં રહેનારાઓને આથી મુસાફરીની રાહત મળી શકે એવું છે.

પણ કાઠીઆવાડ જેવા પ્રદેશમાં–જ્યાં ઘણાં રાજ્યોની હદોનું જોડાણ થતું હોય અથવા તો બીજાં રાજ્યોની રેલ્વેનાં હિતો આડે આવતાં હોય ત્યાં રેલ્વેની કોઇપણ યોજના સહજ પાર પડી શકતી નથી. અને પહેલાં જ્યારે આ રેલ્વે બાંધવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો ત્યારે ૧૯૧૩માં સરકારે ઠરાવ્યું હતું કે ૨૦ વરસ સુધી આ રેલ્વે બાંધવાના પ્રશ્નનો વિચાર ન કરવો. અત્યારે પાછો એવોજ હિતનો પ્રશ્ન ઉપસ્થિત થયો લાગે છે. પણ અમને લાગે છે કે પરસ્પરનાં હિત ધરાવનાર પક્ષો બાંધછોડ અને સહકારથી આ બાબતની વિચારણા કરે તો વધારે યોગ્ય છે. હિતકારક બુદ્ધિનું લક્ષણ અનાગ્રહ છે. એ રાજ્યોએ પણ ધ્યાનમા રાખવા જેવું છે. જે પોતાનાજ સ્વાર્થ માત્રનો વિચાર કરતાં બીજાના સ્વાર્થ સામું નથી જોતા તે પરિણામે બીજા કરતાં પોતાને વિશેષ નુકશાન કરે છે. અને એટલા માટે અમને લાગે છે કે રેલ્વે જેવી બાબતમાં તો આ દષ્ટિએ અવશ્ય વિચાર કરવો જોઇએ.

અત્યારે રાજકોટથી અમદાવાદ વઢવાણ રસ્તે ૧૫૬ માઇલ થાય છે. જ્યારે રાજકોટ–જસદણ રેલ્વે થાય તો રાજકોટથી અમદાવાદ સુધીનો રસ્તો ૧૮૧ માઇલ થાય છે. અર્થાત્ કે નવા માર્ગે ૨૬ માઇલનો ગાળો વધે છે. અને તે આ પ્રમાણે.

| વીરમગામ રસ્તો | | ધંધુકા રસ્તો | |
|---|---|---|---|
| અમદા.–વીરમ૦ | ૪૧ મા. | અમદા.–ધંધુકા | ૭૭ મા. |
| વીરમ.–વઢ. | ૪૦ ,, | ધંધુકા–બોટાદ | ૩૧ ,, |
| વઢ–રાજ. | ૭૫ ,, | બોટાદ–જસ. | ૩૩ ,, |
| | | જસ.–રાજ. | ૪૦ ,, |
| | ૧૫૬ | | ૧૮૧ |

આ આંકડાઓ ઉપરથી જણાય છે કે રાજકોટ અને તેની પેલી મેરના ઉતારૂઓને અમદાવાદ જવાનો જૂનો માર્ગ જ વધારે અનુકૂળ પડે. સિવાય કે નવા માર્ગે સમય બચતો હોય, સગવડતા વધતી હોય અને નૂરમાં લાભ થતો હોય.

## વડાગામ

વડાગામના યુવાન ઠાકોરસાહેબને રાજ્યસત્તા સુપ્રત કરવાની ક્રિયા ઓગસ્ટ માસની તા: ૨૯મીએ થઈ હતી. ૧૯૨૮ માં વડાગામ તાલુકામાં સગીર વહીવટ શરૂ થયો હતો. અને ઠાકોરસાહેબે પોતાના ભાષણમાં કહ્યું છે તે પ્રમાણે સગીર વહીવટના એક દસકામાં આ નાના તાલુકામાં પણ પ્રમાણમાં સારી જેવી સિલક એકત્ર થવા પામી હતી. આ સિલકનો ઉપયોગ, બીજાં સારાં ગણાતાં રાજ્યોમાં પણ કમનસીબે ઉડાઉગીરીથી કરી નાંખવામાં આવે છે, તેમ નહીં કરતાં બહુ સંભાળ પૂર્વક કરવામાં આવશે, એવી અમે આશા રાખીએ છીએ. ઠાકોરસાહેબે પોતાના ભાષણમાં પો. એ. સાહેબનો ડે. પો. એ. મિ. બેનસિંહજી અને વડાગામ તાલુકાના મેનેજર મી. શાહનો યોગ્ય રીતે ઉપકાર માન્યો છે તે યોગ્ય છે. અમે ઈચ્છીએ છીએ કે ઠાકોરસાહેબે પ્રજાની ફરિયાદો સાંભળી બનતી ત્વરાએ એને ન્યાયપૂર્વક દૂર કરવાની જે ખાત્રીભરી શુભેચ્છા પ્રકટ કરી છે તેને એમના અમલમાં અમલી સ્વરૂપ મળે. કોઇ પણ રાજ્યની પ્રજાને રાજ્ય નથી જોઈતું પરંતુ સારો રાજ્ય કારભાર જોઇએ છીએ.

---

## ના૦ જામસાહેબનું મંતવ્ય

ના. જામસાહેબે થોડા દિવસો પહેલાં "ડેમોક્રસી" અને કૌંસીલ પદ્ધતિ પરત્વે પોતાના વિચારો પ્રકટ કરતાં ,પ્રજાને એક પ્રશ્ન પૂછ્યો હતો કે "whether they were satisfied with his servecies to the state or whether they wanted a change and many "Fathers" instead of one who was devoted to the interest of his people." કોઈ પણ તંત્ર કરતાં નરેશતંત્ર જગતમાં અત્યાર સુધી દીર્ઘાયુષ ભોગવી શકયું છે. તેમ "ડેમોક્રસી"ના યુગમાં પણ એનો મોહ જગતને છૂટતો નથી. કારણ એ તંત્રમાં ના. જામસાહેબ કહે છે તે પ્રમાણે એક વ્યક્તિ (પિતા) સ્વાર્થ ત્યાગ કરી લોકના હિતમાં તત્પર રહે છે. અને એટલા માટે આપણાં શાસ્ત્રોમાં પણ લોક માટે "પ્રજા" શબ્દ છે. જ્યારે પાશ્ચાત્ય તંત્રોમાં તાબે રાખવાની ભાવનાવાળો "subject" શબ્દ છે અને જો આપણામાં પણ પ્રજા એ તાબે રાખવાની વસ્તુ છે એવી ડેમોક્રસીની ભાવના સ્થિર થશે તો આ ધાંધલીયા યુગમાં નરેશતંત્રની શુભનિષ્ઠા ભુંસાઈ જવાનો ભય છે.

---

## લાઠી, વિદ્વત્સંમેલન

લાઠીના ના. ઠાકોરસાહેબે નવરાત્ર નિમિત્તે ગુજરાતના જુદા જુદા વિદ્વાનોને આમંત્રી વિદ્વાન મંડળીને એકત્ર કરી એમના સુવિચારોનો પરિચય પોતાની પ્રજાને કરાવ્યો હતો. મર્હુમ રાજકવિવર કલાપીના પગલે ચાલી હાલના ઠાકોરસાહેબ શ્રી. પ્રહ્લાદસિંહજી વિદ્યાપૂજનનો ઉત્સવ કરે, એ અત્યારે જ્યારે સાચી વિદ્યાનાં મૂલ્ય મંનસ્વી રીતે અંકાય છે, ત્યારે આનંદપ્રદ છે. સ્વ. મણિભાઈ નભુભાઈ અને સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ જેવા સ્વતઃ વિદ્વાનોને સ્વ. કલાપી પોતાને ત્યાં આગ્રહપૂર્વક આમંત્રી એમની સાથે વિદ્યા વ્યાસંગ સેવતા. ઠાકોરસાહેબ પ્રહ્લાદસિંહજી પણ પોતાના એ પુરોગામી રાજકવિની પ્રથાને સતત ચાલુ રાખે એવી આશા છે.

---

# વહીવટી અહેવાલો વગેરે.

### લુણાવાડાનો વહીવટી રીપોર્ટ ૧૯૩૭

લુણાવાડા સંસ્થાન રેવાકાંઠા એજન્સિમાં આવેલું છે. અહીંનો રાજવંશ પ્રાચીન અણહિલવાડ–પાટણના સોલંકી વંશમાંથી ઉતરી આવેલ છે. આ રાજ્યની વાર્ષિક આવક લગભગ ૫¾-લાખ રૂપીઆની છે. અને ખર્ચ લગભગ ૪¼ લાખ રૂપિયાનો છે એટલે નાનું રાજ્ય છતાં દર વરસે દોઢલાખ રૂપિયા જેટલી રકમ બચાવવામાં આવે છે. એવા રાજ્યવહીવટનું ધોરણ, આ ખરચાળ જમાનામાં અભિનંદનને પાત્ર છે. અને એ ધોરણને સતત ચાલુ રહેવા દેવામાં આવશે તો થોડાં વરસમાં લુણાવાડા રાજ્ય પોતાની તીજોરીમાં ખાસ્સી રકમ એકત્ર કરી શકશે અને વહેલાં મોડું પરિણામ એ આવશે કે એ નાણાં ખેડૂતોના હિતમાં કે એવી કોઇ પ્રજાકીય ઉપયોગિતામાં ખરચવામાં આવશે.

આ રાજ્ય કેળવણી પાછળ ઠીક લક્ષ આપે છે. પ્રાથમિક અને સેકન્ડરી કેળવણી રાજ્યમાં મફત આપવામાં આવે છે. અને કેળવણી પાછળ અને વૈદકીય ખાતા પાછળ સારૂં લક્ષ આપવામાં આવે છે. નાનાં ગામડાઓની શાળાઓ માર્ફત લાયબ્રેરીની વ્યવસ્થા કરવામાં આવે છે. તેમ ગામડાઓમાં લોકોને વૈદકીય સારવાર મળે એવી પણ વ્યવસ્થા કરવામાં આવી છે.

રેવાકાંઠા એજન્સિનાં લગભગ બધાં રાજ્યોમાં લોકો અને રાજ્ય વચ્ચે સહકાર છે. કાઠીઆવાડની માફક બહુ ધમાધમી નથી. વખતસર રીપોર્ટ પ્રસિદ્ધ કરવા બદલ રાજ્યના દિવાન મિ. વર્માને ધન્યવાદ ઘટે છે.

### છોટાઉદેપુરનો વહીવટી રીપોર્ટ ૧૯૩૬–૩૭

છોટાઉદેપુરના દીવાન સાહેબ રાવબહાદુર ધીરજલાલ દેસાઈ તરફથી ના ૧૯૩૬–૩૭નો રાજ્યનો વહીવટી રીપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે. આ રાજ્ય રેવાકાંઠા એજન્સિમાં આવેલું છે. રાજકર્તા મહારાવલશ્રી રાજાજી નટવરસિંહજી, પ્રસિદ્ધ ચૌહાણ વંશના હોઈ એમનો રાજવંશ ઇતિહાસમાં ઐતિહાસિક મહત્વ ધરાવે છે.

આ રાજ્યની છેલ્લાં પંચવાર્ષિક સરાસરી ઉપજ જોકે ૧૧½ લાખ રૂપીઆ છે. પણ આ અહેવાલ વાળા વર્ષમાં લગભગ ૧૩ લાખ જેટલી થવા પામી છે. અને તે કસ્ટમ્સ તથા જમીન મહેસુલની રકમ વધારે આવી છે તેને આભારી છે. આ રાજ્યની નાણાં પ્રકરણી સ્થિતિ સારી છે અને પ્રતિવર્ષ તેમાં ઉત્તરોત્તર વધારો થતાં અહેવાલના વર્ષ આખરે ૨૦ લાખ જેટલી રકમ સિલકમાં રહે છે, એ વહીવટી નિયમિતતા પ્રશંસા પાત્ર છે. હીંદી સરકારની મંજુરીથી બોડેલી છોટાઉદેપુર રેલ્વે આગળ વધારવાનું નક્કી થયું છે. અને વડોદરાસ્ટેટ રેલ્વેએ છોટાઉદેપુરથી કુકસી સુધી સર્વે પણ કરી છે એટલે ભવિષ્યમાં જ્યારે રેલ્વેમાં વધારો થશે ત્યારે લોકોની સગવડ સાથે રાજ્યને પણ સારૂં જેવું વ્યાજ ઉપજી શકશે.

ના૦ રાવળજી સાહેબ જ્યારે પાટનગરમાં હોય છે ત્યારે નિયમિત રીતે હજુર ઓફીસમાં હાજરી આપી અરજદારોને રૂબરૂ સાંભળે છે. આ સમયમાં નરેશો પોતાની પ્રજાની સાથે સીધા સંપર્કમાં આવે અને એમની ફરીઆદોનું તત્કાલ નિવારણ કરે એ ઇચ્છવા જોગ છે. નરેશતંત્રના પાયાનું પ્રજા પ્રત્યેની સહાનુભૂતિ એ આવશ્યક અંગ છે.

### સુવાસ

આ માસિક વડોદરા ખાતેથી પ્રસિદ્ધ થાય છે. અને તેમાં નિર્મળ સાહિત્યની દૃષ્ટિથી લેખોનો ઉત્તમ રીતે સંચય કરવામાં આવે છે. એટલું જ નહીં પણ લેખોની પસંદગી કરવામાં વિવિધતા પણ જાળવવામાં આવે છે. પુરાતત્વ અને સંશોધનના લેખોને વિવેકપૂર્વક પ્રાધાન્ય આપવામાં આવે છે "સુવાસ"નો આ સુવાસ સતત ચાલુ રહે એવું અમે ઇચ્છીએ છીએ.

### ગિરાસદાર

રાજકોટખાતેથી આ સાપ્તાહિક પ્રસિદ્ધ થવું શરૂ થયું છે અને તેનો મુખ્ય ઉદ્દેશ તાલુકદારોને લગતા

ફેડરેશનના પ્રશ્નો ચર્ચવાનો છે. આ સવાલ એવો છે કે જેમાં તાલુકદારોનો અંગત સ્વાર્થ છે. અને વળી એ સ્વાર્થનો વિચાર કરવાનું એમના ઉપર છોડવામાં આવ્યું છે. "ગિરાસદાર" આ વર્ગને સાચું માર્ગ દર્શક થાય છે, એ હેતુથી પ્રસિદ્ધ થાય છે. અને અમે ઇચ્છીએ છીએ કે આ પત્રબંધુનો એ હેતુ સફળ થાય.

**ગ્રાહકોને**

આ પત્રના ગ્રાહકોને નમ્ર પ્રાર્થના છે તેઓ જેમ બને તેમ પોતાનું લવાજમ તાકીદે મોકલી આપવાની અને તે માટે વારંવાર વિનતિ કરી એમને તકલીફ ન આપવી પડે એમ કરવાની કૃપા કરે.

તંત્રી

# 'દેશી રાજ્ય' સંબંધી અભિપ્રાયો

I need hardly say that any magazine which deals with the topics and interests of the Indian States in a reasonable and temperate manner will always command my sympathy.

* * *

I have no suggestions to make but have altered 2 words to make the facts correct. **Late Hon. Sir C. C. Watson.**

Such a magazine, so long as the tone is irreproachable should contribute to a long felt want—I hope your paper is prospering.

**Major D. M. Fraser, P. A. E. K. Agency.**

The style he has adopted appears appropriate for rendering the magazine useful and interesting. The undersigned has, this day issued circular to all Jurisdictional Chiefs and Talukdars in this Agency, drawing their attention to the magazine. **Major L. Gorden P. A. Mahikantha Agency.**

Hoping your journal is popular and paying concern. **W. T. Owen**

......you are doing really good service to the whole order of Indian Princes, and your magazine has always dealt with the most important questions pertaining to the Indian States in a really responsible manner. His Highness regularly reads Your paper and cherishes a very high opinion of your work...... **T. J. Raja**

"The book is interesting and worth having in a Thana."

**Deputy Political Agent, E. K. Agency**

I think the magazine will be appreciated by those connected with the Indian States. **Major L. E. Lang**

I have found a very favourable impression of the general tone and get-up of the Magazine. **J. E. C. Jukes**

I should at once say that the scheme is based absolutely on right lines & deserves encouragement from the rulers and ruled. **RaoBahadur H. B. Kotak**

"તમારા જેવા સાવધાન અને દેશની દાઝ જાણનારા વિચારશીલ તંત્રીના અધિકાર નીચે "દેશી રાજ્ય" ફતેહમંદ નીવડશે એવી હું આશા રાખું છું." **મર્હુમ દી. બા. કેશવલાલ ધ્રુવ**

"દેશી રાજ્યમાં જે લેખો આવે છે તે ઉંચી કોટિના હોય છે અને તેના ઘણા અભ્યાસીઓને તે ઉપયોગી હોય છે." **મો. ન. અમીન**

"...વિવેકભરી અને સારા સદ્‌ભાવવાળી સમાલોચનાથી આપનું માસિક દેશી રાજ્યોની ઉપયોગી સેવા કરતું રહ્યું છે; તેથી તે યોગ્ય રીતે દેશી રાજ્યોમાં સન્માનિત છે." **નટવરલાલ મા. સુરતી**

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૧ મું] ઑકટોબ્બર ડીસેંબર : ૧૯૩૮ [અંક ૩

## રાજકર્ત્તાઓના હક્કો અને ફરજો.

( પ્રવેશનામામાં ઉમેરવા યોગ્ય બાબતો. )

સસ્થાનોના રાજકર્ત્તાઓમાં એક સામાન્ય અભિપ્રાય અત્યારે એવો છે કે તેઓ ફેડરેશનમા દાખલ થાય તે પહેલા પોતાના હકો, સલામતીઓ અને એમને મળતી છૂટછાટોના સંબંધમા ભવિષ્યમા કોઈ વિક્ષેપ નહીં આવે એવી ખાત્રી મેળવી લેવી આ બાબતો એમને મન વધારે અગત્યની છે અને એ બધી બાબતોના સમધમાં એમને સંતોષ મળે એવો પ્રથમથી બંદોબસ્ત કરી લેવો, એવું એમનું એકસંપી વલણ છે "ઈન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશન"ના પરિશિષ્ટમા જો કે આવી જેવી બાબતો પરત્વે ઉલ્લેખ કરવામા આવ્યો છે છતા રાજ્યોના કેટલાક હકો એવા છે કે જેનો એ પરિશિષ્ટમા સમાવેશ થતો નથી, આવો એક પ્રશ્ન નરેંદ્ર મડળના એક સભ્ય નરેશે કેટલાક સમય પહેલાં ઉપસ્થિત કર્યો હતો અને એ સંબધી નરેંદ્ર મડળના કાયદાના સલાહકારનો અભિપ્રાય પણ મેળવવામા આવ્યો હતો, એમ જણાય છે

ગયા વર્ષ (૧૯૩૮)મા તો નરેંદ્ર મડળની બેઠક કાર્યવાહીના અભાવે મળી ન હતી, એટલે આવી બાબતોનો જો ઉહાપોહ થયો હોય તો મડળની અને પ્રધાનોની સ્ટેન્ડીંગ કમિટીમાં થયો હોય હૈદરી કમિટીના નામે જે કમિટી વારંવાર ઓળખાય છે તે પ્રધાનોની સ્ટેન્ડીંગ કમિટી છે આ કમિટીમા "ઇન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશન"ની કલમો સંબધી વારંવાર ચર્ચા થઈ છે અને કેટલાક ફેરફારો થઈ સરકાર પાસે તેનો નવો ડ્રાફ્ટ રજુ કરવામા આવ્યો છે સામાન્યત દેશી રાજ્યોના હકો બે પ્રકારના છે.

(૧) વશપરપગના હકો અર્થાત્ રાજકર્તાના સાર્વભૌમ સત્તાની સાથે ચાલ્યા આવ્યા હોય, જેમા અંગત હકોનો પણ સમાવેશ થાય છે અને જે હકો રાજ્યની બહારના પ્રદેશોમા પણ માન્ય રાખવામાં આવ્યા છે

(૨) ના૦ શહેનશાહ અથવા તાજની સાથેના અથવા હીંદી સરકાર સાથેના હકો—તહનામા, કરારો કે પ્રથામાથી ઉત્પન્ન થયા હોય તેવા હકો.

એક વાત સ્પષ્ટ છે કે આખા હિંદુસ્તાન ઉપરનુ સાર્વભૌમપણુ દીલ્હીની શહેનશાહત પાસેથી બ્રિટનના તાજને પ્રાપ્ત થયુ છે. અને સને ૧૯૦૯, ૧૯૧૯ અને ૧૯૩૫ના કાયદાથી એ સાર્વભૌમપણું (એનો

કેટલોક ભાગ) અને તેના અંગના અધિકાર પાર્લામેંટના કાયદાદ્વારા ના૦ શહેનશાહ તરફથી ક્રમશઃ બ્રિટિશ હીંદના પ્રાંતોને મળ્યા છે. જ્યારે દેશી રાજ્યોમેં એ અધિકાર તાજ તરફથી સીધા કરારોદ્વારા પ્રાપ્ત થયેલા છે. એટલે અત્યારના ફીડરેશનનું અને દેશી રાજ્યોને મળેલા હકોનું પ્રાપ્તિસ્થાન એક જ છે. માત્ર તેની વિધિમાં ફેર છે. એક પાર્લામેંટદ્વારા અને બીજું તાજદ્વારા સીધું. હવે જ્યારે ના૦ શહેનશાહ, પોતે ભોગવતા હકો ફીડરેશનને સુપ્રત કરે છે ત્યારે દેશી રાજ્યોના અત્યાર સુધીના હયાતી ધરાવતા હકોની સલામતી માટે કાયદાદ્વારા "ઇન્સ્ટ્રુમેંટ ઓફ્ એકસેશન"માં ખાસ ગોઠવણ કરવામાં આવી, તે દ્વારા આ હકો સલામત રાખવામાં આવ્યા છે. "ઈન્સ્ટ્રુમેંટ ઓફ્ એકસેશન"નો પ્રથમ ખરડો પ્રસિદ્ધ થયા પછી દેશી રાજ્યોમા પ્રધાનો અને નરેશોની કમિટીએ તેમાં ફેરફારો સૂચવ્યા છે. ૧૯૩૬ની આખરમાં મુંબઇ ખાતે મર્હુમ સર પ્રભાશંકર પટ્ટણીના પ્રમુખ પણા નીચે પ્રધાનોની સમિતિએ આ ખરડા પરત્વે પુખ્ત વિચાર કરી ફેરફારો સૂચવ્યા હતા. ત્યાર પછી ધોલપુર નરેશ–જેઓ નરેશમંડળના ચેન્સલર હતા તેમની આગેવાની નીચે નરેશોએ અને હૈદરી કમિટીએ તે ફેરફારોમાં ફેરફારો કર્યાં હતાં અને તેમાં નરેશોનો દરજ્જો જાળવવા પરત્વે ખાસ કાળજી રાખવામાં આવી હતી. પ્રવેશનામોના આ ખરડા (draft)ના સંબંધી હજી કાંઈ નિર્ણય થયો નથી. તાજે (ના૦ શહેનશાહે) પોતામા હાથમાં રાજ્ય વહીવટના-અંગના જે કાયદેસર અધિકારો હતા તે આ રીતે વિભક્ત કરી નાંખ્યા છે એટલા માટે હીંદની ધારાસભાઓને જે અધિકારો પ્રાપ્ત થયા છે તેનો ઉપયોગ એવી રીતે ન થવો ઘટે કે જેથી દેશી રાજ્યોના હકોને નુકસાન થાય. કારણ કે અત્યારે ફીડરેશનને જે સત્તા આપવામાં આવી છે તે જો ન આપવામાં આવી હોત તો રાજાઓના ચાલુ હકોનું સંરક્ષણ કરવાની જરૂરીઆત અત્યારે ન ઉભી થઈ હોત એ દેખીતું છે. કારણ કે વિભક્ત કરવામાં આવેલી સત્તાનું જન્મસ્થાન એક હતું. વળી બીજું પણ કારણ છે અને તે એ કે દેશી રાજ્યોએ જે તહનામા અને કરારો કર્યા છે તે કાંઈ ફીડરેશનની સરકાર કે પ્રાંતિક સરકારો સાથેનાં નથી પરંતુ એની પહેલાંની સરકાર સાથેનાં છે. જે સરકાર પાસેથી હાલની સરકારે લડાઈથી નહીં પણ મૈત્રી ભાવે બધી જવાબદારીઓ અદા કરવાનું સ્વીકારી લઇ આ નવું બંધારણ માન્ય રાખ્યું છે.

ઉપર કહ્યું તે પ્રમાણે અત્યારનું બ્રિટિશહીંદ જે રાજદ્વારી હકો અને સત્તા ધરાવે છે તે એને શહેનશાહ દ્વારા બંધારણીય રીતે મળ્યાં છે. જોઈન્ટ પાર્લામેંટરી કમિટીએ પોતાના રિપોર્ટમાં એવી મતલબનું કહ્યું છે કે "તાજદ્વારા ફીડરેશનને મળેલા અધિકારો ફીડરેશને પ્રાંતિક સરકારોને વહેંચી આપ્યા છે એ સ્પષ્ટ હકીકત છે",* અને ૧૯૩૫ના કાયદામાં પણ આ સિદ્ધાંત સ્વીકારાયો છે. આ કાયદા અન્વયે અત્યાર સુધી ના૦ શહેનશાહ જે હકો, સત્તા અને અખત્યાર ભોગવતા આવ્યા છે તેમજ જે સત્તા, અખત્યાર અને હકો કરારનામા કે ચાલી આવેલી રસમ પ્રમાણે હિંદુસ્તાનના કોઇ પણ દેશી રાજ્યના સંબંધમાં ભોગવે છે. અને ગવર્નર, ગવર્નર જનરલ કે હીંદી પ્રધાનના હસ્તક જે સત્તા મૂકવામાં આવી છે તે ના. શહેનશાહ હસ્તકની સત્તાનો એક ભાગ જ છે. અર્થાત્ પ્રાંતોને અને ફીડરેશનને આ કાયદાથી, કાયદા કરવાની અને તેની અમલ બજાવણી કરવાની સત્તા જે ધોરણે છે, એજ ધોરણે દેશી રાજ્યોને (પ્રાંતિક સરકારોની જેમ) હકો મળ્યા છે. તેમના આ હકો જુના વખતના છે. પરંપરાના છે. પાર્લામેંટનો કોઇ કાયદો એ હકોની અવગણના કરી શકે એમ નથી. અને એટલા જ માટે રાજ્યબંધારણના સુધારાનો ૧૯૩૫નો કાયદો થયા છતાં દેશી રાજ્યોના હકોને ક્ષતિ ન પહોંચે માટે પ્રવેશનામાની વિશિષ્ટ પ્રકારે ગોઠવણ કરવામાં આવી છે. ઉપરાંત રાજ્યોને

* જોઈન્ટ પાર્લા. કમિટીનો અહેવાલ ગ્રંથ પહેલો, ભાગ પહેલો પૃષ્ઠ ૧૫૩ અને ૧૮૯ (કાયદાની કલમ ૨(૧-૨)

વારંવાર ખાત્રી આપવામાં આવી છે કે તેઓ ફીડરેશનમાં જોડાય યા નહીં પણ તેઓના જે હયાત હકો છે તે જેમના તેમ રહેશે. આ હકીકત ખરી છતાં બંધારણના કાયદાની કલમ ૬(૨) પ્રમાણે ફીડરેશનને દેશી રાજ્યો સંબંધી કાયદા ઘડવાની સત્તા મળે છે. અને આ કાયદાના સાતમાં પરિશિષ્ટમાં જેટલા વિષયો નિર્દિષ્ટ કર્યા છે તે વિષયો સંબંધી ફીડરલ ધારાસભાઓ કાયદાઓ કરી શકે છે, જો કે ફીડરલ ધારામંડળોની આ સત્તા સંબંધી મતભેદ છે. એક મત એવો છે કે એ કલમ અન્વયે જે કાયદો ઘડવામાં આવે તે દેશી રાજ્યોને બંધન કર્તા હોય, જ્યારે કેટલાકની માન્યતા એવી છે કે એવા કાયદાની અમુક અંશે માત્ર મર્યાદિત અસરજ થઈ શકે. સુધારાના કાયદાના સાતમા પરિશિષ્ટમાં બધા મળીને ૫૯ વિષયો છે. એમાં ઘણા વિષયો જેવા કે જમીન, દરીઆ ઉપરનું સૈન્ય, મોટાં બંદરો, પોર્ટસ ક્વોરન્ટાઈન, મ્યુઝિયમ, યુનિવર્સિટી, એક્સ્ટ્રાડીશન, કરંસી, સીક્કાઓ, જાહેર કરજ, પોસ્ટ, તાર–ટેલીફોન–વાયરલેસ, ફીડરલ પબ્લીક સર્વિસ કમીશન, ફીડરલ રેલ્વેઓ, મેરીટાઇમશીપીંગ, ફીશીંગ, ફીશરીઝ, એર નેવીગેશન, દીવાદાંડીઓ, કોપીરાઈટ, કોરપોરેશન, પ્રોમીસરીનોટ, એક્સચેંજ, ટ્રેડમાર્ક, હિંદની બહારનાં યાત્રાળુઓ અને લાયબ્રેરીઓ, વગેરે બાબતો એવી છે કે જેની સાથે દેશી રાજ્યોનો હિત સંબંધ હોઈ શકે. જો કે એટલું માન્ય રાખવું જોઈએ કે અત્યારે પણ ઉપરની કેટલીક બાબતોના સંબંધમાં હીંદી સરકાર જે કાયદાઓ કરે છે તેની દેશી રાજ્યો ઉપર અસર થાય છે, પણ તેની સાથે એટલું પણ ખરૂં છે કે તેમાં દેશીરાજ્યોની સંમતિની આશા રાખવામાં આવે છે. અને પોસ્ટ, તાર વગેરે બાબતો પરત્વે તો અત્યારે પણ રાજ્યોની સંમતિ સહજ પ્રાપ્ત છે.

ફીડરલ ધારામંડળોના પરિઘમાં આવતી બાબતો સિવાય, રાજ્યોને જે સ્વાતંત્ર્ય, હકો અને છૂટછાટો મળ્યાં છે તેનો ઉલ્લેખ બંધારણના કાયદાના પહેલા પરિશિષ્ટમાં રાજ્યના તેમજ રાજાઓના હકોના નામે છે. જેથી ફીડરેશન તેમજ પ્રાંતિક સરકારો કાયદાદ્વારા કે બીજી કોઈ રીતે એવું કાંઈ ન કરી બેસે કે જે રાજ્યોના હિતને હાનિકર્તા થઈ પડે. છતાં પણ એવા પગલાં ભરવાની ફીડરેશન કે પ્રાંતિક સરકારોને ફરજ ઉભી થાય તો તે ફરજના અંગના કોઈ પણ કાયદાની અસર રાજ્યોને લાગુ ન પડે એવી સ્પષ્ટ ગોઠવણ " ઈન્સ્ટ્રુમેંટ ઓફ્ એક્સેશન "માં થવી જોઈએ એવું નરેશો સ્વાભાવિક રીતે ઇચ્છે છે. રાજાઓનું આ માનસ સમજી શકાય એવું છે. કારણકે રાજાઓ ફીડરેશનમાં જોડાય તેનો અર્થ એવો તો ન જ થવો જોઈએ કે રાજાઓના ગાદી વારસાને લગતા, રાજકુટુંબને લગતા, આંતર ગેરવ્યવસ્થાને લગતા, તેમજ બહારના સંબંધોથી રાજ્યોને સહિસલામત રાખવાના જે હકો અત્યારે તાજને છે તેને લગતી જવાબદારીમાંથી તાજ મુક્ત થાય છે.

રાજાઓના જે હકો છે અને જે હકોના સંરક્ષણ માટે તેઓ ઇંતેજાર છે તે હકો પૈકી બ્રિટિશ હીંદમાં રાજાઓ જે હકો ભોગવે છે તે હકો વિશિષ્ટ પ્રકારના "ટેરીટોરીયલ" હકોના નામે ઓળખાય છે. આ હકોનો વિસ્તાર એટલો છે કે સ્વાભાવિક રીતે તેની વ્યાખ્યા સંબંધી મતભેદ થાય એવું છે, અને મતભેદ છે. જેઓ આંતરરાષ્ટ્રીય કાયદાના જાણકાર છે તેઓ કહે છે કે પરદેશોમાં રાજાઓ અને રાજ્યોના સંબંધીઓ જે વિશિષ્ટ હકો ભોગવે છે, તેની ગણના પણ આ પ્રકારના હકોમાં થાય છે. ૧૭૮૦ ના "ડીપ્લોમેટીક પ્રીવીલેજીસ એક્ટ" પ્રમાણે "સોવરીન" પણાના હકો માન્ય રાખવામાં આવ્યા હતા. આવા હકો રોમન કાળથી યુરપમાં ચાલ્યા આવે છે. પરંતુ પહેલાં તે હકો વ્યક્તિ પરત્વે મળતા હતા. આગળ જતાં તેમાં ફેરફાર થયો અને કેટલીક વખત એક રાજ્યની પ્રજા બીજા રાજ્યમાં જઈ રહે અને ત્યાં કાંઈ ગુન્હો કરે તો તેને શિક્ષા કરવાની સત્તા તે પ્રજા જે રાજ્યની હોય તે રાજ્યને હોવી જોઈએ તથા એક રાજ્યની પ્રજાનાં માણસો ગમે ત્યાં રહેતાં હોય છતાં તેને તે તે રાજ્યના કાયદાઓ લાગુ કરવા

જોઈએ તથા બીજા દેશોની હદમાં પોતાની હકુમત સ્થાપવી અને તેનો ઉપભોગ પોતાની હકુમતમાં એ બીજા દેશોનાં માણસો ઉપર પણ કરવો એવી જાતના હક્કોનો સમાવેશ ઘણીવાર "ટેરીટારીઅલ" હક્કોમાં કરવામાં આવે છે. એક દેશમાં બીજા દેશના કાયદાઓ, સ્થાનિક કોર્ટમાં એ બીજા દેશના લોકોને લાગુ પાડવા તેની ગણના પણ ટેરીટારીઅલ હક્કોમાં કરવામાં આવે છે. પોર્ટુગીઝો, વલંદા અને અંગ્રેજો આ દેશમાં પહેલ વહેલાં આવ્યા ત્યારે તેઓ પોતાની કોઠીઓની હદમાં ઘણે અંશે આવી જાતના હક્કો ભોગવતા હતા. તેઓ પોતાનો ન્યાય વિભાગ જુદો રાખતા અને મોગલો કે મરાઠાઓની કોર્ટમાં એમનાં માણસોના ગુન્હાઓની સુનાવણી થતી નહતી. હીંદુસ્તાનની બહારના દેશોમાં કેટલીક વખત હીંદના રાજાઓએ કાયદા ભંગ કર્યાના દાખલાઓ નોંધાયા છે. પણ તેઓ આવા પ્રકારના વિશિષ્ટ હક્કોના પ્રતાપે કાયદાની વિડંબણામાંથી મુક્ત રહેવા પામ્યા છે. રાજાઓ બ્રિટિશ હીંદમાં પણ જે જે થોડી ઘણી છૂટ મેળવે છે તેનો સમાવેશ પણ આવી જાતના હક્કોમાં થઇ શકે.

હીંદુસ્તાનના દેશી રાજાઓ પણ કાંઈક આવાજ પ્રકારના વિશેષ છુટાપણાના-હક્કોના પોતે અધિકારી છે એમ માને છે. અને સાથે સાથે તેઓ માને છે કે આવા હક્કોના પાલન સાથે રાજાઓની પદવી, દરજ્જો અને એમના રાજાપણાને સંબંધ છે. જો કે અત્યારે સંયોગો અને સમયવશાત, રાજ્યો અને રાજાઓનો દરજ્જો તેઓ ચીતરે છે તેવો રહી શક્યો નથી. રાજાઓને માટે જે સલામતીઓ નોંધવામાં આવી છે તે સલામતીઓને આ પ્રકારના હક્કો ન કહી શકાય તેમ તે સલામતીઓને કાયદાનું બંધન પણ ન કહેવાય, નરેશો જે હક્કો પરત્વે ઇંતેજાર છે તે, ફીડરલ પરિધમાં ન આવતા હોય એવા "ક્રાઉન રાઇટ્સ" જેને કહેવામાં આવે છે એવા હક્કો માટે ઈંતેજાર છે. આ હક્કો-કરારો, સનદો અને બ્રિટિશ સરકાર સાથેનાં તહનામાઓમાંથી ઉત્પન્ન થયેલા છે. આ હક્કો પરત્વે કાંઇ મતભેદ ઉપસ્થિત થાય તો તેનો નિકાલ માત્ર શહેનશાહ (તાજ)ના પ્રતિનિધિ જે હોય તેજ કરી શકે એવી નરેશમંડળની દૃઢ માન્યતા છે. અને એટલા માટે ફીડરેશન સ્થપાયા પછી પણ આ હક્કો પરત્વે તાજની જવાબદારી લેશ પણ ન્યૂન થતી નથી એમ રાજા સાહેબો માનતા હોવાથી આ હક્કોને સામાન્યતઃ "ક્રાઉન રાઇટ્સ"થી સંબોધવામાં આવે છે. સિવાય કાયદાની કલમ ૫ મી પ્રમાણે, ફીડરલ લેજીસ્લેચરના અંકુશ તળે જે સામાન્ય વિષયોની ગણના કરવામાં આવી છે એ વિષયોના સંબંધી જે કાયદા પસાર થાય તે દેશીરાજ્યોને પણ લાગુ પડે. તેનો અર્થ એવો થાય કે દેશીરાજ્યો-રાજાઓ-ફીડરલ લેજીસ્લેચરની સત્તાનો સ્વીકાર કરે છે. આ હકીકત છે. અને એટલા માટે રાજાઓ ફીડરલ લેજીસ્લેચરની સામે પોતાના દરજ્જાનું અને હક્કોનું સંરક્ષણ થાય તથા આવી આવી બાબતોની મર્યાદા મૂકાય કે રાજ્યો પરત્વે અપવાદ મૂકાય એમ ઈચ્છે છે. ઈન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશનના પહેલા પરિશિષ્ટમાં રાજ્યોની વહીવટી મર્યાદામાં પ્રવેશ ન કરી શકે એવા અપવાદ રૂપ વિષયોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, એ ખરૂં પરંતુ તે ઉપરાંત બીજી પણ એવી બાબતો છે કે જેને માટે પણ અપવાદ રાખવાનો રાજ્યોનો આગ્રહ છે. કસ્ટમ્સ, કસ્ટમ્સ કોર્ડન, પોસ્ટ ઓફીસો અને તેને લગતી બાબતો, તાર ઓફીસ, મોટર સ્પીરીટ અને દીવાસળી ઉપર એક્સાઈઝ ડ્યુટીમાં ભાગ, આર્મ ફોર્સીસ, રાજ્ય અને રાજા માટે હથીઆરોની આયાત કરવી, હથીઆરને લગતા કાયદામાંથી અપવાદ, દેશના બીજા ફીડરલ વિભાગોમાં મુસાફરી વખતે હથીઆરો લઈ જવાનો પરવાનો, મીઠું, રેલ્વે અને એર નેવીગેશન એ વગેરે બાબતો એવી છે, કે જેના વહીવટનો સંબંધ દેશી રાજ્યોના વહીવટી તંત્રની સાથે સંકળાયેલો છે અને તેટલા માટે દેશી નરેશો એ બાબતો પરત્વે અમુક પ્રકારનું પોતા પૂરતું રક્ષણ માગે છે. ૧૯૩૫ના કાયદાની ૧૨ (૧) g પ્રમાણે (the protection of

the rights of any Indian State) ઈન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશનમાંની બાબતો ઉપરાંત બીજી બાબતો પરત્વે પણ રાજ્યોને ગવર્નર જનરલથી સંરક્ષણ મળે એવી ગોઠવણ કરવામાં આવી છે. પરંતુ સંરક્ષણની એ ગોઠવણ કાયદેસર સ્વરૂપની હોવી જોઈએ. રાજાઓની અને એમના નિષ્ણાત પ્રધાનોની એવી માન્યતા છે કે આવી બાબતોમાં એકલા ગવર્નર જનરલ ઉપર વિશ્વાસ રાખવો તેના કરતાં આ બાબતને ફીડરલ કોર્ટની હકુમતમાં લઈ જવામાં આવે તો તે વધારે યોગ્ય છે. ફીડરલ કોર્ટની સત્તા અત્યારે કાયદા પ્રમાણે માત્ર એટલીજ છે કે સુધારાના કાયદાની કોઈ કલમ સંબંધી કે કે તેના અર્થ સંબંધી કે એ કાયદા અન્વયે કરેલા ઓર્ડર ઈન કૌંસીલ સંબંધી કે એ કાયદાદ્વારા ફીડરેશનને મળેલી સત્તા સંબંધી કાંઈ મતભેદ ઉપસ્થિત થાય ત્યારે તેની બાબતો કોર્ટ સમક્ષ લઇ જવી. તેને બદલે ફીડરલ લેજીસ્લેચરે પસાર કરેલા અમુક કાયદાની દેશીરાજ્યો ઉપર થતી અસર બાબતે જ્યારે મતભેદ ઉપસ્થિત થાય ત્યારે તેનો નિકાલ ગવર્નર જનરલ કરતાં ફીડરલ કોર્ટ કરે એવી રાજ્યોની માગણી મંજુર રહે તો તેમાં વધારે જોખમ છે એમ લાગે છે. કારણ કે એક વખત "જ્યુડીશ્યલ" રાહે ફીડરલ કોર્ટનો નિર્ણય થઇ ગયો તે શહેનશાહની કૌંસીલ પણ ભાગ્યે જ ફેરવે. આ કરતાં ગવર્નર જનરલના હસ્તક નિકાલની જે સત્તા છે એ વધારે યોગ્ય છે. માટે આ બાબતમાં રાજ્યો, જે આગ્રહ રાખે છે તે કરતાં "ઈન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશન"માં એ બાબતનો ઉમેરો કરવો એ વધારે વ્યવહારૂ છે.

રાજ્યોનો દરજ્જો, એઓના રાજ્યની અંદર બહારના અધિકારો અને ફીડરલ વિષયોની અસરમાંથી એમને મળતું જોઈતું રક્ષણ એ સંબંધી ઈન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશનમાં ઉમેરો કરવો એજ વધારે યોગ્ય છે. કારણ કે બંધારણનો કાયદો ગમે ત્યારે ફેરવી શકાય પરંતુ ઈન્સ્ટ્રુમેંટ ઓફ એકસેશન એ રાજ્યો સાથેનું તાજનું સ્થાયી કરાર પત્ર છે, અને જ્યારે જ્યારે હીંદના રાજ્યબંધારણનો પ્રશ્ન ભવિષ્યમાં ઉપસ્થિત થાય અને હીંદી સરકારની જોખમદારીઓમાં ગમે તે પ્રકારનો ફેરફાર થાય ત્યારે પણ આ ઈન્સ્ટ્રુમેંટ દ્વારા રાજ્યોને જે વચન આપવામાં આવ્યાં હોય તે સ્થાયી રહી શકે. કારણકે એક સરકારની જવાબદારી ત્યારપછીની બીજી સરકાર માન્ય રાખે એવી તેના ઉપર જવાબદારી છે. અને તેમાંજ એનું સ્થાયીત્વ તથા હિત છે. અને જો તે પ્રમાણે સંભવિત ન હોય તો ફીડરેશનમાંથી તે વખતે રાજ્યો છૂટાં થઈ શકે છે એવી ગોઠવણ જો અત્યારથીજ કરી નાંખવામાં આવે તો તે વધારે ડહાપણ ભરેલો માર્ગ છે. બાકી એક વખત જો કાયદાની આંટીઘુંટીનો અને ફીડરલ કોર્ટમાં શબ્દોના અર્થ કરવાનો આશ્રય લેવામાં આવશે તો એ જાળમાંથી રાજ્યો કદી મુક્ત નહિ થઇ શકે.

એક વાતનો ઉલ્લેખ અત્ર આવશ્યક છે, કે રાજાઓનો દરજ્જો, એમના રાજ્યની સત્તા કે અંગત સત્તા એ બધાનો આધાર હીંદના કુૈ ભાગની સહાનુભુતિ ઉપર છે. અત્યારે હીંદુસ્તાનની ચતુર્દિશાએ આવેલાં દેશી રાજ્યોમાં આંતર કલહ જેવું જોવામાં આવે છે. અને બ્રિટિશ હીંદની પ્રજાની તો નરેશ મંડળે જાણે સહાનુભુતિ જ ગુમાવી હોય એવું લાગે છે. એમના મોજશોખો, રહેણીકરણી, પોતાની પ્રજા તરફની એમની અસહિષ્ણુતા અને કોઇક કોઇક જગ્યાએ પોતાપણાના થયેલા ભ્રમને લીધે એવું ગેરસમજ ઉભું કરવામાં આવે છે કે જેથી સમગ્ર નરેશતંત્ર (જે તંત્ર યોગ્ય રીતે ચાલે તો બધાં તંત્રોમાં સ્થાયી રહેવા યોગ્ય છે) સામે એક પ્રકારની ધૃણા ઉત્પન્ન કરી છે નરેશમંડળે પોતાનો દરજ્જો સ્થિર કરવા માટે આ બધાના ઉપાયો કરવા એ જરુરનું છે. હીંદુસ્તાનમાં નરેશવર્ગ એ એક એવો વર્ગ છે કે જેમને પ્રથમથીજ વહીવટી કામોના સંસ્કારો મળેલા હોય છે. તેઓ પોતાનામાં રહેલા દોષોને નિવારી શકે તો હીંદના રાજ્યનીતિજ્ઞ પુરુષોમાં અગ્રસ્થાન મેળવી શકે એવા છે.

એક અભ્યાસી.

# અમનગર સંસ્થાન કોને સોંપવું એ વિષયને લગતા કાગળો

## ઈ. સ. ૧૮૪૭ થી ૧૮૪૯

## ( ઓન. મી. વીલોબીની મીનીટ )

( પુ. ૧૧ પૃષ્ટ ૪૬થી ચાલુ )

૪૦ આ વસ્તુસ્થિતિ સાથે મેળ ન ખાય એવી વિલક્ષણતા કર્નલ સધરલેન્ડના ધ્યાન બહાર રહી નથી, પણ એ વિલક્ષણતાએ આ નામાંકિત અમલદારને ગભીર અસંગતતામાં અને પરસ્પર વિરોધી ઉલ્લેખો કરવાની ગુંચવણમાં ઉતારી દીધો છે. તખ્તસીંગની ચુંટણી થઈ ગયા પછી જે ચર્ચા ચાલી તે દરમીયાન માનસીંગની વિધવા ચોવીશ વર્ષના પુખ્ત ઉમ્મરના માણસને દત્તક લે અથવા કર્નલ સધર્લેન્ડના પોતાના જ શબ્દો વાપરીએ તો, પોતાના બાહુમાં લે (ખોળે બેસારે) એ કેવી બેહુદી ભરેલી અને બુદ્ધિ સાથે કે યોગ્યતાના ખ્યાલ સાથે મેળ ન ખાય એવી વાત છે એ તે અમલદારના (કર્નલ સધર્લેંડના) લક્ષમાં આવ્યું અને એ મુશ્કેલીમાથી છૂટવા માટે, તખ્તસીંગ અને તેના પુત્રને "કાયદેસર ચુંટવામાં અને દત્તક લેવામાં આવ્યા હતા" એવા સરકારી દફતરે નોંધાયેલા પોતાના અગાઉના લેખીત અભિપ્રાયો લક્ષ બહાર રાખી, તેણે, ( કર્નલ સધર્લેંન્ડે ) ત્યાર પછીથી એમ કહેવાનું અને પ્રતિપાદન કરવાનું ચાલુ કર્યું અને ચાલુ રાખ્યું છે કે તખ્તસીંગ માત્ર ચુંટાયો હતો અને દત્તક લેવાયો ન હતો. જો ખરેખર આમ જ થયું હોય તો પછી મારે કહેવાની જરૂર રહેતી નથી કે કર્નલ ટોડના કહેવા પ્રમાણે તેમજ કર્નલ સધર્લેન્ડે પોતે પણ જણાવ્યું છે તે પ્રમાણે મારવાડની ગાદી ઉપર તખ્તસીંગની ચુંટણી એ કાયદેસરના કોઇ પણ અર્થ વિનાની તદ્દન રદ બાતલ બની જાય છે. તખ્તસીંગને દત્તક લીધેલો હોવા બાબતનો આ ધ્યાન ખેંચે એવો વિચિત્ર ઈન્કાર, કર્નલ સધર્લેન્ડના બાજુમાં* ટાંકેલા કાગળમાં જોઈ શકાશે. એ કાગળમાં એ જણાવે છે કે "તખ્તસીંગ વારસ તરીકે મારવાડની ગાદી ઉપર આવ્યો એ બનાવ મેં રજપુતાના છોડયું તે પહેલાંના થોડાજ વખતમાં બન્યો હતો. એ વખતે મારો ખ્યાલ એવો હતો કે (માનસીંગનો પુત્ર) જસવતસીંગ તેની સાથે હતો, તે મહારાજા માનસીંગની વિધવા તેને દત્તક લે તેટલા માટે સાથે હતો કારણ કે માનસીંગ પોતે તો એ વિધિ થવા માટે વધારે પડતી મોટી ઉમ્મરનો હતો." અને ત્યાર પછીના એક કાગળમાં

* ગવર્મેન્ટ ઓફ ઈન્ડીઆ તરફ, તા. ૨૭ મે ૧૮૪૬. એ વાત ખાસ ધ્યાન આપવા જેવી છે કે તખ્તસીંગને બેશક ખ્યાલ છે કે તેની પોતાની ચુટણી કાયદેસર ઠરવાનો આધાર તે પોતે દત્તક પણ લેવાયો હોય તેના ઉપર રહે છે અને એ ખ્યાલ હોવાથી તે પોતે પોતાનું દત્તક વિધાન થયું હોવાનો ઈન્કાર કરતો નથી. જે દલીલ પદ્ધતિ તેણે અખત્યાર કરી છે અને જે મુદ્દાના આધાર ઉપર તે અમનગર પોતાના કબજામાં રાખવાના પોતાના હકની સ્થાપના કરે છે તે એ છે કે દત્તક લેવાયેલા પુત્રનો, પોતાના મૂળ જન્મદાતા પિતાની મિલકત ઉપરનો વારસા હક જતો રહેતો નથી. મારે ભાગ્યે જ જણાવાની જરૂર રહે છે કે આ વાત દત્તક વિધાન બાબતના હિન્દુ ધારાથી સીધે સીધી રીતે વિરુદ્ધ છે.

એજ વાત ફરીવાર જણાવવામાં આવી છે× "પિતા (તખ્તસીંગ) એટલો વધારે પાકી મોટી ઉમ્મરનો હતો કે તેને દત્તક લઈ શકાય નહિ."

૪૧. ઘણીજ યોગ્ય રીતે એવું અનુમાન કરી શકાય કે જે માણસ પુખ્ત ઉમ્મરનો હોવાથી દત્તક વિધાનને માટે અયોગ્ય હતો તેની જ્યારે ચુંટણી માટે પસંદગી કરવામાં આવી ત્યારે એવી પસંદગી કરવામાં પોતાના દેશના અને રાજ્યના રૂઢી રીવાજોની તથા દત્તક વિધાનના હિન્દુ ધારાના નિયમોની સદંતર અવગણના થાય છે અને તેથી એમ કરવામાં પોતે અખત્યાર કરેલી કાર્ય પદ્ધતિ શિરસ્તા વિરૂદ્ધ હતી, એ વાતનો તખ્તસીંગની ચુંટણી કરનારા લોકોને પૂરે પૂરો ખ્યાલ હતો: અને એ ઘણું જ બનવા જોગ છે કે આવી ચુંટણી કરવાને અંગે જે ગુંચવણમાં તેઓ ઉતરી ગયા હતા તે ગુંચવણને અમુક અંશે ઓછી કરવાના હેતુથી તખ્તસીંગના પુત્રને જોધપુરની ગાદીના ઉત્તરાધિકારી યુવરાજ તરીકે જાહેર કરવામાં આવ્યો હતો. પરન્તુ આ બાબત જેમ હો તેમ ભલે હો; હું હવે પછી એ બતાવવા પ્રયત્ન કરીશ કે એ થયેલી વ્યવસ્થાના એક ભાગથી તખ્તસીંગને લાભ મળે અને એ વ્યવસ્થાનો બીજો ભાગ તખ્તસીંગને અત્યારે પોતાનાં કુટુમ્બનાં વર્તમાન હિતથી વિરુદ્ધ લાગે છે તેથી તેને રદ બાતલ અને અબંધનકારક ગણવાની તખ્તસીંગને છૂટ આપવી, એ પ્રમાણે જો થવા દેવામાં આવે તો એ એક મોટો અન્યાય થાય: ઘણી જ અનિયમિત અને ધારાધોરણ વિરુદ્ધતી રીતે તેને વધારે મોટો લાભ મળ્યો છે અને પોતાના ઓછા ભાગ્યશાળી પ્રતિસ્પર્ધીને આ પ્રમાણમાં નાનો લાભ મળે તે માટે તેણે તેના ઉપરથી પોતાનો દાવો રાજીખુશીથી આનંદપૂર્વક ઉઠાવી લેવો જોઈએ.

૪૨. મારા વિષયના પ્રવેશદ્વારમાંજ પ્રારંભમાંજ આ પ્રમાણે લાંબો સમય લેવા માટે મારે યોગ્ય કારણ જણાવવું એ જરૂરનું લાગે, પણ જે કેસ અહીં ચર્ચવાનો છે તેનું મહત્વ + એજ એ લંબાણ માટે વ્યાજબી કારણ છે એમ મારી અરજ છે. હવે હું અહમદનગરની રાજ્યગાદી અને તેના તાબાના

× કર્નલ સધર્લેન્ડનો ગવર્નમેન્ટ ઓફ ઈન્ડીઆ ઉપરનો તા. ૧૬મી મે ૧૮૪૬ નો કાગળ. તખ્તસીંગનાં 'ચુંટણી તથા દત્તક વિધાન' થઈ ગયાં હોવાનો રીપોર્ટ આ ઑફીસર તરફથી કરવામાં આવ્યો ત્યાર પછી તુરતમાં જ તેને નાદુરસ્ત તબીઅતને અંગે કેપ ઓફ ગુડહોપ જવાની જરૂર પડી હતી. જે કાગળોમાંથી અહીં મેં અવતરણ આપ્યાં છે તે દત્તક વિધાન થયું હોવાનો ઈન્કાર કરનારા કાગળો, તે (કર્નલ સધર્લેન્ડ) પાછો રજપુતાનામાં આવ્યો ત્યાર પછી તુરતમાંજ લખાયા હતાં. અને એને માત્ર ન્યાય આપવા ખાતર પણ એટલું તો કહેવું જોઈએ કે જ્યારે આ બે કાગળ પૈકીનો પહેલો કાગળ લખાયો ત્યારે એ વિષય ઉપર જે પત્ર વ્યવહાર ચાલેલો હતો તે બધો કર્નલ સધરલેન્ડની પાસે ન હતો; પણ જ્યારે બીજો કાગળ લખાયો ત્યારે આ કેસને લગતાં બધાં લખાણો તેની પાસે હતાં એમ જણાય છે, અને તેથી (કર્નલ સધર્લેન્ડના જૂનાં અને નવાં લખાણોમાં થયેલા) પરસ્પર વિરોધી ઉલ્લેખો વધારે ન સમજી શકાય એવા બની જાય છે.

+ આ (કેસનું મહત્વ) બધા પક્ષો એ કબૂલ કરેલું છે. કર્નલ સધર્લેન્ડ (પોતાના ગવર્મેન્ટ ઑફ ઇન્ડીઆ ઉપરના, તા. ૨૭ મે ૧૮૪૬ના કાગળમાં) લખે છે કે, "આપણા આધિપત્ય નીચે (આવા પ્રશ્નના નિકાલ સંબંધે) આથી પ્રથમ દાખલો બંધાવાનો છે અને તેથી એ દૃષ્ટિએ આ બાબત પ્રથમ પંક્તિના મહત્વની છે; અને કેપ્ટન લેંગ (પોતાના તા. ૨૦ જૂન ૧૮૪૫ના કાગળમાં) ઉલ્લેખ કરે છે કે, "મહીકાંઠાની વ્યવસ્થા આપણા હાથમાં આવી ત્યાર પછીથી જે પ્રશ્નો નિર્ણય માટે આપની પાસે આવ્યા છે તે બધા પ્રશ્નોમાં આ સહુથી વધારે મહત્વનો છે."

પ્રદેશો કોને સુપ્રત કરવાં એ આ ચર્ચાના વિષયભૂત મુદ્દાના ખરા પ્રશ્નની વિચારણા શરૂ કરીશ. આ પ્રશ્નની વિચારણાનો આરંભ કરવામાં પ્રથમ તો મારે જણાવી દેવું જોઈએ કે અહમદનગરના વારસાનો નિર્ણય કરવામાં "ગુજરાતની માન્યતાઓ અને રૂઢી રીવાજોને મૂળ આધારભૂત પ્રમાણ તરીકે સ્વીકારીને તે અનુસાર નિર્ણય બંધાવો જોઈએ" એવો જે, ધ ઓનરેબલ કોર્ટ ઑફ ડાઈરેકટર્સનો અભિપ્રાય છે, * અને જે અભિપ્રાયનો અર્થ હું એમ સમજું છું કે–જે નિયમો અનુસાર સામાન્ય રીતે ગુજરાતમાં વારસા હકનો નિર્ણય કરવાનો ક્રમ હોય તે નિયમો અનુસાર આ પ્રશ્નનો નિર્ણય થવો જોઈએ, તે ધ ઑનરેબલ કોર્ટ ઑફ ડાઇરેકટર્સના અભિપ્રાય સાથે હું સંપૂર્ણપણે મળતો થાઉં છું. જે સંસ્થાનની ગાદી સંબંધે આ તકરાર છે, તે ગુજરાતમાં આવેલું છે, અને જો એ પ્રાંતનાં રૂઢીરીવાજો અનુસાર ઇડરનો રાજ્યકર્તા વારસ તરીકે અહમદનગરની ગાદી ઉપર આવવા માટે હકદાર ઠરતો હોય તો તેને તેનો કબજો સોંપવો. જો કે આ પહેલાંના ફકરામાં બતાવવામાં આવ્યું છે, તે પ્રમાણે, ઇડરને તારવી નાંખી અહમદનગરના રાજ્યકર્તાને મારવાડની ગાદી આપવામાં આવી તેમાં મારવાડનાં રૂઢીરિવાજોને અનુસરવામાં નથી આવ્યું તોપણ મારવાડના કહેવાતા રૂઢીરિવાજોને નામે ઇડરના રાજ્યકર્તાને મારવાડની ગાદીથી રહિત રાખવામાં આવ્યો છે કે જે ગાદી ઉપર ગુજરાતમાં તો (ગુજરાતના રૂઢીરીવાજો પ્રમાણે) તેનો નિ:શંક અને નિર્વિવાદ જન્મસિદ્ધ હક ગણાય. આમ એક વખત મારવાડના રૂઢીરીવાજોને નામે ઇડરના રાજાને, મારવાડની ગાદીથી વંચિત રાખ્યા પછી જો ગુજરાત સિવાયના બીજા કોઈ પ્રદેશના રૂઢીરીવાજોને આધારે તેને અહમદનગરની ગાદીથી પણ વંચિત રાખવામાં આવે તો એ રાજ્યકર્તા તરફ એ ઘણું કઠોર વર્તન થાય. ઓનરેબલ કોર્ટે (આ બાબતમાં અનુસરવા માટે) જે નિયમ ફરમાવ્યો છે તે સ્પષ્ટ રીતે એવો અપક્ષપાતી અને વ્યાજબી છે કે તેની વિરુદ્ધ તખ્તસીંગ અને થોડે અંશે મારવાડના પોલીટીકલ અધિકારીઓએ જે વાંધાઓ દર્શાવ્યા છે તેનો વિગતથી ઉલ્લેખ કરવાનું હું આવશ્યક ધારતો નથી. તોપણ આ પ્રશ્ન સંબંધે છેવટનો ચુકાદો જેમણે આપવાનો છે તેમને એ વાંધાઓ જોઈ જવાની ઇચ્છા થાય તો બાજુમાં× દસ્તાવેજી કાગળોમાંથી તે મળી શકશે.

મી. ગ્રીથેડ એમ ધારતા લાગે છે કે આ જાતના કેસમાં તે બન્ને પ્રાંતોના રૂઢીરીવાજો એકજ હોવા જોઇએ, પણ કેપ્ટન લેન્ગે ચોખ્ખું બતાવી આપ્યું છે+ કે કેટલીક બાબતમાં તેઓ વચ્ચે અગત્યનો મૌલિક તફાવત છે, અને તેથી, ગુજરાતની માન્યતાઓનો અને રૂઢી રીવાજોનો આધાર લેવો એ મી. ગ્રીથેડ જેમ ધારે છે તેમ રજપુતાનાની માન્યતાઓ તથા રૂઢી રીવાજોનો આધાર લેવા બરાબર નથી.

૪૩. તખ્તસીંગની ચુંટણી થઈ છે અને તેનો દીકરો યુવરાજ પદે સ્થાપિત થયો છે એમ જ્યારે કેપ્ટન લેન્ગના જાણવામાં આવ્યું ત્યારે, એમ થવાથી અહમદનગરની ગાદી ખાલી પડી છે અને વારસા હકની પરંપરા તૂટી જવાને અંગે એ ગાદી

* આ (અભિપ્રાય) ગવર્મેંટ ઓફ ઇન્ડીઆ તરફ મોકલેલા ડીસપેચમાં છે, જેની તારીખ, હું માનું છું કે, ૧૯ માર્ચ ૧૮૪૪, છે. અહીંના ગવર્મેંટના રેકર્ડ ઉપર એ નથી, પણ મી. સેક્રેટરી કરીના તા. ૨૭–૧–૧૮૪૫ના કાગળ સાથેના, ગવર્મેંટ ઑફ ઇન્ડીઆ અને મારવાડના પોલીટીકલ અધિકારી વચ્ચે ચાલેલા પત્રવ્યવહારમાંથી એ હકીકત મને જાણવામાં આવી છે.

× જોધપુરના પોલીટીકલ એજન્ટ મી. ગ્રીથેડનો તા. ૨૪ ઓક્ટોબર ૧૮૪૫ નો કાગળ, અને તેની સાથે બીડેલો તખ્તસીંગ તરફથી આવેલો તા. ૬ ઓક્ટોબરનો ખરીતો.

+ તા. ૨૫ એપ્રીલ ૧૮૪૬ નો કાગળ.

પાછી ઈડરમાં મળી જવી જોઈએ એમ માનીને તેણે એ (અહમદનગર) સંસ્થાનનો કબજો સંભાળવા માટે તથા ત્યાં જે તોફાન ગરબડ થવાનો ભય રહેતો હતો તે થતાં અટકાવવા માટે ભરોસાપાત્ર માણસોને ત્યાં મોકલ્યા, અને એવી સૂચના કરી કે જ્યાં સુધી અહમદનગર * કોને સોંપવું એ પ્રશ્નનો સરકાર તરફથી નિર્ણય ન થઈ જાય ત્યાં સુધી તખ્તસીંગ મારવાડના રાજ્યકર્તા તરીકે ચુંટાયો છે, એવો વિધિપુરઃસરનો સ્વીકાર સરકારે ન કરવો. આ (કબજો સંભાળવા માટે સરકારી માણસો મોકલવાનો) માર્ગ. જે હિન્દના આ તરફના પ્રદેશમાં, જ્યાં ગાદીવારસા સંબંધે તકરાર હોય ત્યાં અમલમાં મૂકવામાં આવતી સામાન્ય ચાલુ પદ્ધતિરૂપ + છે, તે અખત્યાર કરવામાં પોલીટીકલ એજન્ટે તદ્દન વ્યાજબીજ કર્યું હતું. અને મને લાગે છે કે એ જપ્તીના કામમાં વચ્ચે આડો પ્રતિબંધ કરવામાં આવ્યો એ ઠીક ન થયું. ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆને પાછળથી એમ લાગ્યું કે એ જપ્તીના કામમાં વચ્ચે આડી દખલગીરી કરવામાં ન આવી હોત તો સારૂં હતું (ઈ. સ. ૧૮૪૩માં) ગવર્નમેન્ટ ઓફ ઈન્ડીઆએ એવી આજ્ઞા કરી કે કેપ્ટનને લેંગે મોકલેલા લોકોને પાછા બોલાવી લેવો. સિવાય કે ઈડર તરફથી કરવામાં આવતી કોઈ દુશ્મનાવટ ભરી હીલચાલ સાથે તે (અહમદનગર) સંસ્થાનનું રક્ષણ કરવા માટે તેમની ત્યાં જરૂર હોય; અને તે સાથે એમ પણ ફરમાવ્યું કે ઈડર અને અહમદનગર એ બન્નેને ચેતવણી આપવી કે એ બે કુટુંબો વચ્ચેના મતભેદોનો નિવેડો શસ્ત્ર (યુદ્ધ) દ્વારા લાવવાની કોઈપણ પ્રવૃત્તિને બ્રીટીશ સરકાર ચાલવા દેશે નહિ.×

૪૪. મુંબઈ સરકારે, માનસીંગના અવસાન પછી તેના વારસ તરીકે જોધપુરની ગાદી ઉપર આવવાનાં ઇડરના રાજ્યકર્તાના દાવાને સહાનુભૂતિ અને સમ્મતિની દષ્ટિથી જ હમેશાં જોયો હતો, અને જ્યારે તે સ્થાન માટેના તેના અગ્રહકને ડૂબાવી બીજાને તે સ્થાને નિયુક્ત કરવામાં આવ્યો ત્યારે, પછી અહમદનગર ઈડરમાં પાછું ભળી જવું જોઇએ એવાં

---

* તા. ૨૦ ઓક્ટોબર ૧૮૪૩નો કાગળ.

+ રાજસ્થાનમાં પણ એ પ્રમાણેજ હોવાનું (સાથેનાં અવતરણ ઉપરથી) જણાશે. "એટલા માટે એમ જાહેર કરવું કે જે રાજ્યગાદી એનાયત કરવામાં આવે છે તે એ ગાદી ધરાવનારના જીવનકાળ પર્યન્તને માટે એનાયત કરવામાં આવે છે અને તેની સાથે તેના વંશની સીધી પરંપરામાં ઉતરી આવતાં સંતાનોનો વારસા હક પણ રહેલો છે, અથવા રાજ્યકર્તાની મંજુરીથી દત્તક વિધાન કરવાનો હક પણ રહેલો છે. (અને ગાદીપતિમાં કે વંશજ તરીકે અથવા દત્તક પુત્ર તરીકે એ ગાદી ઉપર વારસા હક ધરાવનારમાં) જે ગુન્હેગારી ભર્યાં દુશ્ચરિતો કે (રાજ્યાધિકાર ભોગવવા માટેની) નાલાયકાત હોય તો એ રાજ્યાધિકાર (મૂળ બક્ષનાર ઉપરી સત્તા તરફથી) પાછો (પોતાના સ્વાધીનમાં) લઈ લેવાને પાત્ર છે; (આવી રીતે સોંપેલાં) રાજા-સંસ્થાનમાં મૂળ રાજ્યમાં પાછાં ભળી જવાની જે પાત્રતા છે, અને એવાં સંસ્થાનને પાછું પોતાની સ્વાધીનતામાં લઇ લેવાનો મૂળ રાજ્યને જે અધિકાર રહેલો છે, તેનાં ચિન્હ તરીકે, જેને સંસ્થાન એનાયત કરવામાં આવ્યું હોય તેની ગાદી જ્યારે ખાલી પડે ત્યારે, (ઉપરી રાજ્યસત્તા તરફથી સંસ્થાનનો કબજો સંભાળી લેવા માટેની) જપ્તી, (નવા વારસ પાસેથી લેવામાં આવતું) નજરાણું, (નવા વારસે કરવાની ઉપરી રાજ્યસત્તા તરફની પોતાની) વફાદારીની જાહેરાત અને (નવા વારસને ઉપરી રાજ્યસત્તા તરફથી) રાજ્યાધિકાર સોંપવાની ક્રિયા, એ પ્રમાણે વિધિઓ, સામાન્ય ચાલુ પ્રથા અનુસાર કરવાં" એનલ્સ ઑફ રાજસ્થાન, વૉ. ૧. પા. ૧૬૭

× મો. સેક્રેટરી કરી તરફથી આવેલો તા. ૧૩ નવેમ્બર ૧૮૪૩નો કાગળ.

ઇડરનો દાવો મંજુર * રાખવા માટેનું તેનું વલણ એથી પણ વધારે પ્રબળ હતું. (છેવટે) ગવર્મેંટ ઑફ ઇન્ડીઆ તરફથી એક કાગળ આવ્યો જેમાં સ્પષ્ટ ફરમાન રૂપે એમ હુકમ કરવામાં આવ્યો હતો કે–"(આ વિષય સંબંધી) પત્રવ્યવહાર, કે જે ચાલુ રહેવાથી ઈડર અને અહમદનગરનાં રાજ્યોમાં ઉશ્કેરણી ચાલુ રહ્યા કરે એ એકજ પરિણામ આવવાનો સંભવ છે, તે બંધ કરવાના હુકમો કાઢવા. આની સાથે એવો પણ ઉલ્લેખ હતો કે " આ પ્રશ્ન આખા હિન્દ સાથે સંબંધ ધરાવતી વિશાળ સર્વગ્રાહી રાજનીતિનો છે, જેનો નિર્ણય કરવાનું કામ વરીષ્ઠ સરકારનું (હિન્દી સરકારનું)છે." આ હુકમ, આ વિષય સંબંધે ચર્ચા ચાલુ રાખવા સામે સ્પષ્ટ મનાઇ હુકમની બરાબર છે, અને એ હુકમને તાબે થઈ તે અનુસાર અમલ કરવા પોતે બંધાયેલ છે, એમ માનીને× મુંબઈ સરકારે ગુજરાતના પોલીટીકલ અધિકારીઓને એ હુકમ અનુસાર લખી જણાવ્યું. તો પણ પોતાના તરફથી (મુંબઇ સરકાર તરફથી) રક્ષણ મેળવવા માટે ખાસ વિશિષ્ટ હક ધરાવનાર એક રાજ્યકર્તાનો દાવો કે જે દાવાને પોતે (મુંબઈ સરકાર) વ્યાજબી ગણતી હતી, તે દાવાને જતો કરવામાં, પડતો મૂકવામાં, મુંબઇ સરકારને જે પરાણે પોતાની ઇચ્છા વિરૂદ્ધ કરવું પડયું છે તે મુંબઇ સરકારની આનાકાની અને અણુગમાનો ભાવ, બોર્ડની તા. ૨૪મીની મીનીટ અને તે મીનીટને આધારે ધી ઑનરેબલ કોર્ટ ઑફ ડાયરેકટર્સ ઉપર લખેલા તા. ૩૦ ડીસેમ્બર ૧૮૪૩ના કાગળમાંથી બાજુમાં+ (નીચે ફુટનોટમાં) આપેલાં અવતરણમાંથી પુરતા પ્રમાણમાં સ્પષ્ટ દેખાઈ આવે છે.

૪૫. ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆના તા.૧૪ ડીસેમ્બર ૧૮૪૩ના હુકમનો જે અર્થ પોતે કર્યો હતો તે ખરો અર્થ હતો, એવો ખ્યાલ આ (મુંબઇ) સરકારના મનમાં છેક ઇ. સ. ૧૮૪૫ના માર્ચ સુધી રહ્યો હતો કે જ્યારે છેવટ નીચે પ્રમાણેના સંજોગોમાં એ ચર્ચા ફરી શરૂ થઇ. તા. ૧૮ જાન્યુઆરી ૧૮૪૫ના રોજ ઇડરના રાજ્યકર્તાએ સરકારને એવી અરજ કરી કે "અરજ કરનાર (ઇડરના રાજ્યકર્તા)ના અગ્રહકનું ખુલ્લે ખુલ્લું અતિક્રમણ કરીને તખ્તસીંગે જોધપુરની

---

* ઈ. સ. ૧૮૪૫ના ઑગસ્ટ માસમાં બોર્ડે, " રાજનીતિના, નિષ્પક્ષપાત નૈતિક વ્યાજબીપણાના અને ન્યાય તથા કાયદાના " સિદ્ધાન્તોને આધારે ઇડરની તરફેણમાં આવેલા પોતાના અભિપ્રાયનો ઉલ્લેખ રેકર્ડ ઉપર મૂકયો છે, જૂઓ ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆ ઉપરનો તા. ૨૬ સપ્ટેમ્બર ૧૮૪૫નો કાગળ.

× આ હુકમનો અર્થ બરોડાના રેસીડેન્ટે પણ એ પ્રમાણે જ કર્યો હતો. (આ હુકમથી) આ પ્રશ્ન હવે છેવટ માટે બંધ થઈ ગયો છે એમ માનીને, તેણે કેપ્ટન લેંગનું, અહમદનગરના પ્રશ્ન ઉપરનું, તા. ૧૮ સપ્ટેમ્બર ૧૮૪૩નું, ઘણુંજ અગત્યનું લેખી નિવેદન, છેક તા. ૯ ફેબ્રુઆરી ૧૮૪૫ સુધી (મુંબઇ) સરકાર તરફ ન મોકલતાં, રોકી રાખ્યું, અને જે નિવેદન, તેથી કરીને, તા. ૨૧ ફેબ્રુઆરી ૧૮૪૫ સુધી ગવર્નમેન્ટ ઑફ ઇન્ડિઆ તરફ રવાના ન થવા પામ્યું.

\+ ઇડર અને અહમદનગર બન્ને આ ગવર્નમેન્ટના અખત્યાર નીચે હોવાથી તેમજ ઇડરના રાજ્યકર્તાના હિતાધિકારો, તથા જે પ્રદેશની વ્યવસ્થા જાળવવાનું કામ મૂળથી જ આજસુધી હમેશાં ઘણુંજ મુશ્કેલી ભર્યું રહ્યું છે તે પ્રદેશની સુખ સંપત્તિ તથા સુલેહ શાન્તિ, (એ બન્ને બાબતો), અહમદનગર ઈડર સાથે પાછું ભળી જવું જોઇએ કે જોધપુરની (રાજ્ય કુટુમ્બની અમગ) એક પેટા જાગીરરૂપ બની જવું જોઇએ. એ પ્રશ્ન સાથે વસ્તુતઃ ગાઢ સંકળાયેલ હોવાથી, જ્યાં સુધી (એ વિષય સંબંધે) અમારા મનમાં જે લાગતું હોય તે અમારે ગવર્નર જનરલની વિચારણા માટે સંપૂર્ણપણે રજુ કરવું એ અમને અમારી ફરજરૂપ લાગતું હતું; પણ જ્યારે તેઓ નામવરનો (એ બાબતનો) છેવટનો નિર્ણય અમને મળ્યો ત્યારે તે નિર્ણયને તત્કાલ અમલમાં મૂકવા માટે અમે હુકમો આપી દીધા."

ગાદીનો કબજો લીધેલો હોવાથી હવે અહમદનગર તેને (ઇડરના રાજ્યકર્તાને) પાછું સોંપવું જોઇએ." આ અપીલ, અને તેની સાથે, અહમદનગરનું જોધપુર સાથે જોડાણ થયા પછી ત્યાં (અહમદનગરમાં) જે અસંતોષકારક સ્થિતિ વર્તતી હતી તે સંબંધેનો કેપ્ટન લૅગનો રીપોર્ટ, એ બન્ને નિવેદનો ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆ તરફ રવાના કરવામાં આવ્યાં; અને આ નિવેદનના જવાબમાં ( ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીઆ તરફથી આવેલો તા. ૭ માર્ચ ૧૮૪૫નો કાગળ ) આ સરકારને (મુંબઈ સરકારને) એમ લખી જણાવવામાં આવ્યું કે તેમના તરફથી ( હીન્દી સરકાર તરફથી ) આ ( મુંબઈ ) સરકારને જે ડીસેમ્બર ૧૮૪૩નો હુકમ મોકલવામાં આવ્યો હતો તે હુકમદ્વારા, ઇડરના દાવા સંબંધે કોઈ છેવટનો નિર્ણય જણાવવાનો તેમનો (હિન્દી સરકારનો) આશય ન હતો, પણ, મહારાજા તખ્તસીંગ, એ પોતે અહમદનગરનો ગાદીપતિ ન હતો પણ માત્ર તેનો દીકરો જસવન્તસીંગ કે જે નાનો બાળક હતો તેના વતી રાજ્ય વહિવટ ચલાવનાર રીજન્ટ હતો, એમ જ્યારે જોવામાં આવ્યું ત્યારે એ વિષયને પડતો મૂકવામાં આવ્યો હતો."

૪૬. મારવાડના પોલીટીકલ અધિકારીઓનો પત્રવ્યવહાર કે જેના ઉપરથી તખ્તસીંગ અહમદનગરનો ગાદીપતિ નથી પણ રીજન્ટ છે, એવા નિર્ણય ઉપર હીન્દી સરકાર આવી હતી, તે પત્રવ્યવહાર પણ હવે આ (મુંબઈ) સરકારને પૂરો પાડવામાં આવ્યો અને સાથે એવી આજ્ઞા કરવામાં આવી કે–" તખ્તસીંગ (જ્યારે તે મારવાડના રાજ્યકર્તા તરીકે ચુંટાયો તે વખતે) અહમદનગરનો ખરેખરો કાયદેસરનો ગાદીપતિ હતો, કે તેના દીકરાના દત્તક વારસ તરીકેના અધિકારની રૂઈએ તેના વતી તેના રીજન્ટ તરીકે ગાદી સંભાળનાર અને રાજ્ય ચલાવનાર માત્ર વ્યવહાર પુરતો જ રાજકર્તા હતો" તેનો તપાસ કરીને આ સરકારે રીપોર્ટ કરવો. આ કામ પૂરું થતાં "સેન્ટ્રલ ઇન્ડીઆના રાજ્યકર્તાઓના અભિપ્રાયોને તથા મુંબઈ પ્રાંતનાં રજપુત સંસ્થાનોના રૂઢી રીવાજોને લક્ષમાં લઇને, આ કેઇસ સંબંધી બધી પરિસ્થિતિનો પૂરેપૂરો વિચાર કરી જોતાં એ બન્ને દાવો કરનાર પક્ષકારોમાંના પ્રત્યેકના હક સંબંધે આ (મુંબઈ) સરકારનો જે અભિપ્રાય થતો હોય તે લખી જણાવવાનું" આ સરકારને કહેવામાં આવ્યું હતું; જે પ્રશ્ન સંબંધે નિર્ણય કરવાનું કામ, ઇડર અને અહમદનગર એ બન્ને જે પ્રાંતના અધિકાર નીચેનાં સંસ્થાનો છે તે પ્રાન્તમાં, મુંબઈમાં જ સારામાં સારી રીતે થઇ શકે, એવો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો.

૪૭. તખ્તસીંગ જ્યારે મારવાડના રાજ્યકર્તા તરીકે ચુંટાયો ત્યારે અહમદનગરમાં તેનું ખરેખરૂં સ્થાન શું હતું, (અહમદનગરની ગાદી પરત્વે તેનો અધિકાર વસ્તુતઃ કેવા પ્રકારનો હતો) એ બાબતમાં તખ્તસીંગે વસ્તુસ્થિતિને જે અત્યંત ખોટા રૂપમાં રજુ કરી હતી તેની, આ (મુંબઈ) સરકારને આ પહેલ વહેલી જ ખબર મળી હતી. તખ્તસીંગના ભાઈ પૃથ્વીસીંગની વિધવાએ તખ્તસીંગના એકના એક દીકરા જશવંતસીંગને, નવેમ્બર ૧૮૪૧માં દત્તક લીધેલો હોવાનું જે કહેવામાં આવે છે, તે કહેવાતાં દત્તકવિધાન સાથે આ વિષય એટલો ગાઢ રીતે જોડાયેલો છે કે એ બન્ને બાબતોનો એક સાથે ઉલ્લેખ કરવો એ સગવડતા ભર્યું થશે; અને તખ્તસીંગ, અહમદનગર પોતાના કબજામાં રાખવાના પોતાના હકનું સમર્થન, મુખ્યત્વે દત્તકવિધાનના પાયા ઉપરજ કરે છે તેથી એની ધ્યાનપૂર્વક વિચારણા કરવી એ જરૂરનું છે. વધારેમાં મને જણાવતાં દિલગીરી થાય છે કે બની શકે તેટલી સંભાળપૂર્વક આ સંબંધે વિચાર કર્યા પછી હું જે નિર્ણય ઉપર આવ્યો છું તે એ દત્તકવિધાનની આખી બીના ઠગાઈ ભરેલી અને બનાવટી ઉભી કરેલી છે, અને, તખ્તસીંગની પોતાની જ કબુલાત પ્રમાણે તે પોતે મારવાડના રાજ્યકર્તા તરીકે ચુંટાવાને લીધે અહમદનગરની ગાદી ઉપરનો હક તેની પોતાની જાત માટે રદ થનો હોવાને લીધે, એ ગાદી પોતાના વંશમાં

રાખવા માટે તખ્તસીંગે એ વાત ઉપસ્થિત કરી છે.

૪૮ નીચે પ્રમાણેનો દસ્તાવેજ× એ કહેવાતાં દત્તકવિધાનના પુરાવામાં, તખ્તસીંગ તરફથી રજુ કરવામાં આવેલ છે:—

પૃથ્વીસીંગની વિધવા (Jheesodunjee) તરફથી પોતાના ભત્રીજા જસવંતસીંગને આપવામાં આવેલો દત્તકવિધાનનો લેખ.

"તમને (મારા) પુત્ર (તુલ્ય) ગણીને મેં તમને દત્તક લીધા છે, તમને ખોળે લીધા છે. એટલા માટે તમે તમારી માલેકીની મિલકત–ઘોડાઓ, રજપૂતોના પટ્ટાઓ, દેશ, નોકરો, અહમદનગર, મોડાસા, મેગરેજ, બાયર, એ બધું સંભાળી લ્યો અને એની દેખરેખ રાખો. દેશની સંભાળ રાખો અને તેનો ભોગવટો કરો. મેં તમને, મારા પુત્ર બલવંતસીંગના અવસાન પછી દત્તક લીધા છે. આજ્ઞાંકિત રહેજો અને મારા અધિકારને દરેક રીતે માન આપજો. ઘણાં વર્ષ જીવો અને તમારૂં રાજ્ય ભોગવો. મેં, મારી પોતાની સ્વતંત્ર ઇચ્છા અને સંમતિથી, પૂરેપૂરી અક્કલ હુશીઆરીપૂર્વક, આ તમને લખી આપ્યું છે અને તેના ઉપર મારા પોતાના હસ્તાક્ષરે સહી કરી છે. મેં આ કામ, મારા મર્હૂમ પતિના કહેવા પ્રમાણે અને લાગતા વળગતા સર્વની સલાહ લઈને કર્યું છે. મર્હૂમની આવી ઇચ્છા હતી એ વાતની વીરપૂરા સાખ પૂરે છે. રાજા રેવાજી પણ એજ પ્રમાણે કહે છે.

સંવત ૧૮૯૭, આસુ વદ ૧૩ (ખાલી) ઇ. સ. ૧૮૪૧ની તા. ૧૧ મી નવેમ્બર.

" સાક્ષી ઠાકોર રાજસંગજી શ્રીમંગજી
,, કેસરીસીંગ માનસીંગજી
,, કુશનસીંગ શીવસીંગજી
,, માધોજી દાગવાલા
,, મહાદેવસીંગ નીકોરા
,, ઉમાજીભાઇ
,, ગંભીરસીંગ
,, બારોટ કાનજી ઉમેદસીંગજી, દા. ગુલાબસીંગ
,, દિવાન કાશી વીજાપુરના
,, ઠાકોર રાજસીંગજી જાલમસીંગજી મોહનપુરના.

"ઉપર પ્રમાણે જે થયું છે તે પૃથ્વીસીંગજીના સહી કરેલા હુકમો અનુસાર થયું છે. Jusjee Lall Bhaee) જસજીલાલભાઈ માજી (Phutch) કુચ કુવર કબુલત કરે છે કે તે (બાઇ) ની સલાહ લેવામાં આવી છે અને ઉપર પ્રમાણે જે થયું છે તે તેની ઇચ્છા અને સંમતિથી તેમજ ગુજરી જનાર રાજાની ઇચ્છાઓને અનુસાર થયું છે."

૪૯. એટલે તખ્તસીંગના કહેવા પ્રમાણે, જસવતસીંગનું દત્તકવિધાન ઇ. સ. ૧૮૪૧ના નવેમ્બરમાં, એટલે કે પૃથ્વીસીંગના મરણ પછી જન્મેલો તેનો પુત્ર બલવંતસીંગ જે તા. ૨૩મી સપ્ટેમ્બર ૧૮૪૧ના રોજ મરણ પામ્યો, તેના મરણ પછી તુરતમાંજ થયું. પરન્તુ કેપ્ટન લેંગ ખાત્રીપૂર્વક જણાવે છે, અને મારા મત પ્રમાણે તો એ સંપૂર્ણ સંતોષકારક રીતે સિદ્ધ છે કે તા. ૧૯મી ઓક્ટોબર ૧૮૪૩ની પહેલાં એટલે કે તખ્તસીંગ જોધપુર જવા માટે રવાના થયો તેના આગલા દિવસની પહેલાં એવું કોઇ પણ દત્તકવિધાન થયું ન હતું. આ પ્રશ્ન, એટલા માટે, બારીક તપાસ માગે છે.

× કેપ્ટન લેંગે, પોતાના તા. ૨૮ ડીસેમ્બર ૧૮૪૪ના કાગળ સાથે ગવર્નમેન્ટને મોકલેલી એજ મતલબની, માત્ર થોડા ઘણા નજીવા જેવા શબ્દના ફેરફાર વાળી એક બીજી નકલ તખ્તસીંગે ગ્રીથેડને આપી હતી. જુઓ, એ ગૃહસ્થના તા. ૨૪ ઓકટોબર ૧૮૪૫ના રીપોર્ટ સાથે સામેલ રાખી બીડવામાં આવેલ કાગળો પૈકી એન્કલોઝર નં. ૨.

૫૦ જ્યારે તખ્તસીંગે પોતાના જોધપુર તરફના પ્રયાણ દરમ્યાન પોતાની સાથે આવવા માટે રક્ષક સવારોની માગણી કરી ત્યારે અહમદનગરનો રાજ્ય વહિવટ ચલાવવાનું કામ પોતાના પુત્ર જસવંતસીંગને સોંપી જવાનો પોતાનો ઇરાદો હોવાનું તેણે કેપ્ટન લેંગને જણાવ્યું હતું. જુઓ આ મીનીટનો પારા ૧૪મો. પણ આ કાગળમાં તે દત્તકવિધાન સંબંધે કંઈ પણ ઇસારો ન હતો, અને આવે પ્રસંગે (એ બાબતમાં) એવું મૌન એ, વધારે નહીંતો છેવટ ઘણું જ વિચિત્ર (ખાસ ધ્યાન ખેંચે એવું) તો છે જ. આ દત્તકવિધાન સંબંધીની પહેલી ખબર એ પોલીટીકલ એજન્ટને તેના કારકુન વિનાયકરાવના તા. ૨૧મી ઓક્ટોબરના કાગળમાંથી મળી. એ વિનાયકરાવ કારકુનને મહારાજાની સાથે (જોધપુર) જવા માટે પોલીટીકલ એજન્ટ તરફથી મોકલવામાં આવ્યો હતો

તખ્તસીંગ, તા. ૨૦મીના રોજ સવારમાં, વિનાયકરાવ પોતે ત્યાં અહમદનગર પહોંચ્યો તે પહેલાં અહમદનગરથી રવાના થઈ ગયો હતો; એ હકીકત નિવેદન કર્યા પછી તેણે એવો ઉલ્લેખ કર્યો હતો કે; "મહારાજા, પોતાની રાણીઓને તથા કુટુમ્બને તેમજ પોતાના મોટાપુત્રને અહીં (અહમદનગર) રાખીને એકલા જ (જોધપુર તરફ) રવાના થયેલ છે. તા. ૧૯મીની રાત્રે મહારાજાએ પોતાના મોટા દીકરાને, પોતાના ભાઈ મહારાજ પૃથ્વીસીંગની વિધવાને ખોળે બેસાર્યો અને અહીંની (અહમદનગરની) ગાદી તેને સોંપી, અને તે સાથે (આ બાબતના) લેખી દસ્તાવેજો કરવામાં આવ્યા અને સરદારો તથા પટાવતોએ તેના ઉપર સહીઓ કરી; એ કારકુન આ પ્રમાણે રીપોર્ટ કરીને ત્યાંથી તખ્તસીંગની પાછળ રવાના થયો અને સીન્દરપુર (Sindurpoor) મુકામે તેની સાથે થઇ ગયો. ત્યાંથી સીન્દરપુરથી તેણે બીજા બે કાગળો કેપ્ટન લેંગ ઉપર લખ્યા, જેમાંના એક,§ તા. ૨૩મી ઓક્ટોબરના કાગળમાં એ નીચે પ્રમાણે જણાવે છેઃ "એ મહારાજાએ કહ્યું કે, 'જોધપુરની ગાદીનો કબજો લેવા માટે મેં જ્યારે અહમદનગર છોડયું ત્યારે તેની સાથે એ (અહમદનગર) સંસ્થાન ઉપરનો મારો દાવો છોડી દેવામાં આવ્યો; પણ એમ કરવાની સાથે સાથે મેં મારા દીકરા જસવંતસીંગને મારા ભાઈ મહારાજ પૃથ્વીસીંગની વિધવાને ખોળે બેસાર્યો જે ભાઈ પોતે રાજ્યનો વહિવટ ચલાવશે અને જેણે અહમદનગર સંસ્થાન મહારાજા જસવંતસીંગને આપી દીધું છે; અને એ સંસ્થાન ઇડરને આપવાનો સરકારનો કોઈ ઈરાદો હોય તો મારે જોધપુર જોઈતું નથી, હું અહમદનગર પાછો જઈશ. પોતાના બીજા કાગળ સાથે, તે કારકુને તખ્તસીંગે કેપ્ટન લેંગ ઉપર લખેલો એક કાગળ (પાલનપુર તા. ૨૪ ઓક્ટોબર ૧૮૪૩.) બીડયો હતો તે કાગળમાં તે મહારાજાએ લખ્યું હતું કે "તમારી મહેરબાનીથી મને જોધપુરની ગાદી આપવામાં આવી છે અને મારો પુત્ર જસવંતસીંગ અહમદનગર અને મોડાસાનો કબજો ધરાવે છે; તે અહમદનગર રહ્યો છે." આ કાગળમાં એ દત્તક વિધાન સંબંધે કોઈ સીધું સૂચન નથી પણ આ કાગળમાંના એકમાં એવો ઉલ્લેખ છે કે–"મહારાજ જસવંતસીંગ આ પરગણાંનો પ્રથમથીજ કબજો ધરાવે છે." આ ઉલ્લેખમાં કદાચ એ દત્તક વિધાનની વાતનું આડકતરૂં સૂચન કરવામાં આવ્યું હોય એમ લાગે છે. લગભગ આજ અરસામાં કેપ્ટન લેંગને તખ્તસીંગના દીકરા તરફથી એક કાગળ મળ્યો હતો. જેમાં રાણીઓ પૈકીની એક રાણીએ સહી કરેલી હતી. એમાં માત્ર એટલાજ ખબર આપવામાં આવ્યા હતા કે તેનો (જસવંતસીંગનો) બાપ (તખ્તસીંગ) તે (અહમદનગર) સંસ્થાન તેની સંભાળમાં સોંપતો ગયો છે, પણ દત્તકવિધાન સંબંધે એમાં લેશ પણ ઇશારોઈ કરવામાં આવ્યો નહતો.

---

§ જોધપુરના ઑફીશીએટીંગ પોલીટીકલ એજન્ટ કેપ્ટન ફ્રેન્ચ ઉપરના પોતાના ઑક્ટોબર ૧૮૪૪ના કાગળમાં કેપ્ટન લેન્ગ આ વહેમ ઉપજાવે એવાં મૌન સંબંધે ટીકા કરે છે.

# ઝાંઝમેરની હકીકત

( ગતાંક પૃષ્ટ ૧૪૮થી )

## મંદિરો

ગામમાં ઠાકોરજીનું મંદિર ઘણા જુના વખતનું એટલે સંવત ૧૬૦૦ની સાલનું છે, એમ કહેવાય છે. શિલાલેખ નથી.

શંકરનું દેવાલય પણ જુના વખતનું છે. શંકર ભીડભંજન નામે ઓળખાય છે. આ શિવલીંગ અહીંથી માઈલ દૂર 'ખૂણની ખોડીયાર' નામના સ્થળે તળાવમાંથી નીકળેલું હતું. એ સ્થાન પાસે પીથલપુર ગામનો શીમાડો લગતો હોઇ, પીથલપુર અને ઝાંઝમેરના માણસો વચ્ચે એ બાણ લઈ જવા માટે તકરાર થઈ, જેમાં ઝાંઝમેરના માણસો જીત કરીને એ બાણ લાવ્યા ને તેની સ્થાપના કરી સાદું ઘુમટવાળું દેવાલય બંધાવ્યું.

સ્વામીનારાયણનું મંદિર જુના વખતનું નથી, પણ શ્રીજીમહારાજ શ્રી સહજાનંદ સ્વામી સૌરાષ્ટ્રમાં પંચતિર્થે નીકળેલા ત્યારે ગોપનાથજીથી પોતે આ ગામે પધારેલા, અને અહીં એક બ્રાહ્મણને ત્યાં ઉતરેલા; એટલે તેની પ્રસાદી તરીકે, તેની પછીના એ સંપ્રદાયના ભાઇઓએ મંદિર ચણાવ્યું છે.

જૈનનું શિખરબંધી દેરાસર સારી કારીગરીનું છે. ને તે હમણાનું એટલે પચીસ વર્ષ અગાઉનું બંધાયેલું છે.

## દંતકથા

એ વખતના રાજાઓ કે હકુમતદારો કેટલા અજ્ઞાન અને ભોળા હતા, તે નિચેની–'બાર કોહળાં ને તેર ઇસ અને માસીબાનું રાજ્ય'–નામની રમુજી દંતકથા ઉપરથી જણાય છે.

એક વખત એક માણસ બાર કોહળાં ઘોડા ઉપર બાંધી આ ગામે વેચવા આવ્યો તે વખતે ગામમાં તેર જણના જુદા જુદા લાગા (કર–ઇંચ) લેવાતા હતા. એકેક જણ વારા ફરતી પોતાના લાગા બદલ એકેક કોહળું લઈ ગયો, ને પછી તેરમો જણ પોતાના લાગાનું કોહળું લેવા આવ્યો પણ કોહળું તો હતું નહિ, એટલે તેણે કોહળાવાળાનો ઘોડો કરના બદલામાં લઇ લીધો. આ બાબત કોહળાવાળાએ રાજદરબારમાં કાલાવાલાં કર્યાં, પણ કોઇએ તેને દાદ દીધી નહીં. આ સ્થિતિ અને કેટલીક હકીકતથી કોહળાવાળાને જણાયું કે લાગો લેવામાં અહીં પોલ ચાલે તેવું છે. કોહળાવાળો ચાલ્યો ને થોડા વખત પછી રજવાડી ઠાઠમાઠથી એક સ્ત્રીને સાથે લઈ ગામને પાદરે આવ્યો. બહાર પડાવ નાખી, અહીના રાજદરબારમાં કહેવરાવ્યું કે 'માસીબા' આવ્યાં છે. હવે કોનાં માસીબા હતાં, તે જાણવાની રાજદરબાર કે રાણીવાસમાં કોઇએ દરકાર કરી નહિ. રાજાના મનમાં જાણે રાણીનાં માસીબા છે, જ્યારે રાણીના મનમાં રાજાનાં માસીબા છે, કોઇએ એ વાતની ચોખવટ કરી નહિ.

પછી માસીબાનું સામૈયું કરી વાજતે ગાજતે ગામમાં લાવ્યા ને તેને સારો ઉતારો આપ્યો. માસીબા સ્થિર થયાં, ગામમાં જે કોઇ મરણ પામે, ને તેના શબને બહાર લઈ જાય, તે શબ ઉપર માસીબા મોટી રકમનો કર લેવા માંડયાં. આ બાબતની પણ કોઈએ દરકાર કરી નહિ. ને કર લેવાવા માંડયો. એક વખત એક ગરીબ બ્રાહ્મણને ત્યાં મરણ થયું ને તેનું શબ બહાર લઈ જતાં, માસીબાએ પોતાનો કર માગ્યો. બ્રાહ્મણ ગરીબ હોવાથી, કર આપી શકયો નહિ. જેથી માસીબા તરફથી મુડદું અટકાવાયું. બ્રાહ્મણ ધા પોકારતો, રાજદરબારમાં ગયો ને કહ્યું કે મુડદા ઉપર માસીબા ભારે રકમનો કર

માગે છે. આથી રાજાને દુઃખ લાગ્યું ને તેણે રાણીને કહેવરાવ્યું કે, તમારાં માસીબા આ જુલમ કરે છે, તો તમે તેને સમજાવો. રાણીએ કહ્યું કે, કોણ માસીબા ને કેવી વાત? અમારાં માસીબા નથી. આ હકીકતથી રાજા અને પ્રજા ક્રોધે ભરાયાં. અને તે માસીબા તથા પેલા કોહળાવાળાને ઠાર કરવા તેના પછવાડે પડયાં. આ ખબર જાણી કોહળાવાળો નાઠો તેની પછવાડે રાજા ને તેના માણસો પડયાં. તે ગોપનાથ પહોંચ્યો ત્યાં તેને ઠાર મારવામાં આવ્યો. ને તે મરડીયો ક્ષેત્રપાળ થયો, જેની માનતા ચાલે છે. માસીબા નાઠાં, ને તેની પછવાડે પણ રાજ્યનાં માણસો પડયાં તે અહીંથી ઉત્તર દિશાએ ત્રણેક માઈલ દૂર મરાયાં. ને તે રાંદલ થયાં. ને હાલ તેની માનતા ચાલે છે ને તેનું દહેરું છે.

આ પ્રમાણે આ દંતકથા સાંભળી છે. ને તેથી આ ગામને માટે "માસીબાનું" અને "બાર કહોળાં ને તેર ઈંધ"નો રમુજી આક્ષેપ અદ્યાપિ પર્યંત છે.

**સત્તાધારીઓ અને ઐતિહાસિક હકીકત.**

આ ગામ ઝાંઝરશીવાળાએ બંધાવેલું, એ ઉપરથી જણાય છે કે, આ ગામે પ્રથમ વાળા ક્ષત્રિયોની હકુમત હશે.

"કરણઘેલો" નામના પુસ્તકમાં પાને ૧૧૨મે લખ્યું છે કે "અને એક દહાડો કરણની માનીતી સ્ત્રી ઝાંઝમીર તલાવની કુલારાણી ઘણા જોસથી ધુણવા લાગી" આ હકીકતના આધારે એમ માની શકાય છે કે, કરણઘેલાના રાજ્યત્વકાળમાં એટલે ઈ. સ. ૧૩૦૦ની શરૂઆતમાં અહીંનું રાજ્ય જાહોજલાલીવાળું હોવું જોઈએ, કારણ કે દૂર ગુજરાતના રાજાને અહીંની કન્યા મેળવવાનું આકર્ષણ થાય, એ રાજ્યની મહત્તા, અને કન્યાની લાયકાતના કારણે હોવું જોઇએ.

વાળા પછી વાજા ક્ષત્રિયોનો અમલ આ ગામે અને આસપાસના પ્રદેશ ઉપર હોવાનું જણાય છે.

વાજા ક્ષત્રિયોનો ઈતિહાસ સાંભળવા મુજબ તો એમ છે કેઃ—

મેવાડમાંથી બે રાઠોડ ક્ષત્રિયભાઈઓ વીજડજી અને વેરાવળજી દ્વારકાની યાત્રાએ આવેલા, સંવત ૧૩૬૦ એટલે ઈ. સ. ૧૩૦૪માં એ વખતે દ્વારકામાં ચાવડા રજપુતનું રાજ્ય હતું. એ ચાવડા યાત્રાળુઓ પાસેથી ભારે રકમનો કર લેતો તેથી, કે, રાજ્ય લોભથી પ્રેરાઇને, એ રાઠોડભાઈઓએ, ચાવડા રાજા સાથે લડાઇ કરી. તેમાં ચાવડાની હાર થઈ. ને એ પ્રદેશ રાઠોડ ભાઇઓના કબજામાં આવ્યો. ત્યાં વેરાવળજીએ રાજ્ય સ્થાપ્યું તેના વાઢેલ કહેવાયા.

વીજડજી ત્યાંથી સં. ૧૩૬૨માં એટલે ઈ. સ. ૧૩૦૬માં પ્રભાસપાટણ આવ્યા, ને ત્યાંના જયવંત ચાવડા સાથે લડાઇ કરી, તેને હરાવી ઘણાં ગામ જીતી લીધાં. એ વીજડજીના વેજલજી અને પાબજી એમ બે પુત્રો હતા. તે પૈકી પાબજીએ પોતાના પિતા વીજડજીએ જીતેલો મૂલક સંભાળ્યો. વેજલજીએ સોમનાથ મહાદેવનું તપ કર્યું. સોમનાથ મહાદેવ પ્રસન્ન થયા. ને તે તપસ્વી વીરક્ષત્રિયને એક ઘોડો આપી મહાદેવે કહ્યું કે, સવારથી સાંજ સુધીમાં આ ઘોડો જેટલા પ્રદેશમાં ફરશે, તેટલો પ્રદેશ તમારા તાબામાં આવશે. એ વખતે આકાશમાં કે ધરતી ઉપર વાજાં વાગ્યાં, જેથી અટક 'વાજા' પડી. તે વેજલજીએ એ દૈવી ઘોડા ઉપર સ્વારી કરી, સોમનાથથી દરિયા કિનારે ઘોડો ચલાવ્યો. ને રસ્તામાં આવતા રાજાઓ સાથે લડાઇ કરી વિજય મેળવતાં અને ચાલતાં, સૂર્યાસ્ત થતાંમાં તો ઘોડો તલાજા પાસે મણારગામ નજીક, મણારીનદી પાસે આવી ઉભો રહ્યો. સૂર્યાસ્ત થઈ ગએલો હોવાથી નદી ને સામે તીરે, એ વીર ક્ષત્રિયે પોતાનો ભાલો ફેંક્યો. એ પ્રમાણે સોમનાથથી, ઠેઠ મણાર પાસે મણારીનદી સુધીનો, દરિયા કિનારાનો પ્રદેશ, એ વેજલજીના તાબામાં આવ્યો.

એ વેજલજીને પછી ઉના પ્રદેશના એ વખતના હકુમતદાર ઉનેવાળ બ્રાહ્મણ, ચંદ્રાવળ ઓઝા સાથે લડાઈ થઈ. જેમાં ઘણા ઉનેવાળ બ્રાહ્મણો સાથે, ચંદ્રાવળ ઓઝો મરાયો. વેજલજીની જીત થઈ. બ્રાહ્મણો

મરાયાથી પાછળથી વેજલજીને કે તેના વંશજને મસ્તાવો થતાં એ ઉનેવાળ બ્રાહ્મણો પૈકી જીવતા રહેલ, તેમાંથી એકને ગોર તરીકે સ્થાપ્યા. જેના વંશજો હાલ વાજાના ગોર છે.

એ વેજલજીએ ઉના નજીક કે દૂર, એ પ્રદેશમાં એક વેજલ કોઠો બાંધ્યો છે. ઉપર લખ્યા મુજબ, ચંદ્રાવળ ઓઝા સાથેની લડાઇનો બનાવ સં. ૧૪૦૦ એટલે ઇ. સ. ૧૩૪૪માં બન્યો હોવાનું કહેવાય છે.

વેજલજીના ભાઈ પાળજીએ પ્રભાસપાટણનો પ્રદેશ સંભાળ્યો, તેના વંશજો પણ વાજા કહેવાયા. તેના વંશમાં વીધડજી વાજો થયા, તેમનાં ફોઈ, જુનાગઢના રા. માંડલીકને આપેલાં હતા. એ માંડલીક બહુ પ્રતાપી હતા. વીધડ વાજાને કોઢનો રોગ હતો, તેને કોઇએ કહેલું કે, તમે જો રા. માંડલીકને પુન્યભાવે ભેટી સ્પર્શ કરો તો તમારો કોઢ જાય: જેથી વીધડજી રા. માંડલીકને પુન્યભાવે ભેટયા. રા. માંડલીકે તેના શરીરનો સ્પર્શ કર્યો. ને વીધડજીનો કોઢ નાબુદ થયો. એ વીધડજીનો નીચે મુજબનો દુહો સાંપડયો છે.

" વેલો વાડ પખે વીધો કે વાધું નહિ
પહટયો બહુ પાને મંડળીક મળીયા પછી;"

એ વીધડજી વાજાના વંશજો, હાલ જુનાગઢ પ્રદેશ, અને નાઘેર પ્રદેશનાં મોરાસા, ડારી, આદરી, સુત્રાપાડા, વડોદરા, ધનેશ, ખાંભા, રોઈસા, કણુકબરડા, ગરાળ, સીમર, સનખડા, રાજપરા, કુલકા, માલસરમ, સરખડીયારા, વિગેરે ગામોમાં છે. તે તે હજુ પણ ગરાસદારો છે. ત્યાં વાજાઓના ભૂતપૂર્વ શૂરવીરોના પરાક્રમોની હકીકતો પણ છે. પરંતુ તે આ લખનારના સાંભળવામાં આવી નથી.

વેજલજી પછી તેના વંશજ સગરામજીએ કોટડા, કે જે અહીંથી દરિયા કિનારાને રસ્તે ત્રણ ગાઉ દૂર સમુદ્રના કિનારા ઉપર છે. ત્યાં રાજધાની કરી સંવત ૧૫૫૦ એટલે ઈ. સ. ૧૪૯૪ એ વખતે કોટડામાં ભોજરાજજીનું રાજ્ય હતું સંવત ૧૬૩૦માં એટલે ઈ. સ. ૧૫૭૪માં ગજસિંહજીનું રાજ્ય હતું. એ ગજસિંહજી સં. ૧૬૬૫માં એટલે ઈ. સ. ૧૬૦૯માં ઝાંઝમેરમાં પણ હતા. એમ બારોટના ચોપડાની નોંધના આધારે જણાય છે.

ગજસિંહજીએ ઝાંઝમેરમાં રાજ્યધાની શા માટે સ્થાપી તેનું કારણ જણાતું નથી. પણ મૌખિક હકીકત એમ સાંભળી છે કે ભાદરોડના રાજ્યકર્તા વાળા ક્ષત્રિયે, પોતાની કન્યા કોટડાના વાજાને આપેલી, તે વખતે ઝાંઝમેર ગામ તેને કરિયાવરમાં આપ્યું, આ કન્યા કયા રાજાને આપી ને કઈ સાલમાં આપી તે જણાતું નથી.

તો પણ સંવત ૧૬૩૦માં એટલે ઇ. સ. ૧૫૭૪માં ગજસિંહજીનું રાજ્ય કોટડામાં, ને તે પછી તેનું જ રાજ્ય સવત ૧૬૬૫માં એટલે ઈ. સ. ૧૬૦૯માં ઝાંઝમેરમાં, એમ બારોટના ચોપડા ઉપરથી જણાય છે.

એ ગજસિંહજી પછી લખધીરજી થયા. અને લખધીરજીના પ્રતાપી અને શુરવીર, તેમજ દેવીભક્ત પ્રખ્યાત ખીમાજી વાજા થયા. એ ખીમાજીએ ઘણી લડાઇઓ કરેલી. પોતે દેવીભક્ત હોવાથી, તેના નિશાન તરીકે હાથમાં ચુડી પહેરતા, તેને એક લડાઈ મહમદશાહ નામના મુસલમાન સાથે થએલી. આ મહમદશાહ કોણ તે જણાતું નથી, પણ ગુજરાતનો કોઈ મોગલ બાદશાહનો સુબો હોવો જોઇએ. કારણ કે ખીમાજીનો રાજ્યત્વ કાળ સંવત ૧૭૦૦ એટલે ઇ. સ. ૧૬૪૪નો છે. એ વખતે ગુજરાત મોગલ બાદશાહના તાબામાં હતો.

એ મહમદશાહ નામના મુસલમાન સુબેદારને ખીમાજી સાથે લડાઈ થઇ, તેમાં ખીમાજી હાર્યા ને તેને કેદ કરી એ મુસલમાન સુબેદાર તેને સામે કાંઠે દમણ લઈ ગયો. ત્યાં તેને બળાત્કારે એક મુસલમાન કન્યા પરણાવી. તે પછી દમણ નજીક દેવળાના હકુમતદાર સાથે એ મહમદશાહને લડાઈ થઈ, તેમાં ખીમાજીએ તેને મદદ કરી. દેવળાનો રાજા હાર્યો, પણ એ મહમદશાહ, ખીમાજીના શૌર્યથી સંતોષ પામ્યો ને પોતે જીતેલું દેવળાનું રાજ્ય ખીમાજીને આપ્યું. યવન કન્યાથી ખીમાજીને જે પરીવાર થયો તે વોરા વાજા કહેવાયા, તેના વંશજો હજુ દેવળા

ગામે છે. એ પછી ખીમાજી કોટડે કે ઝાંઝમેર આવ્યા કે ત્યાં રહ્યા, તે હકીકત મળતી નથી.

એ ખીમાજીના નીચે મુજબના દુહા ગીતો મળ્યાં છે.

ગીત

(૧)

ગડે ઢોલ સામાન તું જીતરા ગઢપતિ
તડે એ માંડીયો કલ્પ ત્રાંબો.
ખેલ ભાલાં તણી મચાવે ખીમડો;
ચઢે કોણ ચીચરે તુજ સામો.
ધુરે અસુરાણને રાણ ધણ દોકડે
રોકણે રાઢ શાહબાશ દહીયો.
સુન લખધીર તુરકાણ દળ સાંભળે,
અહીં કોટડે કોટ મનમોટ કીપો.

(૨)

ગજર માસતે અભંગભડ ગજાળો,
ખાગરો રસીયલ ત્રગઢ ગઢ ખેળો.
ભરળતે અમરશંગ ભાંગીયો આગરો,
ભાવશંગ બાદરો ખાન ભેળો.
ભડ મમદશા ભાંજીયો ખેમડે
આઘ વાજા તણો બીરદ એતો.
મછરીયલ દલીરો સકજો મરડીયો
સિહોરાં લાઠીયાં જીહાં સેતો.
પ્રતાપહરા અસંખ દળ હુકળે
વાત સુરધરા તણી રહી વેરે.
દુજડકર દોકડે માર ગોળીદીયા,
જ્યું મરદ કહીં હાંકીયા ઝાંઝમેર.

દુહા

(૧)

"જળપર તાહરા કુંડ એવો થળ પર તારો ઠાઠ
વાજા બે બે વાર, ખીમા તેં રૂંધી ખત્રીવટ."

(૨)

જેમાં મહમદશાહ કહે છે.

"ખીમા મ કર ખલવલાં કર મામદશું મેળ,
જાદવની જડ કાઢતાં કાળ વળુંભ્યો કેળ."

જેનો જવાબ ખીમાજી આપે છે;

"કાળ વળુંભ્યો કયા કરૂં જો બાંહે બળ હોય,
તું ખુરસાણી હું ખીમડો જુદ્ધ કરૂં છું જોઈ."

આ પ્રમાણે એ ખીમાજીનું રાજ્ય, કોટડા અને ઝાંઝમેરમાં હતું એમ સાબીત થાય છે.

એ ખીમાજીના પ્રથ્વીરાજજી થયા, તેણે પીથલપુર વસાવ્યાનું કહેવાય છે. તેના પ્રતાપસિંહજી થયા, તેણે પરતાપરા બાંધ્યું હોવાનું કહેવાય છે, એ પ્રતાપસિંહજીના પાતળજી, ને તેના ગજસિંહજી બીજા થયા. વચ્ચે કરણસિંહજી થઈ ગએલા તેણે શ્રીમોટાગોપનાથજીને ગઢુલા ગામ અને કેટલીક જમીન આપ્યાનું કહેવાય છે. ગજસિંહજી બીજા બહુ ધર્મિષ્ટ રાજા થયા છે. એ ગજસિંહજીને સંતાન નહિ હોવાથી, પોતે યાત્રા કરવા ગએલા, તેમાં નાસિક ગોદાવરી ગયા. ત્યાં તે વખતના ગોર ઔદિચ્ય તલાજીયાં બ્રાહ્મણ નારણ ભટ્ટ પાસે જોષ જોવડાવ્યો. એ નારણ ભટ્ટની વચન સિદ્ધિ લઈ ગજસિંહજી ઝાંઝમેર આવ્યા. ને તેને સંતાન પ્રાપ્તિ થઈ. એથી એ ગોર નારણ ભટ્ટને નાસિકથી બોલાવી ઘણી જમીન આપી અને ગામમાં મકાન આપ્યાં. એ આપેલી જમીન હાલ તેના વંશજો, એટલે અત્યારના અહીંના ભટ્ટ કુટુંબના બ્રાહ્મણો ખાય છે. વળી કેટલી જમીન શ્રીમોટાગોપનાથજીની જગ્યાને તેમજ અહીં ઠાકોરજીના મંદિર અને સદાવ્રતને માટે તથા પારેવાની જુવાર માટે તેમજ હવાડાને અંગે પણ કેટલીક જમીન આપી.

આ પ્રતાપી રાજા ગજસિંહજીએ, એ વખતના પ્રતાપી અને દિગ્વીજયી ગોહીલ રાજા પહેલા ભાવસિંહજી સાથે સંબંધમાં જોડાવા માટે, પોતાની કન્યા, એ શૂરવીર પ્રતાપી ગોહીલ નરેશ, શ્રીભાવસિંહજી વેરે પરણાવી. આ ગામે પાણી ઉંડાં હોવાથી; એ લગ્ન અહીંથી નજીક તાબાના ગામ ઉંચડી ગામે થએલાં. એ લગ્ન પ્રસંગે પણ એ ધર્મીષ્ટ ને ઉદાર રાજા ગજસિંહજીએ ભાટ ચારણોને ગામ અને પીથલપુરના બ્રાહ્મણોને કેટલીક જમીન આપી હતી.

કોર્ટે જતા નથી. ગામમાં ભાઈચારો ને શરમ છે. એક બીજાના સુખદુઃખમાં સૌ ભાગ લે છે.

જે રાજાઓ રાજ્યના વૈભવો ને સુખચેન ભોગવતા હતા તેના વંશજો કાળબળને આધીન થઇ, અત્યારે તો ગરાસના નાના ટૂકડામાં વહેંચાઇ ગયા છે. કંઇક આળસે, કંઇક અજ્ઞાને, કંઇક ખરચે અને વ્યસને તેમજ ઓછા ગરાસની ટુંકી આવકે અત્યંત ગરીબી સ્થિતમાં આવી ગયા છે.

આ ગામ ઇતિહાસ જુનું હોઇ શ્રીમોટા-ગોપનાથજી જો કે અહીંથી ચાર માઇલ દૂર છે, ત્યાં આવનારા ઘણાખરા ઇતિહાસ ને સૌંદર્યપ્રિય ભાઇઓ અહીં જોવા માટે જરૂર આવે છે. અત્યારની સ્થિતિએ તો, અહીં માત્ર ઉપરકોટ અને વાવ એ બે જોવાની વસ્તુ છે. છતાં ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં અને કલ્પનાને ભૂતકાળમાં લઈ જતાં આ ગામ ને ઉપરકોટનું વરસો જુનું ચિત્ર મનને મુગ્ધ કરે છે. એટલું જ નહિ પણ નજીક જ દરિયા કિનારાનો રમ્યભાગ જોવાથી પરમકૃપાળુ પરમાત્માની અગાધ શક્તિનું ભાન થતાં મન પ્રફુલ્લ ને ભક્તિભીનું થાય છે.

ગામની આર્થિકસ્થિતિ ઠીક નહિ હોવા છતાં આવનારને હૃદયના સાચા ભાવથી અહીંના માણસો આદર આપે છે ને એ રીતે આ ગામનો જુનો આદર્શ જાળવી રાખે છે. અસ્તુ.



### ખેડહકના કાયદાના મુત્સદ્દા ઉપર

# સવિસ્તર સમજણ અને ટીકા

લેખક: સરદારશ્રી જયવંતસિંહજી રણમલસિંહજી

ઠાકોરસાહેબ સાણંદ અને કોઠ, વાઈસ પ્રેસીડેન્ટ ગુજરાત લેંડ હોલ્ડર્સ એસોસીએશન

તા. ૨૬મી ઑગષ્ટ ૧૯૩૮ શુક્રવારના રોજના મુંબઇ સરકારના ગેઝેટમાં ખેડહકના કાયદાનો જે મુત્સદ્દો બહાર પડયો છે તે કોઇ પણ હિતને સંતોષી શકે તેમ નથી. જો તેવો કાયદો પસાર કરવામાં આવે તો તે દેખીતી રીતે જમીન માલિકોના માલિકી-હક છીનવી લેશે અને જમીનદાર જમીનનો માલિક મટી ફક્ત સાંથ ઉઘરાવનાર રહેશે. આ સંબંધી કારણો અને હેતુઓનું જે નીરૂપણ કાયદાના મુત્સદ્દાને અંતે કરવામાં આવ્યું છે તે જોતાં લાગે છે કે કાયદો તદ્દન બીનજરૂરી છે. જમીનદારો ઉપર ખોટા દોષનું આરોપણ કરવા ઉપરાંત જે રીતે ખેડુતોને હક આપવા બાબતનાં કારણોને પુષ્ટી આપવામાં આવી છે તે પણ તદ્દન ગેરવ્યાજબી અને અસંતોષકારક છે. પરન્તુ કારણો અને હેતુઓના નીરૂપણ ઉપર વિચાર કરીએ તે પહેલાં મુત્સદ્દાની કલમોનો એક પછી એક વિચાર કરવામાં આવે તો દેખીતી રીતે કેટલાક માણસોને નુકસાનકારક નહિ જણાતો કાયદો કેટલો હાનિકારક છે તેનો તુરતજ ખ્યાલ આવ્યા સિવાય રહેશે નહિ.

**પ્રીએમ્બલ**

કાયદાની શરૂઆત Preambleથી હંમેશાં થાય છે અને તે રીતે આ મુત્સદ્દામાં પણ 'Preamble' મુકવામાં આવેલ છે. 'Preamble'માં જણાવવામાં આવ્યું છે કે "ખેતીવિષયક જમીનના ખેડુતોને સંરક્ષણ આપવાની જરૂર હોવાથી તેમજ બીજા કેટલાક ચોક્કસ હેતુઓ માટે નીચે પ્રમાણે કાયદો કરવામાં આવે છે."

ચોક્કસ હેતુઓ કયા છે તે 'Preamble'માં લખવામાં આવ્યું નથી. અને ખેડુતોને રક્ષણની જે વાત કરવામાં આવી છે તે ઉંધે રસ્તે દોરવનારી છે. ઓમ્બે લેન્ડરેવન્યુ કોડની ૮૮થી ૯૪ કલમો રદ કરવામાં જો સંરક્ષણુ મનાતું હોય તો તેટલા પુરતું સંરક્ષણુ ગણવામાં આવે. પણ તેવું સંરક્ષણુ લેન્ડ રેવન્યુ કોડ નીચે પણ પુરતું જ હતું. તેમાં વિભાગીય કમીશ્નરોને પુરી સ્વતંત્રતા આપવામાં આવેલી અને કોને તે કલમો પ્રમાણે સત્તા આપવી અને કોને ન આપવી તે તેઓની ઇચ્છાને આધીન હતું અને તે સત્તાનો દુરૂપયોગ તે અટકાવી શકતા. આ સિવાય આ મુસદ્દાની કલમ ૧૩ને જો 'ખેડુતોના સંરક્ષણુ' તરીકે ઓળખવામાં આવતી હોય તો તે કલમને તે રીતે ઓળખાવી શકાય. પરન્તુ આ સંબંધી લેન્ડ રેવન્યુ કોડમાં પણ ૮૪ અ કલમ દાખલ કરવામાં આવેલી છે અને તે કલમના આધારે ખેડુતોને સંરક્ષણુ મળતું હતું. એટલે આ કલમ ખેડુતોને કંઇ નવું સંરક્ષણુ આપતી નથી અને તેટલે દરજ્જે Preambleમાં જણાવ્યા પ્રમાણે 'સંરક્ષણુ'ની કલમોમાં તેનો સમાવેશ થઈ શકે કે નહિ તે શંકાસ્પદ છે.

આ સિવાય કાયદાના મુસદ્દાની બીજી કલમો સંરક્ષણુની નથી પરન્તુ તે જમીનદારો પાસેથી અમુક હકો છીનવી લઈ ખેડુતોને આપે છે. આને શી રીતે 'સંરક્ષણુ' કહેવું તે ન સમજી શકાય તેવી વસ્તુ છે. "ચોક્કસ હેતુઓમાં" Preamble માં જણાવ્યા પ્રમાણે, તેનો સમાવેશ કરી શકાય કે થઇ શકે નહિ. આ રીતે આખો Preamble બધી વસ્તુસ્થિતિને ખોટી રીતે સમજાવે છે.

## ચેપ્ટર ૧

### કલમ ૧ લી

કાયદાના મુસદ્દાનો કલમવાર વિચાર કરતાં કલમ ૧ લી બીજા કાયદાઓમાં હોય છે તેવી સાધારણ કલમ છે અને તેમાં કંઈ વાંધારૂપ દેખાતું નથી. તે પછી કલમ બીજી વ્યાખ્યાઓની કલમ છે અને તેમાં ઘણી વ્યાખ્યાઓ એવી છે કે ઘણીજ વાંધારૂપ કહી શકાય.

### કલમ ૨ જી

કલમ બીજીની પેટા કલમ (૧) માં ખેતી. 'Agriculture'ની વ્યાખ્યા આપવામાં આવી છે. પણ તેમાંથી 'ઘાસ તથા લાકડાં કાપવાં' તે બાકાત રાખવામાં આવેલ છે. તે કોઈ રીતે વ્યાજબી નથી. આજસુધી જમીનદારો ઘાસ કપાવી તેનો સંગ્રહ કરી રાખતા અને તે પોતાના ઉપયોગ સિવાય ખેડુતોને પણ દુષ્કાળ અગર ઘાસની તંગી જેવા વખતમાં તેનો ઉપયોગ કરવા દેતા. આ વ્યાખ્યાથી જો જમીનદારને તેવા ઉપયોગ માટે જમીન રાખવી હોય તો તે રાખી શકતો નથી અને ફક્ત પોતાના જાત ઉપયોગ માટેજ તે તેમ કરી શકે છે. વળી ખેડુતોને બળતણની જરૂર હોય અને તેને જમીન જુદી રાખવી હોય તો તે રાખી શકતો નથી. આવી વ્યાખ્યાથી તો ખેડુતોને પણ નુકશાન છે. અને છાણનું ખાતર બળતણમાં વપરાશે તો ખેતી પણ સહન કરવાની. વળી જમીનદાર પોતાની જમીનની સારામાં સારી કિંમત ઉપજાવી શકશે નહિ.

### પેટા કલમ ૪

આ પછી પેટા કલમ ૪ આવે છે કે જે અચોક્કસતા ઉભી કરે છે. મામલતદારની વ્યાખ્યા સંપૂર્ણપણે સ્પષ્ટ થવી જોઈએ અને તેમાં પ્રાંતિક સરકારને કોઈપણ ઓફીસરને મામલતદારનું કામ સોંપવાની સત્તા રહેવી જોઈએ નહિ.

### પેટા કલમ ૫

પેટા કલમ ૫ માં 'સભ્ય'ની જે વ્યાખ્યા આપવામાં આવી છે તે કલમ ૩માં તથા બીજે જ્યાં જ્યાં 'સભ્ય' શબ્દનો ઉપયોગ થયો હોય ત્યાં જોતાં કાયદાને ઘણુંજ વિસ્તૃતરૂપ આપે છે અને અવિભક્ત હિન્દુ કુટુમ્બના દરેક સભ્યને સંરક્ષિત ગણોતીઓ બનાવે છે. આનું પરિણામ જમીનના

થઈ જાય છે. જ્યારે કોઇ ખેડુત અસાધારણ પ્રતિકુળ સંજોગોને લઇને થોડા વખત માટે જમીન ધારણ કરતો બંધ થયો હોય તો તેના હકો નાશ પામે છે, સાધારણ રીતે 'adverse possession' ના સિદ્ધાંત નીચે પણ હક પ્રાપ્તિ ૧૨ વર્ષ પછીજ થાય છે તો આ કેસમાં adverse possession જેવું કંઇ નહિ હોવા છતાં ફક્ત ૭ વર્ષ વાળાને કાયમી હકો આપવા તે ઘણુંજ ગેરવ્યાજબી છે. ગવર્નમેન્ટ સામે તો adverse possession ૬૦ વર્ષ પછી થાય છે તો ૭ વર્ષનો જે ટાઇમ નક્કી કરવામાં આવ્યો છે તે ઘણોજ arbitrary છે.

૭ વર્ષ માત્ર કબ્જાના ખેડુતોને, Compensation સિવાય કંઇ હકો જમીનમાં આપવા તે ગેરવ્યાજબી અને અન્યાયી છે અને દેખીતુંજ expropriation છે. એવા ઘણા દાખલા બતાવી શકાય તેમ છે કે ફક્ત મરજીના ખેડુતો તરીકે જમીન ખેડવા રાખતાં પણ સારી રકમ ખેડુતો તરફથી જમીનદારોને અને તાલુકદારોને આપવામાં આવતી હોય. વળી એવા પણ દાખલા છે કે મરજીના ખેડુતોને કાયમના ખેડહક આપવામાં આવતાં જમીનદારે સારી Occupancy price મેળવી હોય. ના. સરકાર પણ જ્યારે નવા કરારની જમીન જુના કરારમાં ફેરવી આપે છે ત્યારે ઘણીજ આકરી રકમ Occupancy price તરીકે લે છે અને તેવા ઘણા દાખલાઓ બતાવી શકાય તેમ છે. તો તાલુકદાર અગર જમીનદારોનો 'ખેડહકની કિંમત', Occupancy price લેવાનો હક, વગર Compensation એ શા માટે છીનવી લેવાવો જોઈએ ?

આ ઉપરાંત ખેડુતો પણ Occupancy price આપી હક મેળવવો પસંદ કરશે કારણ કે આ મુસદ્દામાંની ઘણી કલમો તેઓ પસંદ નહિ કરે અને જો ફક્ત એમજ ઠરાવવામાં આવે કે આકારના અમુક પટ લઇ ખેડહક આપવામાં આવે તો તેઓને ઘણુંજ અનુકૂળ પડશે. જો ખેડુતજ આ કાયદા નીચે સંરક્ષિત ખેડુત તરીકે રહેવું પસંદ ન કરે તો કઇ સ્થિતિ પ્રાપ્ત થશે ? માટે ખેડુતોનો પણ પસંદગી કરવાનો હક છીનવી લેવાવો જોઇએ નહિં.

**કલમ ૪ થી**

કલમ ૪ થી એક એવો Pernicious Principle દાખલ કરે છે કે તે વખોડી કાઢવા લાયક છે. આજ પ્રધાનમંડળે અને આજ ધારાસભાએ કરેલા 'નાના ખાતેદારોને રાહત આપતો કાયદો' પ્રમાણે કોઈ જમીનદારે કોઈ ખેડુતને સાંથ ન આપવા બદલ કાયદેસર દુર કર્યો હોય તો તેને પણ જમીન પાછી મેળવવાનો આ કાયદાથી હક પ્રાપ્ત થાય છે. એક વખત કાયદેસર પૂર્ણ થયેલી બાબતને આ કાયદો ફરીથી ઉખેળે છે. આનો અર્થ એટલોજ થાય કે ખરાબ માણસોને આનાથી લાભ મળશે. કારણ કે એક તો જમીન પાછી પ્રાપ્ત થશે અને બીજા સારા ખેડુતોએ જમીન મ્હેસુલ ગમે તેમ કરીને એક હપ્તે આપ્યું તે તેને ચાર હપ્તે આપવું પડશે. વળી આ કલમનો તથા પેટા કલમ (૨) નો એટલોજ અર્થ થશે કે ભવિષ્યમાં પણ જમીન મ્હેસુલ ન ભરવાના કારણે કોઈની જમીન લઈ લેવામાં આવે તો તે જમીન માટે બીજો કોઈ ખેડુત મળી શકશે નહિં: કારણ કે ભવિષ્યમાં પણ આવો કાયદો નહિ થાય તેની શી ખાત્રી ? અને જાણીબુજીને બદદાનતથી નાણાં નહિ ભરનારને આ કલમથી ચોકખું ઉત્તેજન મળશે.

**કલમ ૫**

કલમ ૫ (૧) ઘણીજ હાનિકારક અને કજીઆને ઉત્તેજન આપનારી નીવડશે. સિદ્ધાંતની દૃષ્ટિએ પણ તે ગેરવ્યાજબી છે. કારણકે તેનો અર્થ એટલોજ થશે કે એક માણસ ગમે તેવો પોતાની ઇચ્છાથી અને કોઈના દબાણ સિવાય સાંથ સંબંધી કરાર કરે અને પાછળથી આ કલમના આધારે તેને ફરી બેસવાનો અને 'વ્યાજબી સાંથ' ઠરાવવાનો હક પ્રાપ્ત થશે. આ કલમ અનુસાર કરાર પ્રમાણે અગર તો આજુબાજુની રૂઢી પ્રમાણે સાંથ લેવામાં આવશે પરન્તુ જો આવો કરાર અગર રુઢી નહિ હોય અગર તેના વ્યાજબીપણા વિષે તકરાર ઉઠશે તો તેવા સંજોગોમાં

વાજબી ગણોત લેવામાં આવશે. આનો અર્થ એટલાજ છે કે માણસ વિચાર કર્યા સિવાય ગમે તેવો કરાર કરી શકે અને પાછળથી ફેરવાવી શકે. આનું પરિણામ કોર્ટમાં કજીઆઓનો વધારો થશે અને બન્ને પક્ષોની પાયમાલી થશે. વળી બન્ને પક્ષો વચ્ચેનો સંબંધ ઘણો જ કડવો અને અનિશ્ચિનીય થઈ જશે.

લેન્ડ રેવન્યુ કોડની ૮૩ મી કલમ જે હેતુથી મુકવામાં આવી છે તે આ માટે પુરતી અને સંતોષકારક છે. ઘણા લાંબા સમયથી તે કલમ કાયદામાં છે અને તેણે તેની ઉપયોગીતા સાબીત કરી છે તે સુધારવા માટે કોઇપણ વખતે કોઇપણ જાતની માગણી થઈ નથી. વળી સિદ્ધાંતની દૃષ્ટિએ વ્યાજબી અને ન્યાયી તેવીજ કલમ હોય શકે. માટે આ કલમ (૫) (૧) આ કાયદામાંથી દૂર થવી જોઈએ.

છતાં પણ સરકારનો ઈરાદો ચોક્કસતા લાવવાનો હોય તો આવી રીતે લોકોને કોર્ટોમાં જવાનું પ્રોત્સાહન આપ્યા સિવાય તે તેમ કરી શકે છે. આ પ્રોવીઝન 'rack renting' અતિશય ભારે ગણોત લેવાય નહિ તેવા હેતુથી કરવામાં આવ્યું હોય તેમ લાગે છે. તે હેતુ સરકાર સાંથ, આકારના વધારેમાં વધારે-૫ટ કેટલા સુધી લઈ શકાય તે ઠરાવી બર લાવી શકે છે. આનાથી તે Maximum ની અંદર ખેડુત અને જમીનદાર અંદર અંદર સમજી શકશે અને તે ઉપરાંતનો સવાલ રહેશે તો કોર્ટમાં જઈ શકશે. આનાથી બન્ને પક્ષોનો સંબંધ અને શુભ લાગણી જળવાઈ રહેશે. અને નાહક ખોટાં કોર્ટનાં ખરચો અને સમયની બરબાદી બચાવી શકાશે.

આ સંબંધમાં એમ બચાવ કરવામાં આવે કે આખા પ્રાંત માટે આવું ધોરણ નકી કરવું અશકય છે પણ સરકાર પાસે આ સંબંધમાં જીલ્લા અને તાલુકાવાર માહીતીઓ છે અને જો જીલ્લાવાર અથવા તાલુકાવાર સરકાર ધારે તો પરીશિષ્ટ ઠરાવી શકે છે અને તે રીતે જમીનદાર અને ખેડુત બન્નેનાં હિતો જળવાઈ રહેશે.

પેટા કલમ ૩ (બ)

પેટા કલમ (૩) (બ) માં ગેરસમજ ઉભી થવાનો સંભવ છે. ખેડુતો માનશે કે ૧૫ મી મે સુધીમાંજ તેમણે તેમનું ગણોત આપવાનું રહેશે અને ઘણા કેસોમાં ૧૫ મી મે સુધી ખેડુતો ગણોત ભરશે નહિ. માટે કાયદામાં ચોકખું કરવું જોઈએ કે ગણોત ભરવાની તારીખ ઠરાવેલી તારીખ અથવા હપ્તાની તારીખ રહેશે જેથી ખેડુતોમાં ગેરસમજ થાય નહિ.

કલમ ૬

કલમ ૬ અસ્પષ્ટ છે તેમાં એટલું સ્પષ્ટ થવું જોઈએ કે બીન-ખેતી વિષય માટે જમીનદાર જમીન લઈ શકે અને તે માટે જો તે કરાર કરી જમીન પટ્ટે આપે તો તે તેમ કરી શકે છે. હાલ કલમ છે તેનો અર્થ એવો થાય છે કે બીન-ખેતી વિષયક ઉપયોગ માટે જમીનદાર પોતાના જ ઉપયોગ સિવાય જમીન લઈ શકે નહિ. આ ઘણું જ ગેરવ્યાજબી છે. અમદાવાદની પાસેની જ જમીનનો દાખલો લો. બીજાને મકાન કરવા આ કાયદાની ચૂંગાલમાં આવતો જમીનદાર ખેડુત પાસેથી જમીન છોડાવી ભાડે અગર વેચાણ આપી શકશે નહિ. આ રીતે આવી જાતના ઘણા જ દાખલાઓ આપી શકાય તેમ છે.

કલમ ૭

કલમ ૭ [૧] માં દરેક રીતીની પરીસ્થિતિ ધ્યાનમાં લેવામાં આવી હોય તેમ લાગતું નથી. જમીનદારો અને ખાસ કરીને તાલુકદારી ગામોમાં તાલુકદારોએ પોતાના ગામની જમીન ખેડુતોને પોતાની જમીન ખેડતા કરવા ઘર બાંધવા મફત આપી હોય તેને માટે ભાડું લેવાની જોગવાઈ આ પેટા કલમથી રહેતી નથી. આજ સુધી તો ખેડુતો મરજીના ખેડુતો હતા અને જમીન અગર ઘરમાંથી તેમને કાઢી મૂકી શકાતા એટલે જમીનદારો ઘરથાળની જમીનનું ભાડું લેતા ન્હોતા. પરન્તુ હવે જ્યારે ખેડુતોને કાયમના કરવામાં આવે છે અને જમીનદારોના બધા હકો લઈ લેવામાં આવે છે ત્યારે તેમને ભાડું લેતાં અટકાવવા જોઈએ નહિ.

**કલમ ૮**

કલમ ૮ [૧] ના બીજા પેરામાં ખેડુતોએ જમીન સુધારી હોય તો Compensation મેળવવા તેઓએ અગાઉથી જમીનદારને નોટીસ આપી હોવી જોઈએ. આ કલમમાં નોટીસની જોગવાઈ રાખી છે, પરન્તુ જમીનદારની સમ્મતિ માટે જોગવાઇ રાખવામાં આવી નથી. આનો અર્થ એટલો જ થશે કે ખેડુત જમીનદારની રજા અગર ઈચ્છા સિવાય ફક્ત નોટીસ આપી જમીનમાં સુધારા કરી શકશે અને વખત આવે Compensation માગી શકશે.

**કલમ ૯**

ખેડહક વારસોને મળવાનો જે પ્રબંધ આ કલમમાં કરવામાં આવ્યો છે તે વ્યાજબી નથી. ખેડહક ખેડુતોના વારસોને મળે તેનો અર્થ જમીનદારોના હક કાયમને માટે લઈ ખેડુતોને વંશપરંપરાના હક આપવા એવો થાય છે. ખેડુતોને પ્હેલાં કંઈ હક હતો નહિ તે તેને વંશપરંપરા માટે આપવામાં આવે છે. ખેડુતોના દીકરા પણ સારી ખેતીજ કરશે એવી કંઈ ખાત્રી નથી અને આ કલમ તો 'expropriation' જે કરવામાં આવ્યું છે . તેને વધારે હાનિકારક બનાવે છે.

**પેટા કલમ ૩**

વળી વિધવાને જે ખેડહક વારસામાં આપવાનું ઠરાવવામાં :આવ્યું છે તે વ્યાજબી નથી. વિધવા પુનર્લગ્ન કરે તો પણ તે હક તેને કાયમ જ રહેશે ને ? અને વિધવાની ખેતી કેવી હોય તેનો ખ્યાલ લાવવા ઝાઝા વિચારની બિલકુલ જરૂર નથી. તો વિધવાને ખેડહકના વારસમાંથી બાતલ રાખવી જોઈએ. નહિતર જમીનને ઘણુંજ નુકશાન પ્હોંચશે અને નુકશાની પ્હોંચ્યા પછી જમીન લઈ લેવામાં આવે તો પણ નુકશાન તો કાયમ જ રહેવાનું.

આ કાયદામાં જમીનદારની જમીન બગડે તો તે ખેડુત પાસેથી પાછી લઈ શકે છે તેની ગોઠવણ કરવામાં આવી છે પરન્તુ જમીનના થયેલા નુકશાન માટે જમીનદારને બદલાની કંઈ જોગવાઈ કરવામાં આવી નથી તે ઘણું જ અન્યાયી છે. માટે તેવી જોગવાઈ તેમાં કરવી જોઈએ.

**કલમ ૧૧**

જો આ કાયદામાં વધારેમાં વધારે નુકશાનકારક કલમ હોય તો તે આ કલમ છે. 'વ્યાજબી ગણોત'નું પ્રોવીઝન આ કાયદામાં રાખવાથી કેટલું નુકશાન થશે તે આગળ કલમ ૫ ઉપરની નોંધમાં સમજાવવામાં આવ્યું છે માટે આ આખી કલમ રદ થવી જોઈએ. વળી મામલતદાર એ દિવાની કોર્ટના ન્યાયાધિશોની માફક ફક્ત ન્યાયનું જ કામ કરતો ન હોવાથી તે નિષ્પક્ષપાત રીતે ન્યાય આપી શકે નહિ તેણે એકઝીક્યુટીવના હુકમોને માન્ય રાખવાના હોય છે. વળી ખેડુત, મામલતદાર જેવા નાના તાલુકા અધિકારી પાસે મોટા જમીનદાર વિરૂદ્ધ ન્યાયની આશા રાખી શકશે નહિ, માટે મામલતદારને સિદ્ધાંતની દૃષ્ટિએ પણ 'વ્યાજબી ગણોત' ઠરાવવાની સત્તા અપાવી જોઇએ નહિ.

ફર્સ્ટ કલાસ સબોર્ડીનેટ સબજજનો ચુકાદો છેવટનો ઠરાવી હાઇકોર્ટનો પવિત્ર ન્યાય લેતાં પક્ષકારોને અટકાવવા તે કોઈ રીતે વ્યાજબી નથી. હાઈકોર્ટ એ જ એક એવી સંસ્થા છે કે જ્યાં શુદ્ધ ન્યાયની આશા રાખી શકાય. માટે હાઇકોર્ટમાં અપીલ કરવાની છુટ આ કલમ રદ ન કરવામાં આવે તો રખાવી જોઈએ.

**પેટા કલમ ૫**

પેટા કલમ (૫) (ह) માં જે પાછળથી બાબતો નક્કી કરવાની પ્રાંતિક સરકારને સત્તા આપવામાં આવી છે તેને બદલે તે બાબતો અગાઉથી નક્કી થવી જોઈએ.

**પેટા કલમ ૯**

પેટા કલમ ૯ માં એક વખત ચુકાદો અપાઈ જાય પછી પણ વ્યાજબી ગણોત સંબંધમાં પાંચ વર્ષની અંદર ફેરફાર માટે ખેડુતને ઘણી જ છુટ આપવામાં આવી છે અને તે ગમે તે બ્હાના નીચે ફરીથી કોર્ટમાં જઈ પ્હેલાના હુકમમાં ફેરફાર કરાવી

શકે છે. પરન્તુ તેવા હક જમીનદારને આપવામાં આવ્યા નથી. તે તો ફક્ત પોતે જો જમીન સુધારી હોય તો જ ગણોતના વધારા માટે અરજી કરી શકે છે. બીજા કોઇ કારણસર તે ગણોત વધારવા પાંચ વર્ષની અંદર અરજી કરી શકશે નહિ જ્યારે ખેડુતને બધી જાતની છુટ આપવામાં આવી છે. આ ચોકખો અન્યાય છે.

કલમ ૧૨

કલમ ૧૨ એક એવી કલમ છે કે જે એક જ પ્રાથે સેસ, રેટ, ટેક્ષ, અગર કોઈપણ જાતની અગર પ્રકારની સરવીસ ગમે તો તે કરારથી લેવાતાં હોય અગર રૂઢીથી લેવાતાં હોય અગર તો કાયદા અનુસાર લેવાતાં હોય તે બધાં, ખેડુતો પાસેથી તે જે જમીન ખેડતો હોય તે સંબંધી લેવા તે ગેરકાયદેસર જાહેર કરે છે અને તેને માટે રૂ. ૧૦૦૦) દંડ તરીકે જો તેવું કંઈ લેવામાં આવે તો નશ્યત તરીકે ફરમાવે છે.

આ કલમ પુરેપુરી અને દેખીતી રીતે સ્પષ્ટ expropriatory છે. આ કલમથી જમીનદારના જમીનના ગણોત સિવાયના બધા હકો, કરાર, રીતરીવાજ અગર છેવટે કાયદાથી પ્રાપ્ત થયા હોય તે કંઈપણ Compensation સિવાય લઇ લેવાય છે અને જો કોઈ ભૂલ કરી તે લે તો તેના માટે સખતમાં સખત નશ્યત ફરમાવે છે.

આ કલમ પ્રમાણે ચાકરીયાત અને પસાયતા જમીનોના ધારણ કરનાર પાસેથી નોકરી લઇ શકાશે નહિ. આ કલમના આધારે ખેડુતોના લાભ માટે ઉઘરાવાતું લોકલફંડ જે તાલુકદારો અને ઇનામદારો ખેડુતો પાસેથી ઉઘરાવી સરકારને આપતા તે ઉઘરાવી શકાશે નહિ અને તે જમીનદારોએ પોતાના ખીસામાંથી આપવું પડશે. ભવિષ્યમાં જો જમીન ઉપર કોઈપણ નવા કરો નાખવામાં આવે અથવા હાલનું લોકલફંડ વધારવામાં આવે તે પણ જમીનદારે જ આપવું પડશે. અને ખેડુતો પાસેથી લઈ શકાશે નહિ. આ સિવાય ફળ, ઝાડ વિગેરેના કંઈ દર લેવામાં આવતા હશે તે પણ લઇ શકાશે નહિ. પરાપૂર્વથી પ્રાપ્ત થયેલા બધા જ કાયદેસરના હકો ઉપર આ કલમથી કાપ પડે છે, અને એની સાથે તે બધા હકો છીનવી લેવામાં આવ્યા છે. તે માટે કોઈપણ જાતનું Compensation આપવામાં આવતું નથી. વળી ભૂલેચુકે જો કંઇ Personal service જમીનદાર લે અગર તો તેનો નોકર, ભલે પછી તેના હુકમ સિવાય, તેવી સર્વીસ લે તો જમીનદાર ૧૦૦૦ રૂપીઆ જેવા ભારે દંડને પાત્ર થાય છે. તોફાની અને સ્વાર્થી લોકોને ખેડુતોને ચઢાવી જમીનદારોને પાયમાલ કરવાનો આ સારામાં સારો રસ્તો છે કારણ કે જમીનદારનો ભાગ ગાડામાં ખેડુત ઘર સુધી મફત નાખી જાય તો જમીનદારનો તે ગુન્હો છે અને તે દંડને પાત્ર ઠરી શકે છે.

કલમ ૧૩

આ કલમ લેન્ડ રેવન્યુ કોડની કલમ ૮૪ અ માં સુધારો છે. આ કલમથી કલેકટરનું ડીસ્ક્રેશન લઈ લેવામાં આવ્યું છે અને સરકાર જે પ્રમાણે જે પ્રમાણમાં છૂટ અથવા મુલતવી રાખે તે પ્રમાણે જમીનદાર પાસે રખાવી શકે તેવું ઠરાવવામાં આવ્યું છે આનાથી જમીનદારને ઘણું જ નુકશાન થશે અને જમીનની આવક ઉપરજ નભતા જમીનદારને માટે ખરાબ વખતમાં નભવું મુસ્કેલ પડશે. કારણ કે પ્હેલાના કાયદા પ્રમાણે જો આકાર ૨ રૂપીઆ હોય અને જમીનદાર પાંચ રૂપીઆ લેતો હોય તો આખી છૂટમાં અગર આખી મુલતવીમાં તે એક રૂપીઓ લઈ શકતો. આ કાયદા પ્રમાણે તેને પાંચે રૂપીઆની છૂટ અગર મુલતવી આપવી પડશે અને નોકરોના તથા પોતાના ખર્ચ માટે બીજી કોઈ જોગવાઈ કરવી પડશે.

વળી ભાગવટી વહીવટવાળાનો પણ આ કલમ હાલ જે પ્રમાણે છે તેમાં સમાવેશ થઈ જાય છે. આનો અર્થ એટલો જ થશે કે આખી છૂટ અગર મુલ્તવીમાં જો દાખલા તરીકે ૧/૩ ભાગ તેઓ લેતા હોય તો કંઈજ લેશે નહિ અને અડધી છુટ કે મુલતવીમાં તેઓ ફક્ત ૧/૬ ભાગ લઈ શકશે. એક

તો વર્ષ ખરાબ હોય ત્યારે ભાગ પણ ઓછો આવે અને તેમાં વળી આ કલમ. આવા જમીનદારોની સ્થિતિ સ્હેજે કલ્પી શકાય તેમ છે.

**કલમ ૧૫**

આ કલમથી ખેડુતોના કાયદા અગર રૂઢીથી પ્રાપ્ત થયેલા હકો કાયમ રાખવામાં આવ્યા છે. આનો અર્થ એ થશે કે જમીનદારીના હકો પડાવી લેવામાં આવ્યા છે અને ખેડુતોના હકો કાયમ રાખવામાં આવ્યા છે આ દેખીતો અન્યાય છે. વળી ખેડુતો આ કલમનો આધાર લઇ જમીનદારોના eviction વિગેરેના દાવાઓ ઘણા જ લંબાવી શકાશે અને તે રીતે આ કાયદો બનાવનારના હેતુ નિષ્ફળ કરી શકશે.

**કલમ ૧૬**

કલમ ૧૬ માં રૂલ્સ બનાવવાની સત્તા ગવર્નમેન્ટ સાથે રહેવી જોઈએ નહિ અને કાયદા સાથે રૂલ્સ પણ તૈયાર થવા જોઇએ.

(૨) અ પાકના ભાગ સંબંધી જે નિયમો ઘડવાના હોય અને જેટલો ભાગ લેવાનો હોય તે નક્કી થવું જોઇએ આ રીતની સત્તા પ્રાન્તિક સરકાર પોતાની પાસે રાખે તો પાછળથી તેનો દુરૂપયોગ થઈ શકે છે અને જમીનદારોને પાયમાલ કરી શકે છે.

(ક) આગળ જણાવ્યા પ્રમાણે વ્યાજબી સાંથ ઠરાવવાની બીજી હકીકતો પણ અગાઉથી નક્કી કાયદામાંજ થવી જોઈએ.

(ડ) પહોંચ કેવી રીતે અને ક્યા ફોર્મમાં આપવી તે પણ કાયદામાં જ મુકાવું જોઈએ. જેથી ઉપરની બાબતો ઉપર ટીકા કરવાનું અને પ્રોટેસ્ટ વિગેરે કરી સત્ય હકીકત લેજીસ્લેચરોના ધ્યાનમાં લાવવાની તક દરેક પક્ષને રહી શકે.

**કલમ ૧૭**

કલમ ૧૭ (૨) જે લેન્ડરેવન્યુ કોડની ૮૮ થી ૯૪ કલમો રદ કરે છે તેથી જમીનદારો તથા ખેડુતો બન્નેને ઘણુંજ નુકશાન થશે. કારણ કે ખેડુત પાસેથી વેપારી પોતાના માગણા પેટે બધો માલ લઈ જતો હશે તો તેને અટકાવી શકાશે નહિ અગર તો ખેડુતને તેનો માલ વેડફી નાખતો અટકાવી શકશે નહિ. પરિણામ એ આવશે કે ૧૫ મી મે સુધીમાં તે તેના પૈસા ભરી શકશે નહિ અને તે જમીનમાંથી દૂર કરાવવાને પાત્ર થશે. જમીનમાંથી દૂર થતાં ખેડુત પાયમાલ થઈ જશે અને જમીનદારનું માગણું નિપજમાંથી કંઇ બાકી નહિ રહ્યું હોવાથી વસૂલ થશે નહિ અને જમીનદાર પણ પાયમાલ થશે.

વળી જમીનદાર eviction અગર કબ્જો મેળવવાનો દાવો લાવે તે પછી પણ બે ત્રણ વર્ષો કબજો લેતાં પસાર થઇ જશે. આવા સંજોગોમાં ખેડુત પોતાની નિપજ ખર્ચી નાખશે અને જમીનદારને કંઇ મળી શકશે નહિ. આ સંબંધી પણ ગોઠવણ થવી જોઇએ.

દરેક રીતે વિચાર કરતાં જણાશે કે ૮૮ થી ૯૪ મી કલમો લેન્ડ રેવન્યુકોડમાં છે તે વ્યાજબી રીતે જ મુકવામાં આવી છે અને તે રદ થવી જોઇએ નહિ. આ કલમો નીચે અપાયેલી સત્તાનો દુરૂપયોગ થયાના કોઈ દાખલા નથી અને દુરૂપયોગ થાય તો તે અટકાવવાને તેમાં પુરતી સત્તા છે. આ કલમો ઘણા લાંબા વખતથી છે અને તેના સિદ્ધાંતની ઉપયોગીતા ચોક્કસ સાબીત થઈ ચુકી છે ખેડુતોના તેમના જ હિતમાં આને રાખવાની જરૂર છે. કારણ કે જમીનદારને જો પોતાના માગણા માટે ખેડુતને કોર્ટમાં લઈ જવો પડશે તો એક તો બમણું ખર્ચ તેના ઉપર ચઢશે તે સિવાય તેની હેરાનગતિ પણ વધશે. વળી તે એટલો બધો વ્હેણદાર વાણીઆઓથી કચરાયેલો છે કે તેનો માલ લઇ જતો રોકી શકશે નહિ અને તેની પાસે જમીનદારનું ગણોત આપવાને કંઈ રહેશે નહિ. પરિણામ એ આવશે કે તેને જમીન ખોવી પડશે અને જમીનદાર પણ પાયમાલ થશે. સરકારને જો એમ લાગતું હોય કે આ કલમો નીચેની સત્તાનો દુરૂપયોગ થાય છે તો એક નશ્યતની કલમ ઉમેરી શકે છે પરન્તુ કલમો જ રદ કરવી તો કોઈ રીતે સલાહ ભરેલું નથી.

———o———

# ભાવનગર સ્ટેટ રેલવેનું પહેલું ટાઈમટેબલ

સૌથી પહેલાં કાઠિયાવાડમાં ભાવનગર રેલવેનો વ્યવહાર શરૂ થયો છે. એ વખતે આ રેલવે ભાવનગર ગોંડલ રેલવે નામથી ઓળખાતી. અને શરૂઆતમાં માત્ર એક જ વખત ગાડીઓની આવ જા થતી હતી. એ વખતનાં રેલવેને આવવા જવાનો વખત, ભાડાના દરો વગેરે જાણવા જેવાં હોઈ અમે આ નીચે આપ્યાં છે. અને રેલવેના વિષયમાં રસ લેતાં માણસોને કાંઇ નહીં તો તે આનંદ જનક તો થઇ પડશે. "દેશી રાજ્ય"માં પહેલાં આ રેલવેનો આદ્યંત ઇતિહાસ પ્રસિદ્ધ થયો છે એ નજરે પણ, આ હકીકત ઉપયોગી થાય એવી છે. તંત્રી.

## ભાવનગર ગોંડળ રેલવેના વખત વગેરેનો કોઠો.

### સને ૧૮૮૧ ની ૧૯ મી જાનેવારીથી તે બીજો હુકમ થાય ત્યાં સુધી.*

કોઠો. ૧

| દુરપલ્લો (માઇલ) | સ્ટેશનો | ડાઉન ટીકરડ | ભાવનગર શહેરથી ભાડું ૧ ક્લાસ | ૨ ક્લાસ | ૩ ક્લાસ |
|---|---|---|---|---|---|
| | ભાવનગર છોડે છે. | સવાર ૬ મી. | ૨૦ | ૨૦ | ૨૦ |
| ... | | ૪-૦ | | | |
| ૨ | મહુવી | ૪-૭ | ૦—૨ ૦ | ૦—૧-૬ | ૦—૦-૬ |
| ૬॥ | વરતેજ | ૪-૩૦ | ૦—૭-૦ | ૦—૪-૯ | ૦—૧-૩ |
| ૧૩ | શીહોર | ૪-૫૯ | ૦-૧૩-૦ | ૦—૮-૯ | ૦—૨-૩ |
| ૧૭॥ | સોનગઢ | ૫-૨૫ | ૧—૨-૦ | ૦-૧૨-૦ | ૦—૩-૦ |
| ... | મણોસરા | ... | ... | ... | ... |
| ૩૧ | ધોળા જંક્શન | ૬-૨૭ | ૧-૧૫-૦ | ૧—૪-૯ | ૦—૫-૩ |
| ... | ઉજળવાવ | ... | ... | ... | ... |
| ૪૧ | નીંગાળા | ૭-૩૪ | ૨-૧૪-૦ | ૧-૧૪-૯ | ૦—૭-૯ |
| ... | આંકામણ | ... | ... | ... | ... |
| ૫૭॥ | બોટાદ | ૮-૨૬ | ૩-૧૦-૦ | ૨—૬-૯ | ૦—૯-૯ |
| ૭૧ | રાણપુર | ૯-૨૭ | ૪—૭-૦ | ૨-૧૫-૬ | ૦-૧૨-૦ |
| ... | કુંડલી | ... | ... | ... | ... |
| ૮૧ | ચુડા | ૧૦-૧૩ | ૫—૧-૦ | ૩—૬-૦ | ૦-૧૩-૬ |
| ૮૭॥ | લીંબડી | ૧૦-૪૪ | ૫—૮-૦ | ૩-૧૦-૯ | ૦-૧૪-૯ |
| ... | ખારવા | ... | ... | ... | ... |
| ૧૦૧ | વઢવાણ શહેર | ૧૧-૩૮ | ૬—૪-૦ | ૪—૨-૪ | ૧—૦-૯ |
| ૧૦૪ | વઢવાણ જંક્શન (કૅંપ) આવે | ૧૧-૫૦ | ૬—૮-૦ | ૪—૫-૬ | ૧—૧-૬ |

* દરેક સ્ટેશને મદ્રાસ ટાઈમ રાખવામાં આવ્યો છે. જે આપણાથી અર્ધો કલાક આગળ છે.

## કોઠો. ૨

| દુરપલ્લો (માઈલ) | સ્ટેશનો | અપ મીકસ્ડ | વઢવાણ જંકશનથી ભાડું | | |
|---|---|---|---|---|---|
| | | | ૧ કલાસ | ૨ કલાસ | ૩ કલાસ |
| | | બપોરના | | | |
| ... | વઢવાણ કાંપ છોડે છે. | ૧૨–૧૫ | ૩૦ | ૩૦ | ૩૦ |
| ૩॥ | વઢવાણ શહેર | ૧૨–૩૨ | ૦—૪—૦ | ૦—૨—૯ | ૦—૦—૯ |
| ... | ખારવા | ... | ... | ... | ... |
| ૧૬॥ | લીંબડી | ૧–૧૮ | ૧—૧—૦ | ૦–૧૧–૬ | ૦—૩—૦ |
| ૨૨॥ | ચુડા | ૧–૫૪ | ૧—૭—૦ | ૦–૧૫–૬ | ૦—૪—૦ |
| ... | કુંડલી | ... | ... | ... | ... |
| ૩૩ | રાણપુર | ૨–૩૫ | ૨—૧—૦ | ૧—૬—૦ | ૦—૫—૬ |
| ૪૬॥ | બોટાદ | ૩–૪૧ | ૨–૧૫–૦ | ૧–૧૫–૬ | ૦—૮—૦ |
| ... | બાંહાંમણુ | ... | ... | ... | ... |
| ૫૮ | નીંગાળા | ૪–૩૮ | ૩–૧૦–૦ | ૨—૬—૯ | ૦—૯—૯ |
| ... | ઉજળવાવ | ... | ... | ... | ... |
| ૭૩ | ધોળા જંકશન | ૫–૫૨ | ૪—૯—૦ | ૩—૦—૯ | ૦–૧૨–૩ |
| ... | સણોસરા | ... | ... | ... | ... |
| ૮૬॥ | સોનગઢ | ૬–૫૨ | ૫—૭—૦ | ૩–૧૦–૦ | ૦–૧૪–૬ |
| ૯૧ | શીહોર | ૭–૧૩ | ૫–૧૧–૦ | ૩–૧૨–૯ | ૦–૧૫–૩ |
| ૯૭॥ | વરતેજ | ૭–૪૨ | ૬—૨—૦ | ૪—૧—૬ | ૧—૦—૬ |
| ૧૦૨ | ધડેચી | ૮–૫ | ૬—૬—૦ | ૪—૪—૦ | ૧—૧—૦ |
| ૧૦૪ | ભાવનગર | ૮–૯ | ૬—૮—૦ | ૪—૫—૬ | ૧—૧—૬ |

## કોઠો. ૩

**શાખા—ભાવનગરથી ધોળા જંકશન થઇને ધોરાજી સુધી.**

| દુરપલ્લો (માઇલ) | સ્ટેશનો | ડાઉન મીકસ્ડ | ભાવનગરથી ભાડું | | |
|---|---|---|---|---|---|
| | | | ૧ કલાસ | ૨ કલાસ | ૩ કલાસ |
| | | સવારના | | | |
| ૩૧ | ધોળા જંકશન છોડશે. | ૬–૩૦ | ૧–૧૫–૦ | ૧—૪—૯ | ૦—૫—૩ |
| ... | જાળીઆ | ... | ... | ... | ... |
| ૪૫॥ | ઢસા | ૭–૩૧ | ૨–૧૪–૦ | ૧–૧૪–૯ | ૦—૭—૯ |
| ૫૫ | લાઠી | ૮–૧૭ | ૩—૭—૦ | ૨—૪—૯ | ૦—૯—૩ |
| ... | અડતાલા | ... | ... | ... | ... |
| ૬૬ | ચીતલ | ૯–૪૦ | ૪—૨—૦ | ૨–૧૨–૦ | ૦–૧૧–૦ |
| ... | લુનીધર | ... | ... | ... | ... |
| ૮૩॥ | કુંકાવાવ | ૧૦–૨૬ | ૫—૪—૦ | ૩—૮—૦ | ૦–૧૪–૦ |
| ૯૦॥ | ખાખરીઆ | ૧૦–૫૭ | ૫–૧૧–૦ | ૩–૧૨–૦ | ૦–૧૫–૩ |
| ... | વાવડી | ... | ... | ... | ... |
| ૧૦૬॥ | જેતપુર | ૧૨–૧૦ | ૬–૧૧–૦ | ૪—૭—૬ | ૧—૨—૦ |
| ... | જેતલસર | ... | ... | ... | ... |
| ૧૧૯॥ | ધોરાજી આવી પુગશે. | ૧–૨ | ૭—૮—૦ | ૫—૦—૦ | ૧—૪—૦ |

## કોઠો ૪.

| દુરપલ્લો (માઇલ) | સ્ટેશનો | અપ મીક્સડ | ધોરાજીથી ભાડું | | |
|---|---|---|---|---|---|
| | | | ૧ કલાસ | ૨ કલાસ | ૩ કલાસ |
| | | સવારના | રૂ૦ | રૂ૦ | રૂ૦ |
| ... | ધોરાજી છોડશે. | ૧૧–૧૫ | | | |
| ... | જેતલસર | ... | ... | ... | ... |
| ૧૩ | જેતપુર | ૧૨–૫ | ૦ ૧૩–૦ | ૦–૮–૯ | ૦–૨–૩ |
| ... | વાવડી | ... | ... | ... | ... |
| ૨૯ | ખાખરીઆ | ૧–૧૨ | ૧–૧૩–૦ | ૧–૩–૬ | ૦–૫–૦ |
| ૩૬ | કુંકાવાવ | ૧–૫૦ | ૨–૪–૦ | ૧–૮–૦ | ૦–૬–૦ |
| ... | લુણીધર | ... | ... | ... | ... |
| ૫૩॥ | ચીતળ | ૩–૫ | ૩–૬–૦ | ૨–૪–૦ | ૦–૯–૦ |
| ... | અડતાલા | ... | ... | ... | ... |
| ૬૪॥ | લાઠી | ૩–૫૭ | ૪–૧–૦ | ૨–૧૧–૬ | ૦–૧૧–૦ |
| ૭૪ | ઢસા | ૪–૩૮ | ૪–૧૦–૦ | ૩–૧–૬ | ૦–૧૨–૬ |
| ... | જાળીઆ | ... | ... | ... | ... |
| ૮૮॥ | ધોળા જંકશન આવી પુગશે | ૫–૩૬ | ૫–૯–૦ | ૩–૧૧–૬ | ૦–૧૫–૦ |

# ઈડરના માજી નાયબ દીવાન ડાહ્યાભાઈ નાથાભાઈનું ટુંક જીવનચરિત્ર

( લે. જુનો નોકર )

તેઓનો જન્મ એક ગરીબ, પણ ધાર્મિક માતા પિતાને ત્યાં થયો હતો. ત્રણ ભાઈઓમાં તે વચેટ હતા. મોટા પબ્લીકવર્કસ ખાતામાં સરકારી અમલદાર હતા. નાનો ભાઈ ઈડરમાં જ મહારાજા કેસરીસિંહજીનો અંગત કામદાર હતો. આ ડાહ્યાભાઇનું લાડ નામ દાભાઇ હતું. ગામઠી શાળાથી માંડી ગુજરાતી પુરૂ થતાં, એમ જણાયું કે તેમનું મગજ ગણિતમાં તીવ્ર હતું. તેઓના સહાધ્યાયીયો ગણિત શીખવાને તેમની પાસે આવતા, તેમને પ્રેમપૂર્વક ધીરજથી તે શીખવતા. સ્વભાવે શાન્ત અને આજ્ઞાલક તેથી કુટુમ્બમાં તેમજ શાળામાં તે ઘણા ય થયા. મોટેરાઓ તેમની માને કહેતા કે તમો ા ડાહ્યાનું નામ પાડતાં ભુલ્યાં નથી. તેનામાં મને શોભાવે એવા ગુણો છે. ભાઉસાહેબ દેસાના કુટુમ્બમાં પણ તે વહાલા થઈ પડયા હતા. ાઉસાહેબે તેમના પિતા નાથાભાઈ કશીયાભાઈને લાહ આપી કે ડાહ્યાને ઇંગ્રેજી ભણાવો. નાથાભાઇએ કહ્યું પૈસાની તાણ, અને ઇંગ્રેજી ભણાવવાનું કેમ બને? ભાઉસાહેબે આગ્રહ પૂર્વક કહ્યું કે, તેને બનતી મદદ અને ઉત્તેજન મળશે, વળી છોકરો હોંશીયાર છે, તેથી સ્કોલરશીપ પણ મેળવશે. માટે હીમ્મત રાખવી. ખરેખર તે પ્રમાણે જ થયું. પ્રથમ તેમને દર માસે આઠ આના પ્રમાણે સ્કોલરશીપ બંધાઇ. તે સમય એવો હતો કે એક પૈસાની કમાણીની પણ કીંમત ગણાતી. તેમની માતા એટલાં રાજી થયાં કે પડોસીઓને તે કહેવા લાગ્યાં, "જુઓ મારો ડાહ્યો દર મહીને બત્રીસ પૈસા કમાતો થયો!" તે વખતમાં તેટલી કમાણીની પણ બલીહારી હતી.

ડાહ્યાભાઇએ ઈંગ્રેજી એંગ્લો શાળામાં પાંચમા ધોરણની ફાઇનલ પરીક્ષા પસાર કરી, એટલે તેમનાં તો બહુ વખાણ થવા લાગ્યાં. ગણિત એવું સારૂં હતું કે, આગળ ઉપર ગ્રેજ્યુએટ થવાની ઉમેદવારી ધરાવનારા પણ તેમની પાસે ગણિતનો વિશય શીખવા આવવા લાગ્યા.

હવે આગળ ઉપર ડાહ્યાભાઇએ શું કરવું એ સવાલ ઉભો થયો. તેમના મોટાભાઈ કાશીભાઇ જે પુના કૉલેજમાં ઓવરશિયર કલાસમાં પસાર થઈ આવ્યા હતા, તેમણે ડાહ્યાભાઇને પણ પુને મોકલ્યા. તેઓના પુના કૉલેજના સાથ્યાથી મિત્ર વીરસદના અમીન ઝવેરભાઈ નાથાભાઈ હતા. આ બન્ને સમસ્વભાવી હોવાથી એક બીજાને અભ્યાસમાં મદદ કરતા. ઓવરશિયર કલાસની ટર્મો પુરી થતાં પરીક્ષા થવાની તૈયારીનું વાંચન આ બન્ને કરતા હતા. તેવામાં મહીકાંઠા પો. એ. કર્નલ લીજટ સાહેબને એક સર્વેયરની જગો પુરવાને લાયક ઉમેદવારની જરૂર હોવાથી એન્જીનિયરીંગ કૉલેજના તે વખતના પ્રીન્સીપાલ કુક સાહેબને તાકીદનો પત્ર લખ્યો. પરીક્ષા થવાને બે માસની દેર હતી, તેથી કુક સાહેબે પરીક્ષા બાદ મોકલવાને ઉત્તર લખ્યો. કર્નલ લીજટ સાહેબને વીલાયત રજા ઉપર જવાનું હતું. તે અવલ સર્વેયરને નીમી એક જુના સીમાડાની તકરારી જમીનનો નકશો કરાવવાનો હોવાથી ફરી કુકને આગ્રહ પૂર્વક લખ્યું. તેથી ઓવરશિયર કલાસમાં પુછતાં ડાહ્યાભાઈ ઉભા થયા. કુક સાહેબે ડાહ્યાભાઇને દરેક વિષયમાં તપાસી છેવટની પરીક્ષા પાસ કર્યાનું સર્ટીફીકેટ લખી આપ્યું, અને તેમને સાદરે લીજટ સાહેબ પાસે મોકલ્યા.

ડાહ્યાભાઇએ લીજર્ટ સાહેબને પણ મુલાકાતમાં બહુ સંતોષ આપ્યો. પુરવાની જગો રૂ. ૭૫)ની ખાલી હતી તે રૂા. ૬૦ ઠેરવી તેમને આપી અને આગળ ઉપર વધારો આપવાની આશા આપી. ડાહ્યાભાઇએ ખુશી થઈ તે સ્વીકારી, પોતાનું કામ શરૂ કર્યું તેમાં સાહેબને સંતોષ આપ્યો તેથી પહેલું વરસ પુરૂ થતાં રૂા. ૫ નો વધારો આપ્યો.

આ વખતે ઇડર મહારાજા કેસરીસિંહજીની સગીર ઉમર હોવાથી રાજ્ય જપ્તીમાં હતું તેનો ચાર્જ રાવ બહાદુર ઓચ્છવરામ મીઠારામ સુરતના કાયસ્થ ગૃહસ્થ પાસે હતો. રાજકાર્ય પ્રસંગે તેઓ સાદરે કર્ન. લીજર્ટની મુલાકાતે આવ્યા. ત્યાં ડાહ્યાભાઇને સાહેબ બહાદુરે તેમને ઓળખાવ્યા, અને કહ્યું કે આ નવો સર્વેઅર નડિયાદનો વતની છે. ઓચ્છવરામે ડાહ્યાભાઈ સાથે વાતચીત કરતાં, કાશીભાઈના તે ભાઈ છે એમ જાણતાં જ સાહેબ બહાદુરને કહ્યું કે સારો માણસ હાથ આવ્યો છે. તે કુટુંબથી હું વાકેફ છું. ડાહ્યાભાઇને તેમણે કહ્યું કે સીમાડાના કામ પ્રસંગે ઈડર નજીક આવો ત્યારે મળજો. તેથી ઇડર આવવું જવું થયું.

વળી જોગ એવો બન્યો કે ઇડરમાં બાંધકામ તેમજ સર્વે કરવાનું કામ એક જણ કરતો હતો, તે જગો ખાલી પડવાથી ડાહ્યાભાઈની આ જગો માટે ઇડર તરફથી માંગણી થઈ. ડાહ્યાભાઈની ચડતી થાય છે એમ જાણી સાહેબે પણ જવા રજા આપી. આ પ્રમાણે ઈડરની નોકરી શરૂ થઈ. મહારાજા કેસરીસિંહજીને તેમનાં માતા ઝાલીજીએ ઈડરમાં અંગ્રેજી કેળવણી આપવા સારૂ કુશળ શિક્ષક રાખ્યો હતો. કારણ તે ધાર્મિક વૃત્તિનાં હોવાથી રાજકુમાર કોલેજોના શિક્ષણોથી સંસ્કાર બગડે છે એવી તેમની માન્યતા હતી. મુંબાઈના એક ગવર્નર તાકડે સાદરાની મુલાકાતે આવ્યા. ત્યાં મહીકાંઠાના રાજા–મહારાજાનો મેળાવડો થયો. મહારાજા કેસરીસિંહને પણ તેમના આસી. પો. એ. ઓચ્છવરામભાઈ સાથે જવાનું થયું, ત્યાં ગવર્નરની જનાબમાં સર્વ પોત પોતાના ઘોડા ઉપર બેસી ગયા હતા. મહારાજ કેસરીસિંહ પણ ઘોડા ઉપર બેસી પાછળ બે સાઇસ સાથે રાખી ગએલા હતા. મુલાકાત થતાં મહારાજા કેસરીસિંહનો વારો આવ્યો. ત્યાં તો મહારાજાને ઠાઠમાઠથી જરીયાણી પોશાક અને હીરામાણેક પહેરેલા, ઘોડા પાછળ બે સાઇસે બન્ને બાજુની દેશી સેડલની ડળીની અણીયો પકડેલ જોતાં, કંઈક જુદી જ અસર થઈ, અને ઓચ્છવરામને ખાનગીમાં બોલાવી કહ્યું કે, તમારા મહારાજાને હજુ ઘોડે બેસતાં પણ આવડતું નથી એમ જણાય છે, માટે રાજકોટ રાજકુમાર કોલેજમાં શિક્ષણ માટે મોકલી દેવા. આ તો ગવર્નરનું ફરમાન. તેમનાં માતાને ઘણું માઠું લાગ્યું, પણ છેવટે તેમના ખાનગી શિક્ષક મી. ગુંદેરીયા સાથે રાજકોટ મોકલ્યા. તે વખતે કોલેજના પ્રિન્સીપાલ મી. મેકનોટન હતા. મહારાજાનું સુંદર વદન અને સુકોમળતા જોઈ મિ. મેકનોટન અને તેમના બાનુ બહુ ખુશ થયાં. પોતાની માતાથી ઇડર છોડી આવવું પડ્યું તેથી પ્રથમ તો થોડા દિવસ ઉદાસી જણાયા મિ. મેકનોટને તેમને લાયક સ્વભાવના કોલેજમાં ભણતા બે સારા સાથીઓ આપ્યા. તેમાં વાંસદાના મહારાજા પ્રતાપસિંહ અને બીજા એક, કાઠિયાવાડ પૈકીના હતા. મહારાજા કેસરીસિંહનું સ્થુળ શરીર તેથી ઘોડાની સ્વારી કરતાં ઘોડાગાડીની સ્વારી તેમને પસંદ હતી. મેકનોટને પણ ક્રીકેટ વગેરે સખત કસરતોની માફી આપી, સવાર સાંજ ઘોડાગાડીમાં બેસી ફરવા જવાની તેમજ સાથે સાથે પગે ચાલી સરકસ રોડ ઉપર ફરવા જવાની છુટ આપી. મિ. ગુંદેરીયાના શિક્ષણથી તેઓ અંગ્રેજી નિબંધો વગેરે બહુ સારા લખતા. જો કે અંગ્રેજી વાતચીતમાં જરા લજ્જાગ્રસ્ત થતા. મિ. ગુંદેરીયા સરકારી નોકરીમાં હોવાથી મુદ્દત પુરી થતાં, રીવર્ટ થયા. તેમની જગાએ ઓચ્છવરામે પોતાના સ્ટાફમાં અંગ્રેજી ક્લાર્ક મિ. ગીરધરલાલ હીરાલાલ અમદાવાદના વતની જૈન હતા. તેમને ઝાલીજીની સમંતિ મેળવી મોકલ્યા. તેઓ પણ થોડી મુદ્દત રહી સચીનમાં કારભારીની જગોએ ગયા. પાછી જગો પુરવાની આવી. હવે થોડી મુદત કોલેજમાં રહેવાનું હોવાથી



૫

મહારાજાએ ડાહ્યાભાઈને મુસાફર તરીકે મોકલવા માટે માગણી કરી. તેથી ડાહ્યાભાઈ રાજકોટ ગયા. એજન્ટે ડાહ્યાભાઈને ગણિતના વિષય ઉપર ખાસ ધ્યાન આપવા સૂચવ્યું. એટલે મહારાજાને ડાહ્યાભાઈએ હિસાબ ગણવાની ખાસ ટુંકી રીતીઓ શીખવી. તેમ યુકલીડમાં સરસ કુચીઓ બતાવી, તેથી મહારાજા પણ ડાહ્યાભાઈથી રાજી થયા. બીજા કોલેજમાં ભણતા રાજકુમારો ડાહ્યાભાઈની ગણિતના વિષયની કુશળતાનો લાભ લેવા લાગ્યા. તેમાં મોરબી કુમારશ્રી હરભમજી અને મહારાજકુંવર પણ હતા. તેમની સાથે તેમના માસ્તર મિ. મથુરાદાસ હતા. તેઓ અવકાશમાં વકીલાતનાં પુસ્તકો વાંચતા. મહારાજા કેસરીસિંહે ડાહ્યાભાઈને પણ મથુરાદાસ સાથે વકીલાતના પુસ્તકો વાંચવા સૂચવ્યું. તે પ્રમાણે તેમણે વાંચવા માંડ્યું.

સને ૧૮૮૦ ના વરસમાં ડાહ્યાભાઈનો નાનો ભાઈ છબાભાઈ મેટ્રીક પાસ થયો. પ્રથમ તેને રાજકોટમાં જાઈલ્સની ભલામણથી વાંસદા રાજ્યમાં ઈંગ્લીશ ટિચર તરીકે દાખલ થવાનો જોગ બન્યો. તે વખતે છબાભાઈની ઉમર વીશ વરસની હતી. વાંસદામાં સુમારે દોઢ વરસ નોકરી કરી એ ઈડરની નોકરીમાં જોડાયો. આ પ્રમાણે બન્ને ભાઈ ઈડરની નોકરીમાં સાથે રહ્યા.

મહારાજા કેસરીસીંહજીને રાજ્યનો ચાર્જ મળતાં રાવસાહેબ હરિદાસ દીવાન તરીકે આવ્યા. પો. એ. કર્નલ વુડહાઉસના હાથે ખરીતો આપવાનો ઠર્યો. કર્નલ વુડહાઉસે, ડાહ્યાભાઈને હાથમતી નદી ઉપરનો 'લો લેવલ બ્રીજ'નું કામ ત્વરાથી પુરૂ કરવા સુચવવામાં આવ્યું, અને એમ કહેવામાં આવ્યું કે મહારાજાને ખરીતો આપવા ઇડર આવું ત્યારે મારી ગાડી તે પુલ ઉપર પસાર થવી જોઇએ, ટુંકો વખત અને કેટલીક પ્રતિકુળતાઓ છતાં પુલનું કામ પુરૂ કર્યું. ડાહ્યાભાઈને શાબાસી આપી. આથી મહારાજા કેસરીસિંહજીને પણ સંતોષ થયો. ડાહ્યાભાઈને કાયદાના અનુભવમાં મુકવાનું બને તે માટે મહારાજાએ તેઓના એન્જીનિયર તરીકેના કામ સાથે સેકન્ડ ક્લાસ મેજીસ્ટ્રેટનો પાવર આપ્યો. આગળ ઉપર અમનગર તાલુકાના મામલતદાર, પછી રેવન્યુ ઓફીસર, વળી કોઈ અધિકારી રજા ઉપર જાય ત્યારે તેનો ચાર્જ એમ બધાં ખાતાંનો અનુભવ મળ્યો. એક પ્રસંગ ઉપર તેમની પાસે ત્રણ ચાર અધિકારીનો ચાર્જ હતો, ત્યારે મહારાજાએ વિનોદમાં કહ્યું,–"ડાહ્યાભાઈ તમે તો હાલમાં બહુ બોજદાર અને ભારેખમ થયા લાગો છો." ડાહ્યાભાઈએ પણ તેને છાજતો જવાબ આપ્યો કે " આપ માલિકના આ 'જાકળીયા' ગાડામાં બોજતો વધારે થયો છે,પણ તેની 'હડી' રણબંકા રાઠોડ'ના લુણથી બંધાઈ છે, તે હક કરી ખાશે ત્યાં સુધી ભય શો !" ડાહ્યાભાઈના ઉપર આ પ્રમાણે 'ચારે હાથ' પણ તેઓ પોતે તેનાથી કુલાઈ જતા નહીં કારણ તેમને ભાન હતું કે "યોગી, રાજા, અગ્નિ, જળ તેનો નહીં વિશ્વાસ !" આ ઉખાણો ધ્યાનમાં રાખી વર્તન કરતા. દેશી રાજ્યોમાં રાજાની કૃપામાં મહાલતા ઘણા જણોને ઉઘાડે પગે ચોવીસ કલાકમાં હદ છોડી જવું, એવાં ખડખડીયાં મળ્યાના જોઈએ તેટલા દાખલા મળી આવે! ડાહ્યાભાઈને દીવાન સુનીબાઈના વખતમાં ગ્રહો પ્રતિકૂળ થતા જણાયા. બાંધકામનો વધારો થયો છે તેથી એક બીજો એન્જિનેર મહારાજાની પરવાનગી મેળવી બોલાવ્યો. ખટપટી સ્વભાવ હોવાથી ડાહ્યાભાઈને હાથે તૈયાર થએલાં બાંધકામમાં છીદ્રો ખોળવાનું શરૂ થયું. હીસાબ જોવાયા, પણ કઇ વળ્યું નહીં. છતાં રાજાઓ અને દીવાનોના મરજીદાન હોય તેઓ વારંવાર કાન ભંભેરે, તેમ ડાહ્યાભાઈના કેસમાં પણ થવા લાગ્યું એટલે ડાહ્યાભાઈ ચેતી ગયા. તેમણે રાધનપુર રાજ્યમાં સેશન જજની જગોનો ઓર્ડર મેળવ્યો. તે લઇ મહારાજા પાસે ઇડરની નોકરીથી જુદા થવા અરજ કરી. મહારાજા પ્રથમ તો ડાહ્યાભાઈ ઉપર તપી ગયા પણ ડાહ્યાભાઈનો સ્વભાવ જાણે 'પોષ મહીનાનું પાણી!' બધી હકીકત ધીમેથી કહી મહારાજાને શાન્ત કર્યા. મહારાજાએ કહ્યું–"તમો શા માટે ગભરાવા ? સુનીબાઈ પણ મારા નોકર છે! તમને

"ખશ" કહેનાર કોણ છે? પગારમાં વધારો જોઈએ તો હું આપવા તૈયાર છું; પણ તમોને જવા દેનાર નથી." ઉપર પ્રમાણે ડાહ્યાભાઈનું મન શાન્તવન કરી રાધનપુરની નોકરીનું માંડી વાળ્યું.

થોડી મુદત પછી ચુનીભાઈને ભુજ જવાનું થયું, અને બીજા દીવાન આવ્યા. બીજી બાજી મંડાઈ; બાજીમાં જેમ 'રાજા' અને 'વજીર'નાં મહોરાં સીધાં અને આડાં અવળાં ચાલે તેમ રાજતંત્રમાં પણ 'બાજી'નો ખેલ છે. તેમની હારજીત કાર્યવાહીઓની કુશળતા ઉપર છે. ઈડરમાં મહારાજા કેસરીસિંહજીના અમલમાં સાત દીવાન બદલાયા. પુરાણોમાં ગવાતાં મનવન્તરો જેવાં વિચિત્ર ચિત્ર! તેમ આ દીવાનોના કારભાર સમયે પણ જુદાં જુદાં રૂપ ધારણ કરે, છતાં મહારાજા કેસરીસિંહજી તો તેનાં તેજ દયાના ભંડાર અને ધર્મનું પુતળું! સ્ફટીક જેમ રાતાંની સાથે રાતો અને કાળાની સાથે કાળો દેખાય તેમ કારકીર્દી પણ તીરોભાવ આવીર્ભાવને પામે ખરી. કોઈ વખત "કુસંગે કાષ્ટઘંટા"ની માફક થાય! કોઈ વખત એજન્સી તરફથી તેમ થતાં રક્ષણ થાય; અને કાંતો 'ભક્ષણ!' હજુ સુધી રાજાઓ બીનદરમિયાનગીરીની સરકારની રાજનીતિની છુંડા નીચે "આપખુદ" સત્તાની સલામતી ઈચ્છે છે! પણ ઉતારણી (હોળી)ની ધજા કઈ તરફ ઢળે છે તે તો ભાવીને હાથ! પ્રાર્થના છે કે તેમને હોળીનાં "નાળીયેર" થતાં પ્રભુ! બચાવે!

ડાહ્યાભાઈને ઈડરની આવી ચિત્ર વિચિત્ર દશામાં પસાર થવું કઠણ હતું. પણ પ્રભુ કૃપાથી જેજે વિઘ્નો આવે તે સહન કરી લેતા. તેમાં લુણ હરામી ન થવાય એ તરફ મુખ્ય લક્ષ રાખતા. ઈડરની ગાદી ખાલી પડી ત્યારથી તે સર પ્રતાપની નીમણુક થતાં સુધીનો તો ખરો વખત કસોટીનો હતો. ગાદી માટે જુદા જુદા દાવેદારોની ધમાલ, એડમીનીસ્ટ્રેટરોનાં મંતવ્યો, રાણીરાજલોકનાં રણવાસમાં રાગદ્વેષ આદી અનેક પ્રકારના રંગઢંગ જામ્યા. કેસરીસિંહજીનો સમય અને સરપ્રતાપનો સમય સરખાવતાં ઉત્તર-દક્ષિણ જેવો સમજાયે! એકનો ખાતુ ખાય ભરેલું ભરે" એવો અને બીજાનો કેવળ "લશ્કરી ડંડાબાજી!" તેમાં પણ ગુણ અને દોષ બન્ને જણાય. છીદ્રો જોનાર અમે વાત ડાહ્યા હોય તે ગમે તેવી સ્તુતિ નીંદા કરે! તેઓ તો કહે છે કે એકની આરતીની ઘંટડીનો પાર ન આવે! અને આ બીજાના ઘંટા નાદે તો શોર બકોર! અરેરે! પણ જેને રાજ ચલાવવાનું માથે આવે છે, તેના વીકટ માર્ગનો ખ્યાલ કોને થાય. એક અંગ્રેજ કવિએ કહ્યું છે કે–" Uneasy lies the Head that wears the Crown" માટે ટીકા કરવી સર્વને સહેલી લાગે છે.

સર પ્રતાપ મોટી મારવાડમાંથી નાની ઈડરની મારવાડમાં રાજ્ય કરવા આવ્યા! સાથે તેમના સરદારો મુત્સદ્દીઓ અને મરજીદાનો પણ આવ્યા. જુના તંત્ર ઉપર વિશ્વાસ ચોંટે નહિ એ સ્વાભાવિક છે. તેથી પોતાની સાથેનાઓને ગોઠવવા માંડયા. બધાં ખાતાં ખળભળી ઉઠયાં, ઘણાઓને રજા આપી માત્ર થોડા જ ગણ્યા ગાંઠયા દફતરના તેમજ રાજ્યવહીવટના વાકેફગાર રહ્યા. તેમાં ડાહ્યાભાઈ પણ ટકયા. કલ્યાણરાય જેવા નકી દીવાન, જેને રૂ. ૮૦૦) પગાર મળતો હતો તે સાલવા લાગ્યો. 'ઇતના ખાત ઇતના-ભારી તનખા'! દોલત, (દત્તમહારાજ કુમાર), દીવાનકા દફતર હાથ કરો ઔર ઈનકુ રુકસદ દો!" હુકમનો અમલ તુરત થયો. કલ્યાણરાય ગયા, પણ મહારાજ કુમાર ને દીવાનનું કામ કેવી રીતે કરવું, સવાલ ઉભો થયો. "ડાહ્યાભાઈ! તુમ દીવાનકા કામકી દોલતકુ તાલીમ દો!" આમ ડાહ્યાભાઈનો ભાર-તો વધ્યો, પણ "સુડી વચ્ચે સોપારી" જેવી દશા! દફતર તેમજ તુમારો ગુજરાતી ભાષામાં. ફક્ત એજન્સી સાથેના લખાણોમાં કેટલોક ભાગ અંગ્રેજીમાં, સર પ્રતાપ પાસે જવાનો વખત નક્કી થયો. મહારાજ કુમાર દોલતસિંહ પણ હાજર રહે. ડાહ્યાભાઈએ પ્રથમ તો થોડા તુમારો લેઈ જઈ વાંચવા માંડયા "દોલત ધ્યાન રખ! ડાહ્યાભાઈ કયા કહેતે?" ડાહ્યાભાઈએ કહ્યું કે ચાલુ સાલના દફતર લખાણ

મણી માટે કંટીજન્ટ–કાગળો–સાઈ–પેન્સીલ વગેરે સાહિત્ય જોઈએ. સ્ટેટમાં દર સાલ રૂપીઆ ૧૨૦૦૦) નું ખર્ચ થાય છે. તે સંબંધી તુમાર છે. ડાહ્યાભાઇ પાસેથી તુમાર પોતાના હાથમાં લઈ સર પ્રતાપે જોયો. તુમારના કાગળમાં કોરૂ માર્જીન જોઈ ડાહ્યાભાઇને કહ્યું. લંબે લંબે કાગજ ઓર ચોથા ભાગ કોરા! સબ ખરચ નીકામા હે! છોટે છોટે કુરજે પર થોડી બાત લીખના!" દોલત, દેખ કેસરીસિંહ ભાઈ કે વખ્તમે એ સબ મેહેતે લોકને ઐસી માફક ખરચ બઢા દીયા ગયા હે! મે ઉનકા રૂણી? મશ રૂકે ગદેલે પર ઘેરનેકા સમય નહીં! સબ ઠીક ઠીક હોના ચાહીએ!" ડાહ્યાભાઇ તો આ બધું સાંભળી ચૂપ થઈ ગયા. સર પ્રતાપે ઘડીયાળ તરફ જોઈ કહ્યું "વખ્ત ખલાસ! ડાહ્યાભાઇ અબ ચલે જાઓ" ડાહ્યાભાઈ મુકામ પર ગયા, ત્યાં વિચારમાં પડયા! આ ગાડું શી રીતે નભશે! ખેર! બધી રાત આપણી છે! પ્રભુ કાંઈ રસ્તો સુઝાડશે!"

રાત્રીનાં વિચાર સુજી આવ્યો–"શું જુવાબ તેમજ હુકમ મળ્યો તેની ટુંક નોંધ માર્જીનમાં લખાય છે, તેથી તેની ઉપયોગિતા છે." બીજે દિવસે સુનાવણી વખતે મહારાજા સર પ્રતાપને ડાહ્યાભાઇએ તે વાત નીવેદન કરી કહ્યું કે શું જુવાબ અગર હુકમ લખવાનું ફરમાન થયું, તે જો માર્જીનમાં નોંધી લેવામાં ન આવે તો વિસ્મૃત અગર બીજી રીતે શીરસ્તેદાર લખી નાંખે, અને સહી કરાવી લે. દાખલા તરીકે, ડાહ્યાભાઇએ એક ફાઈલ બતાવી હજુરનું ધ્યાન ખેંચ્યું. તેમાં નોંધ કરેલી એટલું જ નહીં પણ મંજુરી વગેરે મહત્વના કાગળોના હાંસીયામાં હસ્તાક્ષરે સહી કરેલી નોંધો જોઇ એટલે ખાત્રી થઈ અને કહેવા લાગ્યા;–"દોલત! બાત બરોબર હે! મેહેતા લોકકે વિશ્વાસ રખના નહીં. કેસીભી સહી કરા લેવે. લેકીન એ નોંધસે પકડા જાવે. સબ ખ્યાલ રખના." આ પ્રમાણે કહી ડાહ્યાભાઈની વાત મંજુર રહી, છતાં ફરકસર કરવાની જરૂર જણાવી.

એક વખત મહારાજા સર પ્રતાપ ઇડરના ગઢ ઉપર ગયા સાથે મહારાજ કુંવર, ડાહ્યાભાઇ વગેરે હતા. ઠેઠ 'રૂઠીરાણી'ના માળીયા ઉપર ચઢયા. ત્યાંથી ઇડર અને આજુબાજુનાં ગામોનું સીંહાવલોકન કર્યું, તેમાં ડાહ્યાભાઈથી વાકેફ થતાં લગભગ ઘણાં ગામો ધરમાદા, સેંસાણ, મંદિર સેવામાં અર્પણ થએલાં જણાયાં તેથી પોતે બોલ્યા, "સબ દેદીયા હેં! દોલત! અપને લીયે તો એ ભાખર! લેકીન 'દેખુંલા' (જોઇ લેઈશ!") તેજ રોજ ઓર્ડરો છુટયા, અને એકી કલમે સ્ટેટનાં તમામ ધરમાદા, સેંસાણ વગેરે ગામો જપ્તીમાં લીધાં. પોલીટીકલ એજંટ અને મુંબઈ સરકારમાં, જુલમ! જુલમ! એવા તારના સંદેશાનો વરસાદ વરસ્યો. આ ઉપરથી મુંબઈ સરકાર વિચારમાં પડી, પણ આતો સર પ્રતાપ! ઠેઠ વિલાયત સરકાર સુધી માનીતા! બીજા રાજાને ત્યાંતો જપ્તી જ! મુંબઈ સરકારે વિચાર કરી મહીકાંઠા કોન્ફીડેન્શીયલ તજવીજ કરવા લખ્યું. પો. એ. ફીટ્ઝરાલ્ડ હતા. તેમણે તુરત આવી અમનગર મુકામ કર્યો અને મહારાજા સર પ્રતાપને બોલાવી હકીકત પુછી, મહારાજાએ કહ્યું;–"સરકારને મેરે પર બોત મહેરબાની કરકે ઈડર દીયા! લેકીન કયા કામકા? મેરી મરજી માફક કરને દો! અગર પીછા લે લો!" સાહેબ બહાદુર સમજી ગયા કે, "સર પ્રતાપકા મગજ તપ ગયા હે" એટલે એ વાત પડતી મુકી. સોડા–વીસ્કી થયાં! મહારાજા ઠંડા પડયા અને પોતાના મુકામે પધારી ગયા. અરસપરસ એકબીજાને ત્યાં ખાણાં પીણાં ચાલ્યાં. તેમાં મહારાજા તો પોતાની એક જ વાતને વળગી રહ્યા. ફીટ્ઝરાલ્ડના હાથ હેઠા પડયા જેવું થયું. છેવટે તેમણે ડાહ્યાભાઇને બોલાવી પુછ્યું. ડાહ્યાભાઇએ કહ્યું; એકજ રસ્તો છે! મહારાજાએ કરેલા હુકમો માટે બહુ ચુસ્ત છે! પણ જો કહેવામાં આવે કે, બધાં ગામો એકી કલમે જપ્ત થવાનો હુકમ મોકુફ રાખી, દરેક જુદા જુદા ગામની કેસવાર તજવીજ કરી ગુણ દોષ જોઈ ફેંસલો કરશે. તેમ થવાથી મહારાજા સામે સરકારમાં ઉઠેલો

ખોબાટ સમી જશે. આ વાત સાહેબ બહાદુરને ઠીક લાગી. મહારાજાને અનુકૂળ વખતે બોલાવી તે પ્રમાણે સમજાવી દીધું. મહારાજા અને સાહેબ બહાદુર એકમત થયા. સરકારમાં જુવાબ કર્યો. એટલે બધું શાંત થયું. સાહેબ બહાદુર તેમજ પ્રતાપને શાબાશી મળી.

એક વખત ડાહ્યાભાઈ સુનાવણી માટે હજુરમાં ગયા ત્યાં ડાહ્યાભાઈના ધોતીયાનો છેડો કયાંક ભરાયાથી ખચકાયા, સર પ્રતાપે તે જોઈ ધોતીયાની ટીકા કરી. "ગુજરાતીઓ બારીક ધોતીમે આધે નંગે! દેખ દોલત અપને દરબારમેં એ ઠીક નહિ! દફતરમેં હુકમ કરો કે સબલોક બ્રાખીડ્રેસમેં દરબારમેં આવે, ઔર કસુરવાનકુ રૂ. ૫) દંડ!" આ પ્રમાણે ધોતીયાં પાઘડી બંધ થઈ બ્રાખી ડ્રેસ શરૂ થયો. ડાહ્યાભાઈને સુનાવણી માટે બપોરને વખતે બે માઈલ દુર ચાલવું પડતું હોવાથી એક રોજ સર પ્રતાપે તેમને બહુ પસીનામાં હાંફતા દીઠા "ડાહ્યાભાઈ તુમ થક ગએ હો! ગુજરાતી 'દાળભાત ખાઉ'! દોલત કેસરીસિંહજીભાઈકે સમયમેં એ ઓફીસર લોક સબ ઘોડાગાડી ઔર ગાદી તકીયે પર બેઠનેવાલે! મેં મહેમાન તરીકે જબ મુલાકાતકુ આયાથા, તબ એ ઠાઠ દેખા હે! ગાદી તકીયા નીકાલદો! સબ ઘોડે પર બેઠે ઔર ખુરસી પર દફતરમેં કામ કરો!" બધા અમલદારોને ઘોડાં રાખવાં પડયાં. દફતરમાં અમલદાર માટે ટેબલ ખુરશી અને કારકુન માટે સ્ટુલ બાંકડા થયા. ડાહ્યાભાઈ જેવા ઉંમરે પહોંચેલા અને ઘોડાની સવારીના બીન શોખીનને તે બહુ આકરૂં થઈ પડયું. છતાં ઘોડે બેસતાં શીખવા સારૂ એક મેદાન નક્કી થયું. અમુક વખતે રોજ સવારમાં બધા પોતપોતાના ઘોડા ઉપર ત્યાં જાય. સર પ્રતાપ પોતે જ તાલીમ આપવા લાગ્યા. "સબ હારબંધ હો જાઓ, "First lesson in Riding is how to hold your Bridle" વગેરે સુચનાઓથી કામ શરૂ થયું. ડાહ્યાભાઈનો નવીન રાખેલ ઘોડો જરા તેજ હોવાથી તે નીચે પડયા. બીજા કેટલાક બીનશોખીને પણ પડયા-આખડયા. છતાં બધાંને ઘોડે બેસતા કરી દીધા!

વખત જતાં સર પ્રતાપની મુંબાઈ, જોધપુર, વગેરે મુલાકાતો શરૂ થઇ. તેઓની ગેરહાજરીમાં મહારાજકુંવર દોલતસિંહજી સઘળું કામકાજ કરવા લાગ્યા. સરદારો વગેરેના કલાલઅડી-દાણ આદી હકો સંબંધી તજવીજ ચાલી. વળી વીઘોટી-જકાતમાં વધારો થયો. ભીલ ગરાસીઆઓને જંગલની છુટ મળતી તેમાં ફેરફાર થયો. વગેરે કારણોને લીધે ફરી રૈયતમાં ખોબાટ થયો. ઈડરમાં લોકો ભેગા થઇ દરબારગઢ આગળ રૂસણાં મંડાયા. તેમાં ભાટ ચારણોએ ત્રાગાં કરવા જેવું આચરણ કર્યું. અને 'હો! હો! થયું. ત્યાં તો પછી હંટરો વપરાયા અને કેટલાક આગેવાનોને પકડી વગર તજવીજે કેદ કર્યા. આ પ્રમાણે થયું તેથી એજન્સીમાં અને મુંબાઈ સરકારમાં પાછી ફરિયાદો થઇ, પણ પહેલા વર્ગનું રાજ્ય! અને સર પ્રતાપ તેના ધણી! કોણ વચમાં પડે? છેવટે કેટલાક સરદારો જાતે જોધપુર જઈ સર પ્રતાપને મળ્યા! મહારાજાએ પોતાના ખસુદને ઈડર મોકલી રૈયત અને સરદારો સાથે સમાધાની કરવા સુચવ્યું. તે પ્રમાણે થવા સરદારો અને રૈયત પૈકી આગેવાનોનું બોલાવણું થયું, પણ મહારાજના કુંવરનો વિશ્વાસ તેમને પડયો નહીં. છેવટે ડાહ્યાભાઈ વગેરે અમલદારોને મોકલી મનમનામણું થવા કોશિષ ચાલી. પણ સરદારો તેમજ લોકો હઠીલા થયા, અને હજુરમાં હાજર થવાને ના પાડી, તેથી કેવી રીતે સમાધાન માંગે છે તે પુછવામાં આવતાં, તેઓએ કહેવરાવ્યું કે, બે ત્રણ આપખુદ અધીકારીઓને પ્રથમ રજા આપો, ત્યારબાદ વાટાઘાટ થાય. મહારાજ કુંવર આગળ આ વાત મુકી. તેમણે તેઓના મરજીદાનો સાથે મંત્રણા કરી તેમાં તે પેશ થઈ નહીં. ડાહ્યાભાઈને અમનગરની શરદ હવાથી મેલેરીયા લાગુ થયો હતો. શરીર નરમ રહેતું હતું, વળી આ ચીન્તા અને અથડામણીથી વધારો થયો. દાક્તરની દવા તો ચાલુ જ હતી. હજુરમાં ગેરહાજરી પડવાથી મહારાજ કુંવરે

તજવીજ કરી. છેવટે ત્રણ માસની રજા મંજુર થઇ ડાહ્યાભાઇ પોતાને વતન નડીઆદ ગયા.

સરદાર-રૈયત વગેરેનો ઉભરાટ વધતો ગયો. સર પ્રતાપ જોધપુર છોડી ઇડર આવી શકયા નહીં. મુંબાઇ સરકાર અને એજન્સીના કોન્ફીડેન્શીઅલના જુવાબ શું કરવા તે સંબંધી સલાહ લેવા પાછા કલ્યાણરાય જેઠા બક્ષીને બોલાવ્યા. કલ્યાણરાયે ડાહ્યાભાઇને પણ બોલાવવા જરૂર જણાવી-મુસદ્દો તૈયાર થયો. પો. એ.ને રૂબરૂ મળી, જુવાબો બતાવી લખાણ સરકારમાં આગળ મોકલ્યું. સરકારે ફરીયાદો-વાળાઓને ઇડરની કોર્ટમાં દાદ માગવા સુચવ્યું, બધા લોકો વીખરાઇ ગયા, અને વાત વીસારે પડી. કલ્યાણરાયને શાબાશી મળી. ડાહ્યાભાઇને પણ સેંગીજ! સર પ્રતાપ જોધપુરથી ઇડર આવ્યા. સમાધાન થયાનું જાણી ખુશી થયા. "દૌલતે! કલ્યાણરાય ઔર ડાહ્યાભાઇકા પેન્શન બાંધો!" પેન્શનના હુકમો લેઇ બન્ને પોતપોતાને ઘેર ગયા. ડાહ્યાભાઇએ હયાતી સુધી ઇડરનું પેન્શન ખાધું તે દરમીયાન તે ધર્મ-પરાયણ રહ્યા.

તેઓની પ્રથમથીજ દયાળુ, વિનયી, અને ધાર્મિક વૃત્તિ હતી. તેમણે પોતાની કમાણીનો સદ્ ઉપયોગ કરી જાહેર તેમજ ખાનગી કારકીર્દી ઉજ્જવળ કરી સ્વધામ ગયા.

---

# મર્હુમ સર પ્રભાશંકરનું ઝાંઝમેર ગ્રામ્ય પંચાયત સમક્ષ-ભાષણ

ઝાંઝમેરની આસપાસનાં ગામોની ગામ પંચાય-તોના આગેવાનો ગયા વરસના જાનેવારી માસની તા. ૧૬ મીએ ઝાંઝમેર સર પ્રભાશંકરને મળવા આવ્યા હતા. ગામ પંચાયતોના વહીવટ સંબંધી વિવેચન કરતાં સર પ્રભાશંકરે આ આગેવાન ગૃહસ્થોને કહ્યું હતું, કે "તમને તમારા ગામમાં મુશ્કેલી પડતી હોય તો ઉપાય કરવો. કારણ કે એક વખત મકાન બાંધ્યા પછી મુશ્કેલી પડે ત્યારે જો તેનો ઉપાય ન કરીએ તો એ મકાન તુટી પડે છે. તમે માગો એટલું દરબાર આપે પણ જો તે ન ચાલી શકે એમ હોય તો એ નકામું છે. દરબારે છૂટ રાખી છે કે તમે માગો એવી જ પંચાયત આપવી; એટલે તમને જો કાંઈ વધારે પડતું હોય તો તે ઓછું કરી શકાય છે. અને જો ઓછું પડતું હોય તો તેમાં વધારો કરી શકાય એમ છે. મારો આ ખુલાસો છે. માટે તમને જો પંચાયતના કામમાં કાંઇ મુશ્કેલી પડતી હોય તો તે કહેવું કે જેથી એનો ઉપાય થઇ શકે. પંચાયતો નહીં ચાલવાનું બીજું કારણ ગામમાં મતભેદ હોય, ઇર્ષા હોય તો તે ન ચાલી શકે. રોજ પેટમાં દુઃખતું હોય તો જેમ ખેતરે ન જઇ શકાય તેમ મતભેદ થતા હોય તો પંચાયતો ન ચાલી શકે. પણ તેના તમારા જ હાથમાં બધા ઉપાયો છે. ગામમાં એકાદ રેઢીઆર માણસ હોય તો તેને ગામ પંચાયત કાઢી મૂકી શકે છે. કાઢી મૂકવાની સત્તા તો મને પણ નથી. એ સત્તા તો એક મહારાજનેજ છે. અને બીજી તમને છે. અધિકારી અત્રે આવ્યા છે માટે કાંઈ ન કહેવું એમ ન થવું જોઈએ. કારણ કે આખી સ્થિતિ જાણવામાં આવ્યાથી તેના ઉપાયો થઈ શકે છે અને મુશ્કેલી દૂર કરી શકાય છે.

તમારૂં કરજ મટાડયું એટલે તમારા ઉપરથી ભાર ઉતર્યો છે. એ ભાર કેટલો હતો તે તમે જાણો છો?

ત્રણ વરસમાં બમણા રૂપીઆ થઈ જતા હતા. અને એટલા ભારે કરજમાં તમે પડી ગયા હતા કે તેથી દરબારને ઉપજ પણ આવી શકતી નહતી. હું ગામડાંમાં ફરવા ગયો ત્યારે ખબર પડી કે ખેડુનો ઉપર કરજ કેટલું છે? મહારાજ બાળક હતા ત્યારે એડમીની-સ્ટ્રેશન થયું ત્યારે આ ખાતું સાહેબ લોકોએ માગી લીધું હતું. પણ જ્યારે હું ગામડામાં ફરવા ગયો ત્યારે વહીવટદારને પૂછતાં ખબર પડી કે ૬૦ લાખની માગણી બાકી છે. અને ખેડુતોની દાનત સારી નથી, માટે તેઓ આપતા નથી. બીજે દિવસે બીજા ગામ-ડામાં જઇ ગમે તે માણસના ઘરમાં ગરતો. અને જ્યાં નજર કરું ત્યાં તૂટલ ખાટલા અને ફાટલ-ગોદડાં જ નજરે પડે. કોઇપણ કોઠી તો નજરે ન જ પડે. ત્યારે મેં વહીવટદારને પૂછ્યું કે " આ માણસ આપતો નથી એટલે તમે તેને દાનત ભ્રષ્ટ કહો છો પણ આના ઘરમાં તો ભૂખ સિવાય કાંઇ નથી." ત્યારે વહીવટદાર સાહેબે કહ્યું કે " એ વેપારીઓ પાસેથી પૈસા લઇ શકે છે." પછી મેં વાણીઆને બોલાવ્યો અને તપાસ કરતાં જણાયું કે ખેડુતને હજારનું કરજ હોય તેના અઢીસો રૂપીઆ વ્યાજના આપવા પડે છે. સોનું કરજ હોય અને તે ન આપી શકે એટલે સવાયા થાય અને ત્રણ વરસે બમણા થાય છે. ખેડુતને પૂછજો કે તે વીઘોટી કેટલી આપે છે? તે કહેશે કે પચાસ કે સો. હવે તમે વિચાર કરો કે જે દરબારની આટલી વીઘોટી ભરી શકે એમ નથી એ માણસ વાણીઆને લેણી રકમ ક્યાંથી ભરે?

પછી ભાવનગર આવી મેં કૌંસીલ ભેગી કરી કહ્યું કે " આપણે મહારાજને ગાદીએ બેસાડશું ત્યારે એકેય ખેડુત ભાવનગર રાજ્યમાં નહીં હોય! અને મહારાજ ગાદીએ બેઠા પછી આપણને કહેશે કે મોટા મોટા પગારો ખાધા પણ કૌંસીલે કોઇ ખેડુ-તોનું સામું જોયું નથી." "કૌંસીલરોએ કહ્યું કે તમારી શું ઈચ્છા છે?" મેં કહ્યું કે " ખેડુનો ઉપરના દર-બારના કરજના ૬૦ લાખ માફ કરવા. એમણે કહ્યું કે " ૩૩ લાખ માફ કરો અને એક વરસની વીઘોટી એટલા ૨૭ લાખ રાખો " મેં કહ્યું કે "એકલું દર-બારનું કરજ માફ કરવાથી ખેડુતોની સ્થિતિ સુધરશે નહીં. વેપારીઓના કરજનો પણ નિકાલ કરવો જોઇએ" મારી સાથે કામ કરનારા તે વખતે મને ગાંડો કહેતા. છતાં મારા આગ્રહથી કમિટી નીમવામાં આવી. પહેલી કમિટી નીમવામાં આવી ત્યારે ૫૦ લાખનું કરજ નીકળ્યું. પણ ત્યાર પછી ત્રણ વરસ કામ પડ્યું રહ્યું. એ કમિટીનો રિપોર્ટ જ્યારે હું વિલાયત જતો હતો ત્યારે મારી સાથે લીધો હતો. મારો દીકરો પણ તે વખતે મારી સાથે હતો. તેણે કમિટીનો રિપોર્ટ વાંચી મને કહ્યું કે " બાપુ ઘરનાં છોકરાં ભૂખે મરે છે અને તમે હીંદુસ્તાનને સ્વતંત્રતા અપાવા નીકળ્યા છો." મને પણ લાગ્યું કે આ કામ જલદી થઇ જવું જોઇએ એટલે મેં વિલાયતથી આવ્યા પછી ફરી કમિટી નીમી. કમિટીની તપાસના આઠ મહીના તો ગઢડા મહાલે લીધા. ગઢડા કહેવાય ગોપીનાથજીનું ધામ પણ વેપારીઓ તો ગોપીનાથજીને પણ છેતરી જાય એવા. ત્યાર પછી લીલીઆ મહાલ લીધો તેમાં એક વરસ થયું. આ વખતે પણ હું વિલાયત હતો ત્યાં મને ખબર આપવામાં આવ્યા કે લીલીઆ મહાલ પૂરો થઇ ગયો છે. મેં ત્યાંથી લખ્યું કે " એક મહાલને એક વરસ થયું તો અગીઆર મહા-લને અગીઆર વરસ થાય. પણ મારે તો મારા મરી ગયા પહેલાં આ જોવું છે." હવે તમે જુઓ છો કે આખા ભાવનગર રાજ્યનો ખેડુ દરબાર અને વાણી-આના કરજમાંથી મુક્ત થઈ ગયો છે.

મહારાજા સાહેબ વિલાયતથી પધાર્યા પછી બે વરસ વહીવટી અનુભવ લેતા હતા તેમાં મારી પાસેથી દરેક ખાતા સંબંધી માહીતી મેળવતા હતા. ખેડુતોના કરજ સંબંધી વાત નીકળતાં મેં કહ્યું કે " ૩૩ લાખ દરબારે માફ કર્યા છે અને બાકીના ૨૭ લાખ બાકી છે. ત્યારે પોતે પૂછ્યું કે " ૩૩ લાખ માફ કર્યા તે માટે તમને મુબારકબાદી પણ બાકીના ૨૭ લાખ તો મારે ઉઘરાવવાના ને? એ ઉઘરાવતાં મારી શું દશા થશે?" આ સાંભળી મારી આંખમાં પાણી આવી ગયાં. મેં જાણ્યું કે એમના મનમાં એમ છે

કે આ બધા મારા ઉપર ભાર મૂકીને જાય છે, એટલે પૂછ્યું કે "આપની શું ઈચ્છા છે." એટલે પોતે કહ્યું કે "જેમ મારા ખભા ઉપર ભાર નથી તેમ તેમ મારા ખેડુતો ઉપર પણ ભાર ન રહે એવા એ થવા જોઇએ." મેં કહ્યું કે "તો આપ હુકમ કરો." પોતે કહ્યું કે "હું કાંઈ હુકમ કરી શકું નહીં પણ મારી એટલી ઇચ્છા છે કે એ ભાર ખેડુતો ઉપર ન રહે એમ થવું જોઇએ" તમે જાણો છો કે આ ૨૭ લાખ તમને ગ્રામ્ય સુધારણા ફંડમા આપી દીધા છે. તમારા એ રૂપીઆ છે. અને તમે ભેગા કરી ગ્રામ્ય સુધારણા માટે વાપરો છો. દરબારને એમાંથી એક પાઇ પણ જોઇતી નથી હવે કેટલેક ઠેકાણે એમ કહેવામાં આવે છે કે આ રૂપીઆ ઉઘરાવવા પડતા હોવાથી અમારા માથે એ ભાર પડે છે, પણ હું તમને કહું છું કે એ રૂપીઆ તમારા હાથમાં હશે તો તમે ગ્રામ્ય સુધારણા કરી શકશો, નિશાળો સુધારી શકશો, રસ્તાઓ સુધારી શકશો. અત્યારે ઘણી જગ્યાએ એવું છે કે એક ગામથી બીજું ગામ નજીક હોય તોપણ એ માઇલના ફેરમાં જવુ પડે છે. આવો અનુભવ મને ઉમરાળા મહાલમાં થયો છે. આવા વાંકાચુંકા રસ્તાઓ સમરાવી તમે સીધા કરી શકશો. માટે હું તમને કહું છું કે ૨૭ લાખ છોડી દેવા એ ઠીક છે, કે રહેવા દેવા એ ઠીક છે, તેનો વિચાર કરજો. અને શરમાયા વિના તમે મને તમારો અભિપ્રાય આપજો.

ગઇ કાલની વાત પૂરી થઇ હવે આવતી કાલની વાત કરીએ. કરજ ન થાય તેની સંભાળ તો ખેડુત પાતે રાખી શકે તેના કરતા ગ્રામ્ય પંચાયત વધારે રાખી શકે. પરંતુ બીજું કરજ ન થાય તેની સંભાળ રાખવાની છે. એટલે ગ્રામ્ય પંચાયત દરેક ખેડુતને કેટલા રૂપીઆ જોઇએ છીએ તે સમજી શકે માટે જેને તગાવી જોઇતી હોય તેને માટે જો ગ્રામ્ય પંચાયત ભલામણ કરે તોજ તેને પૈસા મળે એમાં બે લાભ છે. એક તો એકે લોકો ખોટી રીતે પૈસા ન લે એટલે તેમના ઉપર તગાવીનો ભાર ન પડે. કારણ કે તમે દરેક જણ જાણી શકો અને તમને ખબર હોય કે ખેડુતને ખરેખર કેટલા રૂપીઆ જોઇએ છીએ. માટે તમારી ભલામણ પ્રમાણે જ તગાવી મળી શકે. જો તે પ્રમાણે વ્યવસ્થા થાય તો થાણદારને બદલે ગ્રામ્ય પંચાયત તગાવીની ચીઠી લખી આપે. મને લાગે છે કે આ વાત કરવા જેવી છે. એથી તમારાં ગામડાં સુધરે, તમારી સત્તા વધે અને તમારૂં માન વધે. બીજો લાભ એ કે સહકારી મંડળી. મારી એવી ઇચ્છા છે કે વેપારી અને કણબી વચ્ચે સંપ જોઇએ. કારણ કે દરેક પાંદડું જેમ ઓસડ છે તેમ દરેક માણસની પણ જરૂરીઆત છે. વાણીઆઓ વેપાર કરીને જીવનારા છે તમે ખેડ કરીને જીવનારા છો. જો વાણીઆનો વેપાર ન ચાલે, તો તેનું પોષણ પણ દરબારે કરવું જોઇએ. હું વાણીઆઓને અહીં કહેવા માગું છું કે તમે પણ તમારા રૂપીઆ સહાયકારી મંડળમાં રાખો. જેથી મંડળનો હીસાબ બરાબર રહી શકે અને તમને વ્યાજ મળે. કારણ કે માણસોને કાંઈ વેપાર જ ન રહે અને રૂપીઆ છતાં એ ધીરીજ ન શકે એ બની શકે એવી વાત નથી. માટે વાણીઆની પણ જરૂરીયાત છે. આખા રાજ્યમાં દુષ્કાળ પડે ત્યારે દરબાર ધારો કે કાંઈ ન લે, પણ આખા રાજ્યને માટે ખોરાકનો બંદોબસ્ત તે શી રીતે કરી શકે અને જો દરબારને આખું વરસ નભાવવું હોય તો બે કરોડ રૂપીઆ જોઇએ તે કયાંથી લાવે? દરબાર શું આખા હીંદુસ્તાનની બાદશાહી પણ ન આપી શકે, તે આ વાણીઓ હોય તો થઈ શકે. માટે એ તમને અને દરબારને મદદરૂપ છે, હું માત્ર એટલું જ ઇચ્છું કે વાણીઆએ જળોની માફક ચૂસવાની નીતિ ન રાખવી પણ તેણે એવો વ્યાજે ખેડુતને પૈસા આપવા કે જેથી ફરીવાર એની પાસે લેવા જાય" ત્યાર પછી મર્હુમ સર પ્રભાશંકરે ખેતીનાં સાધનો પરત્વે વિચારો દર્શાવતાં જો કોઇ ગામ તૈયાર હોય તો ટ્રેકટરથી દરબાર તરફથી આખું ગામ એક વખતને માટે ખેડાવી દેવાની ઈચ્છા પ્રકટ કરી હતી. પોતે જણાવ્યું હતું કે "કોઇપણ રીતે ખેતી સુધારવાની જરૂર છે, કારણ કે પૈસાની મદદ ગમે તેટલી આપવામાં આવે તેથી ખેડુતની સ્થિતિ સુધરતી નથી. પણ જ્યારે તેની ખેતી સુધરે છે ત્યારે જ ખેડુતની સ્થિતિ સુધરે છે."

---

જ્યાં ગામમાં એકમત ન હોય ત્યાં ગામ પંચાતજ રહે. પંચાયત ન થાય. પણ મારે હમણાં તો ખેડુત અને વેપારીના સંબંધમાં વાત કહેવાની છે. ખેડુતો ઉપરનું કરજ મટાડયું ત્યારે વેપારીઓને થયું કે આમાં આપણને મારી નાખવાની વાત છે. પણ એમ નથી. દરબારની ઈચ્છા તો આ બન્નેને સાથે રાખવાની છે. અને તે એ રીતે કે વેપારીઓ ખેડુતોને રૂપીઆ ધીરે અને તે એટલા ધીરે કે તે પાકમાંથી આપી શકે. આ પ્રમાણે ગામમાં વેપારીઓ અને ખેડુત મળી જાય તો આખું ગામ વેપારીઓનો હપ્તો ભરી દે. જે ખેડુત દરબારશ્રીના ૨૭ લાખ રૂપીઆ ભરી દે છે તે વેપારીઓની નાની પેઢી નહીં ભરે એવી ધાસ્તી રાખવાનું કારણ નથી. આમ થાય તો દર વરસે વેપાર વધે કારણ કે ખેડુતો ખર્ચ કરી શકે એવા થાય એટલે વેપારીઓ પાસેથી તે સારી ખરીદી કરે. માટે હું ખેડુતોને પણ કહું છું કે દર વરસે ભરી શકાય એટલું કરજ કરવું, ખેડુતો પહેલાં દર વરસે ૨૦ લાખ વ્યાજના ભરતાં એ સ્થિતિ હવે નથી રહી. પણ વેપારીઓ તમારી પાસેથી વધારે વ્યાજ લે છે તેનું કારણ એ છે કે તમે દર વરસે એમને પૈસા ભરતા નથી. પણ જો દરવરસે તમે રૂપીઆ આપો તો તેઓ તમારી પાસેથી વધારે વ્યાજ ન લે. છતાં જો વધારે વ્યાજ લે તો તમે બીજેથી તમારી શાખ ઉપર લઈ શકો છો. વળી તમારે બહુ પૈસા જોઇએ પણ નહીં. કેમકે બીયારણની તગાવી તો દરબાર તમને વગર વ્યાજે આપે છે. બાકી તો તમારે વિવાહ વાજનમાં રૂપીઆ જોઇએ તે કાંતો વેપારી પાસેથી અને કાંતો સહકારી મંડળી પાસેથી લઇ શકો છો. મારો મત એવો છે કે વેપારીઓએ પણ સહકારી મંડળીમાં ભળવું જોઈએ. અત્યારે વેપારીઓ ઉપરથી આખા હીંદુસ્તાનનો વિશ્વાસ ઉઠી ગયો છે પણ તમારે એ વિશ્વાસ ફરી બેસાડવો જોઇએ. વેપારીઓની કીંમત હું સમજું છું, મોટી પાદશાહી પણ વેપારીઓ વગર ખેડુતોને ન ટકાવી શકે. (ભાવનગરનો દાખલો) કોઇ રાજ્ય પુષ્કળ વખત ખેડુતોનું લેણું માફ કરી શકે પણ ખેડુતોને પોષણ તો નજ આપી શકે. એતો વેપારીઓજ કરી શકે.

એક વખત કરજ કાઢયું એટલે બસ નથી, હું નિરાંતે સુતો નથી. મેં તપાસ કરી છે કે ફરી અઢી લાખનું કરજ થયું છે, પણ દરબાર તમને વારંવાર મદદ ન કરી શકે. માબાપ છોકરાંને એક વખત આંગળી ઝાલીને મદદ કરી શકે પણ પછી તો છોકરાએ પોતાની શક્તિ ઉપર ઉભા રહેવું જોઇએ તેમ. આટલા માટે વેપારીઓ અને ખેડુતોનો સંબંધ જરૂરનો છે. દુષ્કાળ પડે તો બચવાનો રસ્તો વેપારીઓ જ છે. ખેડુતોના સંબંધથી વેપારીઓની પેઢી કદી ખાલી નહીં રહે એવી હું એમને ખાત્રી આપું છું. પણ રૂપીઆ લેવા ખેડુત આવે ત્યારે વેપારીએ કહેવું કે "શા માટે જોઇએ છીએ. પચાસ નહીં ત્રીશ લઇ જા." આમ પૂછવામાં વેપારીઓના સ્વાર્થની વાત છે. માટે વેપારીઓને કહું છું કે તમારે સરખી રીતે ચાલવું અને ખેડુતોને કહું છું કે તમારે વેપારીઓ પાસેથી જોઇએ તે કરતાં વધારે રૂપીઆ લેવા નહીં.

ત્યારબાદ ગ્રામ્ય પંચાયતના પ્રમુખ સંબંધી ચર્ચા થતાં એમણે કહ્યું કે "ગ્રામ્ય પંચાયતનો જે પ્રમુખ થાય તેણે પ્રથમ વિચાર એ કરવો કે પ્રમુખ તરીકે પોતાની યોગ્યતા છે કે નહીં?" ત્યારપછી ફરી કરજ નહીં કરવા સંબંધે કહ્યું કે:—

મહારાજે મને મોકલ્યો છે પણ તમારી મદદ વગર હું કાંઈ કરી શકું એમ નથી. રાજા પણ કાંઇ કરી શકે નહીં તો. તમે ગ્રામ્યપંચાયત લીધી એટલે બધું થઈ ગયું છે એમ સમજવાનું નથી. કરજ નીકળી ગયું હોય તો પાછું ન થાય તેના ઉપાયો કરવા જોઈએ. ગ્રામ્યપંચાયતમાં તો ભલામણ થાય તે પ્રમાણે તગાવી આપવીજ જોઇએ. પણ તમારા ઘરનાં પૈસા થશે એટલે તમારે પછી ક્યાંઈ નહીં માગવું પડે. તમે રાજાઓને પૈસા આપવાવાળા ભીખ માગવા શા માટે જાઓ છો? આવા દીલવાળા

ખેડુતોને તો તગાવી પણ ન લેવી પડે એવી મહારાજની ઇચ્છા છે. જો કે અત્યારે તમારે તગાવીની જરૂર છે પણ તમે જેટલી તગાવી લીધી હોય તે વરસ આખરે પાછી વસુલ કરાવી દેવી જોઇએ.

સહાયકારી મંડળીમાંથી રૂપીઆ તમે લઇ શકો છો. આ મંડળીમાં તમારે એવું ઠરાવવું કે અમુક વ્યાજથી વધારે વ્યાજ લેવું નહીં. દરેક ગ્રામ્યપંચાયત મંડળીનું એક સરખું ધોરણ રાખી શકે નહીં કારણ કે દરેક પંચાયતની સ્થિતિ–નાણાં સંબંધી સ્થિતિ એક સરખી હોઇ શકે નહીં. ત્યારપછી ઢોર ઉછેર વગેરે ખેતીને લગતા અન્ય પ્રશ્નોનો ઉલ્લેખ કરતાં મર્હુમ સર પ્રભાશંકરે કહ્યું કે "ઢોર ઉછેરની વાત ઘણી અગત્યની છે. ગામડે ગામડે સારા મફત ખૂંટ રાખવાનો દરબારે પ્રબંધ કર્યો છે. અને એટલા માટે કે તમે ગાયોનો સારો ઉછેર કરી શકો. ભેંસ દૂધ તો આપે છે પણ ગાય તો દૂધ અને બળદ બન્ને આપે છે. ભાવનગર રાજ્યના ખેડુતો દર વરસે ત્રણ લાખના બળદો બહારથી ખરીદ કરે છે એ જો ગાયોનો ઉછેર થાય તો ધીમે ધીમે ઓછા થાય અને ભવિષ્યમાં આટલા રૂપીઆ બહાર જતા બચી જાય. માટે બળદીઆને ખાતર પણ ગાયો પાળવાની જરૂર છે. આખા હિંદુસ્તાનમાં મેં બે જગ્યાએ ગાયોના ઉછેરની જોઇ છે. દીલ્હીમાં સરકારી છે. તેમાં સાત લાખ રૂપીઆ ખરચાયા છે એટલે તેનો મોહ નથી કારણ કે તે ખેડુત ન કરે તો નકામું છે. અને બીજી નાશીકમાં. આ સંસ્થા જોવા જેવી છે. તમે ભેંસો રાખો છો પણ પાડાઓને તો ઉછરવા દેવામાંજ આવતા નથી. શા માટે એ હું જાણું છું. પાડાઓ ભૂખે મરે છે એ મહાપાપ થાય છે માટે ગાયો રાખવી કે જેથી એવો પ્રસંગજ ન આવે." ત્યાર પછી મર્હુમ સર પ્રભાશંકરે દરેક ખેડુતને એક કુવો હોવો જોઇએ અને દરેક ગામે પોતાની જરૂરીઆતની ચીજો પોતે મેળવી લેવી જોઇએ એ વિચારો દર્શાવતાં કહ્યું હતું કે "આ બધા વિચારો મહારાજના છે અને કોઇનો મગદૂર નથી કે તેની ના પાડી શકે."

---

# ફેડરેશન અંગે એક વિચારણા

( લે. રા. રા. મોહનલાલ ઓધવજી પરીખ )

અઢારમાં સૈકાના મધ્ય ભાગ પહેલાં કાઠીયાવાડમાં મોગલ સલ્તનતની સાર્વભૌમ સત્તા સ્થાપીત હતી. સને ૧૭૫૧ માં શ્રીમંત ગાયકવાડ અને પેશ્વા સરકારે પોતાનો અમલ કાઠીયાવાડમાં બેસાડી મુગલ સરકારનું રાજધાનીનું શહેર અમદાવાદ ઉપર ચઢાઇ કરી તે સર કર્યું અને ત્યારથી મુગલ સત્તાનો અંત આવી કાઠીયાવાડમાં શ્રીમંત ગાયકવાડ સરકાર અને પેશ્વા સરકારનો રાજકારભાર શરૂ થયો. મુગલ સરકાર અને તે પહેલાના રાજાઓના વખતમાં રાજ્ય સત્તા ભોગવવાની બે પ્રકારની રીત હતી. એક સરકારના ખાલસા મહાલોનો કારોબાર મધ્યવર્તી સરકાર તરફથી ચલાવવામાં આવતો હતો તે અને બીજી રીત, પેશકશી લઇને મુળ ધારણ કરનારાઓ તરફ તેઓના ગામોનો વહીવટ વીગેરે કરવા દેવાની. આ બીજી રીતમાં કાઠીયાવાડના થોડા સહત્વના જમીનદારો અને બીજા મહત્વના એક અગર વધારે ગામો ધારણ કરનારાઓનો સમાવેશ થાય છે. તે વખતની માન પ્રતિષ્ઠાનો પ્રચલીત માન્યતાઓને અનુસરી આ જમીનદારો પોતાની પેશકશી, મુલકગીરીનું લશ્કરી બળ તેમની સામે આવ્યા શિવાય

નહિ ભરવામાં માન સમજતા. પેશકશીની રકમો વસુલ કરવા સારૂ લશ્કરને તેમના મુલકોમાં લઇ જવાની જરૂરીઆત ઉપસ્થિત થતી. આવી લશ્કરી હાલચાલ મુલકગીરીના નામથી ઓળખાતી અને આવી રીતે વસુલ કરવામાં આવતી ખંડણી જીતથી મેળવેલા કાયમના સ્વરૂપની ગણાઈ. સંસ્થાનીકો પણ ખંડણી વસુલ કરનારાઓને સાર્વભૌમ સત્તાધીશ માની દેશમાં શાંતી જાળવવાનો તેમનો ધર્મ સમજતા. શ્રીમંત ગાયકવાડ સરકાર અને પેશ્વા સરકારે પોતાના પુર્વગામી સરકારોએ અખત્યાર કરેલી રાજ્ય વહીવટની પ્રણાલિકા કાઠીયાવાડના સંસ્થાનીકો તરફ ચાલુ રાખી.

મોગલ પાદશાહીના અંત પછી, પેશ્વા અને શ્રી. ગાયકવાડ સરકારે, જીતેલા ખાલસા મહાલ અને ખંડણીના મુલકના સામાઈક રાજ્ય વહીવટની વહેંચણી કરી લઈ, પોતપોતાની સ્વતંત્ર સત્તા પોતાના તાબામાં આવેલા મુલક ઉપર ભોગવવા લાગ્યા. ઉત્પન્નની સરખી વહેંચણી કરી લેવા માટે કેટલાક મહત્વના સંસ્થાનોની ખંડણીમાં બન્ને સરકારોનો ભાગ રાખવામાં આવ્યો. આ પ્રમાણે વહેંચણીની વ્યવસ્થા પૂર્ણ થયા પછી કેટલોક વખત સુધી કાઠીયાવાડના જમીનદારો પાસેથી પેશ્વા સરકારના અમલદારો ખંડણી વસુલ કરતા હતા પરંતુ પાછળથી પોતાના ભાગની ખંડણી વસુલ કરવા પેશ્વા સરકાર અસમર્થ થવાથી, પોતાની ખંડણી વસુલ કરવાની સંપૂર્ણ સત્તા શ્રી. ગાયકવાડ સરકારને સોંપી આપી. આથી પૂર્ણ ખંડણી સંબંધી કાઠીયાવાડમાં વસુલ કરવાની સત્તા શ્રી. ગાયકવાડ સરકારને પ્રાપ્ત થઈ. શ્રી. ગાયકવાડ સરકારનો સ્વામીત્વ સંબંધ કાઠીયાવાડમાં સ્થાપીત થયો.

ઓગણીસમા સૈકાની શરૂઆતમાં વડોદરા રાજ્ય-વહીવટમાં મંદતા આવવાથી, કાઠીયાવાડનાં સંસ્થાનો માંહે માંહે આંતર વિગ્રહ જમાવવા લાગ્યાં અને પરિણામે કાઠીયાવાડમાં અંધાધુંધીનો પ્રસાર થઈ લોકોની સલામતી અને આબાદી જોખમમાં આવી પડી. આવી પરિસ્થિતિ ચાલુ રહે એ અંગ્રેજી રાજ્ય-વહીવટને ઈચ્છવાજોગ નહિ જણાયાથી, દેશમાં સુલેહશાંતી તથા આબાદી જાળવવા કાઠીયાવાડનાં ખંડણી ભરનારાં રાજ્યો અને શ્રીમંત ગાયકવાડ સરકાર વચ્ચે કરારો કરાવી લેવામાં આવ્યા. આ કરારથી દેશમાં શાંતી જાળવવાની મુખ્ય અને મહત્વની જવાબદારી શ્રીમંત ગાયકવાડ સરકાર ઉપર રાખવામાં આવી.

આ કરારની અમલ બજાવણી સારૂ શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી વીઠલરાવ દેવાજીની કાઠીયાવાડના સરસુબા તરીકે નિમણુંક કરવામાં આવી અને તેમને નીચે પ્રમાણેની ફરજો સુપ્રત કરવામાં આવી.

૧ કર્નલ વોકર તરફથી ઠરાવવામાં આવેલી ખંડણીની રકમ વસુલ કરવી.

૨ રાજ્યગાદીના વારસાઈની તકરારનો નિકાલ કરવો.

૩ સંસ્થાનોમાં પકડાયલા રૈયત શિવાયના ઈસમોને ગુન્હાની શિક્ષા કરવી.

૪ લુટારુઓને પકડવા.

૫ જે સંસ્થાનીકો દેશની શાંતીમાં વિક્ષેપ નાંખતા હોય તેમને શિક્ષા કરવી, અને

૬ જે સત્તાધીશો તરફથી સત્તાનો દુરૂપયોગ કરવામાં આવે અથવા પોતાની સ્થાનિક હકુમતમાં મહત્વની અંધાધુંધી પ્રસરવા દે તેવા કામોમાં હાથ ઘાલવો.

ઉપર પ્રમાણે સંપૂર્ણ સત્તાથી રાજ્યવહીવટ શ્રીમંત ગાયકવાડ સરકારથી ચલાવવામાં આવતો હતો.

સને ૧૮૨૦ માં દેશની આબાદી–શાંતી અને સુરક્ષિતતા જાળવવા સારૂ ખંડણી ભરનારાં રાજ્યો સાથે શ્રીમંત ગાયકવાડ સરકારે સીધો સંબંધ નહિ રાખતાં, ગાયકવાડ સરકારની મદદની જરૂર પડે ત્યાં સુધી શ્રીમંત ગાયકવાડ સરકારની ખંડણી વસુલ કરી આપવાનું કામ કંપની સરકારે પોતાના હાથમાં લેવાનું ઠરાવી સ્પષ્ટ રીતે ઉલ્લેખ કર્યો કે શ્રીમંત

ગાયકવાડ સરકારનું સ્વામીત્વ અને એમના હક્કો હજુ ચાલું છે એવી વાત ધ્યાનમાં રાખી કાળજીપૂર્વક ખંડણી ભરનાર સંસ્થાનીકો સાથેનો દરેક વ્યવહાર કરવામાં આવશે. આવી રીતે કાયમ માટે નહિ પરંતુ અચોક્કસ મુદત માટે શ્રીમંત ગાયકવાડ સરકારનો વહીવટ કંપની સરકારે પોતાના હાથમાં લઈ તે વહીવટ અદ્યાપિ પોલીટીકલ એજન્સી દ્વારા ચાલુ રહેલો છે.

ઉપર જણાવેલી રાજ્યકારોબારીની પ્રણાલિકા જોતાં શ્રીમંત ગાયકવાડ સરકારનું, કાઠીયાવાડના ખંડણી ભરનારા તાલુકદારો કે સંસ્થાનીકો ઉપરનું સ્વામીત્વ જો કે સીધી રીતે નહિ પણ અંગ્રેજ સરકારની માર્ફત આજસુધી ચાલુ રહેલું છે એમ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે.

હવે હિંદુસ્તાન સરકારના બંધારણમાં સુધારા ામાં આવી પોલીટીકલ એજન્સીઓ કાઢી નાખવાનું વવામાં આવ્યું છે. હાલની હિંદુસ્તાન સરકારને લે ફેડરલ સરકાર સ્થાપન કરવામાં આવનાર છે. યોજનામાં દેશી સંસ્થાનીકોનો પણ સમાવેશ વામાં આવનાર છે'

ફેડરલ સરકારની યોજના દાખલ થવા સારૂ ાયાવાડનાં ખંડણી ભરનારાં રાજ્યો–તાલુકદારો ૨ નીચે પ્રમાણેના માર્ગો છે.

૧ પોતે સમવાય રાજતંત્રના એક ઘટક Unit ીકે સામેલ થવું.

૨ પોતાનો એક સમુહ ( Confederation ) સ્થાપન કરી ફેડરલ સરકારના એક ઘટક તરીકે દાખલ થવું, અને

૩ પોતાની આસપાસનાં મોટાં રાજ્યો સાથે ભળી જઈ ફેડરલ સરકારના ઘટક તરીકે દાખલ થવું.

ફેડરલ સરકારના ઘટક માટે જે લાયકાતો ઠરાવેલી છે તે ખંડણી ભરનારા રાજ્યો–તાલુકદારો પોતે મેળવી શકે તેમ નથી એટલે પહેલો માર્ગ તેમને માટે બંધ રહેલો છે.

બીજો માર્ગ પોતાનો સમુહ (Confederation) સ્થાપન કરી દાખલ થવાનો છે. આવી રીતે કરવામાં આવે તો ફેડરલ સરકારમાં સ્થાનાપન્ન થવા સારૂ આવા સમુહના સભાસદો પૈકી એકને પોતાનો પ્રમુખ નીમવાની જરૂર રહેશે, કાયદા પ્રમાણે આવી રીતે એક વખત ચુંટાયેલો પ્રમુખ કાયમનો પ્રમુખ રહેશે અને સમુહ ( Confederation ) માં જોડાયલા સંસ્થાનીકો ઉપર પોતાનું સ્વામીત્વ તે ધારણ કરશે. આ વસ્તુસ્થિતિ, એક બીજા સંસ્થાનીકો તરફની ભીન્ન ભીન્ન લાગણીઓના કારણે આવાં નાના સંસ્થાનીકોએ પસંદ કરવા જેવી છે કે કેમ એ એક વિચારવા જેવો પ્રશ્ન છે. અને કદાચ આવો સમુહ (Confederation) શક્ય થાય તોપણ એક બીજા સંસ્થાનીકોનાં જુદાં જુદાં હીતોની દ્રષ્ટિએ યોજનામાં અવ્યવસ્થા રહેવાનો સંભવ રહે છે તેમજ આવી રીતે ફેડરલ સરકાર સાથે જોડાવાથી સમવાય રાજતંત્રના ખર્ચનો ફાળો પણ આવા સંસ્થાનીકોને–તાલુકદારોને આપવો પડે. હાલની નાણા વિષયક સ્થિતિનો વિચાર કરતાં હાલનું ઉત્પન્ન એ સંસ્થાનીકો–તાલુકદારો માટે ભાગ્યેજ પુરતું છે. એટલે તેમને રાજકીય ખર્ચનો ફાળો આપવા સવડ રહેશે નહી—આને માટે ઉત્પન્નના નવા નવા માર્ગો શોધવાની તેમને જરૂર રહેશે. ઉપરાંત સ્થાનીક બંદોબસ્ત–સુલેહશાંતી જાળવવા માટે પોલીસ વગેરેનો ખર્ચ ઉપાડી લેવાની તેમના ઉપર ફરજ પડશે. હાલમાં આ ખર્ચ ખંડણી ભરતા તાલુકદારો માટે શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી સોસવામાં આવે છે. આ પ્રમાણે ઉત્પન્ન થતી ખર્ચની જવાબદારીઓ પુરી પાડયા પછી પોતાની હકુમત તળેના લોકોની સામાન્ય સુખસ્વાસ્થ્ય, સગવડતા માટે જોગવાઈ કરવા અવકાશ રહેશે કે કેમ એ એક શંકાજ રહે છે. આ કારણો વિચારમાં લેતાં ખંડણી ભરનારા સંસ્થાનીકો–તાલુકદારો માટે સમુહતંત્રની યોજના વ્યવહારૂ નથી એમ જણાય છે.

હવે ત્રીજો માર્ગ આસપાસનાં મોટાં રાજ્યો સાથે જોડાઈ જવાનો છે. મોટાં રાજ્યોમાં જોડાવા સારૂ કરતો તેમણે શ્રીમંત ગાયકવાડ સરકાર સાથે

જોડાવું જોઇએ અથવા એવાજ બીજા રાજ્ય સાથે જોડાવું જોઈએ. કાઠીયાવાડનાં મોટાં રાજ્યોનો વિચાર કરતાં શ્રીમંત ગાયકવાડ સરકાર સાથે જોડાવામાંજ બધી દ્રષ્ટીએ સરળતા થશે એમ લાગે છે. શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યનો મુલક કાઠીયાવાડમાં હોઈ તે ખંડણી ભરનારાં રાજ્યો તાલુકદારોના પ્રદેશ સાથે સંકળાયેલો કે નજીક આવેલો છે, શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યનો કાઠીયાવાડમાં આવેલ મુલકનો રાજ્ય કારોબાર સરળતાથી થતો હોઇ એ પ્રદેશના લોકો સુખશાંતિ અને આબાદી ભોગવે છે, શ્રીમંત સરકાર ગાયકવાડ સરકારનો રાજ્ય કારોબાર અંગ્રેજ સરકારના મુલક પ્રમાણે દરેક દિશામાં થાય છે. શ્રીમંત ગાયકવાડ સરકારના કાઠીયાવાડના મુલકના પ્રગતિનાં પ્રશ્નો અને ખંડણી ભરનારા તાલુકદારોના પ્રદેશના પ્રશ્નોમાં ઘણી જ સામ્યતા છે બલ્કે એકજ પ્રકારના છે એટલે ખંડણી ભરનારા તાલુકદારોના પ્રદેશના પ્રશ્નોનો ઉકેલ કરવો તથા સુવ્યવસ્થિત રાજ્ય કારોબાર ચલાવવો શ્રીમંત ગાયકવાડ સરકારને અનુકુળ છે.

રાજકીય દ્રષ્ટિથી વિચાર કરતાં ખંડણી ભરનારા તાલુકદારોને પોતાની સાથે ભેળવી લેવાનો ક્રમપ્રાપ્ત હક્ક શ્રીમંત ગાયકવાડ સરકારને મળે છે. મુગલ સત્તાના અંત પછી તમામ બાદશાહી અધિકારો પૂર્ણપણે શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી ખંડણી ભરનારાઓના સંબંધમાં સન ૧૮૨૦ સુધી સીધી રીતે ભોગવવામાં આવ્યા. અને સને ૧૮૨૦ની સાલથી આ અધિકારો શ્રીમંત ગાયકવાડ સરકારે નામદાર બ્રીટીશ સરકારને પોતાના વતી અચોક્કસ મુદત માટે આપેલા છે. એટલે જ્યારે ના. બ્રીટીશ સરકાર એ અધિકારો પોતાની પાસે વધુ મુદત માટે ચાલુ રાખવાનું પસંદ નહી કરે તો તે શ્રીમંત ગાયકવાડ સરકારને પરત સુપ્રત કરી દેવા જોઈએ. હાલની એજન્સી પદ્ધત શ્રીમંત ગાયકવાડ સરકાર વતી છે એટલે તે બંધ થતાં તે ઠેકાણે શ્રીમંત ગાયકવાડ સરકાર સ્થાનાપન્ન થાય છે.

શ્રીમંત ગાયકવાડ સરકાર અને ખંડણી ભરનારાઓ વચ્ચેનો સીધો સંબંધ રહેવા માટે વડોદરામાંના રાજ્ય કારોબારની શીથીલતા જવાબદાર હતી. હવે શ્રીમંત ગાયકવાડ સરકારના રાજ્યનો દરેક ખાતાનો કારોબાર સુધરેલા પશ્ચિમના દેશોને અનુસરી બ્રીટીશ હિંદના ધોરણે ચલાવવામાં આવે છે, વડોદરા રાજ્ય હિંદુસ્તાનના દેશી સંસ્થાનોમાં આદર્શ સંસ્થાન તરીકે અનુપમ સ્થાન ભોગવે છે. એ રાજ્યની ન્યાયની પદ્ધતીમાં સંગીત સુધારો થયેલો છે. જાહેર સલામતી માટે બહોળા ખર્ચે પોલીસ ખાતાની ગોઠવણ કરવામાં આવેલી છે. રૈયતની માનસિક ઉન્નત્તિ માટે કેળવણી ખાતું મોટા પાયા પર આધુનિક પદ્ધતિથી ચલાવવામાં આવે છે. જાહેર આરોગ્યતા માટે વૈદકખાતું મોટા ખર્ચથી નિભાવવામાં આવે છે. લોકોની સામાન્ય સુખસોઈ માટે ઠેરઠેર રેલ્વે તથા પાકા રસ્તા મોટા ખર્ચોથી તૈયાર કરવામાં આવ્યા છે. વ્યક્તિસ્વાતંત્ર્ય અને વિચાર સ્વાતંત્ર્યના અબાધિત હક્કો લોકો ભોગવી રહ્યા છે. પ્રજાને શુદ્ધ ન્યાય મળે તે માટે ન્યાયખાતું અને કારોબારી ખાતું તદ્દન એક બીજાથી સ્વતંત્ર રાખવામાં આવ્યું છે–રાજ્યનાં જુદા જુદા ખાતાઓમાંથી આવતા મહત્વના પ્રશ્નોની વિચારણા કરવા માટે સ્વતંત્ર કારોબારી મંડળ સ્થાપવામાં આવ્યું છે; તેમજ ધારાસભા પણ સ્થાપવામાં આવી છે,

શ્રીમંત ગાયકવાડ સરકારના અમરેલી પ્રાંતની ભુરચના જોતાં આ પ્રાંતનો મુલક ખંડણી ભરનારાઓના પ્રદેશને લાગીને આવેલો છે એટલે આ સંસ્થાનિકોના વડોદરા રાજ્યના જોડાણથી તેમનેએ વ્યવસ્થિત બંધારણ પુર્વકની રાજ્ય પદ્ધતિના લાભો મળશે ઉપરાંત ફેડરલ સરકારની સાથે જોડાવાથી આપવાનો થનાર ખર્ચના ફાળાનો બોજો પણ તેમને સહન કરવાનો પ્રસંગ આવશે નહિ અને એવી રીતે પોતાનું સંસ્થાનીક તરીકેનું અસ્તીત્વ જાળવી પોતાની તથા પોતાના લોકોની પ્રગતિ સાધી શકશે.

# એક સૂચના.

[ તાલુકદારોની એસોસીએશનના સભ્યોને, તેઓએ કયાં જોડાવું તે સંબંધી વિચારો દર્શાવનારો એક ખાનગી પરિપત્ર અમને પ્રસિદ્ધિ અર્થે મળ્યો છે તે અમે આ નીચે આપીએ છીએ. લેખકે પોતાનું નામ આપ્યું નથી. તંત્રી ]

## કોનફીડેનશીઅલ,

રાજકોટ સીવીલ સ્ટેશન,
તા. ૮, નવેમ્બર ૧૯૩૮.

ભાઈઓ,

આપણે આજે એક બહુજ મહત્વનો સવાલ કે જેના નિર્ણય ઉપર આપણા સર્વના ભવિષ્યનો આધાર રહેશે તેવા પ્રશ્નને બહુજ છુટથી ચર્ચા કરવા ભેગા થયા છીએ. આપના સરવેના ખ્યાલ બહાર નથી ને મારે કહેવાની પણ જરૂર નથી કે આવા જ્યારે જ્યારે મહત્વના પ્રસંગો આવે છે ત્યારે તેને પહોંચી વળવા માટે સમુહથી ભેગા થવું જોઈએ. ને તેની ઘણીજ છુટથી ચર્ચા થવી જોઇએ. આપને માટે જણાવવું જોઈએ કે આજની વાતો આપણી અંદર અંદરની છે. ને તદ્દન ખાનગી છે જેથી આપે તે છુટથી કરવા માટે વિનંતિ છે.

મને આ પહેલાં કેટલાક પ્રસંગો આવેલ ને આ બાબતમાં મે મારા વિચારો એસોશીએશનની મીટીંગમાં રાજકોટ મુકામે જણાવેલા ને તે સિવાય હું જ્યારે આ પ્રશ્ન સમજાવવા માટે નીકળ્યો ત્યારે ખરા મુદ્દા ઉપર આવી અમુક સાચા સ્થાન ઉપર આવવા મેં આપને વિનંતિ પણ કરેલી હતી.

આપણે હવે સારી રીતે જાણી શકયા છીએ કે આપણુને આ કાર્યમાં ઘણીજ મુશીબતો છે ને તે શું શું છે તે હાલ જાણવી અશકય છે અને તે ગંભીર સ્વરૂપની કેટલી પડશે તેની અટકળ કરી શકાતી નથી. આપણે જ્યાં સુધી એક બીજાના માહેમાહેના વિચારો જાણી કોઈ નિર્ણય ઉપર આવી અમુક લાઇન ઓળખીએ કે જેનાથી તે આપણુને પોતાનેજ તેમજ આપણા ભાઇઓને પણ તે ઉપયોગી ને હીતકારી થાય ને જે હાલ વિચાર થાય છે કે "ખમવું ને જોવું" તે તત્ર ભયંકર વાવાઝોડું બહુજ તિવ્ર વેગથી દોડતું આવતું હોય તેને માટે નકામું છે. આપને એટલું તો ચોકસ કબુલ કરવું પડશે કે આ વાવાઝોડું એકલું નથી પણ તેની સાથે ઘણાજ ગુંચવણ ભરેલા વાવાઝોડા ઝડપથી બહુજ ટુંક સમયમાં આપણા પર આવી પડશે.

હવે હું મુખ્ય સવાલ ઉપર આવું છું.

૧. આ છેલ્લા દશકામાં આપણે આપણી ઉપજ નરમ બજારને અંગે ઘણુંજ નુકશાન થયું છે. ખેડુત રાજ્યનો ખરો આધાર ને ઉપજ દેનાર અધિષ્ઠાતા છે તેમજ આપણા માન મરતબાને ટકાવનાર પુરૂષ છે. ઉપજના અંગે આ દશકામાં આપણી ઉપજ ૫૦% ખાત્રીથી ઘટી ગઈ છે ને આપણે જ્યાં આ બાબત સુધારવાની ફીકર હતી તે દરમીયાન આ બીજી ફીકરો આવી પડે છે.

૨. આપણુને એક કરતાં વધારે વખત કહેવામાં આવેલુ છે કે એજન્સી અથવા ગવરમેન્ટની પોલીટીકલ મશીનરી ભવિષ્યમાં હવે રહેવી અશકય છે ને કદાચ આપણે આપણા ખર્ચે તેવી સ્થિતિની મશીનરીની હસ્તી કાયમ રાખવા નવીન રચના કરી તૈયાર કરીએ ને તેનું ખર્ચ ઉઠાવીએ તેમજ તેને લગતા તમામ ખરચો કરીએ તો કેટલા ટકા આવશે, તેનો જો વિચાર કરીએ તો આશરે ૩૫% થી ૪૦%

ટકા જેટલો ખર્ચ આવવા સંભવ છે ને આ ખર્ચ થોડાજ કાળમાં પુરેપુરા ૧૦૦ એ ૧૦૦ ટકા સુધી પહોંચશે ને રાજ્યની ઉપજ ખવાઈ જઈ આપણા નભાવ માટે કાંઈ રહેશે નહિ ને જેથી આપણી જીંદગી કે વૈભવનો અંત આવ્યો જ સમજવાનો છે.

૩. આપણે ઘડીક વિચાર કરીએ ને કોનફીડરેશન સ્કીમ ધ્રસેટીવ, એકઝીકયુટીવ સભાસદો નીમી નવીન ઉત્પન્ન કરીએ તો પણ ઉપર જણાવેલું પરિણામ આવવાનું છે. આવું ગવર્નમેન્ટ ઑફ ઇન્ડીયા એકટ પ્રમાણે થઈ શકશે નહિ કારણ કે તેમાં વંશપરંપરાના માટે આપણે માટે રાજા તરીકેની પસંદગી કરવાની છે ને તેમ થવા પહેલાં તેને, એડમીનીસ્ટ્રેશન તેમજ સંરક્ષણ માટે તેમજ ઈતર તેવા પ્રકારનાં સાધનો માટે તેમજ ઈતર સર્વ માટે પુરતી રીતે પુરા પાડવાના છે અને તેમ કરવા માટે આપણને બહુજ મોટી રકમ એકઠી કરી પ્રથમ સીલક ફેડરેશનમાં જોડવા પહેલા રાખવી પડશે. ઘણા દરબારો તેમજ નોનજુરીશડીકશનલ દરબારો તરફથી જુદી જુદી રીતની કોનફીડરેશન સ્કીમો એજન્સીમાં રજુ થઈ છે તેનો એકેનો જવાબ તેવી સ્કીમ મંજુર થયા બાબત મળ્યો હોય તેમ કોઈના જાણવામાં નથી અગર તેવી સ્કીમ માટે ઉત્તેજન અપાયું હોય તેમ પણ લાગતું નથી. જેથી આપણે હવે તેવી સ્કીમો ઉપર બહુજ થોડો ભરોસો ને આશા રાખવી જોઈએ ને આર્થિક સ્થિતિનો વિચાર કરતાં તે આપણને ઘણીજ ભારે પડતી ને ચલાવવી ઘણીજ મુશ્કેલીવાળી થઈ પડશે. આપણે જેમ વધારે ક્ષેત્રફળથી કે સમુહથી જોડાઈએ તેમ આપણને તે ફાયદાકારક છે ને તેવી રીતનું આપણું કોનફીડરેશન કરી સમુહથી એક વિશાળ ક્ષેત્રફળ સાથે જોડાઈએ તો તે મજબુત ને તમામ પ્રકારે હીતકારક છે.

૪. મારે અહીંઆ કહેવાની જરૂર નથી કે પિતૃ રાજ્યમાં જોડાણ કરવા ફરજ પડશે તો આપની શી વલે થશે તે કલ્પના કરી શકાતી નથી ને તેવી રીતે જોડાણની દક્ષિણ હિંદુસ્થાનના સ્ટેટોમાં પોલીસી અખત્યાર થઈ છે. કેટલાંક પિતૃરાજ્યો તેવા પ્રકારની જોડાણની ને તેમનું સાર્વભૌમત્વ આપણા ઉપર ફરી સજીવન કરવાની ને તેમની નીચે લેવાની આતુરતાથી તક જોઈ રહ્યા છે.

૫. કોંગ્રેસની ચળવળ આપણા ખેડુતોને બહુજ વિચિત્ર સ્પીરીટ ચઢાવે છે ને તેમની આંખોમાં ઝેરનું અંજન કરે છે ને આપણને કરવેરા ન ભરવા પ્રેરે છે. ને તેમનાથી પણ આપણી ઉપજને ઘણાં ટકાનું નુકશાન થયું છે, તેટલુંજ નહીં પણ આ ચેપી રોગ હવે વધારે પ્રમાણમાં કેટલેક ઠેકાણે ડેવ્હેલોપ થએલ છે. જેમ દર્દ મોટા ઓપરેશન સિવાય સુધરે તેમ ન રહે તો હડકવાના સ્હેજમાં પકડાતા તે રોગ નાશ કરવા સિવાય બીજો ઉપાય રહેતો નથી તેમ તે નાશ કરવા આપણી સ્થિતિનો પણ તેની સાથે અંત આવશે તેમ થવા લાગ્યું છે.

૬. લોકોની મનસ્થિતિ બહુ જ પ્રમાણમાં કબજા બહાર ગઇ છે. અને કોંગ્રેસવાળા તેમને ખોટે રસ્તે મદદ કરે છે. આવા હુમલાઓ હવે ઘણા સ્ટેટોમાં થયા છે અને તેનાથી ઉપજને નુકશાન કરતાં તેમજ આપણી સત્તાને અપમાનકારક ઉઘાડી રીતે વર્તન કરે છે. આ સ્થિતિથી આપણે પ્રથમ ચેતવાનું છે. આ માટે વર્તમાનપત્રોનું પ્રમાણપત્ર બસ છે. આપણે પ્રથમ કોનસીટયુશનલ સુધારાઓ કરી બહુજ બળવાન સંરક્ષણ કરી એકત્ર જોડાઇને સલામત થવું જોઈએ અને આપણું હીત સંભાળવું જોઈએ. જો તેમ કરવામાં નહી આવે તો આપણી સ્થિતિ પળવારમાં જતી રહેશે.

૭. મારે આપના ધ્યાન ઉપર મુકવું જોઈએ કે ત્રીજા વર્ગના અને ચોથા વર્ગના રાજાઓએ કોમવાર તત્વની સ્કીમો રજુ કરી છે પણ તેનો હજુ જવાબ કોઈને મળ્યો નથી. આવી કોમવાર સ્કીમો મને જરૂર ખાસ કરી લાગે છે કે લાંબા કાળે આપણને તદન હાનીકારક છે ને આપણા હીતને અકબંધ જાળવવા માટે ઉપયોગી થશે નહી ને આવું સર્વાનુમતે પણ સ્વીકારાશે નહીં.

૮. મારે કહેવાની જરૂર નથી કે હિંદુસ્તાનના બે ભાગો બહુજ થોડા વખતમાં થશે. એક બ્રીટીશ ઇન્ડીઆ અને બીજો ઇન્ડીઅન ઈન્ડીઆ. બ્રીટીશ ઇન્ડીઆ કોંગ્રેસ પક્ષની દોરવણી નીચે રહેશે જ્યારે કોનસીટ્યુશનલ રાજસત્તા ઈન્ડીઅન ઈન્ડીઆમાં રહેશે.

૯. પહેલો ભાગ બ્રીટીશ ઈન્ડીઆનો આપણા માટે નકામો છે ને સ્વરાજ્યની લાઈન પર ડેવ્હેલપ થશે. બીજો ભાગ ઈન્ડીઅન ઈન્ડીઆનો કે ઈન્ડીઅન સ્ટેટસના રાજ્યની સત્તા નીચે રહેશે. હવે અહીંઆં આપણે ભૂલવું જોઈએ નહીં કે જ્યાં બ્રીટીશ ઇન્ડીઆનો ચેપ ઈન્ડીઅન સ્ટેટોમાં ફેલાયો છે ત્યાં હવે બીજો આ ભાગ ઇન્ડીઅન ઇન્ડીઆનો કે જેને બહુ જ બળવાન રક્ષણથી બચાવવો પડશે, અને જો આપણે મોટા સ્ટેટને જોડાશું નહીં તો આપણી સ્થિતિનું સંરક્ષણ પણ આવા હુમલાઓથી કરી શકીશું નહીં.

ઉપરના આ સર્વ મુદ્દાઓ ધ્યાનમાં લેતાં હું ખાત્રીપૂર્વક હીમ્મત ધરી કહું છું કે મારો સ્વતંત્ર પોતાનો મત છે કે વહેલા મોડા પણ આપણને આ રસ્તો સ્વીકારવા ફરજ પડશે. હમણાં ફીડરેશનનો રસ કુલડીમાં ગરમ થઈ પાતળો થઈ ગયો છે, અને તેનો ઢાળો પડવાની તૈયારી છે. વાલાશાન નામદાર વાઈસરોય સાહેબની કાઠિઆવાડની મુસાફરી તુરતમાં થશે ને તે વખતે આ સર્વ પ્રશ્ન નિર્ણય ઉપર આવશે. પણ જો આપણે અંદરોઅંદર એકબીજા વિચાર કરી આપણી લાઈન કાંઈક આલેખી તૈયાર રાખીએ તો જ્યારે નિર્ણય ઉપર વાત આવે ત્યારે આપણે તૈયાર રાખેલી લાઇનનો ઢાળો આગળ ધરી તેમાં ગરમ રસ ઢાળવા કહી શકાય, અને તેમ છતાં ફેડરેશન આપણી પસંદગી પ્રમાણે થશે પણ પછી જો ગવર્મેન્ટની સ્કીમ નક્કી કરી નાખશે ને ચોક્કસ લાઈન લેવાશે તો આપણને તક તેમજ વખત વિચાર કરવા પણ રહેશે નહિ. જેથી આપને વિનંતિ કરવાની કે આપ છુટથી પ્રશ્નનો વિચાર કરો ને એક ચોક્કસ લાઈન આલેખી નિર્ણય ઉપર આવો. મને ખાત્રી છે કે જો આપણે આજના પરીશ્રમથી એક લાઈન નક્કી કરી શકીએ તો તે પ્રમાણે આપણા જવાબો એજન્સીમાં જાય તો તેની ઘણી જ સુંદર અસર થઈ આપણુ સર્વેને હીતકારક થશે.

ફીડરેશનનો મુખ્ય ઉદ્દેશ એ છે કે ઘણાં નાનાં નાનાં રાજ્યો એકત્ર કરી જોડી એકસત્તા કરવી. ને હવે તે બાબત શંકા નથી. આપણે મોટા ક્ષેત્રફળને મોટી વસ્તીના રાજ્યને જોડાઇએ તો તેના ફાયદા વધારે છે તે આપ બહુ જ ગંભીર વિચારથી વિચારીને જોશો તો જણાઇ આવશે. હું ભાર ને ખાત્રીપૂર્વક કહું છું કે તે એક મોટા સ્ટેટ સાથે જોડાવું તે પેરેંટ કે પિતૃરાજ્યમાં જોડાવા કરતાં ઘણું જ ઉત્તમ છે આનાથી આપણા ભવિષ્યના ખર્ચનો ભાર બચશે ને જ્યારે જ્યારે પ્રસંગો આવશે ત્યારે ત્યારે રક્ષણ મળશે. ને જો આપણે આ વિચાર ઉપર આવીએ તો પછી આપણને આપણું હીત સાચવવા માટે ભવિષ્યના માટે શું શું હીતકારક રસ્તાઓ તેમાં છે તે વિચાર કરવા પડશે તેનો વિચાર કરીએ.

૧ આપણા હક્કોનું કોઈ પણ પ્રકારે કયાંય ઉલંઘન થવું ન જોઇએ.

૨ હાલના ખરચા કરતાં બીજો વધારે બોજો ભવિષ્યમાં પડવો ન જોઈએ.

૩ બ્રીટીશ સરકારની ગેરંટી કે બાંહેધરી જોઇએ.

૪ ભવિષ્યમાં જરૂર પ્રસંગોમાં પૂરતું સંરક્ષણ જોઈએ ને આપણા હીતનું સંરક્ષણ થવું જોઇએ.

આમ થાય તો હાલનો ઝેરી ગ્યાસ જે આપણી સત્તા ને રાજ્ય નાશ કરવાની ભીતીમાં છે તેનાથી આપણી જીંદગી બચાવી શકીશું. ઘણી સ્કીમો આપણી સમક્ષમાં મુકાઇ છે પણ આપણે થોડી જાણી તેમજ જોઈ છે પણ જો આપણે આ લાઇન ઉપર આવીએ તો આ બાબત ફરી ભેગા થઈ વિશેષ છુટથી ને આપણા હીતના તમામ સવાલોની વિશેષ સ્પષ્ટીકરણથી ચર્ચા કરી શકીશું.

આપ સર્વ આજે શ્રમ લઈ અહીં પધાર્યા ને છુટથી ચર્ચા કરી તે માટે આપ સર્વનો હું આભારી છું.

---

# દેશીરાજ્યો અને ફેડરેશન

અને

# કોચીન રાજ્યનું નવું બંધારણ

[ ગયા ઓક્ટોબર મહીનામાં લંડનની ઈસ્ટઈંડીઆ એસોસીએશન આગળ કોચીન રાજ્યના દીવાન સર શણ્મુખમ્ ચેટી કે. સી. આઈ. ઈ. એ 'Indian States and Federation: The new Cochin Constitution' એ નામનો નિબન્ધ વાંચ્યો હતો. આ વખતે જેઓ હાજર હતા તે પૈકી કોચીનના ભૂતપૂર્વ દીવાન સર આલ્બીયન બેનરજી, સર વીલીયમ બાર્ટન, મી. અનંતરાય પી. પટ્ટણી, સર હેન્રી ગીડની, મિ. રશબ્રુક વીલીયમ્સ, સર રામસ્વામી મુદલીયાર, વગેરે ગૃહસ્થોએ આ વિષય પરત્વે પોતપોતાના વિચારો પ્રકટ કર્યા હતા. અત્યારે દેશીરાજ્યોના બંધારણ પરત્વે સમગ્ર હીંદમાં ચર્ચાચર્ચા ચાલી રહી છે એવા સંક્રાન્તિકાળમાં ઉપર્યુક્ત બાબતના વિચારો કંઈક અંશે ઉપયોગી થશે એમ ધારી અમે આ નીચે આપીએ છીએ. લેખના અંતે જે નોંધ છે તે નિબન્ધવક્તાની નથી, પણ અમારી છે. તંત્રી ]

દેશીરાજ્યોની પ્રજા તેમજ દેશીરાજ્યોની બહારની પ્રજા હમણાં હમણાં રાજ્યોના આંતરિક વહીવટની બાબતમાં ખૂબ રસ લેવા માંડી છે. આનું એક કારણ એ છે કે બ્રિટિશ હીંદના પ્રાંતોમાં પ્રાંતિક સ્વાતંત્ર્યની સ્થાપના થઇ છે, અને તેની અસર દેશીરાજ્યોમાં પણ થઈ છે. અને બીજું સમગ્ર હીંદનું ફીડરલ બંધારણ. પરંતુ આ બન્ને કરતાં વિશેષ શક્ય અને યોગ્ય કારણ તો એ લાગે છે કે સમગ્ર હીંદની એકતા અર્થે દેશમાં રાષ્ટ્રીય ભાવના ઉત્તરોત્તર ઉગ્ર સ્વરૂપ લેતી જાય છે એ છે. આ બધાં કારણોથી દેશીરાજ્યોની પ્રજામાં તેના વહીવટી તંત્ર પરત્વે માત્ર રસ ઉત્પન્ન કર્યો છે એટલું બસ નથી પરંતુ રાજ્યોના વહીવટમાં પોતાનો અવાજ જોઇએ એવા પ્રકારની માગણી પ્રજા કરતી થઈ છે. અર્થાત્ આ માગણી દેશીરાજ્યોમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાની છે. કેટલાકની એવી માન્યતા છે, કે દેશીરાજ્યોમાં ગેરકારોબાર ચાલે છે એટલા માટે પ્રજા આવી માગણી કરે છે પરંતુ એટલું ન ભૂલવું જોઇએ કે દરેક દેશી રાજ્યમાં ખરાબ કારોબાર ચાલે છે એવું નથી. જોકે સર્વ પ્રકારની સત્તા રાજ-કર્તાઓના હાથમાં હોય છે છતાં પણ ઘણાં રાજ્યોમાં અર્વાચીન યુગના ધોરણે વહીવટી તંત્ર ચાલે છે. માઈસોર, ત્રાવણકોર, કોચીન, હૈદ્રાબાદ, વડોદરા, કાશ્મીર અને બીજાં ઘણાં રાજ્યોમાં એવો કારોબાર ચાલે છે કે જેની સરખામણી બ્રિટિશ હીંદના પ્રાંતોની સાથે થઈ શકે.

અર્થાત્ જવાબદાર તંત્ર માટે દેશીરાજ્યોની પ્રજા માગણી કરે છે તે, નરેશોના કહેવાતા જુલમના પરિણામનું કારણ નથી. પરંતુ હીંદની પ્રજામાં જે રાષ્ટ્રીય અસ્મિતા જાગૃત થઇ છે, તેને અંગે છે. કોચીન રાજ્યની પ્રજાએ આજથી પંદર વર્ષ પહેલાં આવા પ્રકારની માગણી કરી હતી અને કોચીન રાજ્યે થોડે ઘણે અંશે જવાબદાર એવા તંત્રની સ્થાપના કરી હતી, અને આ રીતે દેશીરાજ્યોમાં સૌથી પ્રથમ કોચીન રાજ્યે જવાબદાર તંત્રનો પ્રયોગ આરંભ્યો હતો.

કોચીન રાજ્ય હીંદુસ્તાનના પશ્ચિમ કિનારે લગભગ ૧૫૦૦ ચોરસ માઇલના વિસ્તારમાં છે. જોકે આ રાજ્યનું ક્ષેત્રફળ ઓછું છે પરંતુ તેની વસ્તી લગભગ ૧૨-૧૩ લાખ માણસની છે. અને દર ચોરસ માઇલે

લગભગ ૧૪૦૦ જનસંખ્યાનો અંદાજ આવે છે. રાજ્યની વાર્ષિક આવક લગભગ ૧ કરોડ રૂપીઆની છે. તે પૈકી ⅙ ભાગ કોચીન બંદરે જે જગાત આવે છે તેમાં રાજ્યનો જે ભાગ છે તેમાંથી આવે છે. કોચીન બંદરનું બાંધકામ હવે લગભગ પૂરૂં થવા આવ્યું છે, અને બંદરના અંગનાં બધાં નિશ્ચિત કામો જ્યારે પૂરાં થશે ત્યારે આ બંદર પૂર્વમાં એક સારામાં સારૂં બંદર ગણાશે. આ રાજ્યની ખાસ વિશિષ્ટતા એ છે કે બધાં રાજ્યો (ત્રાવણકોર સિવાય)ની સરખામણીમાં આ રાજ્યે કેળવણીની દીશામાં ખૂબ પ્રગતિ સાધી છે. રાજ્યમાં શુમારે ૮૦ ટકા મરદો અને ૭૦ ટકા સ્ત્રીઓ ભણેલાં છે. અને અત્યારે રાજ્ય કેળવણીની દીશામાં જે પ્રગતિ સાધી રહ્યું છે તે જોતાં હવે પછીનાં દસ વર્ષમાં રાજ્યમાં કોઈ પણ વ્યક્તિ અશિક્ષિત નહીં રહે.

આ રાજ્યમાં ૧૯મી સદીની શરૂઆતથી વ્યવસ્થિત તંત્ર છે. રાજ્યમાં મુખ્ય કારોબારી અધિકારી વડોપ્રધાન એટલે દીવાન છે. રાજ્યના નરેશો, ઘણાં વર્ષોથી દીવાનની સલાહને અનુસરતા આવ્યા છે. અને રાજ્ય વ્યવસ્થામાં કોઇ પણ પ્રકારની દરમિયાનગીરી કરી નથી. પંદર વરસ પહેલાં કોચીનમાં લેજીસ્લેટીવ કૌંસીલની સ્થાપના થઈ હતી, અને એની સ્થાપના પછી એને ઘણા પ્રકારની સત્તાઓ આપવામાં આવી છે. બજેટની અમુક non-Voteble બાબતો સિવાયની બધી બાબતો ઉપર કૌંસીલને મત આપવાનો અધિકાર આપવામાં આવ્યો હતો. સભ્યોને પ્રશ્નો પૂછવાનો અને બીલો લાવવાનો અધિકાર આપ્યો હતો. અને રાજ્યના લગભગ બધા કાયદાઓ આ કૌંસીલદ્વારા જ અમલમાં મૂકાતા. માત્ર અપવાદરૂપે અમુક બાબતો પરત્વે જ રાજકર્તાએ કાયદાઓ પસાર કરવાનો પોતાનો હક ભોગવ્યો હશે. અર્થાત્ જવાબદાર રાજ્યતંત્રના ધોરણ ઉપર આ ઉપરથી સહજ જઈ શકાય એવું હતું. કોચીનના મહારાજાએ પોતાના ૭૬મા જન્મદિન પ્રસંગે જાહેર કર્યું કે રાજ્યતંત્રમાં પ્રજા વિશેષતઃ ભાગ લેતી થાય એમ કરવાનું તથા ધારાસભાએ ચુંટેલા પ્રધાનને અમુક ખાતાંઓ ઉપરનો વહીવટ સોંપવાનું એમણે નક્કી કર્યું છે. વિશેષમાં એમ પણ જાહેર કરવામાં આવ્યું હતું કે પ્રધાન, પોતાનાં બધાં કામો માટે કૌંસીલને જવાબદાર રહેશે. પ્રધાનને સોંપવાનાં ખાતાં આ પ્રમાણે છે.

(૧) ખેતી.
(૨) સહકાર.
(૩) ગૃહઉદ્યોગ.
(૪) જાહેર તંદુરસ્તી.
(૫) પંચાયતો.
(૬) અંત્યજોદ્ધાર.

ઉપર પ્રમાણે તા. ૧૭મી જુને નવું બંધારણ જાહેર કરવામાં આવ્યું. આ બંધારણ ઘડવામાં મહારાજાની ઇચ્છાનો બરાબર રીતે અમલ થાય અને બંધારણ જેમ બને તેમ સાદું બને તેની ખાસ કાળજી રાખવામાં આવી છે. અને તે "ગવર્નમેંટ ઓફ કોચીન એક્ટ ૧૯૩૮"માં વિગતેસર આપવામાં આવ્યું છે.

નવા બંધારણ નીચે બધી સત્તા મહારાજાને સુપ્રત થયેલી છે. અને સ્વાયત્ત ખાતાંઓના સંબંધમાં પોતાની કારોબારી સત્તાનો ઉપયોગ તે દીવાન માર્ફત તથા સુપ્રત થયેલાં ખાતાંઓ પરત્વે પ્રધાન માર્ફત કરે છે. રાજ્યમાં કાયદા કરવાની સત્તા મહારાજા અને કોચીનની લેજીસ્લેટીવ કૌંસીલ ભોગવે છે. આ કૌંસીલમાં ૫૮ સભ્યો છે. રાજ્યના વિભાગવાર ૩૮ સભ્યોને લોકો ચુંટે છે. લઘુમતિ કોમોનું પ્રતિનિધિત્વ ધરાવતા આઠ સભ્યોની નિયુક્તિ રાજ્ય કરે છે. જ્યારે બાકીના ૧૨ સભ્યો રાજ્યના મુખ્ય અધિકારીઓ અને ખાતાના ઉપરીઓ હોય છે. કૌંસીલનો પ્રમુખ એ સ્ટેટનો છે. આખી કૌંસીલમાં પ્રજાકીય સભ્યોની બહુમતિ છે. અને એ સભ્યો વિશાળ મતાધિકારના ધોરણે ચુંટવામાં આવે છે. જે માણસ રાજ્યને અથવા કોઈ સ્થાનિક સત્તાને કર આપતો હોય અથવા જેણે સ્કુલ ફાઈનલ પરીક્ષા અથવા એવી બીજી કોઈ પરીક્ષા પાસ કરી હોય તેને મત આપવાનો અધિકાર છે. રાજ્યના વિભાગોવાર ભાગ પાડી નાખવામાં

આવ્યા છે. માત્ર જ્યુઝ અને લેટીન ખ્રીસ્તીઓની વિનતિથી તેમને માટે કોમી મતદાર સંઘો આપવામાં આવ્યા છે. જે ધોરણે પુરૂષોને મત આપવાનો અધિકાર છે તેજ ધોરણે સ્ત્રીઓને પણુ મતાધિકાર છે. અને કોઇ પણ મતદાર સંઘમાંથી સ્ત્રીઓ ઉમેદવારી કરી શકે છે. ઉપરાંત પૂરતી સંખ્યામાં સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ જળવાઈ રહે તે માટે તેમને માટે બે બેઠકો અનામત રાખવામાં આવી છે.

ધારાસભાની મુદત ત્રણ વરસની છે. સિવાય કે રાજકર્ત્તા પોતે આ મુદત દરમિયાન તેને ખલાસ થયેલી જાહેર કરે. એકસ ઓફીસ્યો પ્રેસીડેન્ટની ગેરહાજરીમાં ડેપ્યુટી પ્રેસીડેન્ટ તેની જગ્યા લે છે. ડેપ્યુટી પ્રેસીડેન્ટ સભ્યોએ ચુંટેલો હોય છે. કાયદા પ્રમાણે ધારાસભાના સભ્યોને વાણીસ્વાતંત્ર્ય હોય છે. અને એ નિયમ ખાસ કરવામાં આવ્યો છે કે ધારાસભાના જે સભ્યને કાર્યવાહીમાં ભાગ લેવાનો હક છે એ સભ્યે ધારાસભામાં અગર કોઇ કમિટીમાં કોઈ પણ પ્રકારનો અભિપ્રાય આપ્યો હોય અથવા ભાષણ કર્યું હોય તો તે સંબંધમાં તેના ઉપર કામ ચલાવવામાં આવશે નહીં. નીચે દર્શાવેલી અમુક બાબતો સિવાય રાજ્યવહીવટના અંગની બધી બાબતો ધારાસભાને સોંપાયેલી છે.

૧. બીજા રાજકર્ત્તાઓ અથવા રાજ્યો સાથેના તથા સાર્વભૌમસત્તા સાથેના રાજકર્ત્તાના સંબંધો.
૨. તાજ સાથે કરેલા કરારની બાબતો.
૩. રાજ્યનું લશ્કર.
૪. હાઇકોર્ટના જડ્જો અને એમની ફરજો પરત્વે.
૫. રાજકર્ત્તાના અંકુશ તળે આવેલાં દેવળોના વહીવટ સંબંધી બાબતો તેમજ બીજી એવી ગૌણુ બાબતો.

ઉપરની બાબતો સિવાયની બધી બાબતો પરત્વે ધારાસભાને ચર્ચા કરવાની છૂટ છે. ઉપરાંત એમ પણ ઠરાવવામાં આવ્યું છે કે રાજ્યની નાણાં પ્રકરણી બાબતો વિષેનો કોઈ પણ ધારો, પ્રજાના ધર્મ કે ધાર્મિક હકને અસર કરતો ધારો અથવા તો રાજકર્ત્તાએ પોતે પોતાના અધિકારની રૂએ જે હુકમ કે જાહેરાત કર્યા હોય તેને લગતો કોઇપણ ધારો જો ધારાસભાએ કરવો હોય તો તે માટે પહેલેથી રાજકર્ત્તાની મંજુરી લેવી જોઈએ.

ધારાસભાને ઠરાવો પસાર કરવાનો અને બીલો લાવવાનો અધિકાર છે. (માત્ર ઉપર કહેલી બાબતો વિષે તે ઠરાવ કરી શકે નહીં.) ધારાસભાએ પસાર કરેલા કોઈપણ બીલને જ્યારે રાજકર્ત્તા સંમતિ આપે છે ત્યારે તે બીલ કાયદો બને છે. પણ અમુક બાબતમાં બીલમાં સુધારો કરવા માટે, દીવાન તરફથી જો બીલ ધારાસભાને પાછું મોકલવામાં ન આવે તોજ તે રાજકર્ત્તાની સંમતિ મેળવી કાયદો બને છે. રાજકર્ત્તાને બીલને સંમતિ ન આપવાનો હક છે. કાયદા પસાર કરવાની સામાન્ય રીત એવી છે કે એકવાર ધારાસભામાં બીલ પાસ કરવામાં આવે છે અને પછી તે માટે રાજાની સંમતિ લેવામાં આવે છે. જો કે રાજકર્ત્તાને પોતાને કાયદા કરવાની સત્તા છે પણ તે સત્તા તો તે જવલ્લેજ વાપરે છે.

સંપૂર્ણ વિગતો વાળું બજેટ ધારાસભા આગળ રજુ કરવામાં આવે છે. અને અમુક "નોન વોટેબલ" બાબતો સિવાયની બધી બાબતો ઉપર ધારાસભાને મત આપવાનો અધિકાર છે. "નોન વોટેબલ" બાબતોમાં ખાસ કરીને પેન્સન અને ગ્રેજ્યુએટી, લોન અને સીંકીંગ ફંડ ઉપરનું વ્યાજ વગેરે બાબતોનો સમાવેશ થાય છે. આ ઉપરાંત રાજકર્ત્તાએ કરેલા અધિકારીઓના પગારો અને ધર્માદા-બક્ષિસ, તથા બીજાં એવાં કામો માટે રાજકર્ત્તા નાણાં વાપરે તે ઉપર કૌંસીલને મત આપવાનો અધિકાર નથી. આ ઉપરથી જણાશે કે રાજ્યના બજેટ ઉપર ધારાસભાને ઘણી સત્તા છે. જો કે ધારાસભાના મત વિરૂદ્ધ, રાજકર્ત્તાને પોતાને જરૂરનું લાગે તેવું અમુક પ્રકારનું ખર્ચ મંજુર કરી શકે એવો કાયદામાં ખાસ હક છે. પણ આવા ખાસ હકનો ઉપયોગ બહુ ઓછીવાર કરવાની જરૂર પડે છે.

ધારાસભાનાં ચુંટાયેલા સભ્યો પૈકી મહારાજાએ નીમેલા પ્રધાન પોતાને સોંપાયેલાં ખાતાંઓનો વહીવટ કરે છે. પ્રધાનનો પગાર તથા ભત્થાં વગેરેનો ખર્ચ ધારાસભાના અંકુશ તળે છે. પ્રધાનનાં હાથ નીચેનાં ખાતાંઓ પરત્વે તેનો દરજ્જો લગભગ દીવાનના જેટલો છે. પ્રધાનને અને દીવાનને કોઈપણ બાબતમાં મતભેદ પડે–થાય તો રાજકર્તા એવી બાબતોમાં પોતાનો છેવટનો નિર્ણય આપે છે. પ્રધાનને સોંપાયેલાં ખાતાની બાબતમાં મહારાજા પ્રધાનની સલાહ પ્રમાણે ચાલે છે. સિવાય કે કોઈ એવી બાબત હોય કે જેમાં કારણ વશાત્ પ્રધાનના અભિપ્રાયથી પોતાનો અભિપ્રાય જુદો પડતો હોય અને જેને લીધે પ્રધાનના અભિપ્રાય વિરૂદ્ધ મહારાજાને નિર્ણય કરવો પડે.

કોચીન રાજ્યમાં જે નવું બંધારણ દાખલ કરવામાં આવ્યું છે તેની ઉપર મેં રૂપરેખા આપી છે. જેઓ ૧૯૧૯ ના ગવર્નમેંટ ઓફ ઇંડીઆ એક્ટથી જાણીતા હશે તેને કોચીન રાજ્યના આ બંધારણમાં દ્વિરાજ્ય પદ્ધતિ (Diarchy)ની પદ્ધતિ જણાશે. આ પ્રકારના રાજ્ય ધોરણની ઘણી ટીકા થઈ છે અને દરેક એને ધીક્કારતા હતા. અને કોચીન રાજ્ય માટે આ નવા બંધારણની રૂપરેખા જ્યારે જાહેર કરવામાં આવી ત્યારે ઘણાઓએ, બ્રિટિશ પ્રાંતોમાં જે રાજ્યવ્યવસ્થા (Diarchy)નું ધોરણ નિષ્ફળ નીવડયું છે તે ધોરણ કોચીનમાં દાખલ કરવામાં આવે છે એમ કહીને તેનો વિરોધ કર્યો હતો. બ્રિટિશ પ્રાંતોમાં "ડાયર્કી" સફળ નીવડી છે કે નહીં તે ઉપર વિસ્તૃત વિવેચન કરવાની મને જરૂર જણાતી નથી. પણ બ્રિટિશ પ્રાંતોમાં જ્યારે આ રાજ્યપદ્ધતિની સ્થાપના કરવામાં આવી ત્યારે તેમાં હું હતો અને મારા અનુભવ ઉપરથી હું કહું છું કે Diarchy બિલકુલ નિષ્ફળ નીવડી નથી. પરંતુ અત્યારે જે સરલતાથી પ્રાંતિક વહીવટ (Provincial autonomy) ચાલી રહ્યો છે તેનો માર્ગ તેણે ઉલટો સરળ બનાવ્યો છે. કોચીન રાજ્યના નવા બંધારણના ગુણોનો અભ્યાસ કરવા માટે ભૂતકાળમાં પ્રાંતોમાં કેવી રીતે Diarchy તંત્ર ચાલ્યું તે ઉપર વિસ્તૃત વિવેચન કરવાની આવશ્યકતા નથી. છતાં ધારો કે એ તંત્રને ત્યાં નિષ્ફળતા મળી એમ માની લઈએ તો પણ એમ તો નજ કહી શકાય કે એક દેશીરાજ્યમાં એ તંત્ર નિષ્ફળ થશે. દેશી રાજ્યોમાં બ્રિટિશ પ્રાંતો કરતાં સંયોગો અને સ્થિતિ જુદી જાતનાં હોય છે. દેશી રાજ્યમાં એક રાજકર્તા ઉપર પ્રજાની પ્રીતિ હોય છે. એટલે કે અધિકારી વર્ગથી ચાલતી પ્રાંતિક સરકાર કરતાં દેશી રાજ્યોનું તંત્ર આત્મીય (personal) તથા પરસ્પરના ગાઢ સંબંધ વાળું હોય છે. આ ઉપરાંત એક બીજો પણ તફાવત છે, અને તે એ કે હીંદુસ્તાનના રાજદ્વારી પુરૂષોને "ડાયર્કી" તરફ ધૃણા થવાનું એક કારણ એ હતું કે ત્યાં રાજ્યવ્યવસ્થાનું તંત્ર પરદેશી અધિકારી વર્ગના હાથ નીચે હતું.

એટલે હીંદના રાજદ્વારી આગેવાનોમાં એવી લાગણી ફેલાવા પામી હતી કે જ્યાં સુધી વિદેશી અધિકારી વર્ગના હાથમાં રાજ્યસત્તા રહેલી છે ત્યાં સુધી પ્રજાથી ચુંટાયેલા પ્રતિનિધિઓ અને પ્રધાનો માટે પ્રાંતની વહીવટી બાબતો ઉપર કાબૂ રાખવાનું અશક્ય બનશે. પરંતુ આવા પ્રકારની વસ્તુસ્થિતિ સામાન્ય રીતે દેશી રાજ્યોમાં હોતી નથી. ઘણાં દેશી રાજ્યોમાં સનદી અમલદારો ત્યાંના જ સ્થાનિક માણસો હોય છે. જેઓ રાજ્યના હિતમાં બીજા કોઈ રાજદ્વારી માણસ કરતાં ઘણો ઉંડો રસ ધરાવતા હોય છે. રાજ્યના આ નોકરો પાછળથી ઉડી જનારા પક્ષી જેવા નથી હોતા. પણ તેઓ નિવૃત્તિ લીધા પછી પણ એ પ્રજાની સાથે રહેવાના છે, કે જે પ્રજાની તેઓએ અમુક કાળ સુધી સેવા કરી છે. એટલે કે પ્રજા અને રાજ્યના નોકરો વચ્ચે દેશી રાજ્યમાં એક જાતની એકતાની ગ્રંથી બંધાયેલી હોય છે. આવા પ્રકારની એકતા પ્રાંતોમાં ન હતી. અર્થાત ખાસ કરીને એ બાબતોએ (૧) રાજકર્તા તરફની અંગત પ્રીતિ, અને (૨) રાજ્યના નોકરો અને પ્રજા બન્નેનાં હિતોની સમાનતા–એ દેશી રાજ્યોમાં ઘણું અનુકૂળ વાતાવરણ પેદા કર્યું છે. આ પ્રકારનું

અનુકૂળ વાતાવરણ જ્યારે ૧૯૧૯નો કાયદો પ્રાંતોમાં દાખલ કરવામાં આવ્યો ત્યારે ન હતું. એટલે મારો અભિપ્રાય પ્રમાણે બ્રિટિશ પ્રાંતોમાં Diarchyનું તંત્ર નિષ્ફળ નીવડયું છે માટે તે ધોરણે કોચીનમાં જે નવું રાજ્ય બંધારણ દાખલ કરવામાં આવ્યું છે છે તે નિષ્ફળ જશે એમ ધારી લઈ તેને તુચ્છ ગણવું એ યોગ્ય નથી.

આ બંધારણની વિસ્તૃત યોજના સંબંધી મહારાજાને સલાહ આપ્યા પહેલાં મેં 'ડાયર્કી' સિવાયની બીજી કોઈપણ બંધારણીય યોજના ઉપર ઘણો ગંભીર પણે વિચાર કરી જોયો હતો. પણ મારે સ્પષ્ટ રીતે કબૂલ કરવું જોઈએ કે જવાબદારી વાળી રાજ્ય વ્યવસ્થાના ક્ષેત્રમાં ડાયર્કી સિવાયની બીજી કોઈપણ બંધારણીય યોજના મને હાથ લાગી ન હતી. જ્યારે માત્ર અમુક કારણો વશાત્ પ્રજાને બધી જવાબદારી સોંપી દેવી તે પણ શકય ન હતું. કેટલેક ઠેકાણે ડાયર્કીને વખોડવામાં આવે છે એટલું જ નહી પણ જવાબદાર સરકારને પણ વખોડવામાં આવે છે. યુરોપમાં જવાબદાર સરકારને બદલે "ડીકટેટરશીપ"નો બીજો માર્ગ ગ્રહણ કરવામાં આવ્યો છે. જો કોઈ પણ વ્યક્તિ, પ્રજાતંત્ર વાળું રાજ્ય વ્યવસ્થાનું ધોરણું સૂચવશે કે જે પ્રજાતંત્રના દોષોથી તેમજ "ડીકટેટર શીપ"ના દોષોથી મુક્ત હોય તો તે ખરેખર સાચી સેવા બજાવશે. મારે કબૂલ કરવું જોઈએ કે મને આવી કોઈ પણ બીજી યોજના જડી નથી.

કોચીન રાજ્યના બંધારણનો વિસ્તૃત અભ્યાસ કરવાથી જણાશે કે ધારાસભા અને પ્રધાનની સત્તાઓ કેટલીક રીતે મર્યાદિત બનાવવામાં આવી છે. પણ એ રાજ્ય બંધારણનું ખરૂં રહસ્ય સમજવું હોય તો તેના કાયદાની કલમો અને મહારાજાએ જે જાહેરાત કરી છે તે વાંચવાં જોઈએ. જવાબદારી વાળું બંધારણ પ્રજાને આપવાથી પોતાને જે સત્તા ગુમાવવી પડશે તે સંબંધમાં બોલતાં મહારાજાએ એ જાહેરાતમાં બ્રિટિશ રાજકર્ત્તાનો દાખલો આપ્યો હતો, કે જેમણે રાજ્ય વહીવટની અમુક સત્તાઓ જતી કર્યા છતાં પ્રજાની ભક્તિ અને વફાદારી મેળવ્યાં છે. ખરેખર આ અસરકારક તુલના છે. એ ઉપરથી જણાય છે કે મહારાજાએ પોતાને બંધારણીય રાજકર્ત્તા થવા માટે ઇંગ્લેંડના રાજાનો દાખલો લેવાનું ધાર્યું હતું. મહારાજાના આવા ઉચ્ચ હેતુ ઉપરથી જ જણાય છે કે તેમણે પ્રજાના હાથમાં જે સત્તા સુપ્રત કરી છે તે સાચી સત્તા છે.

મને કહેતાં આનંદ થાય છે આ નવા બંધારણને સહકાર અને સાચા દીલની ભાવનાથી રાજ્યની સર્વ પ્રજા અને બધા રાજદ્વારી પક્ષોએ સત્કાર્યું છે: આ બંધારણને તોડી પાડવા અથવા તો તેના અમલમાં વિઘ્નો ઉભાં કરવા કોઈએ પ્રયત્ન કર્યો નથી. નવા બંધારણ નીચેની ચુંટણી મંજુર કરેલી રીતે કરવામાં આવી હતી. અને કોચીનનો કોંગ્રેસ પક્ષ કે જે ધારાસભામાં એકજ બલવત્તર પક્ષ છે તે પક્ષે પોતાના પ્રધાન મારફત સોંપાયેલા ખાતાના વહીવટની જવાબદારી સ્વીકારી લીધી હતી. નવા બંધારણ હેઠળ પાર્લામેંટરી ધોરણે ધારાસભાની પહેલી બેઠક બોલાવવામાં આવી હતી અને પ્રજાના બધા વર્ગોની સાચી ભાવનાથી પ્રધાને પોતાની જવાબદારીઓ ઉપાડી લીધી હતી:

મહારાજાને મેં નવાં બંધારણ માટે સલાહ આપી તે પહેલાં રાજ્યના આંતરિક વહીવટમાં એકાએક આવો મોટો ફેરફાર થાય છે તે સંબંધમાં સાર્વભૌમસત્તાનો અભિપ્રાય કેવો થશે તે વિષે મારાં મનમાં ઘણી શંકાઓ હતી. હોદ્દેના બીજા રાજદ્વારી પુરૂષોએ પણ આ શંકા દર્શાવી હતી. અને તેઓ તો એટલે સુધી કહેતા હતા કે પોતાની પ્રજાને જવાબદારી વાળું તંત્ર આપવાથી તાજ પ્રત્યેની રાજકર્ત્તાની ફરજો અદા કરવામાં મુશ્કેલી ઉભી થાય છે. પરંતુ સદ્ભાગ્યે શહેનશાહની સરકાર તરફથી આમની સભામાં જે જાહેરાત કરવામાં આવી હતી તે ઉપરથી વસ્તુસ્થિતિની ચોખવટ થઈ જાય છે અને બધી શંકાઓ નિરર્થક થઈ જાય છે.

કોચીન રાજ્યમાં જે આ બંધારણીય ફેરફાર કરવામાં આવ્યો છે તેથી કેટલાક એમ માને છે કે સમગ્ર હીંદના ફેડરેશનમાં રાજ્ય જોડાવાનું છે એટલા માટે આ ફેરફાર પૂર્વ તૈયારી રૂપે છે. હીંદુસ્તાનમાં ફેડરલ બંધારણ દાખલ કરવા સંબંધી સત્તાધીશોનો શું ઇરાદો છે તેનું મને જ્ઞાન છે, એવો દેખાવ હું કરવા ઇચ્છતો નથી. અર્થાત્ તેઓને એ બંધારણ દાખલ કરવું છે કે નહીં તે હું જાણતો નથી. પરંતુ કોચીનમાં જે ફેરફાર થયો છે તેથી જો હીંદમાં ફીડરેશનની સ્થાપનાને અનુકુળતા થતી હોય તો, ફેડરેશનના અંગે એટલા પૂરતી પ્રગતિ કરવાનું મારે ભાગ આવ્યું છે તે મને એક પ્રકારનું ગૌરવ મળ્યું છે એમ હું માનીશ. હું દઢતાપૂર્વક માનું છું કે હીંદુસ્તાનમાં સ્વરાજ્યની સ્થાપના માટે જો કોઈ પણ પ્રાથમિક ભૂમિકા હોય તો તે ફેડરેશન જ છે. કે જેમાં બ્રિટિશ પ્રાંતો અને દેશી રાજ્યો એકત્ર થશે. કેટલાંક માણસો દેશી રાજ્યોનો વિચાર કર્યા વગર બ્રિટિશ હીંદને સ્વરાજ્ય આપવાની વાતો કરે છે. હીંદુસ્તાનનો ભૌગોલિક, રાજકીય કે આર્થિક રીતે અથવા બીજી ગમે તે રીતે વિચાર કરીએ તો પણ આપણને લાગ્યા વિના નહીં રહે કે જે સ્વરાજ્યમાં દેશી રાજ્યોનો વિચાર થતો નથી તે સ્વરાજ્ય હીંદ માટે અશક્ય છે. મારે મન તો એમ જ છે કે હીંદુસ્તાન માટેના સ્વરાજ્યની કોઈપણ યોજનામાં દેશી રાજ્યોની ગણના થવી જ જોઈએ. ઘણા સમય પહેલાં સમગ્ર હીંદનું ફેડરેશન એ હીંદુસ્તાન માટે સ્વપ્ન લાગતું પણ ૧૯૩૫ના હીંદી સરકારના કાયદાએ એ સ્વપ્નને મૂર્ત સ્વરૂપ આપ્યું છે. ૧૯૩૫ ના આ કાયદામાં દેખીતી રીતે ગમે તેટલી નૂટીઓ હોય છતાં પણ હીંદ માટે સ્વરાજ્યની યોજનાના સિદ્ધાંતને સત્વર અમલમાં લાવવા આ કાયદાને એક ઉપયોગી સાધન તરીકે ગણી શકાય એમ છે.

દરેક જણને ખબર હશે કે આ ૧૯૩૫ના કાયદા પ્રમાણે સ્થપાતા ફેડરેશનનો વિરોધ બધી દીશામાંથી થઈ રહ્યો છે. આ વિરોધનું કારણ ફેડરલ બંધારણમાં દેશી રાજ્યોને જે સ્થાન આપવામાં આવ્યું છે એ છે. એમ કહેવામાં આવે છે કે ફેડરલ ધારામંડળોમાં રાજાઓ તરફથી નીમાનાર સભ્યો સમગ્ર હીંદની રાજકીય પ્રગતિમાં નડતર રૂપ થશે. અને હીંદી સરકારના રાજદ્વારી ખાતાના હુકમોનો અમલ કરાવવામાં આ પક્ષના સભ્યો સહાયભુત થશે. મારે સ્પષ્ટ કહેવું જોઈએ કે આવી કોઇ પણ પ્રકારની બ્હીક રાખવી તે અસ્થાને અને અકારણ છે, જેઓ આવી બ્હીક ધરાવે છે તેઓ એમ માને છે કે ફેડરલ ધારામંડળોમાં રાજાઓ તરફના આ સભ્યો એક પક્ષ (Block) તરીકે વર્તન રાખશે. એ વાત તો દરેક માન્ય રાખે એમ છે કે બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોનાં હિત ખાસ કરીને આર્થિક બાબતો ઉપર અવલંબી રહેલાં છે. એટલે જ્યાં આર્થિક હિતો એક-બીજાની વિરૂદ્ધ જતાં હશે ત્યાં દેશ વિભાગને અનુસરી ધારામંડળોમાં પક્ષો રચાશે. એટલે ફેડરલ ધારામંડળોમાં એમ થવું શક્ય છે કે જ્યારે આવાં આર્થિક હિતોને અંગે સંઘર્ષણ ઉભુ થશે ત્યારે બ્રિટિશ હીંદ અને દેશી રાજ્યોનાં ઔદ્યોગિક સ્થળોનું પ્રતિનિધિત્વ ધરાવતો પક્ષ એક તરફ હશે. જ્યારે બીજી તરફ કૃષિપ્રધાન પ્રદેશના પ્રતિનિધિઓ હશે. એટલે એમ માની બેસવું કે દેશી રાજ્યોના પ્રતિનિધિઓ ચોક્સ પક્ષ (Block) તરીકે જ વર્તશે એ બરાબર નથી. દેશી રાજ્યોની બાબતોથી જેઓ પરિચિત હશે તેને જણાશે કે દેશી રાજ્યોના પ્રતિનિધિઓ રાજદ્વારી ખાતાના હુકમો પ્રમાણે ચાલશે એવો ભય રાખવો અકારણ છે. ખરી હકીકત તો એ છે કે રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં દેશી રાજકર્ત્તાઓએ બ્રિટિશ હીંદ સાથે જોડાવાની એટલા માટે ઇચ્છા દર્શાવી હતી કે જેથી તેઓ રાજદ્વારી ખાતાના અંકુશ અને અસરમાંથી મુક્ત રહે.

ફેડરેશનના વિરોધનું એક બીજું કારણ એ છે કે રાજ્યના પ્રતિનિધિઓ રાજકર્ત્તાની પોતાની તરફથી નીમાઈને આવવાના છે. પરંતુ કાયદામાં આ પ્રતિનિધિઓને રાજકર્ત્તા કેવી રીતે ચુંટશે તેનું કાં

ધોરણ નક્કી કરવામાં આવ્યું નથી. તેમ કાયદામાં એવું પણ કાંઇ નથી કે આવા પ્રતિનિધિઓ દેશી રાજ્યમાંથી ફેડરલ ધારામંડળમાં ચુંટાઇને જાય, એવી કોઈ યોજના રાજ્યમાં દાખલ કરતાં અટકાવે. છતાં પણ રાજાઓ ઉપર આવા પ્રકારનું કાંઈ દબાણ લાવવું એ ડહાપણ ભરેલું નથી. તેમ ફેડરેશનમાં જોડાવાની આ એક શરત રાખવી એ પણ યોગ્ય નથી. એ વાત ન ભૂલવી જોઈએ કે ફેડરેશનની યોજના કબૂલ રાખવામાં રાજકર્ત્તાઓએ એક તત્કાલ એવું પગલું ભરવું પડશે કે જેનાં પરિણામો વિષે અત્યારથી કાંઈ વિચાર કરી શકાય નહીં. આવું કોઈ જાતનું નિશ્ચયાત્મક પગલું ભરવું એ રાજાઓના અંતઃકરણમાં ભયની લાગણી ઉત્પન્ન કરે તે સ્વાભાવિક છે. એટલે આ બાબતમાં ડહાપણ ભરેલું તો એ છે કે ભાવિ નિશ્ચિત કરવાનું કાર્ય સમય ઉપર છોડી દેવું. કદાચ રાજકર્ત્તાઓને, ફેડરેશનની શરૂઆતના સમયમાં પોતાના પ્રતિનિધિઓ નીમીને પોતાની સ્થિતિ સહીસલામત રાખવાનું ગમશે પણ વખત જતાં તેઓ પોતાની મેળે જ એવું કરશે કે જેથી પ્રજાના પ્રતિનિધિઓ ચુંટાઈને ફેડરલ મંડળોમાં જાય. મને તો લાગે છે કે રાજાઓ ઉપર કોઈ પણ પ્રકારનું દબાણ લાવ્યા વિના તેઓને જો સ્વતંત્ર રહેવા દઈએ તોજ કદાચ આપણે ધારેલું પરિણામ વહેલું લાવી શકીએ. છતાં આવી જાતનો વિરોધ ઉભો કરે તેવો કોઇ પ્રયત્ન કરવામાં આવશે તો તે ફેડરેશનની સ્થાપનામાં વિઘ્ન રૂપ થઈ પડશે. છેવટે એ પણ ન ભુલાવું જોઇએ કે દેશી રાજકર્ત્તાઓ પણ આપણા જેટલા જ સ્વદેશાભિમાની છે. અને તેઓ ફેડરેશનમાં જોડાશે એવી જાહેરાતને પરિણામે અત્યારે મધ્યસ્થ સરકારમાં જવાબદારીવાળા તંત્રની સ્થાપના કરવાનું શકય બન્યું છે.

પોતાના દેશની સેવા કરવા માટે હંમેશાં જેઓ તત્પર છે એવા દેશી નરેશોમાં જો વિશ્વાસ મૂકવામાં આવશે તો જરૂર આપણે આપણી ઇચ્છાઓ પૂર્ણ કરી શકશું.

---

## નોંધ:–

હાલ જે સ્થિતિ અને સંયોગોમાં દેશી રાજ્યો વ્યક્તિગત શાસનના પ્રતિક તરીકે હયાતી ધરાવે છે, તેનું આયુષ્ય બહુ દીર્ઘજીવી કલ્પી શકાતું નથી. વ્યક્તિગત શાસનના લાભ અને ગેરલાભ બન્ને છે, અને ગેરલાભ કરતાં લાભ વધારે હશે. પરંતુ અત્યારે જગતમાં રાજ્યતંત્રની ફેરફારીનું જે વાવાઝોડું વાઇ રહ્યું છે તેમાંથી દેશી રાજ્યોની હાલની રાજ્ય પ્રથા (પછી ભલે તે ગમે તેટલી ઈષ્ટ પ્રણાલિકાથી ચાલતી હોય તો પણ) બચી શકે એમ નથી. દુનિયાના રાજદ્વારી ઇતિહાસમાં રાજસંસ્થાની પદ્ધતિ એ એક જ એવી પદ્ધતિ છે કે જે હજારો વર્ષથી ટકી રહી છે. આ વાત ખરી છતાં તેનાં હાલનાં આભુષણો બદલવાની અગત્ય ઉભી થઇ છે.

રાજ્યોના વહીવટી તંત્રમાં એવો ફેરફાર થવો જોઇએ કે જે રાજ્યોને રાજ્યોરૂપે રાખ્યા છતાં તેમાં લોકોને સંતોષ મળે. લોકોને પણ એમ લાગે કે અમે પણ રાજ્યનું અંગ છીએ. આ માટે જો તત્કાલ કોઇ ગ્રાહ્ય રાજ્યપદ્ધતિ હોય તો તે ઉપર કહી તે દ્વિશાસન પદ્ધતિ (Dirachy) છે. આ પદ્ધતિમાં શાસન વિભક્ત થાય છે. લોકો કે જેમાંના મોટા ભાગને "જવાબદાર રાજ્ય તંત્ર"નો વ્યામોહ છે તેને માટેની ભૂમિકા તૈયાર થાય છે. રાજશાસનનાં તત્વો ટકી રહે છે. રાજ્ય તરફની ભક્તિ અને વફાદારી પ્રજામાં અખંડિત રીતે જળવાઇ રહે એવો માર્ગ રહે છે અને જો એ તંત્રને આપ–લેના ધોરણે ચલાવવામાં આવે તો તેમાં રાજા અને પ્રજા વચ્ચેનો સુમેળ રહે છે, તથા ચાલુ તંત્રમાં કશો આકસ્મિક ફેરફાર થતો નથી. લોકોના પ્રતિનિધિઓ જો પોતાની જવાબદારી બરાબર અદા કરશે તો તેઓ કોઇને કશું નુકશાન કર્યા વગર વિશેષ સત્તા મેળવી શકશે, અને તે છતાં રાજકર્ત્તાઓના દરજ્જાને, તેમના રાજત્વને કે તેમના ખર્ચ ખુંટણને કશી અડચણ આવશે નહીં. ઉલટું રાજકર્ત્તા જો એના ધર્મો બરાબર સમજશે તો તે પ્રજાના હૃદયમાં ભક્તિભર્યું સ્થાન ભોગવશે.

સારા દેશી રાજ્યોમાં વ્યવહારમાં તો જુના કાળથી આ પદ્ધતિ પ્રમાણે તંત્ર ચાલ્યું આવ્યું છે. મહાજનની સત્તા, રાજકર્ત્તાઓ જેટલી જ બલ્કે તે કરતાં વિશેષ બલવત્તર હતી. કાયદો રચી તે પ્રમાણે રચવાનાં ધારા. મંડળો એ માત્ર મહાજનોની પ્રથાને નવું સ્વરૂપ આપ્યા જેવું છે. કોઇ પણ રાજ્ય પદ્ધતિના અમલ સિવાય તેનું યોગ્ય સ્વરૂપ નકકી કરી શકાય નહીં. એટલા માટે અમને લાગે છે કે મોટાં દેશી રાજ્યો (નાનાં રાજ્યો માટે તે કદાચ વિશેષ ખરચાળ પદ્ધતિ નીવડે) એ આ પદ્ધતિ અંગીકાર કરી એનો પ્રયોગ કરી જોવો ઘટે છે. બેશક સ્થિતિ, સંયોગ, લોકલાગણી અને ભવિષ્યમાં રાજતંત્રની સમગ્ર સલામતીને લક્ષમાં રાખીને.

અત્યારે રાજ્ય શાસનમાં ભાગ લેવા લોકો બહુ તત્પર બની રહ્યા છે અને તેથી જ હાલની આર્થિક બધી મુંઝવણોનો અંત આવશે એમ મનાયું છે. એમાંના મોટા ભાગની પ્રવૃત્તિની દીશા બદલાય છે. એની તુલના કરવી એ અત્યારે અસ્થાને છે. પણ એની સાથે અમને લાગે છે કે દેશમાં અત્યારે જે જુદાં જુદાં બળો અને હિતો કામ કરી રહ્યાં છે તે જો અવ્યવસ્થિત રીતે વિકસતાં જશે તો આંતરવિગ્રહમાં તે પરિણમશે, અને દેશની શાસન સત્તાઓ ઉપર પણ તેની અનિષ્ટ અસર થશે. લોકો કાંઇ પોતાનું શ્રેય કે પ્રેય સમજી શકે એવા અને તે પ્રમાણે પોતાના વિચારો આચરણમાં મૂકી શકે એટલા તૈયાર નથી હોઇ શકતા. તેઓનું માનસ અને વિચારનું વલણ ઘડનારા થોડાએક જ હોય છે. એવો જે નાનો અને કેટલીક વખત રાજ્યતંત્રના અસંતોષમાંથી ઉભા થયેલો જે વર્ગ છે તેમની ફરજ છે કે પોતાના વિચારોની લોકોના નીતિબળ ઉપર કેવા પ્રકારની અસર થશે તે તેમણે વિચારવું. કારણ કે આખરે તો લોકો એજ રાજ્ય છે, અને જે રાજ્યમાં એમને કે એમાંના કોઇને કાળ જતાં પણ એક વખત તંત્રની જવાબદારી લેવી પડશે તે વખતે જેવું નૈતિક વાતાવરણ એમણે ભૂતકાળમાં ઘડ્યું હશે, લોક સમૂહમાં જે વિવેક, સભ્યતા, આજ્ઞાપાલન અને શીસ્ત કેળવ્યાં હશે તે પ્રમાણમાં એમને સફળતા મળશે. જેઓને માટે કામ કરવું છે તેઓ અને કામ કરનાર તત્કાલ હિતાહિતનો વિચાર કરી પોતાની સર્વ પ્રવૃત્તિઓનો આરંભ કરે છે. ઇતિહાસના પાઠો કહે છે કે દીર્ઘદર્શિતાનો ઉપયોગ કર્યા સિવાય અને ભવિષ્યમાંથી ચાલ્યા આવતા અગાધ કાળબળનો વિચાર કર્યા સિવાય જેઓ આ રીતે સહસા કાર્યારંભ કરે છે તે દેશનો શુભચિંતક નથી.

રાજદ્વારી સુધારાનો વિકાસ જો ક્રમિક ધોરણે થાય તો તેમાં પ્રજાને સર્વાંશે લાભ છે એમ જેઓ બંધારણીય ક્ષેત્રમાં અનુભવી છે તેઓની માન્યતા છે. એટલે દેશી રાજ્યોમાં જો રાજકીય સુધારાને સફળ બનાવવાની શુભેચ્છા હોય તો નરેશ તંત્રની હયાતીને ટકાવી રાખી તેના દોષોથી તે મુક્ત રહે એવી કોઇ રાજદ્વારી યોજના હોય તો તે ઓછામાં ઓછા વિરોધવાળી બની રહે અને એવી કોઈ યોજના હોય તો તે દ્વિશાસન પદ્ધતિની યોજના છે. આ યોજનામાં બજેટના આંકડાઓ ઉપર લોકોને અંકુશ મળે છે અને તે છતાં રાજકર્ત્તા કે જે સમગ્ર તંત્રમાં કેંદ્રરૂપ છે તેની પ્રતિષ્ઠા જળવાઈ રહે છે. જો દેશી રાજ્યોના નરેશ કે વરિષ્ટ અધિકારી એવો મત ધરાવતા હોય કે રાજ્યોની પ્રજાને રાજ્ય વહીવટની તાલીમ લેતી કરવાની આવશ્યક્તા છે તેઓ જો આવા કોઈક ધોરણનો વિચારપૂર્વક અંગિકાર કરશે તો એમનાં તંત્ર સુખરૂપ નીવડશે.

લોકોમાંના અમુક માણસોમાં ગમે તે કારણે રાજ્યવહીવટ ચલાવવાની ઇચ્છા પ્રદિપ્ત થઈ છે. અધિકારી વર્ગની, લોકોમાંનો બુદ્દિશાળી વર્ગ સહન ન કરી શકે એવી વધારે પડતી સત્તા, તેઓનો દોરદમામ તેઓ ઘણીવાર દર્શાવતા જ્ઞાનનું મિથ્યાત્વ અને આ વર્ગ તરફ તેઓ વારંવાર દર્શાવતા ઉપેક્ષા–આ વગેરે કારણોથી એ ઇચ્છાને પોષણ મળતું રહ્યું છે. આ આખા સવાલને આ સામાન્ય નજરે જોવામાં આવે તો દેશી રાજ્યોના બંધારણનો સવાલ એવો કઠિન

નથી કે જેનો ઉકેલ ન થઈ શકે. બ્રિટિશ હીંદની સરખામણીમાં દેશી રાજ્યોમાં નરેશો તરફ હજી લોકોની અસ્ખલિત ભક્તિ છે, રાજ્યોની પ્રજાને નરેશો પ્રતિ રોષ નથી અને જ્યાં રોષ છે ત્યાં તંત્રની અવ્યવસ્થામાંથી ઉત્પન્ન થયેલો છે. એટલે આવી આવી બાબતો ઉપર રાજ્યોમાં ધ્યાન આપવામાં આવે તો તે ઉપયુક્ત લેખાય. દેશી રાજ્યો પરત્વે હજી લોકોમાં એકતંત્રી રામરાજ્યની ભાવના છે, એ ભાવનાને યોગ્ય, નરેશોએ અને અધિકારી વર્ગે બની રહેવું સહજ છે. એમાં માત્ર થોડા સ્વાર્થ ત્યાગની જરૂર છે, અહંપણાની લાગણી દૂર કરવી પડે એમ છે, અને પોતે લોકોમાંના એક છે એવી ખરી સમજણ ખીલવવાની જરૂર છે, પણ તેના પ્રતિકારરૂપે જે લાભ છે એ પ્રમાણમાં ઘણો અસાધારણ છે. કોઈ પ્રકારનું ઉતાવળીયું પગલું ભરી પાછળથી પશ્ચાતાપના પ્રવાહમાં તણાવાનો પ્રસંગ આવે તે પહેલાં રાજ્યોએ આ ધોરણે–જે પણ એક પ્રકારનું બંધારણ છે–વિચાર કરી લેવાની જરૂર છે. લોક સ્વભાવ જેવો નિરંકુશ અને ઉદ્દંડ છે તેવો જ સરળ છે. એને માત્ર કેળવવાની જરૂર છે અને આ યુગમાં જે નરપુંગવ તે પ્રમાણે વર્તન રાખશે તે લોકોમાં પૂજાશે.

તંત્રી

---

# રાજકોટ પ્રકરણ પરત્વે વિચાર

રાજકોટ રાજ્યે આખા હીંદુસ્તાનનું લક્ષ ખેંચ્યું છે. અને દેશના સમજુ વર્ગને દેશીરાજ્યોના પ્રશ્નમાં રસ લેતો કર્યો છે. જો કે હવે આ રાજ્યને અંગે જે પરિસ્થિતિ ઉભી થઈ હતી, તેનો અંત આવ્યો હોય એમ જણાય છે. પણ તે સાથે બધાં દેશી રાજ્યો પરત્વે એક બંધારણીય પ્રશ્ન એ ઉપસ્થિત થયો છે કે રાજકોટના પ્રકરણમાં જે જે પક્ષોએ સીધી કે આડકતરી રીતે દરમિયાનગીરી કરી છે અને રાજ્યે જેને તત્કાલ રીતે માન્ય રાખી છે તે કેટલે અંશે યુક્તાયુક્ત છે? આ મહત્વના પ્રશ્નની વિચારણા કરતા પહેલાં રાજકોટ રાજ્યનો પાછળનો ઇતિહાસ તપાસીએ.

મર્હુમ મનસુખલાલ મહેતાનું નામ ઘણાને યાદ હશે. કાઠીઆવાડ રાજકીય પરિષદ્‌ની પહેલી બેઠક આજથી આશરે વીશેક વર્ષ પહેલાં રાજકોટમાં મળી હતી. એ બેઠક રાજકોટમાં શરતી રીતે ભરવા દેવામાં આવી હતી. અને તેમાં રા. મનસુખલાલે અગ્રગણ્ય ભાગ ભજવ્યો હતો. એઓ આ અરસામાં દેશીરાજ્યોના પ્રશ્નોની ચર્ચા કરનારૂં "રાજસ્થાની પત્રિકા" નામનું પત્ર પ્રસિદ્ધ કરતા હતા. રાજકીય પરિષદની પહેલી બેઠકના પ્રમુખસ્થાને મર્હુમ વિઠ્ઠલભાઇ પટેલ બીરાજ્યા હતા. આ પ્રસંગે એક પ્રદર્શન યોજવામાં આવ્યું હતું, તેની ઉદ્‌ઘાટનક્રિયા રાજકોટના મર્હુમ ઠાકોર સાહેબ સર લાખાજીરાજને હસ્તે થઈ હતી. તેઓ પરિષદમાં પ્રદર્શનને લગતું ભાષણ કરી ચાલ્યા ગયા હતા. ઠાકોર સાહેબનું ભાષણ દેશાભિમાનની લાગણીવાળું ટુંકું હતું. ભાષણનો ખરડો સ્વ. મનસુખલાલભાઇએ આ લખનારને વંચાવ્યો હતો અને તેમાં શબ્દ રચનાની કાળજી રાખવામાં આવી હતી. પરિષદની આ બેઠકમાં સરદાર વલ્લભભાઈ પટેલ પણ હાજર હતા. આ અરસામાં સરદાર વલ્લભભાઈ પોતાનો વકીલાતનો સારી રીતે ચાલતો ધંધો છોડી દેવાની અણી ઉપર હતા. રાજકોટથી તેઓ ગુજરાત વીદ્યાપીઠ સંબંધી ચર્ચા કરવા ગોંડલના મહારાજા સર ભગવતસિંહજીને મળવા ગયા હતા. એમનો રાજાઓ પ્રત્યેનો

રોષ એ વખતથી જાગ્યો હતો અને તે વખતે પોતાના એક ભાષણમાં રાજાઓ માટે "તરગાળા" જેવો શબ્દ વાપર્યો હતો એવું સ્મરણ છે. આથી ઘણાને ખોટું લાગ્યું હતું.

સ્વ. મનસુખલાલ આ વખતમાં મુંબઈનાં દૈનિક છાપાંઓમાં "કાઠીઆવાડના પત્રો"લખી કાઠીઆવાડની સ્થિતિ તથા એનો રાજદ્વારી દરજ્જો વગેરે બાબતોની ચર્ચા કરતા હતા. આ પત્રોએ વાંચનારાઓમાં સારો રસ પેદા કર્યો હતો. ત્યાર પછી મુંબઈનાં પત્રોમાં કાઠીઆવાડને લખતાં લખાણો શરૂ થયાં છે. પણ મનસુખભાઈ જેવી અભ્યાસવૃત્તિથી અને ધીરજપૂર્વક તે લખાતાં હોય એમ જોવામાં આવતું નથી.

રાજકોટના મર્હુમ ઠાકોર સર લાખાજીરાજે મનસુખભાઈની સલાહથી રાજકોટમાં પ્રતિનિધિ સભાની સ્થાપના કરી. સર લાખાજીરાજ એમના સ્વભાવને અંગે હીંમતવાળા રાજા હતા. અને એજન્સિ સાથેના અમલદારોના રાતદિવસના પાડોસીપણાને લીધે એ અમલદારોનો ભય એમની પ્રકૃતિને બહુ અસર કરી શકતો ન હતો. સરકારના સાર્વભૌમપણાનો જાણે અવરોધ કરવાના હેતુથી કાઠીઆવાડના નરેશોનું એક મંડળ સ્થાપવા પણ એમણે પ્રયત્ન કર્યો હતો. અને કાઠીઆવાડના દરેક રાજા ઉપર એમણે આ સંબંધમાં એક ખાનગી પત્ર લખ્યો હતો, પણ એમાં રાજાઓ તરફથી સહકાર મળ્યો ન હતો. મર્હુમ સર લાખાજીરાજની આવી આવી પ્રવૃત્તિનું સહજ પરિણામ ત્યાંના લોકોને રાજ્યવહીવટમાં સીધો ભાગ લેવાની વૃત્તિમાં પરિણામ પામ્યું હતું.

દેશી રાજ્યોનો વહીવટ સારો ચાલે એની સંભાળ રાખવાની જવાબદારી, સાર્વભૌમસત્તાએ માથે લેવી જોઇએ. અને કોઈ મોટા દેશમાં જ્યાં રાજસત્તા નાના નાના ઘટકોમાં વહેંચાયેલી હોય ત્યાં આવા પ્રકારની વ્યવસ્થા હોવી આવશ્યક છે. રાજકોટના રાજ્યવહીવટ પરત્વે સાર્વભૌમસત્તાને રાજ્યના આંગણામાં જ દરમિયાનગીરી કરવાનો પ્રસંગ ઉપસ્થિત ન થાય એટલા માટે રાજ્યના કારભારીઓ રાજાના પક્ષે રહી હંમેશાં સચેત રહ્યા છે. હાલના ઠાકોર સાહેબના પિતામહ મર્હુમ બાવાજીરાજના રાજ્યકાળમાં કેટલોક વખત ગાંધીજીના પિતા કબા ગાંધીનું કારભારું હતું. બાવાજીરાજ સ્વચ્છંદે વર્તતાં કબા ગાંધીથી ડરતા હતા, એવો એમનો કરપ હતો, અને પોતાની કાંઈ ગેરરીતીની ખબર પોતાના કારભારીને ન પડે તે માટે સાવચેતી રાખતા હતા. કબા ગાંધીના કારભારામાં પોલીસખાતાના અમલદાર એમનો ભાણેજ હતા. કબા ગાંધીની રાજ્ય-ભક્તિ ઉંચા પ્રકારની હતી. અને ઠાકોર સાહેબ એમનું માન ઘણું જાળવતા એમ કહેવાય છે. ત્યાર પછી મોતીચંદ તળશીનું કારભારું થયું. આ અરસામાં દેશી રાજ્યોના કારભારામાં નાગરો અને વાણીઆઓ વચ્ચે સ્પર્ધા જેવું હતું. અને એજન્સિમાં જે દફતરદાર હોય તેના મરજીદાનો મોટે ભાગે કારભારા ઉપર આવતા હતા.

મર્હુમ લાખાજીરાજના સમયમાં ઘણો વખત રાજકોટના વતની અને હાલ જંજીરાના દીવાન રા૦ બા૦ કોટક કારભારી તરીકે રહ્યા. લાખાજીરાજ મહારાજમાં કોઈ જાતનું દુષણ ન હતું પણ પોતે બહુ ગરમ સ્વભાવના હતા. રા. બા. કોટકે લોકોનું હિત જળવાય અને રાજ્યતંત્ર સારી રીતે ચાલે એવી રીતે રાજકોટમાં કામ કર્યું. તેઓ જુના વખતના પણ નવી કેળવણી પામેલા અને છુટા વિચારના હોવાથી એમણે પ્રજામાં રાજ્યકારોબારને લગતી કેળવણીનું બીજારોપણ કર્યું. મર્હુમ સર લાખાજીરાજના અવસાન પછી હાલના ઠાકોર સાહેબ ગાદીનશીન થયા. પોતાના અંગત ખર્ચમાં, રાજ્યની આવકના પ્રમાણમાં વિશેષ રકમ જવા લાગી અને ઠાકોર સાહેબનો પોતાના દીવાન દરબારશ્રી વીરાવાળામાં ઘણોજ વિશ્વાસ છતાં અંગતખર્ચની પ્રથા ઉપર દરબાર વીરાવાળા અંકુશ રાખી શક્યા નહીં, અને તેના પરિણામે ચાલુ ખર્ચને પહોંચી વળવા દીવાન સાહેબને આવકનાં કેટલાંક એવાં સાધનો યોજવાં પડયાં કે જેના સામે લોકોનો ઘણો વિરોધ થયો. આ વિરોધ શાંત થઈ જશે એમ રાજ્યના કારોબારીઓને લાગ્યું તથા તે માટે એવા ઉપાયોનો આરંભ કર્યો કે ઉલટો વિરોધ વધતો ગયો.

# રાજકોટ પ્રકરણું પરત્વે વિચાર

રાજકોટ રાજ્યની રાજ્યપદ્ધતિ, રાજ્યની નબળી આર્થિક સ્થિતિ, આવક વધારવાના ઉપાયો, ના. ઠાકોર સાહેબનું પોતાની રૈયતથી વધારે પડતું અલગપણું, દરબારશ્રી વીરાવાળા જ કર્તાહર્તા છે, એવી લોકોની માન્યતા, એજન્સિની ચાલુ રહેલી ઉદાસીનતા, છુટાપણાને લગતા હક્કો મેળવવાની લોકોમાં જાગેલી આકાંક્ષા, અને સફળતા મળવાના રાજકોટના સંયોગો, હરિપુરા કોંગ્રેસનો ઠરાવ, સરદાર વલ્લભભાઈનાં શબ્દશરોથી લોકોને મળેલું પ્રોત્સાહન, આ બધાં કારણોથી રાજકોટની રાજદ્વારી સ્થિતિ સુધરવાને બદલે ઓર બગડી. કાઠીઆવાડમાં ચાલી આવેલી સમાધાનની રીતનો રાજકોટમાં ઉપયોગ થયો હતો; પરંતુ રાજ્યની આંતર નિર્બળતા લોકોના ધ્યાનમાં બરાબર આવી ગઈ હતી, એટલે વીરાવાળાને બદલે કેડલ આવ્યા તો પણ સ્થિતિમાં કશો ફેરફાર ન થયો.

દુર્લક્ષ રાખવામાં આવે તો મનુષ્યોના દોષો જેમ મનુષ્યનો ઘાત કરે છે તેમ રાજ્યના દોષો રાજ્યનો નાશ કરે છે. રાજકોટમાં આર્થિક કારણોને અંગે એવા દોષો વ્યાપી ગયા હતા કે દરબારી મંડળની જાણ છતાં તેનો તત્કાળ ઉપાય થવો શક્ય ન હતો. નરેશનો ધર્મ, રાજ્યવ્યવસ્થા સુખરૂપ ચાલે એ માટે નીધા રાખવાનો છે અને કારભારીઓ એ નીતિને અનુસરતા રહે એવી તકેદારી રાખવાની છે. રાજકોટમાં છેલ્લાં દસકામાં એ તરફ દુર્લક્ષ રહ્યું. દરબારશ્રી વીરાવાળાએ એ વ્યવસ્થાનો સુમેળ કરવા પ્રયત્નો કર્યા પરંતુ એમની સતત ચાલુ રહેલી માંદગીને અંગે કે પાછી ગમે તે કારણથી જોઈએ તેવી સફળતા તેમને ન મળી. અને ઉલટી મુશ્કેલી વધી. લોકોમાંના કેટલાક વિરોધ કરી જે માગણીઓ કરી તે તરફ સહજ સહાનુભુતિ દર્શાવવામાં આવી હોત તો દેશીરાજ્યોના ઇતિહાસમાં કોઈ વખત નહીં થયેલું એવું આ વિચિત્ર અને મનસ્વી તોફાન ઉભું ન થાત એમ લાગે છે. લોકોની યોગ્ય અને શક્ય ઇચ્છાઓને પોષવી એ રાજ્યનો ધર્મ છે. અને તેમાં રાજ્યની સ્થિરતાના પાયા છે. પોતાની પ્રતિષ્ટાના ખ્યાલમાં કે કોઈ બીજી લાગણીથી રાજકોટના કારભારી મંડળનું આ તરફ દુર્લક્ષ રહ્યું અને રાજ્ય અને પ્રજા, એ, જાણે એકબીજાથી જુદી વસ્તુ છે, અને પ્રજા તો તાબે રહેવાની વસ્તુ છે એવા મનોગ્રહથી કામ લેવામાં આવ્યું. આ બધાનું પરિણામ એ આવ્યું કે રાજકોટના ઝઘડાએ દેશી રાજ્યોમાંની સમગ્ર સંસ્થા ઉપર કુઠારાઘાત કર્યો. અને કોંગ્રેસને સીધી રીતે દેશી રાજ્યોના સવાલમાં દરમિયાનગીરી કરવાની તક સાંપડી. દેશી રાજ્યો પરત્વે એકાદ રાજ્યમાં કોંગ્રેસને પ્રયોગ કરવો હતો. એ પ્રયોગ માટે દરેક રીતે યોગ્ય સ્થાન રાજકોટ મળી ગયું. નજીકમાં જ એજન્સિની હકુમત એ રાજદ્વારી રીતે લાભપ્રદ વસ્તુ હતી. બ્રિટિશહીંદમાં તત્કાલ કોંગ્રેસ સમક્ષ મહત્વનો પ્રશ્ન ન હતો, અને રાજકોટમાં સર્વ સંયોગો અનુકૂળ હતા.

દરબાર વીરાવાળાના ગયા પછી સર પેટ્રીક કેડલ દીવાન પદે આવ્યા. પરંતુ એમની કારકીર્દિમાં તો ઉલટું તોફાન વધ્યું. સરદાર વલ્લભભાઈની શરસંધાન કરનારી શબ્દછટાથી આખા ગુજરાતનું લક્ષ રાજકોટ તરફ દોરાયું. અને ટુકડીઓ એક પછી એક રાજકોટ આવવા લાગી. છાપાંમાં જે ખબરો પ્રકટ થઈ છે એ ઉપરથી જણાય છે કે ભાવનગરના દીવાન શ્રી. અનંતરાય પટ્ટણીએ અને શ્રીયુત નાનાભાઈ ભટ્ટ વગેરેએ રાજ્ય અને પ્રજા વચ્ચે સમાધાની કરાવવા ઘણો શ્રમ લીધો. તેઓ રાજકોટના ઠાકોર સાહેબને અને દીવાન સર પેટ્રીક કેડલને મળ્યા. તેમ મુંબઈમાં સર ચુનીલાલ મહેતાને ત્યાં શ્રીયુત પટ્ટણીજીની હાજરીમાં સરદાર વલ્લભભાઈ, અને સર પેટ્રીક કેડલ એક બીજાને મળ્યા. તેઓ બન્નેએ ખુલ્લા દીલથી વાતો કરી એમ કહેવાય છે પરંતુ પરસ્પરના આગ્રહને પરિણામે એજ ગૂંચવડ્યો બીના સમાધાનીથી છૂટા પડ્યા. ત્યાર પછી રાજકોટમાં બન્ને પક્ષે ઉલટું આક્રમણ વધ્યું. સર પેટ્રીક પરદેશી છે. અને એ પોતે સમાધાનમાં નડતરરૂપ છે એવા એવા વિચારોએ લોકોના મોટા ભાગ ઉપર અસર કરી. એક "દેશી રાજ્ય"ના દીવાન તરીકે પેટ્રીકે જે નજરથી જોવું જોઈએ એ નજરથી જોયું. પણ એ નજર ભૂતકાળની હતી એટલું

એના લક્ષ બહાર રહ્યું. તેમ સામા પક્ષથી જોતાં, જોકે રણભૂમિ રાજકોટમાં હતી પરંતુ એની વ્યૂહરચના સરદાર વલ્લભભાઇના હસ્તક હતી. તેઓ કહે તેમજ બીજાઓએ કરવાનું હતું. આવાં કામોમાં એક જણના હસ્તક જવાબદારી રહે એ ઇચ્છવા લાયક છે પરંતુ તે જો બીજાના વિચારો પ્રત્યે સહાનુભૂત રહે તો. એથી તેનું કાર્ય વિશેષ સરળ અને ઓછા ભારવાળું થાય.

દેશી રાજ્યો ઉપર કોંગ્રેસ સાર્વભૌમ સત્તા મેળવવા ઇચ્છા ધરાવે છે એવું આ અરસામાં સરદાર તરફથી વારંવાર કહેવામાં આવ્યું છે. ગાંધીજીએ પણ આ મતને ટેકો આપ્યો છે અને કહ્યું છે કે ખરૂં સાર્વભૌમત્વ પ્રજામાં છે. આ સૈદ્ધાંતિક નજરે ખરૂં છે પણ હંમેશને માટે દેશી રાજ્યમાં વ્યવહારૂ નીવડી શકતું નથી. મુંબઇમાં સરદાર અને સર પેટ્રીક વચ્ચેની વાટાઘાટ તૂટી ગઇ અને સરદારે સમાધાનનો જે મુસદ્દો* રજુ કર્યો તે સર પેટ્રીકે અમાન્ય રાખ્યો. આથી કેડલ સાહેબ સાથેના લોકોના વિરોધમાં વૃદ્ધિ થઈ. અને આખી લડતનું ધ્યેય રાજ્યવહીવટમાં સુધારો કરવાનું હતું તે ક્રમેક્રમે વ્યક્તિગત બનતું ગયું અને લડતના પ્રશ્નને અંગે તેમાં પડેલા આગેવાનોને વ્યક્તિગત પ્રતિષ્ટા બંધાતી ગઇ. દરેક લાંબા મતભેદો કે લડાઇને અંગે જેમ મનુષ્યમાં વ્યક્તિગત દુરાગ્રહ બંધાઈ જાય છે તેમ આ પ્રકરણમાં પણ વ્યક્તિગત દુરાગ્રહ બંધાતો ગયો. અને જાણે સાર્વભૌમસત્તા અને કોંગ્રેસના આગેવાનો વચ્ચે દ્વંદ યુદ્ધ થતું હોય એવાં દર્શનો થવા લાગ્યાં.

દરબાર વીરાવાળા તો જો કે રાજકોટ બહાર હતા પરંતુ એમની છાયાની અસર પણ ઠાકોર સાહેબ ઉપર આશ્ચર્ય ઉપજાવે તેવી હતી. પાછળથી દરબાર વીરાવાળા અને સર પેટ્રીકને પણ વિરોધ થયો. અને રાજકોટ નરેશ તથા રાજ્યનું હિત સાધવાના બન્નેના ઉપાયો જુદા જુદા બનતા ગયા. અને એક જ ધ્યેયને અંગે બન્નેનો જુદો જુદો આગ્રહ બંધાયો. ઠાકોર સાહેબને તો દ્રઢ વિશ્વાસ બંધાઇ ગયો હતો કે આ આખા પ્રકરણમાં એમનાં કોઇ હિતસ્વી હોય તો તે દરબાર વીરાવાળા છે. સરદારે લડત દરમિયાન અને લડત પછી ઠાકોર સાહેબ માટે જે શબ્દો કહેલા તે એક બીજાથી વિપરિત અર્થવાળા હોવાથી તેઓ કહે કે "હું જોઉં છું કે રાજકોટ ઠાકોરને કોણ ગાદીએથી ઉઠાડી મુકે છે" છતાં પણ એમના ઉપર સ્વાભાવિક રીતે વિશ્વાસ બેસે નહીં. અને સંજોગોને પરિણામે તેવો વિશ્વાસ મૂકે તો તે ચિરસ્થાયી રહી શકે નહીં. રાજકોટના ઠાકોર સાહેબના કામકાજનું ધોરણ— એમની અનિયમિત પ્રવૃત્તિ, એમની નબળી તબીયત અને રાજ્ય વહીવટમાં બીનદરમિયાન રહેવાની એમની ટેવને લીધે-નિયમિત રીતે જળવાઈ શકતું નહીં પરંતુ તેઓ સ્વભાવે સરળ અને ભોળા દીલના રાજકર્તા છે. ચોતરફ વાવાઝોડાં થઈ રહ્યાં હોય ત્યારે સરળ માણસો કરતાં અસરળ માણસોનું મૂલ્ય ઘણીવાર વધારે ઉપજે છે. એવાં માણસોમાં કેટલાંક નિષ્ણાત પણ ગણાય છે. રાજકોટ પ્રકરણમાં જો આમ બનવા પામ્યું હોય તો નવાઈ નહીં. અને જો તેનો શાંતિપૂર્વક ઉકેલ ન આવી શક્યો હોય તો તેનાં ઘણાં કારણો પૈકી આ પણ એક કારણ હોય એ સંભવિત છે.

ગમે તેમ પણ ઠાકોર સાહેબ અને એમના સલાહકારોને એમ લાગ્યું કે આ તોફાન હવે શમી જવું જોઇએ. અને તેમને એમ પણ લાગ્યું કે તેનો ઉપાય

* એમ કહેવામાં આવેછે કે આ મુસદ્દો ભાવનગરના દીવાન શ્રી પટ્ટણીજી જ્યારે ગાંધીજીને મળવા ગયા ત્યારે ખુદ ગાંધીજીએ સમાધાનની શરતો માટે આ મુસદ્દો ઘડી આપ્યો હતો અને સર પેટ્રીકે તે કબૂલ પણ રાખ્યો હતો પરંતુ પાછળથી મુંબઇમાં વાત રસ્તે ચડી નહી. આ મુસદ્દામાં જવાબદાર રાજ્યતંત્રના તત્વને રાજ્યબંધારણમાં દાખલ કરવાની સૂચના કરવામાં આવી હતી. આ એક એવો શબ્દ છે કે એની સ્પષ્ટ વ્યાખ્યા થઇ શકવી મુશ્કિલ છે.

એકલા સરદારના જ હાથમાં છે. એટલે એક દિવસે સર પેટ્રીકના અને એજન્સિના અગ્રણપણામાં સરદાર પટેલ રાજકોટમાં એરોપ્લેનમાં આવ્યા અને પરભારા ઠાકોર સાહેબને એમના મંત્રી મંડળ (રા. સા. માણેકલાલ પટેલ, મિ. જેઠાનપુના અને સર પેટ્રિક જેમને પછીથી બોલાવવામાં આવ્યા હતા તેમની હાજરીમાં ) સાથે મળ્યા. મધરાત વીતી ગયા સુધી આઠ કલાક ચર્ચા કરી અને સમાધાન કર્યું. અને રાજકોટની લડત બંધ રહી. ત્યાર પછી સર પેટ્રીક કેડલ વિદાય થયા. એમની દીવાનગીરીનો અંત આવ્યો અને પુનઃ દરબાર વીરાવાળા આવ્યા. આ સમાધાનની પ્રવૃત્તિ દરબાર વીરાવાળાએ આરંભી હતી. અને મધ્યસ્થ બનેલા પોતાના મિત્રગણો દ્વારા સરદારને બોલાવવામાં આવ્યા હતા એમ જણાય છે. આટલી ઘટનાનો આથી વિશેષ ઉલ્લેખ કરવો અનિચ્છનીય છે.

રાજકોટની લડતે સમગ્ર દેશી રાજ્યોના બંધારણ ઉપર અસર કરી છે. અત્યારના સંયોગોમાં કોંગ્રેસે દેશી રાજ્યોમાં હસ્તક્ષેપ કરી સાર્વભૌમ સત્તાના સ્થાને આવવા પ્રયત્ન કર્યો છે. તેની યોગ્યાયોગ્યતાનો પ્રશ્ન વિવાદવાળો છે. પણ એટલું ખરૂં છે કે બ્રિટિશ હીંદના નવા બંધારણની અસર દેશી રાજ્યો ઉપર શું થાય છે તે જોવા સુધી થોડો સમય જો કોંગ્રેસે ધીરજ રાખી હોત તો કદાચ ઘણી શુભેચ્છા પૂર્વક દેશી રાજ્યોના બંધારણ પરત્વેના મતભેદોનો નિકાલ આવત. હાલના બનાવોથી દેશી રાજ્યોમાં કોંગ્રેસ સંબંધી અવિશ્વાસની લાગણી ઉત્પન્ન થવા પામી છે. અને દેશી રાજ્યોને એમ લાગ્યું છે કે બ્રિટિશ સાર્વભૌમપણાનો સંબંધ જ એમની અખંડિતતા જાળવી શકે એમ છે. દેશી રાજ્યો પરત્વે અત્યાર સુધીની કોંગ્રેસની ચાલી આવેલી બીનદરમિયાન નીતિ ડહાપણ ભરેલી હતી. દેશી રાજ્યો છુટાં છવાયાં છે. અને બ્રિટિશ સરકાર સાથે એમના કેટલાક કરારી સંબંધો છે. પછી ભલે તે અમાન્ય રહેવાને પાત્ર હોય છતાં પણ. એટલે જો થોડાં વર્ષ આ રાજ્યદ્વારી ધોરણ ચાલુ રાખવામાં આવ્યું હોત તો રાજકોટના જેવા કોઇ આવા પ્રકારના ગંધર્વણ વગર દેશી રાજ્યોનો કારોબાર સુધરી જાત. જો કે અત્યારે ક્યાંક સુધારાનાં ચિહ્નો દેખાય છે પણ તે ભયનાં છે, ઇચ્છાનાં નહીં.

રાજકોટમાં જે સમાધાન કરવામાં આવ્યું છે તે જાણે રાજ્યપરત્વે નહીં પણ વ્યક્તિ પરત્વે હોય એમ જણાયા વગર રહેતું નથી. દેશી રાજ્યોના સમગ્ર સવાલોને નજર આગળ રાખી એ સમાધાન કરવાનો પ્રયત્ન થયો નથી. પણ વ્યક્તિગત પ્રતિષ્ઠાને જાળવી રાખવાની અસર એમાં વધારે જણાઇ આવે છે. અને એટલા માટે એ સમાધાનને અસ્વીકાર્ય ગણવામાં આવે તો આશ્ચર્ય નહીં. જેટલા ગૃહસ્થો અને અધિકારી કે અનધિકારી આમાં ભળ્યા તે દરેકે પોતાનો, પોતાની અસ્મિતાનો, પોતાની પ્રતિષ્ઠા સુરક્ષિત રાખવાનો અને સમાજના જે વર્ગમાં તેઓ હોય તેમાં પોતાનું સ્થાન સ્થાયી જાળવી રાખવાનો પ્રયત્ન કર્યો છે, અને એટલે અંશે આ સમાધાન નિઃસત્વ બન્યું લાગે છે. જો કે એમ કહેવાયું છે કે રાજકોટના સવાલની આગેવાની સરદારે વ્યક્તિગત રીતે લીધી છે પણ અત્યારે કોંગ્રેસ, કોંગ્રેસ સરકારો અને સરદાર પરસ્પર ઓતપ્રોત છે. અને એ રીતે દેશી રાજ્યોનો પ્રશ્ન અપક્વકાળમાં હાથમાં લેવાયો છે. અત્રે દેશી રાજ્યોના બંધારણનો બચાવ કરવાનો હેતુ નથી. તેમ દેશી રાજ્યોનાં બધાં બંધારણો ઇચ્છનીય છે એમ કહેવાનો પણ હેતુ નથી. પણ એ બંધારણો નવેસરથી રચવાનો કાળ હજી આવ્યો નથી એટલું જ માત્ર કહેવાનો હેતુ છે. બ્રિટિશ હીંદની પ્રજામાં છેલ્લાં ત્રીશ વર્ષમાં બંધારણ પરત્વે જે રાજદ્વારી વિકાસ થયો છે અને અનુભવ મેળવાયો છે એવી તક હજી એ ચાર ગણ્યા ગાંઠ્યાં રાજ્યો સિવાય બીજાં રાજ્યોની પ્રજાને મળી નથી. તેમ ભાગ્યે જ કોઇ થોડાક એવા કમનસીબ રાજકર્તાઓ હશે કે જે બીન જવાબદારીથી વહીવટ ચલાવતા હશે. આમ છતાં રાજ્યકર્તાઓમાં રાજ્ય વિષે દૃઢિભૂત થયેલી અમારાપણાની લાગણી, રાજ્યને વળગી રહેલું મમત્વ, ભૂતકાળમાં એમના પૂર્વજોએ કરેલો સ્વાર્થ ત્યાગ, એ વગેરે બાબતો સંબંધી એવી વિચારસરણિ છે કે જ્યાં સુધી એમાં નરમાશ ન

આવે અને રાજ્યોની પ્રજામાં જવાબદારીનો સાચો અને સેવાવૃત્તિવાળો ખ્યાલ ઉત્પન્ન ન થાય ત્યાંસુધી દેશી રાજ્યોનાં બંધારણોમાં તત્કાલ સંક્રાન્તિ કરવાનો પ્રયત્ન કરવામાં આવશે તો તે પ્રત્યાઘાત ઉત્પન્ન કરશે એમ શુદ્ધભાવે લાગી જાય છે. નરેશ તંત્રના દોષો છે તેમ ગુણો છે. અને લોકતંત્રના ગુણો છે તેવા દોષો પણ છે. આ બન્ને તંત્રોનો સમન્વય જ દેશી રાજ્યોનું હિત સાધવામાં ઉપયુક્ત નીવડશે એવો અભિપ્રાય વાચકો જો આ મત કરતાં જુદો મત ધરાવતા હોય તો તેમની માફી માગી અમે જણાવીએ છીએ.

હીંદની પ્રજાનું માનસ, અને સંસ્કૃતિ અને ઘર-મુળમાંથી એને મળતી કેળવણી એ એવાં છે કે તે રાજ્યતંત્ર ભોગવવા કરતાં સુખદાયક રાજ્યતંત્રમાં રહેવા વિશેષ ઇચ્છે છે. કેવળ લોકતંત્ર, ચુંટણીની ધમાલો, વારંવાર બદલાતું કારોબારી મંડળ, સતત ચાલુ રહેતા ઔદ્યોગિક અને ધાર્મિક ઝગડાઓ, રાજ્યતંત્રમાંથી નિષ્પન્ન થતી વ્યક્તિગત સ્વતંત્રતા, સતત ચાલુ રાખવા પડતા બુદ્ધિના વિવાદો અને નૈતિક જીવનની અસ્થિરતા એ વગેરે બાબતોથી જન્મ પામતા જીવન કલહમાંથી હીંદની પ્રજા મુક્ત રહેવા ઇચ્છે એવું એનું માનસ ઘડાએલું છે. દેશી રાજ્યોના હાલના તંત્રોમાં કે હવે પછીના તંત્રોમાં જો આવા દોષો અનાયાસે પણ પ્રવેશ પામશે તો તેથી પ્રજા જીવનને હાની થશે. અમુક તંત્ર જ સારૂં એવા નિશ્ચય કરતાં લોક સમુહને સુખ આપે એવું તંત્ર સારૂં એ દૃષ્ટિબીંદુ નજર આગળ રાખી દેશી રાજ્યોના બંધારણનો પ્રશ્ન ઉકેલવામાં આવે તો તે વધારે વ્યવહારૂ લાગે છે.

રાજકોટ પ્રકરણમાં લોકસમુદાયને સુખ આપનારા તંત્રનો ન્યુનાધિકપણે પણ વિચાર કરવામાં નથી આવ્યો. અને કેવળ અ, બ, ક, ડ, ના નામોના આગ્રહ જેવી નિર્જીવ બાબતોને મહત્વ આપી બન્ને પક્ષે એક બીજાને મુશ્કેલી ઉભી કરી છે. આવી બાબતોમાં તો જે પક્ષ વિચારભોગ આપે છે તે પક્ષ ઉદારચિત્ત અને મહત્તાવાળો છે. મોટા કરતાં નાનો ઓછો ભોગ આપી શકે એ સ્વાભાવિક છે. નાનાનું મન ભોગની સુખદ પરિણામો જોવા ટેવાએલું નથી હોવું, અને તેથી તે ઘણી વખત ઈષ્ટ બાબતોને પણ હાનિકારક દેખે છે. એટલે જો મોટા ગણાતા પક્ષે ગમે તે એક પક્ષે—વિચારભોગ આપ્યો હોત તો વિશેષ પ્રતિષ્ઠાપાત્ર અને ઉદારચિત્ત ગણાત. તેમ તેના તરફ જનસમુહની સ્વાભાવિક સહાનુભુતિ દોરાત! કારણ કે નાનાનો ભોગ લોકોમાં નબળાઇરૂપે દેખાય છે, અને મોટાનો સમજણપુર્વકનો ભોગ એ ભોગરૂપે લેખવામાં આવે છે. બન્ને પક્ષે જો આ દૃષ્ટિએ વિચાર કર્યો હોત તો તેથી જે સમાધાન થાત એ માનવંત સમાધાન થાત. અને એમાંથી આંટીઘુંટી ઉત્પન્ન ન થાત.

રાજકોટના પ્રકરણથી એમ માનવામાં આવે છે કે દેશી રાજ્યોની પ્રજામાં રાજદ્વારી જાગૃતિની ભૂખ જન્મ પામી છે. આ હકીકત યથાર્થ છે કે કેમ તેનો આગેવાન ગૃહસ્થોએ અને સંચાલકોએ નિર્મળબુદ્ધિથી અને પક્ષના મોહનો આગ્રહ રાખ્યા વગર સ્થિરતા-પૂર્વક વિચાર કરવો જોઇએ. લોકોમાં જો ખરેખરી દુઃખની લાગણી હોય, તેઓ કરવેરાના ભારતળે હોય, રાજ્યતંત્રથી તેઓ અસંતુષ્ટ હોય તો તેનો અસરકારક ઉપાય શું છે તેનો વિચાર કરવો જોઇએ. રાજ્યતંત્રના ફેરફારથી લોકો વસ્તુતઃ સુખી થાય છે કે કેમ? જગતના બીજા દેશોમાં શું થયું છે? અને એ દાખલાઓ ઉપરથી શું થવા યોગ્ય છે એ જોવું પણ આવશ્યક છે. દીર્ઘકાળથી ચાલ્યું આવેલું નરેશતંત્ર, એમાં ઘણો ફેરફાર કરવાથી લોકોને સુખરૂપ થઈ શકે એમ છે કે નહીં, જો નથી તો "જવાબદાર રાજ્યતંત્ર" એ શબ્દમાં જે તંત્રનો સમાવેશ થાય છે તે તંત્ર હીંદની—દેશી રાજ્યોની પ્રજાની અને એ પ્રજાના વિચાર-બળોની સાથે અનુરુપ કરી શકાય કે નહીં, આ બધા પ્રશ્નોનો વિચાર થવો જોઇએ. કોઈ પણ રાજદ્વારી ચળવળમાં વર્ગવિગ્રહને ઘણીવાર તક મળે છે. રાજ-કોટના પ્રકરણે ગરાશીઆઓને અને મુસલમાનોને

લઘુમતિના રક્ષણ નિમિત્તે પોતાના હક્કોને આગળ ધરવા દોર્યા છે. વળી ભાયાતોમાંથી તો સ્વયંસેવકો પણ ઉભા થવા લાગ્યા છે. આઘાત સામે આ રીતે પ્રત્યાઘાત ઉભો થયો છે. રાજદ્વારી વિચારકોએ લઘુમતિનાં બળો--ભલે તે લઘુમતિનાં હોય તો પણ--તે સામે ખરેખર સાવચેત રહેવું જોઇએ.

કોઈ પણ રાજદ્વારી ચર્ચા કે ચળવળમાં મતભેદને અવકાશ રહે છે. પણ સુજ્ઞોનો મતભેદ અને આગ્રહ શોભે છે, તે સમાધાનને માર્ગે જાય છે. જ્યારે અજ્ઞોનો આગ્રહ વર્ગ વિગ્રહ ઉભા કરે છે. લોકોમાં તોફાની વલણ જાગૃત કરે છે. અને અસત્ય અને દાંભિકતાને માર્ગે દોરી જાય છે. રાજકોટના પ્રકરણમાં અને એના અંગની વાટાઘાટમાં એક પક્ષે વારંવાર ફરતી જતી વિચારણાનો આશ્રય લીધો અને બીજા પક્ષે પોતાપણાની અસ્મિતાની મિથ્યા કલ્પના કરી પોતાની સત્તાની-જે ખરેખર સત્તા જ ન હતી તેની મિથ્યા આંકણી કરી. એક પક્ષે પૈસા વેર્યા અને બીજા પક્ષે વેરવા માટે ઉઘરાવ્યા અને ખરૂં જોતાં પરિણામ તો કેવળ અસત્ય વાણી, વિચાર અને વર્તનમાં જ પરિણમ્યું. લોકોમાં ખરી નિર્ભયતા આવવાને બદલે ઉપરથી નિર્ભયતાના સ્વાંગ રૂપ દેખાતી ભિરૂતા આવી. કેટલીક વખત સિદ્ધાંત સાચો હોય છે પણ તેનું ઘડતર જો બીનકેળવાયેલના હાથે થાય છે તો અંતે ગમે તેવા ઉત્તમ આદર્શ પણ શબવત થાય છે. અને પછી આગ્રહ અને મિથ્યા ભ્રમમાં પડેલાં માણસો એ શબ શરીરના આશ્રયે ઘૂમ્યા કરે છે અને એ વિષે યદ્વા તદ્વા કલ્પનાઓ કરે છે. જેમ લોકોએ, તેમ લોકોમાં રહી કામ કરનારા અધિકારીઓએ અને લોકોના સંબંધમાં આવવા તાજે તાજો પ્રયત્ન કરતા ગૃહસ્થોએ આ બાબતનો પુખ્ત વિચાર કરવો જોઈએ. અને તે કર્યા પછી જ રાજકીય વર્તન અમલમાં મુકવાં જોઇએ.

તટસ્થ.

---

# મોરબી સ્ટેટ : છેલ્લાં સોળ વર્ષ.

(મોરબી રાજ્યમાં છેલ્લાં સોળ વરસમાં કેવા પ્રકારનો વહીવટી વિકાસ થયો છે, તે અમે આ નીચે આપીએ છીએ. તંત્રી.)

## ખેતી.

ખેતીનો વિકાસ સાધે અને રાજ્યના આધારરૂપ ખેડુતોની સ્થિતિ સુધારે તેવાં સાધનોનું સંરક્ષણ કરવું અને ખીલવટ કરવી તે માટે નામદાર મહારાજા સાહેબને ખાસ ફીકર રહે તે સ્વાભાવિક છે. એ ફીકરને પરિણામે અહિંના ખેડુતો સુખી અને સંતોષી થયા છે.

ખેડુતો મહેસુલ રોકડમાં ભરે એવી પદ્ધતિ સને ૧૮૮૫માં અમલમાં આવી અને તે અત્યાર સુધી ચાલુ છે.

૧૮૮૦ થી ૧૮૮૪ એ ચાર સાલની સરાસરીએ મહેસુલ નક્કી કરવામાં આવ્યું છે, દર વીઘે રૂા. ૧-૬-૦ અથવા તો દર એકરે રૂા. ૩-૪-૦ મહેસુલ આવે છે.

જમીન ખેડનાર ખેડુતોને કબજાના સંપૂર્ણ હક આપવામાં આવ્યા છે, તેઓ પોતાની જમીન પોતાની ઇચ્છા મુજબ વેચી શકે અને ગીરો મૂકી શકે તેવો કાયમી માલીકીનો હક ભોગવે છે.

જો છેલ્લા માલિકની વિધવા હોય તો તેના મરણ પછી, પુરૂષ વારસના અભાવે તેના સૌથી નિકટના સગાને વારસાનો હક મળી શકે છે.

ખાસ કરીને કૃષિની સુધારણા માટે અને નવી

અણખેડાયેલ જમીનનાં ખેડાણ માટે આબાદી ખાતું સ્થાપવામાં આવ્યું છે.

નવા કુવા ખોદાવવા અને જુના કુવાને ઉંડા કરાવવા માટે સને ૧૯૨૫ની સાલથી બોરીંગ અને બ્લાસ્ટીંગ ખાતું ખોલવામાં આવ્યું છે. ખેડુતોને તો બોરીંગ અને બ્લાસ્ટીંગ ઓછા ભાવે કરી દેવામાં આવે છે.

દરેક ગામમાં રાજ્યના ખર્ચે પાકા કુવાની અને ઢોર માટે અવાડાની સગવડ કરી આપવામાં આવી છે, તેમજ દરેક ગામના ઢોરને ચરીયાણ માટે પૂરતો પ્રબંધ કરવામાં આવ્યો છે.

ઢોરની ઓલાદ જાળવવા અને તેમાં સુધારો કરવા સારૂ, દરેક ગામે સ્ટેટ વેટરનરી સર્જનને પસંદ પડે તેવો સાંઢ રાખવો પડે છે. શુદ્ધ ગીર જાતના ઢોરનું ઉછેર–સ્થાન રાજ્ય નિભાવે છે, તેમાંથી ગામડાંને વિના ખર્ચે સાંઢ આપવામાં આવે છે.

એક એગ્રીકલચરલ રૈયત બેંક સ્થાપવામાં આવી છે; તેમાં દરેક ખાતાદાર પોતાની વાર્ષિક વીઘોટીનાં દર રૂપીએ એક આનો મૂકે છે, તે દુષ્કાળમાં વિમાની ગરજ સારે છે. આવી રીતે ખેડુતોના ૧૬ લાખ રૂપીઆ જમે થયા છે, ખેડુતો પોતાને જરૂર પડે ત્યારે પોતાની જમે થયેલ રકમનો ઉપયોગ કરી શકે છે.

સને ૧૯૨૪ની સાલથી દુષ્કાળ નિવારણ ફંડ યોજના શરૂ કરી અને આજ સુધી તેમાં ૨૫ લાખ રૂપીઆ જુદા રાખવામાં આવ્યા છે. તે રકમના વ્યાજ સહીત અત્યારે રૂા. ૪૦ લાખ થયેલ છે. આ ફંડમાંથી દુષ્કાળના વર્ષોમાં, કુવા ગાળવા માટે; કૃષિના વિકાસ અર્થે, પોતાના અને ઢોરના નિભાવ માટે અને બીયાં તેમજ ઢોર ખરીદ કરવા સારૂ ખેડુતોને વગર વ્યાજે નાણાં ધીરવામાં આવે છે.

ખેડુતોની રાહત અર્થે ખાસ કાયદો અમલમાં મુકેલ છે. અને તેની રાહત સારૂ એક ખાસ અદાલત ખોલવામાં આવી છે.

ઓછા વરસાદ અને ભાવની મંદીના સમયમાં ખેડુત પોતાની આર્થિક સ્થિતિ જાળવી શકે એ હેતુથી નામદાર મહારાજા સાહેબે તેમનું મહેસુલ ઘટાડવો અથવા જરૂર જણાય તો સદંતર માફ કરવા પોતાથીજ ફીકર રાખી ઉદારતા દર્શાવતા આવ્યા છે; છેલ્લાં સોળ વર્ષ દરમિયાન આવેલ નબળાં વરસને લઈને આવી રીતે માફ થયેલ કુલ રકમનો આંકડો રૂા. ૨૦ લાખ ઉપર થવા જાય છે. આ ઉપરાંત આવાં વરસોમાં, ખેડુતો અને તેમના ઢોરના નિર્વાહ અર્થે અને બી, બીઆણ વગેરેની ખરીદી માટે આપેલ મદદની રકમ રૂા. ૧૨ બાર લાખ થાય છે.

આ બાબી રાહતનું પરિણામ એ આવ્યું છે કે ખેડુતો એકંદર રીતે આબાદી ભરી સ્થિતિમાં રહેલ છે. આમ છતાં કોઈ કોઈ ખેડુતો એવા છે કે ભિન્ન ભિન્ન કારણે દેવામાંથી મુક્ત નથી. તેથી સમસ્ત ખેડુતોને ઋણમાંથી મુક્ત કરવા અને ખેડુત તરીકે તેમનું જીવન નવેસર શરૂ કરાવવાના ઉદાર હેતુથી નામદાર મહારાજા સાહેબે ઘણી રહેમ કરી, રાજ્યનું તેમનું સર્વ ઋણ માફ કર્યું છે; અને સાહુકાર જોગનું તેમનું દેવું પતાવવા એક લવાદ કમીટી નીમવામાં આવી છે. તે કમીટી દરેક વિભાગમાં બે ખેડુતોને સાથે રાખી ખેડુતોનાં દેવાની તપાસ કરી, વ્યાજબી રાહે પતાવટ કરે છે. આવી રીતે નક્કી થયેલ દેણું ખેડુતોની વતી ચુકવવા દરબારશ્રીએ માથે લીધું છે અને તે રકમનું વ્યાજ ખેડુએ દેવું પડતું નથી.

આ વર્ગમાં કેળવણીને ઉત્તેજન આપવા સારૂ મોરબીમાં કણબી બોર્ડીંગને એક લાખ રૂપીઆની રકમ આપવામાં આવી છે. તે બોર્ડીંગના તે વિદ્યાર્થીઓ ઉચ્ચ કેળવણી લીએ છે. તેના ઉપયોગમાં તે રકમનું વ્યાજ વપરાય છે.

### વ્યવહાર, સાધનો અને વ્યાપાર.

કૃષિ સાથે નિકટ સંબંધ ધરાવનાર વ્યવહારના સાધનો અને વણજ વ્યાપાર છે.

પ્રાતઃસ્મરણીય મર્હુમ મહારાજા સાહેબ સર વાઘજી બહાદુર પોતાની પ્રજાનાં કલ્યાણ માટેના દરેક સાહસમાં મોખરે રહેતા; તેઓશ્રીએ વર્ષો થય

રાજ્યમાં ઠેક ઠેકાણે ટ્રામ્વે કરી હતી. રૂા. ૬૦ લાખના ખર્ચે રાજકોટ અને મોરબીને હીંદની રેલવે સાથે જોડયાં હતાં. આથી રાજકોટ અને મોરબીનો રજપુતાના અને ઉત્તર હીંદ સાથે સીધો સંબંધ સંધાયો હતો. એથી આ દિશામાં તો બહુ કરવાનું ન હતું. પરંતુ જ્યાં જ્યાં અવકાશ જણાયો ત્યાં આ સવડનાં સાધનોમાં વધારો તથા સુધારો કરવામાં નામદાર મહારાજા સાહેબે પોતાની શક્તિનો ઉપયોગ કર્યો. વાંકાનેરથી મોરબી સુધીની શાખા નેરોગેજ હતી તેને બદલે મીટરગેજ કરી, થાન–ચોટીલા લાઈન નવી ચાલુ કરી, સનાળાથી આમરણ સુધી ટ્રામ્વે કરી, જેતપર ધાંટીલા ટ્રામ્વે કરી, અને મોરબીથી નવલખી સુધીમાં નેરોગેજ ટ્રામ્વે હતી તેને બદલી મીટરગેજ રેલવે બનાવી. નવા વધારાનાં સ્ટેશનો અને તેને લગતાં મકાનો, રોલીંગ સ્ટોક અને એન્જીનોમાં વધારો અને રેલવે સડકમાં સુધારો એ બધું તે ઉપરાંત. એ સર્વ નામદાર મહારાજા સાહેબનાં આ દિશામાં સિદ્ધ કરેલ કાર્યના નમુના છે. ૮૫ માઈલમાં નવા વધારા અને ફેરફારો કરવામાં આવ્યા છે; અને રેલવેમાં થયેલ મુળ ખર્ચ ૫૦ લાખ હતું તે અત્યારે ૧૨૦ લાખ થયું છે. આ પ્રમાણે માલ મોકલવાનાં સાધનોની સગવડતાનો ખ્યાલ એટલા ઉપરથી આવી શકશે કે સ્ટેટની ટ્રામ્વે તથા રેલવેના કુલ માઈલ ૧૯૫ (૬૨ +૧૩૩) થયા છે. રેલવે તથા ટ્રામ્વે સ્ટેશનથી ૬ માઈલથી વધુ દુર હોય તેવું ભાગ્યે જ કોઈ ગામ સ્ટેટનું હશે. વળી મહાલોમાં આ ઉપરાંત મોટર ચાલી શકે તેવી ૪૦૦ માઈલની સડકો છે.

### બંદર વિકાસ.

વણજ વેપારની સગવડતા ખાતર નવલખી બંદરની ખીલવણી કરવામાં આવી છે. તાજેતરમાં મેહેરબાન રેસીડેન્ટ સાહેબને નવલખી બંદર ટુંક સમય માટે જોવાનો પ્રસંગ મળ્યો હતો, તેથી બંદરની કુદરતી અનુકૂળતાનો જે લાભ છે તે તેઓએ જોયું હશે. વળી માલને સ્ટીમરમાં ચડાવવા ઉતારવા તથા ગોડાઉનોમાં જાળવવા સંબંધમાં કેવી સગવડોનો પ્રબંધ કરવામાં આવ્યો છે, તે પણ તેઓ સાહેબની નજરમાં આવ્યું હશે. નામદાર મહારાજા સાહેબ તખ્તનશીન થયા પછી તરત બંદરને ખીલવવાનું કાર્ય પ્રથમ હાથ ધરવામાં આવ્યું. સને ૧૯૨૪ સુધી તો આ બંદરે એક પણ સ્ટીમર આવતી ન હતી; અત્યારે તો બોમ્બે સ્ટીમ નેવીગેશન કંપનીની સ્ટીમરો દર અઠવાડીએ નિયમિત આવી ઉભી રહે છે, એટલું જ નહિં પણ બ્રિટિશ ઈન્ડીયા સ્ટીમર શીપ કું. ની હંસા લાઈન, કલેન લાઈન, સીટી લાઈન, એંકર લાઈન તથા હોલેન્ડ ઈંડીયા લાઈન અને મોગલ લાઈન તેમજ સિન્ધીઆ આદિ લાઈન્સની દરિયાપારના દેશ વિદેશ જતી સ્ટીમરો પણ બંદરે આવે છે.

### હુન્નર ઉદ્યોગ.

વરસાદ નિયમિત ન થતો હોવાથી, તેમજ વેપારમાં વિશ્વવ્યાપી મંદી હોવાથી, રાજ્ય અને પ્રજાની આબાદી જાળવવા માટે બીજાં સાધનો હાથ કરવાની ખાસ અગત્ય છે, તેથી નામદાર મહારાજા સાહેબે પોતાનું ધ્યાન હુન્નર ઉદ્યોગના વિકાસ તરફ આપ્યું છે.

પરંતુ હુન્નર ઉદ્યોગો અને વેપારની આબાદી મૂડી વિના ન થઈ શકે, તેથી રાજ્યની મદદથી ખાનગી એજન્સી દ્વારા એક બેંકની સ્થાપના કરવામાં આવી છે. રાજ્ય બેંકને ઓછા વ્યાજે નાણું ધીરે છે, અને બેંક વેપારીઓને ૬ ટકાના વ્યાજે આપે છે. જ્યારે મોસમ નિષ્ફળ થઈ હોય અથવા બજારમાં અસાધારણ મંદી હોય તેવા નાણાં ભીડના સમયમાં રાજ્ય માત્ર ૧½ દોઢ ટકો વ્યાજ લે છે અને બેંક માત્ર ત્રણ ટકા લે છે. મૂડીની આ સગવડ સાહસિક પણ ગરીબ વેપારીઓને અને ઉદ્યોગ ખીલવનારાને મોટા આશીર્વાદ રૂપ થઇ છે, એટલું જ નહિ, પરંતુ સેંકડો માણસોને એથી રોજી મળી છે. થોડાં વરસોમાં તો હુન્નર ઉદ્યોગોએ બહુ પ્રગતિ કરી છે. જે અનેક હુન્નર ઉદ્યોગો ઉભા થયા છે, તેમાં શ્રી પરશુરામ પોટરી વર્કસ લિમિટેડ, શ્રી મહેન્દ્ર ગ્લાસવર્કસ, લવણપુર સોલ્ટવર્કસ, સર્વત્ર ચાલતી તેલ તથા લોટની મિલો, બોન ક્રશિંગ મિલ, ખ્રાસ વર્કસ,



૯

અનેક સ્થળે જિનિંગ ફેકટરીઓ, ગાંસડી દાબવાનો પ્રેસ વગેરે ગણાવી શકાય તે બધાની સ્થિતિ બહુ સારી છે. કોટન સ્પિનિંગ એન્ડ વિવિંગ મિલ તૈયાર છે, અને થોડા સમયમાં કામ કરતી થશે.

### ભાયાત અને મૂળ ગીરાસીઆ.

જ્યારે નામદાર મહારાજા સાહેબ ગાદીનશીન થયા તે સમયે આ જમીનદાર વર્ગ અમુક વ્યસનો અને સામાજીક ખર્ચોને લીધે સ્ટેટ અને સાહુકારનાં દેણામાં દબાઇ ગયો હતો. અને તેમના ગરાસની માલિકી તેમના હાથમાંથી લગભગ ચાલી ગઈ હતી. નામદાર મહારાજા સાહેબનું પહેલું કૃત્ય એ હતું કે તેમની સ્થિતિ સુધારવા ઉપાય યોજવા, તેથી તેમના સ્ટેટ અને સાહુકાર પ્રતિ દેણાની તપાસ કરવા અને વ્યાજબી રાહે પતાવટ કરવા એક કમિટી નીમવામાં આવી. તેનું પરિણામ એ આવ્યું કે તેમને ૨૬,૩૬,૦૦૦ રૂપીઆની રકમ જેટલી રાહત મળી અને જમીનની માલિકી વિનાની સ્થિતિમાંથી નિકળી તેઓ જમીનના માલિક થયા. પછીના વરસોમાં પણ વખતો વખત તેમને રાહત આપવામાં આવી છે; સને ૧૯૨૮થી ૧૯૩૬ સુધી તેમને આપેલ રાહતની રકમ વ્યાજ સાથે રૂા. ૪ લાખ કરતાં વધારે થયેલ છે.

તેમની સ્થિતિમાં વિશેષ સુધારો કરવા અને જમીનદાર તરીકે નવેસર જીવન શરૂઆત કરાવવા નામદાર મહારાજા સાહેબે સને ૧૯૩૬ ડીસેમ્બરની ૨૨મી તારીખે એક ફરમાન કાઢવા કૃપા કરી તેથીઃ-

(૧) સ્ટેટ પ્રતિ ભાયાત કે મૂળ ગીરાસીઆનું દેણું જો રૂા. ૧૦૦૦)થી વધારે ન હોય તો તે સદંતર માંડી વાળવામાં આવ્યું.

(૨) રૂા. ૧૦૦૦)થી વધારે પણ રૂા. ૫૦૦૦)થી અધિક ન હોય તેવું દેણું ભવિષ્યના વ્યાજમાંથી મુક્ત કરવામાં આવ્યું.

(૩) રૂા. ૫૦૦૦)થી અધિક દેવું હોય તેવા કિસ્સામાં ત્રણ વર્ષનું વ્યાજ માફ કરવામાં આવ્યું.

ઉપર પ્રમાણે કરવાથી જે રાહત મળી તેનો કુલ આંકડો રૂા. ૧૬,૦૦,૦૦૦) સોળ લાખ થાય છે. આવું ઉદાર ફરમાન કરતી વખતે નામદાર મહારાજા સાહેબે એવી મુરાદ દર્શાવી હતી કે તેઓ કરકસર કરતાં શીખે અને ફરીથી દેણાના બોજા તળે ન આવે.

તેમની સ્થિતિ સુધારવા માટે લેવામાં આવેલ બીજું પગલું એ છે કે તેમના પુત્રોની કેળવણી અર્થે ગીરાસીઆ બોર્ડિંગ ખોલવામાં આવી છે, અને તેના નિભાવ અર્થે બે લાખ રૂપીઆ આપવામાં આવ્યા છે. છેલ્લું અને તેટલું જ અગત્યનું નામદાર મહારાજા સાહેબનું પગલું એ છે કે ભાયાત અને મૂળ ગીરાસીઆની કેટલીક વિધવાઓ અતિ દયાપાત્ર અને નિરાધાર સ્થિતિમાં હોઈ તેમના માટે રાહત યોજના કરી તેમના નિર્વાહ અર્થે એક લાખ રૂપીઆ આપવામાં આવ્યા છે.

### કેળવણી.

નિરક્ષરતાના સદંતર નાશ માટે સર્વ પ્રજા વર્ગમ કેળવણીનો પ્રચાર કરવાનો નામદાર મહારાજા સાહેબનો ખરા દીલનો પ્રયત્ન પ્રથમથી જ છે તેથ પ્રાથમિક તેમજ માધ્યમિક કેળવણી મફત આપવામ આવે છે એ ઉપરાંત આર્ટસ, મેડીકલ, એન્જિનિય રીંગ ( સિવિલ, મિકેનીકલ અને ઇલેક્ટ્રીકલ ) કોમર્સ એગ્રિકલ્ચર, વાયરલેસ, ટેક્નોલોજી ટીચિંગ ઈત્યા વિષયોમાં પોતાનો અભ્યાસ આગળ વધારવા ઈચ્છા વિદ્યાર્થીઓને એકંદર રૂા. ૭૫૦૦)ની શિષ્યવૃત્તિ આપવામાં આવે છે.

સને ૧૯૨૨ ની સાલમાં ૩૦ શાળા અને ૧૭૫૦ વિદ્યાર્થીઓ હતા અને અત્યારે ૧૦૬ શાળા અને આશરે ૮૦૦૦ વિદ્યાર્થીઓ છે એ બીના લક્ષમાં લેતાં કેળવણીએ કેટલી પ્રગતી કરી છે, તેનો કાંઈક ખ્યાલ આવી શકશે. સને ૧૯૨૨માં કેળવણી પાછળ જેટલું વાર્ષિક ખર્ચ થતું તેનાથી અત્યારે પાંચ ગણું કરવામાં આવે છે. આ રાજ્યમાં ૧૫૭ ગામ છે, તેમાંથી ૯૬ ગામમાં તો નિશાળનો પ્રબંધ થઈ ચુકયો છે, એટલે કે દર ત્રણ ગામે બે નિશાળ છે. નામદાર મહારાજા સાહેબની એવી ઈચ્છા છે કે દરેક ગામને એક નિશાળ આપવી. દર વરસે પાંચ નવી શાળાની

પ્રજાને સગવડ આપવામાં આવે છે.

કન્યા કેળવણી ઉપર નામદાર મહારાજા સાહેબ ખાસ લક્ષ આપી રહ્યા છે. રાજ્યમાં ૭ કન્યાશાળા છે, અને ૧૫૦૦ બાળાઓ શિક્ષણ લઈ રહી છે. મોરબીની કન્યાશાળામાં અંગ્રેજી ચોથા ધોરણ સુધી શિક્ષણ અપાય છે, સિવણ, ગુંથણ, સંગીત અને ડ્રીલ પણ અભ્યાસક્રમમાં છે.

૩ થી ૬ વરસ વચ્ચેનાં બાળકોને મોન્ટિસોરી પદ્ધતિએ કેળવણી આપવા સારૂ રૂા, ૨૦,૦૦૦ના ખર્ચે એક બાલમંદિર બાંધવામાં આવ્યું છે. તાજેતરમાં જ ખોલવામાં આવેલ એ નવા મકાનમાં બાળકો કેટલી હોંશ અને ઉમંગથી કેળવણી લઈ રહ્યાં છે અને કેટલી સરળતા અને ચંચળાટીથી પોતાના જીવનના પ્રારંભની પગલી પાડી રહ્યાં છે, એ જોવાથી આનંદ આવે છે.

નિશાળના અભ્યાસના વિષયોમાં બુક કીપિંગ અને એકાઉન્ટન્સી, ટાઈપ રાઈટીંગ, સંગીત અને ડ્રોઈંગનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

ધાર્મિક તેમજ શારીરિક શિક્ષણ બાબત પણ ખાસ લક્ષ આપવામાં આવે છે. ક્રિકેટ, હોકી અને સ્કાઉટિંગમાં છોકરાઓ સારો રસ લઈ રહ્યા છે.

હરિજન વિદ્યાર્થીઓને છૂટથી નિશાળોમાં દાખલ કરવામાં આવે છે; વળી તેમને માટે ખાસ બે નિશાળો ખોલવામાં આવી છે.

આ ઉપરાંત, કેળવણીને પોષતી નીચે જણાવેલી સંસ્થાઓના નિભાવ અર્થે રૂા. ૨,૫૦,૦૦૦) જુદા રાખવામાં આવ્યા છે.

રૂ. ૧,૦૦,૦૦૦) ઉચ્ચ ટેકનીકલ શિક્ષણ મેળવવા શિષ્યવૃત્તિ માટે.

૧,૦૦,૦૦૦) બાલ મંદિર માટે.

૫૦,૦૦૦) પુસ્તકાલય માટે.

[ અપૂર્ણ ]



## વિજ્ઞપ્તિ:—

જે ગ્રાહકોએ અત્યાર સુધી પોતાનું લવાજમ ન મોકલ્યું હોય તેઓ મહેરબાની કરીને તાકીદે પોતાનું લવાજમ મોકલી આપશે એવી આશા છે. ફરીયાદીપત્ર ન લખવું પડે એટલી વિનંતિ છે.

# દેશી રાજ્યોના પ્રશ્નો

**વડોદરા રાજ્યના ખેડુતોને રાહત.**

(રાજ્યના સરકારી ગેઝેટમાં દીવાનની સહીથી નીચે પ્રમાણે હુકમ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.)

૧. ખેતીની પેદાશના ભાવમાં થતા ઘટાડાને લીધે ચાલતી મંદીમાં રાજ્યના ખેડુત ખાતેદારોને કઇ રીતે રાહત આપવી એ પ્રશ્ન શ્રીમંત મહારાજા સાહેબ કેટલાક સમયથી બહુ વિચારી રહ્યા હતા, અને તેઓશ્રીએ યુરોપથી દિવાન તરફ લખેલા પત્રમાં જણાવ્યું હતું કે, આવી રાહત સંબંધમાં સ્પષ્ટ ભલામણો તૈયાર કરવી.

૨. ગયા વર્ષના છેવટના ભાગમાં પ્રાથમિક કાર્ય શરૂ થઈ ગયું હતું. રાજ્યમાં થતા પાકના જે તે સમયના બજારભાવ સંબંધી વિગતવાર આંકડા તૈયાર કરવામાં આવ્યા, અને આ સંબંધમાં હિંદુસ્તાનના જુદા જુદા ભાગમાં લેવાયેલા ઇલાજો સંબંધી વિગતવાર માહિતી ભેગી કરવામાં આવી હતી. પ્રત્યેક મહાલના નક્કી થયેલા આકાર સંબંધી પણ પૂર્ણ વિચાર કરવામાં આવ્યો હતો. ત્યાર પછી આ પ્રશ્નને સર્વાંશે વિચારી ભલામણો કરવા માટે એક સમિતિ પણ નિમવામાં આવી હતી.

૩. રજુ થયેલી ભલામણોનો વિચાર કર્યા બાદ શ્રીમંત મહારાજા સાહેબે કૃપાવંત થઇને નીચે જણાવેલી રાહતની યોજના પસંદ કરી છે.

૪. બજારભાવના ધોરણ ઉપર નક્કી થયેલા હાલ અમલમાં છે એ આકાર (જેમાં જુદા જુદા તપાસ કે ફેર તપાસના આકાર નિર્ણયનો સમાવેશ થાય છે) તેના ત્રણ સ્પષ્ટ વિભાગો પાડી શકાય:—

(૧) સને ૧૯૦૮–૦૯ સુધી લાગુ કરેલા આકાર;

(૨) સને ૧૯૦૯–૧૦ થી સન ૧૯૧૯–૨૦ સુધી લાગુ કરેલા આકાર;

(૩) સને ૧૯૨૦–૨૧ થી સને ૧૯૩૦–૩૧ સુધી લાગુ કરેલા આકાર.

જે સાલમાં આકાર લાગુ કરવાનો હોય તેની અગાઉના ૧૫ થી ૩૦ વર્ષ સુધીના બજારભાવોની સરાસરીની ગણતરી ઉપર દરેક નિર્ણિત સમયનો આકાર નક્કી કરવામાં આવે છે.

સામાન્ય : આ ત્રણ સમય વિભાગો બજાર ભાવોના ત્રણ સ્પષ્ટ વિભાગો બતાવે છે. જે બજાર ભાવ ઉપર બીજા વિભાગમાં નક્કી કરેલો આકારણીનો આધાર લેવામાં આવ્યો હતો તે પહેલા વિભાગના બજારભાવ કરતાં ચઢતું પ્રમાણ બતાવે છે. તેજ પ્રમાણે ત્રીજા વિભાગના આધારભૂત બજારભાવ બીજા વિભાગ કરતાં પણ સામાન્યત: ચઢતા પ્રમાણમાં આવે છે.

૫. બજારભાવોના ઘટાડાના લીધે, શ્રીમંત મહારાજા સાહેબ એમણે મંદીના સમયમાં, નીચે જણાવેલા પ્રમાણમાં જમીન મહેસુલમાં રાહત આપવા કૃપાભર્યો હુકમ કર્યો છે.

રૂપિયામાં ૨ આના—પહેલા વિભાગમાં દાખલ કરેલા આકારની બાબતમાં.

ટીપઃ—આ વિભાગના આકાર નિર્ણય માટે જે ભાવ આધારભૂત ગણવામાં આવ્યા હતા તેમની સરખામણીમાં ખરેખર બજારભાવમાં કાંઇ ઘટાડો થયો નથી. છતાં આ વિભાગમાં આવતા મહાલોની બાબતમાં આ રાહત આપવા શ્રીમંત મહારાજા સાહેબે ખાસ કૃપા કરેલી છે.

રૂપિયામાં ત્રણ આના—બીજા વિભાગમાં દાખલ કરેલા આકારની બાબતમાં.

રૂપિયામાં ચાર આના—ત્રીજા વિભાગમાં દાખલ કરેલા આકારની બાબતમાં.

૬. શ્રીમંત મહારાજા સાહેબે વધુમાં એમ પણ ફરમાવ્યું છે કે બજારભાવોમાં ફેરફારી થાય તો પણ આ રાહત ચાલુ સાલથી પાંચ વર્ષ સુધી ચાલુ રહેશે. પાંચ વર્ષ પછી તે વખતના બજારભાવો તેમજ બીજી સંબંધ કરતી બાબતો ધ્યાનમાં લેવાઈ આ પ્રશ્ન ફરી તપાસવામાં આવશે.

૭. આ હુકમથી દરેક મહાલવાર આપેલી રાહત આ સાથે રાખેલા પત્રકમાં બતાવેલી છે. કુલ રાહત આશરે રૂપિયા વીસ લાખ જેટલી થાય છે.

૮. સદરહુ રાહતનો અમલ ચાલુ સાલથી થશે. પાક નિષ્ફળતાના અગર એવા બીજા કારણોને લીધે નિયમાનુસાર આપેલી અગર આપવાને પાત્ર થતી રાહતને બાધ આવશે નહીં, એ રાહતો હાલ અપાય છે તેમ અપાયે જશે.

૯. આ રાહતની યોજના જે જે ઈનામી ગામોને આપણી આકાર લાગુ કરવામાં આવ્યો હોય તેમને પણ લાગુ પડશે.

૧૦. આ હુકમાનુસાર ઘટાડેલા જમીન મહેસુલ ઉપર જ સ્થાનિક વેરો આકારી લેવામાં આવશે. એટલે આથી સ્થાનિક વેરાના હાલના સાગણામાં રૂ. ૧,૨૫,૦૦૦ (સવા લાખનો) ઘટાડો થશે.

૧૧. જમીન મહેસુલ સંબંધી નિબંધની કલમ ૬૨ (ધ) (૧) માં જણાવ્યા પ્રમાણે કનિષ્ટ ધારણ કરનાર પણ હાલ જાહેર કરેલી રાહતના પ્રમાણુની રાહત મેળવવાને પાત્ર થશે. કનિષ્ટ ધારણ કરનારાઓને પણ સદરહુ રાહતનો લાભ ખરેખર મળે એ જોવાની ફરજ મુલકી અમલદારોની છે.

૧૨. ઉપરની જાહેરાત સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

તારીખ ૨૬ માહે ડિસેમ્બર સને ૧૯૩૮.

V. T. Krishnamachari,
દિવાન.

---

## કચ્છ મહારાવશ્રીનું વક્તવ્ય

[ થોડા દિવસ પહેલાં કચ્છના ના. મહારાવશ્રીએ પ્રજા સમક્ષ રાજ્યવહીવટનું સિંહાવલોકન કરતાં જે વિચારો પ્રદર્શિત કર્યા હતા તે અગત્યના હોઈ અમે આ નીચે આપીએ છીએ. કચ્છના ના. મહારાવશ્રી પ્રાચીનતાના પ્રશંસક છે અને સમગ્ર નરેશ મંડળમાં જે ગણ્યા ગાંઠ્યા રાજકારણના અનુભવી નરેશો છે, તે પૈકી તેઓશ્રી એક વૃદ્ધ અને અનુભવી નરેશ છે. જમાનાને અને યુગબળને તેના યથાર્થ રૂપમાં ઓળખનારા છે. તેમ લોકોનું હિતાહિત શામાં છે, તે પોતાની અનુભવી આંખે જોઈ શકનારા છે. ધાંધલથી જેમ લગાર પણ સ્થૈર્ય ગુમાવી નાખે એવા નથી તેમ હમેશાં પ્રિય વચનો સાંભળી પોતાનામાં મિથ્યા ભ્રમ ઉત્પન્ન થવા દે એવા નથી. પોતે ભલે રાજા છે પણ કયા કાળમાં પોતે રાજ્ય કરે છે એ એમના લક્ષ બહાર સંભવતું નથી, એટલે અમને ઘણી દૃષ્ટિએ એમનું વક્તવ્ય ઉપયોગી લાગે છે. **તંત્રી** ]

**ગ્રહસ્થો અને બાઈઓ.**

આજે અહીંયા અમારી પ્રજાને એકઠી થયેલી જોઈ અમને આનંદ થાય છે.

આજની સભા શા માટે બોલાવવામાં આવી છે તે પ્રથમ જણાવવા માગીએ છીયે.

હમણાના વખતમાં જુદા જુદા દેશી રાજ્યોમાં રાજકીય હીલચાલ પ્રજાના નામથી કરવામાં આવે છે, અને તે રીતે એ હીલચાલે આપણા કચ્છ રાજ્યમાં પણ પ્રવેશ કર્યો. આવી હીલચાલ કાયદેસર રાજા પ્રજા વચ્ચેનો મીઠો સંબંધ જાળવી રાખી કરવામાં આવે તેમાં કોઈ ને વાંધો લેવા કારણ નથી. પ્રજાને પડતી અગવડો કે અડચણો તેમણે પોતાના રાજા પાસે રજુ કરવી અને રાજાએ તે સાંભળી જે જે ફરિયાદો વાસ્તવિક જણાય તેનો યોગ્ય નીકાલ કરવો એ સર્વના હીતની વાત છે. પણ જો એવી હીલચાલ હાલે જે ધોરણે ચલાવવામાં આવે છે તેવી રીતે વધારે વખત ચલાવવામાં આવે તો તેથી રાજ્ય અને અમારી વ્હાલી પ્રજા વચ્ચે વિક્ષેપ

ઉત્પન્ન થવા પામે તો આખા દેશને હાની થાય એમાં શક નથી.

એમ જોવામાં આવે છે કે, કેટલાક બહારના લોકો જેને કચ્છ અથવા કચ્છના વતનીઓ સાથે બહુ લેવા દેવા નથી, તેઓ રાજ્ય અને પ્રજા વચ્ચે અનેક પ્રકારે ગેરસમજુતી ઉત્પન્ન કરે છે. આવી ગેરસમજુતી ઉત્પન્ન કરવા કેટલીક વખત સત્યથી વેગળે રહી અને અતિશયોક્તિભરી હકીકતો રજુ કરે છે. આથી જાહેર પ્રજાના મન ઉપર ખોટી અસર થાય છે. આવી ગેરસમજુતી અટકાવવા માટે, અને ખરી હકીકત સમજવામાં આવે એ માટે આજની સભા બોલાવવામાં આવી છે.

અમારા અર્ધા સૈકાથી ઉપરાંતના રાજ્ય અમલ દરમ્યાન અમે પ્રજાનું ભલું કરવાને તન મનથી બનતું કર્યું છે. રાજ્યની ઉપજ વધારવા માટે કોઇ પણ જાતના નવા કરો નાખેલા નથી, બીજી રીતે જ્યારે જ્યારે પ્રજાને અમે સંકટમાં જોઇ છે, ત્યારે ત્યારે તે દુઃખ દુર કરવા અને તેમને બનતી રાહત આપવા અમારાથી બનતી કોશીષ કરી છે. છપનના દુકાળમાં એક કરોડથી વધારે કોરીઓ ખરચી પ્રજાને રાહત આપી છે. ઈ. સ. ૧૯૧૪ ના મહાન યુદ્ધ વખતે અમારી પ્રજાનું સંપુર્ણ રક્ષણ થઈ, તેમના ઉપર કાંઇ અસાધારણ બોજો ન પડવા દેવા સંભાળ રાખવામાં આવી હતી. પ્રજાની સુખસગવડોમાં વધારો કરવા લગભગ ૭૫ માઇલની રેલવે બાંધી છે. એવાજ આશયથી કંડલા બંદર જ્યાં કુડલા પાસે મોટી સ્ટીમરો આવી શકે છે, તેવી સગવડવાળું બંદર મોટે ખર્ચે બાંધેલું છે. ઓછા વરસાદને લીધે પડતી વીટંબણાઓ ટાળવા ઇરીગેશન તળાવો બંધાવ્યાં છે અને હજુ બીજાં વધારે તળાવો બાંધવાની યોજનાઓને મંજુરી અપાતી રહે છે. ગયા વરસમાં કસ્ટમને લગતા જે ફેરફારો કરવામાં આવ્યા છે તે પણ રાજ્યની ઉપજ વધારવાના ઈરાદાથી નહી, પણ અંદરની ઠેકઠેકાણેથી જગાતથી પડતી મુશ્કેલીઓ ટાળવાના ઇરાદાથી, એ ફેરફારો કરવામાં આવ્યા છે. આ ફેરફારો કરતી વખતે ગરીબ પ્રજાજનોના જરૂરના વપરાશની ચીજો ઉપરની જકાત જે હતી તેજ રાખવામાં આવી છે. આ ફેરફારો થવા છતાં પણ હીંદુસ્થાનમાં બીજા બંદરોએ લેવાતી જકાત કરતાં આપણા બંદરોએ લેવાતી જકાત ઘણી ઓછી છે. આ ઉપરાંત બીજા અનેક દાખલાઓ આપી શકાય તેમ છે, અને આ બધી સ્થિતિ જોતાં અમારી પ્રજા અને અમારી વચ્ચે જે છોરૂ માવીત્રનો સંબંધ જળવાઇ રહ્યો છે, તેવોજ જળવાઇ રહેવા માટે અમે આતુર છીએ. અમારી પ્રજાને સુખી અને સંતોષી જોવામાં અમને આનંદ થાય એ કહેવાની પણ જરૂર નથી. પ્રજાની સુખસગવડો વધારવા માટે હજી પણ વિશેષ પ્રયાસો અમારા તરફથી થતા રહેશે તેની અમારી વહાલી પ્રજાએ ખાત્રી રાખવી. અમારી પ્રજાને તાત્કાલીક રાહત આપવાના ઇરાદાથી હાલે આ પ્રમાણે પગલાં લેવામાં આવશે, એ જાહેર કરીએ છીએ.

૧. ચારે શહેરો ભુજ, માંડવી, અંજાર, અને મુંદ્રાની મ્યુનિસિપાલિટીઓનો વહીવટ ત્યાંના શહેરીઓના હાથમાં સોંપવામાં આવશે.

૨. જાનમાલની સલામતી માટે સુવર અને ચીતાને મારવાની હાલ એક વરસ માટે છુટ આપવામાં આવે છે, એક વરસને અંતે શું કરવું એ બાબત ફરી વિચાર કરવામાં આવશે.

૩. ખેડુત કમિટીના રીપાર્ટમાં થયેલી ભલામણો બાબતમાં યોગ્ય હુકમો તરતમાં બહાર પાડવામાં આવશે.

૪. વેઠ બેગારની બાબતમાં ખુલાસો કરવામાં આવે છે કે, દરબારને જોઇતાં વાહનો ઠરાવેલા દરને ભાડે ન લેતાં ચાલુ ભાડાના ભાવે લેવાનું ધોરણ દાખલ કરવામાં આવશે.

૫. કુડીયામણની અસ્થિરતાથી કચ્છને નુકશાન છે એ વાત અમારા પુરતા ખ્યાલમાં છે અને એ સ્થિતિ સુધારવા માટે અને હુંડિયામણને સ્થિર કરવા માટે, રાજ્ય તરફથી બનતું કરવા યોગ્ય ઉપાયો

તુરત લેવા માટે અમે તત્પર છીએ. આ બાબતમાં જેને જેને જે જે સુચનાઓ કરવી હોય તેણે એક માસની અંદર હજુર ઓફિસે કરવી.

૬. તળોટની બાબતમાં કેટલીક ગેરસમજ ફેલાયલી છે એ દુર કરવા માટે અહીં જણાવવામાં આવે છે કે, ખાલસા ગામોમાં તળોટ લેવાનું બંધ કરવામાં આવ્યું છે, પરંતુ ભાયાતી, ધર્માદા અને ઈનામી ગામોની તળોટ બંધ કરવામાં આવેલ નથી. પરંતુ એવા ગામોની બાબતમાં હવે શું કરવું, તેનો નિર્ણય કરવા સારૂ તે ગામોના ગામધણીઓ અને વસ્તીના માણસોની એક સભા તાકીદે બોલાવવા નીચે લખ્યા ચાર દરબારી અધિકારીઓની કમિટી નીમવામાં આવે છે.

(૧) દીવાન.
(૨) નાયબ દીવાન.
(૩) એકાઉન્ટન્ટ જનરલ અને
(૪) રેવન્યુ કમિશ્નર.

૭. દારૂની બાબતમાં શું પગલાં લેવા જેવું છે, એ નક્કી કરવા માટે બે રાજ્યના અધિકારીઓ અને પ્રજાના પ્રતિનિધિઓની એક કમીટી નીમવામાં આવે છે. અને આ કમીટીએ એક મહીનાની અંદર પોતાનો રીપોર્ટ રજુ કરવો.

૮. હાલે દુકાળ જેવી સ્થિતિ પ્રવર્તે છે, અને તેને લીધે પ્રજાના ગરીબ વર્ગોને શોષવું પડે છે. આ બાબતમાં પ્રજાને સારી રીતે મદદ કરવા માટે અમારા તરફથી બાજરો, જાર, ચોખા અને મગ-એ ચાર ધાન પરદેશથી કચ્છમાં આયાત થાય તેનું દાણ હાલે સદંતર માફ કરવામાં આવ્યું છે તે ઉપરાંત ભુજમાં સસ્તું ધાન મળે તેને માટે અમારા તરફથી નુકશાની ખમી બંદોબસ્ત કરવામાં આવ્યો છે.

આ બધું થવા ઉપરાંત, હજી વધારે રાહત પ્રજાને મળે એવા આશયથી એક દુકાળ સંકટ નિવારણ ફંડ ખોલવામાં આવે છે. આ ફંડ એકઠું કરવા માટે, અને દરબારી પરવાનગીથી, દુકાળ પીડિત લોકોને યોગ્ય મદદ કરવા માટે નીચે લખ્યા શખ્સોની કમિટી નીમવામાં આવે છે.

માંડવીનાઃ-શેઠ પરશોતમ ધનજી તથા પ્રેમચંદ સાકરચંદ

ભુજના-શા. સાકરચંદ પાનાચંદ નગરશેઠ અને ડૉ. બીહારીલાલ નારણજી અંતાણી.

અંજારના-શેઠ રણછોડદાસ વીકમજી અને ડૉ. લતીફ.

મુંદ્રાના-શેઠ જમનાદાસ ઈબજી અને ખોજા શાહબુદીન લધુભાઇ

આ ફંડમાં દરબાર તરફથી કોરી બે લાખ ભરવામાં આવે છે.

૯. આ ઉપરાંત બીજા પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ કરવા માટે આખા કચ્છમાંથી એક મીટીંગ દરબારશ્રી ભરશે, અને એ મીટીંગમાં આ પ્રશ્નોની પણ ચર્ચા કરી, તેનો યોગ્ય નિર્ણય કરશે.

અમે વિશેષમાં આશા રાખીએ છીએ કે, અમોએ જે જે શબ્દો કહ્યા છે અને જે જે રાહતો આપી છે, તેનાથી અમારી પ્રજાને સંતોષ થશે, અને હાલે જે ચળવળ ઉપાડી છે, તે બંધ થશે; અને એવી ચળવળમાં અમારી વફાદાર પ્રજા ભાગ લેશે નહિ. આટલી અમારા તરફની ખાત્રી મળ્યા છતાં પણ જો આ ચળવળ ચાલુ રહેશે તો અમારી પ્રજા અને દેશને થતી હાની અટકાવવાની અમને ફરજ બજાવવા માટે જો કંઈ સખત પગલાં લેવાં પડે તો તેમ કરવામાં અમારા દીલને ઘણી કચવાણું થશે. છતાં પણ જરૂર પડયે તેવા પગલાં લેવા વગર ચાલશે નહીં, એ આ પ્રસંગે સ્પષ્ટ કહેવું પડે છે. છેલ્લે એ પણ ફરીથી કહીએ છીએ કે પ્રજાને જે દુઃખ હશે તે ટાળવા અમે અમારાથી બનતું કરશું. અમારી પ્રજા સુખી હોય, સંતુષ્ટ હોય, અને રાજ ભક્ત હોય, એમ જોવાથી અમને જેટલો હર્ષ થશે તેટલો બીજી કોઈ પણ રીતે થશે નહી.

---

## ફીડરેશન પરત્વે વાઇસરોયના વિચાર

[થોડા દિવસો પહેલાં ના. વાઇસરોયે એક વ્યાપારી સંસ્થા સમક્ષ વ્યાપારને લગતી બાબતોની ચર્ચા કરતાં ફીડરેશન પરત્વે સરકારનું દૃષ્ટિબિંદુ રજુ કર્યું હતું. એનો સારભાગ મહત્વનો હોવાથી આ નીચે આપ્યો છે. હીંદી સરકાર રાજ્ય બંધારણના આ સવાલને કઈ રીતે નીહાળે છે તેનું તાત્પર્ય વાઈસરોયના શબ્દોમાંથી વાંચકને સહજ પ્રાપ્ત થઈ રહે એમ છે. **તંત્રી**]

સદર્હુ સંસ્થાના પ્રમુખને ઉદ્દેશી તે નામદારે કહ્યું કે "તમે તમારાં ભાષણમાં સમવાયતંત્રનો ખાસ ભારપુર્વક ઉલ્લેખ કર્યો છે તેની સાથે તેમજ ખાસ કરીને હાલ સમવાયતંત્રનો મામલો જે તબક્કા પર આવી પુગ્યો છે તેની અગત્યતા સાથે હું તમારા સાથે સર્વાંશે મળતો થાઉં છું. એટલે આજે હું પણ મુખ્યત્વે કરીને તેનો જ ઉલ્લેખ કરીશ. મેં ૧૯૩૭ ના ડીસેમ્બરમાં તમને જણાવ્યું હતું કે હાલની બંધારણીય યોજનાની મંત્રણાઓમાં બ્રીટીશ અને દેશી રાજ્યોના જે આગેવાનોએ ભાગ લીધો હતો તેના આપણે આભારી છીએ અને ફેડરલ યોજનાના વિકાસમાં અને તે માટેની ગોઠવણોમાં અનિવાર્ય નહીં હોય તેવો વીલંબ નહીં થાય તેવી મેં ખાત્રી પણ આપી હતી.

વળી આ માટેની તૈયારી પાછળ જે સમય વ્યતીત થયો તેનો મને જરા પણ ખેદ નથી થતો. કેમકે તે વિલંબે આપણને ઉક્ત યોજનાના પ્રત્યેક તત્ત્વોની છણાવટ કરવાની અને તેની કીંમત સમજવાની તક આપી હતી. તેને આજે એક વરસ થઈ ગયું છે. ત્યાર પછી ઘણું મહત્વનું કાર્ય પણ થઈ ગયું છે. મદદ કરનારાઓના હું અને હીંદી વજીર આભારી છીએ.

આપણે હાલ સમવાયતંત્રના જે તબકકાપર પુગ્યા છીએ તે સંબંધી સામાન્ય પરિસ્થિતિની ટુંક સમાલોચના હીતાવહ થઈ પડશે એમ હું ધારૂં છું.

ગયા ઉનાળામાં મેં આ સંબંધે હીંદી વજીર જોડે અંગત સંસર્ગ તાજો કર્યો હતો અને પાર્લામેન્ટની બન્ને સભાઓના સભ્યો અને ના. સમ્રાટના પ્રધાનો જોડે પણ સમવાયતંત્રના પ્રશ્ન પરત્વે અંગત સંસર્ગ તાજો કરવાને હું શક્તિમાન થયો હતો. તેમાં કદીએ મનભેદ કે વિચાર-ભેદ પડયો જ ન હતો. અમારા હેતુઓમાં સર્વાંગે એકતા હતી. હીંદમાંથી હું બહાર ગયો અને પાછો ફર્યો તે દરમ્યાન સમવાયતંત્રની સ્થાપનાનો માર્ગ સરળ કરતો એક અતી મહત્વનો અને આગેકદમ કરતો તબક્કો પ્રાપ્ત થયો છે.

અને મને જણાવતાં હર્ષ થાય છે કે દેશી રાજાઓ પુનરાવલોકન પામેલા પ્રવેશપત્રનો ટુંક વખતમાં સ્વીકાર કરશે અને આ સંબંધે ચોક્કસ સમયમાં તેમના નિર્ણયો જણાવી દેવાનું તેમને જણાવી દેવામાં આવશે.

સમવાયતંત્રની યોજના પર ચોમેરથી ટીકાઓની ઝડી વરસી છે તે હું સારી પેઠે જાણું છું. અને એ ટીકાઓનો અને તેના લાગણીભર્યા હેતુઓનો પુર્ણ સ્વીકાર કરીને મેં સંભાળભર્યો અભ્યાસ કર્યો છે. અને તે વિષે હું ફરીથી એમજ કહું છું કે સમવાયતંત્રની યોજના પર થયેલી સઘળી ટીકાઓમાં એક પણ એવી ટીકા નથી કે જે પર ઉક્ત યોજનાના ઘડનારાઓનું તે વખતે લક્ષ ન હતું.

કઈ દીશામાં હુમલા માટેનો માર્ગ ખુલ્લો છે તે અમે પુરેપુરૂં જાણતા હતા. માનવબુદ્ધિમાંથી ગમે તે યોજના ઘડાય તે ટીકાથી સદંતર પર ન જ હોય. તો પછી ઇતિહાસમાં અપૂર્વ અને મુશ્કેલી તથા મુંઝવણ ભર્યાં તત્ત્વોવાળી પરિસ્થિતિમાં ભુલભાલ રહી જાય એ પણ સ્વભાવિક છે.

પણ આ બધા સંબંધે અમારો નિર્ણય એ હતો અને આજે પણ મારો એ જ અભિપ્રાય છે કે તે વખતે ઘડાએલી યોજના હીંદના મહાન બંધારણીય પ્રશ્નના વ્યવહારૂ નિરાકરણ માટે સર્વોત્તમ છે.

સમવાયતંત્ર ઘડતી વેળા હીંદની એકતા પર અમે મહત્વ આપ્યું હતું અને એ નિર્ણયાત્મક તત્વ આજે પણ દલીલથી પર છે. અને આ તત્ત્વની એકતાની સિદ્ધિ અર્થે નિયત યોજના કરતાં બીજી કોઇ પણ યોજના હું જોતો નથી. અગાઉના કરતાં એકતાનો પ્રશ્ન આજે વધુ મહત્વનો છે.

વળી પ્રાંતિય સ્વરાજ્યની યોજનાનો સુંદર અમલ જોતાં આ યોજના પણ તેવીજ મહત્વની થઇ પડશે.

સમવાયતંત્રના પ્રશ્ન પરત્વે જે મતભેદ ઉભો થયો છે તે સંબંધે હું એમ કહીશ કે જો આ બાબત નિષ્પક્ષપાતપણે તપાસવામાં આવે તો માલમ પડશે કે સમવાયતંત્રના આવશ્યક ગુણોનો તો સર્વાનુમતે સ્વીકાર થયો છે. એકતાના આદર્શનો ભોગ આપ્યા વગર સંપૂર્ણ રાજકીય જીવન પ્રાપ્ત કરવાની અગત્ય મોટી છે. એકતા પર દુનિયામાં હીંદની પ્રતિષ્ઠાનો આધાર છે. ભુતકાળમાં હીંદે ઘણું સહન કર્યું છે અને ઘણું ગુમાવ્યું છે.

એ તો ચોક્કસ છે કે આવો મામલો એક યા બીજા સ્વરૂપે પ્રજાની કસોટી કરે છે. હીંદ આજે આંતરરાષ્ટ્રીય બનાવોની સમીક્ષા અને આંતર-રાષ્ટ્રીય પ્રશ્નોની અભ્યાસપુર્ણ છણાવટ કરતું થઇ ગયું છે. પ્રજા માનસમાં આવેલી આ જાગૃતિ એકતા હોય તોજ સફળ નીવડે.

સમવાયતંત્રની આર્થિક અગત્યતા પરત્વે તો કશી પણ શંકા કે મતભેદ ન હોઈ શકે તેમ હું ધારૂં છું અને મને ખાત્રી છે કે હીંદભરનાં વેપારી અને નાણાંકીય મંડળો પણ આ અગત્યતા સંપૂર્ણતઃ સમજે છે.

આથી હું આશા રાખું છું કે એ દેશી કે યુરોપીયન મંડળો સમવાયતંત્રના આ મહત્વના દ્રષ્ટિબિંદુ પરત્વે પ્રજામત કેળવવામાં પોતપોતાનો સીધો ફાળો આપશે.

એકતાનાં ફળ કંઈ તરતમાં જ પાકી ન જાય. પણ હું માનું છું કે એકતાના પ્રતાપે ધરખમ લાભો તો તરત જ મળી જશે. જો કે સમવાયતંત્રની યોજનાના અમલ પછી પણ વ્યાપારી અને આર્થિક ક્ષેત્રમાં મતભેદો અને અપવાદો તો રહ્યાજ કરશે અને તેમ સ્વાભાવિક રીતે બન્યાજ કરે, પણ ઉક્ત યોજનાના અમલથી સઘળા પક્ષો વચ્ચે કોઈને પણ નુકસાન થયા વગર સુમેળ સ્થપાઈ જશે. બ્રીટીશહીંદ અને હીંદી હીંદ વચ્ચેનાં આર્થિક અને નાણાંકીય દ્રષ્ટિબિંદુઓનું એકીકરણ થશે, તે બે વચ્ચે ઐકય થશે; કે જેના અભાવે હીંદનાં કુદરતી સાધનોના, વેપારના અને ઉદ્યોગોના વિકાસમાં હાલ અંતરાયો નડયા કરે છે.

પ્રાંતીય સ્વરાજ્યના અમલ પછીના અનુભવોએ તેની સદ્ધરતા પુરવાર કરી આપી છે. પછી તેની આંતરિક વિગતો પરત્વે ટીકાઓ ગમે તે થતી હોય પણ તેનો પાયો સાચો છે અને પ્રાંતીય સ્વરાજ્યની યોજના સર્વાંશે વ્યવહારૂ નીવડી છે.

પ્રાંતીય સરકારો ગમે તે પક્ષની હોય છતાં તેમને ગવર્નરો, અધિકારીઓ અને વાઇસરોય તરફથી મિત્રતા અને સહકાર ભર્યો વર્તાવ મળ્યા કરે છે અને તેનો ખુદ પ્રધાનોએ પણ સ્વમુખે સ્વીકાર કર્યો છે.

ખાસ જવાબદારીઓનાં પરિપાલન પરત્વે મેં ગયા જુન માસમાં જે આગાહી કરી હતી તે પુરેપુરી સાચી પડી છે અને પ્રાંતીય સ્વરાજ્યનો મહાન અખતરો ભારે સફળ નીવડયો છે તથા આવી ને આવી ભલી લાગણી અને સમજુતી ભરી ભાવના ચાલુ રહેશે તો સમવાયતંત્રની યોજના પણ પ્રાંતીય સ્વરાજ્યની માફક મહાન અને મહત્વની સફળતા પ્રાપ્ત કરશે તેમાં મને જરા પણ શંકા કે ભય નથી.

સમવાયતંત્રની યોજનાનું ક્ષેત્ર અતી મર્યાદિત છે તેવી ટીકા મેં સાંભળી છે પણ પુખ્ત વિચારણાની અંતે તે ટીકા વજુદ વગરની પુરવાર થઈ છે. ગવર્નરો જે રીતે પ્રાંતીય સ્વરાજ્યના રોજરોજના કારભારમાં જે બીનદખલગીરી ભર્યો વર્તાવ રાખી રહ્યા છે તેવી જ સુમેળ સાથની પરિસ્થિતિ સમવાયતંત્રની યોજનાના અમલમાં પણ પ્રાપ્ત થશે એમ આપણે આશા રાખીએ.

જો કે સમવાયતંત્ર અને પ્રાંતિક યોજના વચ્ચે સમાંતર લીટી દોરાય તો તે ગેરસમજણ ઉભી કરે પણ ફેડરલ યોજનાની વ્યવસ્થિત પદ્ધતિની મહત્વતાની હું ભારે કીંમત આંકું છું.' આમ કહીને ટીકાકારોની શુભ લાગણીનું મુલ્યાંકન હું જરાયે

ઘટાડવા માગતો નથી પણ હું તેમને સમવાયતંત્રને એક અજમાયશ આપવાનું જણાવું છું. અને તેમ થશે મને ખાત્રી છે કે તે વખતે ગમે તે ગવર્નર જનરલ હોય તો પણ તે ઉક્ત અજમાયશમાં પ્રાંતીય ગવર્નરોની જેમ હમેશાં મદદરૂપ રહ્યા કરશે. અને મદદરૂપ રહેવાને હંમેશા આતુર રહેશે.

દેશી રાજ્યો પરત્વે તમે કરેલી ટીકા મેં સાંભળી છે અને સમવાયતંત્ર સાથે દેશી રાજ્યોના સંબંધ વિષે બે બોલ કહેવાની મને મળેલી તકને હું આવકારૂં છું.

સમવાયતંત્રમાં બ્રીટીશ હીંદના પ્રાંતો જેટલાં જ દેશી રાજ્યો મહત્વનાં અંગો છે. દેશી રાજ્યોને પણ હીંદની એકતા બ્રીટીશ હીંદના જેટલીજ વહાલી છે. વળી સમવાયતંત્રનું હાલનું સ્વરૂપ પણ દેશી રાજાઓના જાણીતા આગેવાનો દ્વારાજ ઘડાયું છે. ફેડરલ આદર્શની પરિપૂર્ણતામાં તેમનો ફાળો પણ નોંધપાત્ર છે.

તેથી વધુ ફાળો આપવો કે કેમ તેનો નિર્ણય તેમણે જ કરી લેવાનો છે. ચોક્કસ દીશામાંજ નિર્ણય કરી લેવાનું તેમના પર મારા તરફથી કે ના. સમ્રાટની સરકાર તરફથી કશું દબાણ થશે નહીં. વ્યક્તિગત રાજ્યોએ પ્રવેશપત્ર સંબંધે ઉભા કરેલા મુદ્દાઓનું નિરાકરણ કરવા માટે અમે અમારાથી બનતું સઘળું કર્યું છે. અને તે વખતે પણ અમે હીંદની એકતાનો આદર્શ દ્રષ્ટિ સમીપ રાખ્યો હતો.

હીંદના સમવાયતંત્રમાં દાખલ થવું કે નહીં, તેનો નિર્ણય કરવામાં રાજાઓને નડતી મુશ્કેલીઓ હું સમજું છું. તેમાં રાજાઓને સાર્વભૌમસત્તાની મદદ અને સલાહ તો હંમેશાં મળ્યા જ કરશે પણ પોતપોતાના રાજ્યમાં રાજ્યતંત્રનું સ્વરૂપ કેવું રાખવું તે તો રાજાઓએ પોતેજ પોતાના રાજ્યની વ્યક્તિગત પરિસ્થિતિ અને પોતાની જવાબદારી મુજબ નક્કી કરવાનું છે. અને થોડા દહાડા પર હીંદી વજીરે ફરીવાર સ્પષ્ટ કર્યું છે કે રાજાઓ પોતાના રાજ્યતંત્રમાં જે કંઈ બંધારણીય સુધારાઓ કરે તેમાં સાર્વભૌમ સત્તા કશો વાંધો ઉઠાવશે નહીં. તેમ સુધારાઓ દાખલ કરવા માટે તેમના પર દબાણ પણ ચલાવવાનો ના. સમ્રાટની સરકારનો ઈરાદો નથી.

આ સુધારાના પ્રશ્નમાં ઘણા રાજાઓ કેટલો બધો રસ લઈ રહ્યા છે તેની યાદ આપવાની જરૂર નથી. પણ ઐતિહાસિક તેમજ બીજા કારણે દેશી રાજ્યોની આંતરિક પરિસ્થિતિ એટલી બધી ભિન્ન ભિન્ન છે કે સઘળાં દેશી રાજ્યોમાં સમાન ધોરણે સુધારાઓ નક્કી કરવામાં આવે તે ભયંકર અને ઉંધે રસ્તે દોરવનારૂં થઇ પડે. એટલે જેમના પર સીધી જવાબદારી છે તેઓએ આ સઘળાં સંગત તત્વોને પૂર્ણ વજન આપવું જોઈએ. સાથેસાથે એ વાત પણ જાણી લેવી એટલી જ જરૂરી છે કે સમવાયતંત્ર હેઠળનો એકતાનો ઉચ્ચ આદર્શ જો બરાબર પરિપુર્ણ કરવો હોય અને જો તેને સાચું જ અખિલ હીંદ સમવાયતંત્ર બનાવવું હોય તો પછી તેમાં દેશી રાજ્યોની સામેલગીરી અને તેમની ચાલતી આવેલી પ્રથાઓ પણ આવશ્યક છે.

આગળ બોલતાં ના. વાઈસરોયે જણાવ્યું હતું કે સમવાયતંત્રના આદર્શમાં મને પૂર્ણ વિશ્વાસ છે અને તે આદર્શની વહેલી પરિપૂર્ણતા મારી દ્રષ્ટિએ ઘણી મહત્વની છે. પ્રાંતીય સ્વરાજ્યની યોજનાના અમલમાં પણ સહદયી બનવાનો અમને હક્ક છે એવો હું દાવો કરૂં છું.

સરમુખત્યારવાદના પ્રચલિત આદર્શોથી પણ હીંદી બંધારણીય વિકાસ પરત્વે ના. સમ્રાટની સરકારના વલણમાં કશો ફરક પડયો નથી. તેની રાજનીતિ પણ ફેરફાર વગરની રહી છે અને તે બ્રીટીશ હીંદ તેમજ દેશી રાજ્યોના પ્રત્યેક વ્યક્તિગત વિભાગો પ્રત્યે સમાન દષ્ટિ ધરાવે છે.

***

## હીંદી રાજસ્થાનોનો પ્રશ્ન

"હીંદી રાજસ્થાનોના પ્રશ્ને તાજેતરમાં નવો પલટો ખાધો છે અને તેને પરિણામે હિંદના મહાસભાવાદીઓ અને ઇગ્લેન્ડના મુત્સદ્દીઓને એની તરફ ખૂબ ધ્યાન આપવાની જરૂરિયાત ઉભી થઈ છે.

જેના ઉપર હિંદુસ્તાનનું ભાવિ અવલંબે છે તે સમવાયી યોજનાને અનિવાર્ય રીતે દેશી રજવાડાંને આગળ આણ્યાં છે. હિંદશાસન કાયદાની રચના કરનારાઓનો ઇરાદો દેશી રાજાઓ અને તેણે નીમેલી વ્યક્તિઓનેજ રંગભૂમિ પર રજુ કરવાનો હતો પણ રાજસ્થાની પ્રજાએ માથું ઉંચુ કર્યું છે અને વંશપરંપરાથી અડ્ડો જમાવી બેઠેલા તેમના માલિકોનું સ્થાન હચમચાવી મુક્યું છે. મધ્ય ધારાસભામાં પોતાને પ્રતિનિધિત્વ આપવાનો રાજસ્થાની પ્રજાનો દાવો લોર્ડ લોધીયન અને લોર્ડ સેમ્યુઅલે માન્ય રાખ્યો છે. એ બંને વ્યક્તિઓએ હિંદી રાજકરણના બિન સરકારી અભ્યાસીઓ તરીકે હિંદનો પ્રવાસ કર્યો હતો પણ ખરી રીતે તેઓ બ્રીટીશ સરકારના એલચી હતા. બેશક સત્તાવાર રીતે મુખત્યારીવાળા તો નહિ જ પણ સરકાર પાસેથી યોગ્ય સત્તા અને સૂચના મેળવી આવેલા તો હતા જ. એ બન્ને જણ એમ કબુલ કરતા ગયા છે કે જ્યાંસુધી રાજસ્થાની પ્રજાને મધ્યસ્થ ધારાસભામાં પુરતા પ્રમાણમાં અને સીધુ પ્રતિનિધિત્વ આપવામાં નહિ આવે ત્યાં સુધી હિંદુસ્થાનમાં કોઇપણ પ્રકારનું સમવાયતંત્ર, લાંબે ગાળે એના સ્વીકારની આશાને કોરાણે મૂકતાં દાખલ થઇ શકવાની આશા નથી. પણ, આવા મંતવ્યમાં ખુદ રાજસ્થાની ;પ્રજાની ચોક્કસ રાષ્ટ્રીય જાગૃતિ અને તેમના મુખ્ય હકો અને પ્રતિનિધિત્વના અધિકારો અને એ સર્વથી પણ વિશેષ તો હિંદુસ્થાનની વરિષ્ટ અદાલતમાં પોતાના હકોના પ્રતિપાદનની વારંવાર વ્યકત કરવામાં આવેલી માગણીની કબુલાત રહેલી છે. આ ત્રણ પ્રાથમિક માગણીઓ રાષ્ટ્રીય મહાસભાએ રાજસ્થાનની પ્રજાવતી લખનૌ અધિવેશનમાં પેશ કરી હતી. પણ એ માગણી સમયસર પેશ કરવી જોઈએ છે. સને ૧૯૩૬ ના એપ્રીલ મહિનામાં જેને અકાળ કહેવામાં આવતું હતું તે હવે ૧૯૩૮ ના એપ્રીલ મહિનામાં સમયસરનું છે. એટલું જ નહિ પણ અનિવાર્ય પણ છે એમ માન્ય રખાયું છે.

રાજસ્થાની પ્રજાની આવી રાષ્ટ્રીય જાગૃતિની સાબીતી જોઇતી હોય તો આપણી આસપાસ નજર નાખીને તેની માગણીઓ સત્વર અને યોગ્ય રીતે મંજુર રખાવવા માટેના તેના પ્રયાસો અને એ માટેની તેની કુરબાની અને ઉત્સાહનું પ્રમાણ અને પૂર ચારે તરફથી જોઈ શકાશે.

આજે તો કાશ્મીરથી કન્યાકુમારી સુધી રાજકીય કાર્યક્રમને પરિપૂર્ણ કરવાની જ વાત ચાલે છે. એ કાર્યક્રમનો આરંભ ૧૮૫૭ ના સશસ્ત્ર બળવાથી કે ૧૮૮૫ ની ઐહિક દલીલોના જમાનાથી નહિ પણ ૧૯૧૯ થી કે એથી આગળ વધીને કહી શકીએ તો ૧૯૩૦ ની સત્યાગ્રહની લડતથી જેમાં હિંદની રાજકીય પ્રવૃત્તિઓ સાચી રીતે પરાકાષ્ટાએ પહોંચે છે ત્યારથી થાય છે. કાશ્મીરથી કલસીઆ (પંજાબ) અને પતીયાલા, નભા, કપુરથલા, અલ્વર, બનારસ, ઇન્દોર અને ગ્વાલીયર, જોધપુર, જયપુર અને ઉદયપુર, ભોપાલ અને લોહાવલ, માણસા અને વળા, રાજકોટ, ભાવનગર અને વડોદરા, કોલ્હાપુર, મીરજ, જમખંડી અને રામદુર્ગથી હૈદ્રાબાદ, ત્રાવણકોર અને મ્હૈસુર, સુધીનાં તમામ રજવાડાંમાંની રાજકીય પ્રગતિએ લીધેલા વિશાળ પલટાનો ખ્યાલ કરો. ઉત્તર, પશ્ચિમ અને દક્ષિણ હિન્દમાં જ્યારે આમ થઈ રહ્યું છે ત્યારે પૂર્વના રજવાડામાં પણ નોંધપાત્ર જાગૃતિ આવી ગઇ છે અને તે તેણે ખાસ કરીને ધનકેનાલ, તાલચેર અને નિલગિરિ વગેરે રાજ્યોમાં જે જોરથી પ્રગતિ સાધી છે અને જે ઝડપથી તે શરૂ થઈ છે તેથી તો અપૂર્વ બની ગઇ છે. કાર્યક્રમની પ્રેરણા આપતી અહિંસાની ભાવના અને પ્રાંતિક પ્રજાને અનુસરીને રાજસ્થાની પ્રજા જે વડે પોતાનું ભાવી ઘડી રહી છે તે શસ્ત્રની જોગવાઇ કરનાર કુરબાની તૈયારી નજરે પડે છે. હરિપુરા મહાસભાની પણ આજ નેમ હતી. ત્યાં આગળ જેઓ રજવાડાંમાં મહાસભા સમિતિઓની હસ્તી

નો'તા માગતા અને જેઓ અનેક પ્રવૃત્તિઓ સાથે સંપૂર્ણ સ્વરૂપની મહાસભા સમિતિઓની હસ્તી ત્યાં કાયમ રાખવા માગતા હતા તેમની વચ્ચે ગજગ્રાહ થયો હતો. એને પરિણામે સમાધાની થઇ હતી જે અનુસાર રાજસ્થાનોમાં મહાસભા સમિતિઓ કાયમ રાખવા દેવામાં આવી હતી પણ તેમના કાર્યમાંથી સીધા પ્રતિકાર અને પાર્લામેન્ટરી પ્રવૃત્તિઓને બાદ કરવામાં આવી હતી. જ્યારથી મહાસભાવાદી નેતાઓ અને રાજસ્થાની અગ્રણીઓ વચ્ચેની અથડામણનો અંત આવ્યો છે ત્યારથી બન્નેની દ્રષ્ટિ એક થઈ છે, એમાં તો સંદેહ નથી. જે વસ્તુને સિદ્ધાન્તમાંથી બાકાત રાખવામાં આવી હતી અને ઠરાવમાં જેનો ઇન્કાર કરવામાં આવ્યો હતો તે વસ્તુ વહેવારમાં પરિપૂર્ણ થઇ છે. રાજસ્થાની પ્રજાએ પોતાની જવાબદારી પર આરંભેલી લડતની પ્રગતિમાં રાષ્ટ્રીય મહાસભાના સુકાનીઓએ કેવો અસરકારક રસ લીધો છે એ આપણને રોજબરોજ માલુમ પડયું છે. તેથી હવે આપણને સમજાશે કે હરિપુરા મહાસભાનો ઠરાવ રાજસ્થાની પ્રજામાં કાર્યારંભ અને જવાબદારીની ભાવના, જે એકલીજ સ્વાવલંબિત રાજકીય પ્રવૃત્તિઓને જન્માવી શકે છે અને સ્વરાજ્યના આવશ્યક સિદ્ધાંતોને ગતિમાન કરી શકે છે તે જાગૃત કરવામાં સફળ થયો છે. રાજસ્થાનોમાં શરૂ થયેલી પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની મહાસભાવાદીઓને વ્યક્તિગત રીતે આપવામાં આવેલી છૂટે રાજસ્થાની પ્રજાના બળમાં ઉમેરો કર્યો છે અને સને ૧૯૩૦–૩૪ ની મહાન લડતમાં પોતાની મદદે દોડી આવેલા પોતાના પડોશીઓ પ્રત્યેની-પોતાની ફરજ પોતે અદા કરવી જ જોઇએ એમ જેમને લાગતું હતું તેમને સંતોષ થયો છે. જેઓએ પોતાને અણીને સમયે મદદ કરી હતી અને પોતાને પડખે ઉભા હતા તેમને અણીને સમયે મદદ નહિ કરવામાં પોતે ગુન્હેગાર છે એમ તેમને લાગતું હતું.

આજે પ્રથમ દરજ્જાનું કે બીજા દરજ્જાનું કે કે ત્રીજા દરજ્જાનું એવું એક પણ રજવાડું નથી કે જેનું ગઈ કાલનું રાજકારણ, એ આજનો ઇતિહાસ અને આવતીકાલના સંગ્રામની પ્રેરણા બને તેમ છે; એમ દર્શાવતી નવી ભાવનાની અસર નીચે ન આવ્યું હોય. ઐતિહાસિક પ્રગતિ ગણિત શાસ્ત્રની ગતિએ થતી નથી પણ ભૌગોલિક ગતિએ થાય છે. હવે પછીથી ભાવિ પ્રજાએ અત્યારની પ્રજા જેમાંથી પસાર થઇ રહી છે તે આત્મદમનની ક્રિયામાંથી પસાર થવાની જરૂર નથી પણ શિસ્ત તો બન્ને માટે સરખીજ છે.

મુલ્કના જુદા જુદા ભાગોમાં રાજસ્થાની પ્રજાએ કરેલી માગણીઓ વિધવિધ પ્રકારની છે.

આ જબરદસ્ત ઉછાળામાં કેટલાકે ખેતીને લગતા, કેટલાકે આર્થિક અને કેટલાકે રાજકીય અને મુખ્ય હક્કો માગ્યા છે અને કેટલાકે તેમના રાજાઓએ વર્તાવેલા અકથ્ય જુલ્મ સામે વિરોધ નોંધાવ્યો હતો. મોટાં ભાગનાં રજવાડાંમાં હજીય કોઈને કોઈ સ્વરૂપે અસ્તિત્વ ધરાવતી વેઠ સામે તો લગભગ તમામ રજવાડાંની પ્રજાએ પોકાર કર્યો હતો. રાજાઓએ સ્વાધીન રાખેલા દીવાસળી, ખાંડ, પાન, તંબાકુ, અને વ્હેપારની એવી બીજી વસ્તુઓના ઇજારા સામે પણ કાંઈ થોડો પોકાર ઉઠયો નથી. લગભગ તમામ અગ્રગણ્ય રાજ્યોની પ્રજાએ તેમના રાજવીના છત્ર નીચે જવાબદાર રાજતંત્રની માગણી કરી છે. માગણી ગમે તે હોય પણ તમામના કાર્યની યોજના, સત્યાગ્રહ તો એકજ છે. જો સંસ્થાઓ સામે પ્રતિબંધ મૂકવામાં આવે, સ્ત્રીપુરૂષોને જાહેરમાં એકઠાં થવાની મનાઈ કરવામાં આવે, તંત્રીઓને તેમનાં અખબારો ચલાવતાં રોકવામાં આવે, જો કરવેરાનો બોજ ઉચકાય નહિ તેટલો અસહ્ય હોય અને પ્રજાને કચરતો હોય, માલના ભાવોમાં નકલી વધારો કરવામાં આવ્યો હોય, લોકો ભૂખે મરતા હોય અને રાજવીઓ અમનચમનમાં મસ્ત બન્યા હોય તો તેનો અત્યાર સુધીમાં શોધાયેલો અને જેનો નતો સિદ્ધાંતથી વિરોધ થઇ શકે કે નતો જે નિષ્ફળ નિવડે તેવો એક માત્ર ઉપાય કાયદાના સવિનય ભંગનો છે. અને તેમાં ભંગના વિચાર કરતાં 'સવિનય' શબ્દ ઉપર ખૂબ ભાર મૂકવાનો છે. આપણે ગાંધીજીના ઉપદેશને સ્વીકાર્યો છે પણ વિશેષ્યના સ્વીકારમાં વારંવાર આપણે વિશેષણની અવગણના કરી છે અને મુખ્ય વાક્યો પર

આધાર રાખીને સાંકેતિક વાક્યોને અવગણ્યાં છે; બીજા શબ્દોમાં કહું તો આપણે વચનો પર મદાર બાંધ્યો છે પણ તેની સાથેની શરતો પ્રત્યે લક્ષ આપ્યું નથી. જ્યાં સુધી દરદી દવા ન લે, ચરી ન પાળે અને ખોરાકનું પ્રમાણ ન જાળવે ત્યાં સુધી કોઈ પણ વૈદ્ય તેનો રોગ મટાડવાનું માથે ન લે. પૂરતા પ્રમાણમાં પૈસા આપવા છતાં પણ તમામ જાતની સારવારના અંગ જેવી આ શરતોની આવશ્યકતા નાબૂદ થઈ શકે નહિ. આમ સવિનય ભંગમાં પણ 'સવિનય' શબ્દ ખરેખર ખુબ જ મહત્ત્વનો છે. એ સિવાયનો ભંગ ગુન્હાહિત બને છે.

આ જાગૃતિનો, પુરતો કાળજીભર્યો અભ્યાસ એ, એક નવોજ તબક્કો નજરે પાડશે. કદાચ એ નવા જ સ્વરૂપમાં રજુ થયેલો જુનો તબક્કો પણ હોય, જે આ પ્રવૃત્તિઓને લગતા બનાવોની પ્રગતિમાં નવી ગુંચ હોય એમ લાગે છે. અમે એમ પણ કહેવાતું સાંભળ્યું છે કે મોટાં રજવાડાંમાંથી કેટલાકમાં શરૂ કરવામાં આવેલી લડતો ખરેખર જવાબદાર રાજતંત્ર માટેની નહિ પણ સત્તાસ્થાને બેઠેલી વ્યક્તિઓ, કે તેઓ જે જ્ઞાતિ કે કોમના હોય તે જ્ઞાતિ કે કોમ સામે દોરવવામાં આવેલી લડતો છે.

હૈદ્રાબાદ રાજ્ય મહાસભાને એ રાજ્યની કારોબારી સમિતિના પ્રમુખે રાષ્ટ્રીય નહિ પણ કોમી પ્રકારની હોવાનું જણાવ્યું છે.

ઉત્તરને છેડે કાશ્મિર રાજ્યમાં જે લોકલડતને પરિણામે લગભગ એક હજાર માનવીઓ જેલ ભેગા થયા છે તેનો ઉદ્‌ભવ અને સ્વરૂપ કોમી હોવાનું જણાવવામાં આવે છે. દક્ષિણને છેડે ત્રાવણકોરમાં ચાલતી લડતને દીવાન સામેની અને સ્વરૂપ અને ઉદ્‌ભવમાં આવશ્યક રીતે કોમી હોવાનું જણાવવામાં આવે છે. હૈદ્રાબાદમાં એવો વાંધો લેવામાં આવ્યો હતો કે, રાજ્યમહાસભા બંધારણે હિંદુ છે, કાશ્મીરમાં મુસ્લીમ છે અને ત્રાવણકોરમાં ખ્રીસ્તી છે. રાજ્યની વસ્તીનું બંધારણ કોમીવાદ પર રચાયેલા જૂદા જૂદા અર્થનું કારણ બને, પણ જ્યાં વસ્તીમાં એક કોમની વધુમતિ હોય ત્યાં કદાચ એ થોડેઘણે અંશે ખરૂં મનાય. પણ એની પાછળ રહેલી રાષ્ટ્રવાદની વિશાળ ભાવનાની અવહેલના થઈ શકે નહિ. જેઓની સામે લોકપ્રવૃત્તિ ચાલતી હોય તે સત્તાવાળાઓ તેનો ગમે તે અર્થ કરે પણ જ્યાંસુધી કોઈ પણ પ્રવૃત્તિમાં અહિંસાના મુખ્ય સિદ્ધાંતનું પાલન કરવામાં આવે ત્યાંસુધી તેને છુંદી શકાય નહિ એ હકીકત તો કાયમ જ રહે છે. તાજેતરમાં એની પ્રવૃત્તિમાં જે નવી કાર્યપ્રદ્ધતિ આવી છે તે પોતાની સફળતા સાબીત કરી ચૂકી છે. અહિંસક સામનાને જેમનામાં એનું પરિણામ જોવાની ધીરજ નથી તેવા નવા નિશાળીયા ઘણીવાર વગોવે છે. તમામ નવી શોધો પોતાની ખોટી રજુઆત, બદનામી અને દોષારોપણની અસરકારકતા અનુસાર જ કામ કરે છે. તેમના અવગુણો અતિશયોક્તિને લાયક અને તેમના ગુણો ઓછા મુલ્યાંકનને યોગ્ય હોય છે. આપણે જેઓ અહિંસક સામનાની પ્રવૃત્તિને આગળ વધારીએ છીએ તેઓ તેના ગુણનું અતિ મુલ્યાંક ન કરીએ અને જો આપણા કાર્યક્રમના અમલ માટે તેથી વધુ કાળજીભર્યું પગલું લેવાની આપણને ફરજ પડતી હોય તો તેમાં રહેલાં જોખમોને આપણે મોટું રૂપ આપીએ તે સાચું બને. નવાયુગો પોતાની સાથે નવાં શસ્ત્રો લાવે છે. પાષાણનું સ્થાન લોખંડે લીધું છે અને લોખંડને સ્થાને પોલાદ આવ્યું છે. અનુક્રમે આવેલા દરેક યુગમાં પોતાના વડવાઓનાં શસ્ત્રોને વળગી રહેવા માટે તેવાઓની ખોટ નહોતી. એજ પ્રમાણે રાષ્ટ્રીય લડત માટે જ્યારે રાષ્ટ્રીય મહાસભા શારીરિકથી બૌદ્ધિક અને બૌદ્ધિકથી નૈતિક ધોરણે પહોંચી ત્યારે પણ આપણા હક્કો પર થતા સાર્વત્રિક આક્રમણના નિરાકરણ માટે પ્રાચીન યુગની હિંસા તરફ એકજ સાધન તરીકે નજર નાખનારાઓની ખોટ નથી.

રોજરોજ એ તો વધુ ને વધુ સ્પષ્ટ જ થતું જાય છે કે રાષ્ટ્રીય મહાસભામાંનાં જુદાં જુદાં રાજકીય મંડળો વચ્ચેની હદબંધી એ અહિંસાના સિદ્ધાંત

માંની શ્રદ્ધા કે ઉણપનું માપ છે. આ પ્રશ્ન સંબંધમાં તો રાજસ્થાની અને પ્રાન્તિક પ્રજાની સમસ્યા એક સરખી જ છે, જ્યાંસુધી કાર્યપદ્ધતિ એક સમાન હશે ત્યાંસુધી ફરજ પણ એક સરખી જ રહેશે. જો રાજસ્થાનોમાં આ ફરજ ન હોત તો, આ પહેલાં, અહિંસાવાદને હલકો પાડીને તેને નામર્દાઈની હરોળમાં મૂકનાર બળનું અસ્તીત્વ આવી ગયું હોત.

આપણે જેઓ અહિંસાના સત્યને અને સત્યની અહિંસાને (અલબત્ત જેઓ ખરેખર સત્ય અને અહિંસાને માન આપીએ છીએ તેજ) આંતર પરિ-વર્તનીય ભાવનાઓ તરીકે વળગી રહીએ છીએ, તેઓ આ નવા પલટાની પાછળ રહેલા સિદ્ધાંતોને હલકા પાડનાર વલણમાં હમેશાં થતી જતી વૃદ્ધિ સામે આપણું સંરક્ષણ કરવા કરતાં વધુ સારૂં બીજું કંઈ કરી શકીએ તેમ નથી. રાષ્ટ્રીય મહાસભાએ જેનો અનિવાર્ય ગણીને સ્વીકાર કર્યો છે તે ધોરણ, કારણ કે પ્રેમ અને સેવાના સિદ્ધાંતો સાથે સુસંગત એવું તે એક માત્ર ધોરણ છે. રાજસ્થાનોમાંની લડત વિકસે અને આબાદ થાય એમ હું ઈચ્છું છું.

ડૅા. પટ્ટાભી.

***

**ફેડરલ યોજનાની પ્રશ્નોત્તરી**—થોડા વખત પહેલાં આમની સભામાં મી. સોરેન્સેને નાયબ હીંદી વઝીરને પુછ્યું હતું કેઃ—

(૧) હીંદી કાયદામાં વર્ણવેલી ફેડરેશનની યોજનાની વર્તમાન સ્થિતિ સંબંધે તમે નિવેદન કરશો?

(૨) તેમાં કંઇ સુધારો વધારો થવાની વકી છે?

(૩) ફેડરેશનનો અમલ થતાં પહેલાં હીંદી રાજ્યોને લોકશાસનવાદી બનાવવામાં ઉત્તેજન આપવા માટે તમે કંઈ પગલાં ભરનાર છો?

આ ત્રણે પ્રશ્નોનો, નાયબ હિંદી પ્રધાને નીચે પ્રમાણે જવાબ વાળ્યો હતો.

(૧) હીંદી નરેશો, ફેડરેશનમાં પ્રવેશ કરવા માટે પોતે જે મર્યાદા ઇચ્છે છે તે સંબંધમાં તેમણે મોકલેલા જવાબો પર હવે પુર્ણ વિચારણા કરવામાં આવી છે. આ વિચારણાને ધ્યાનમાં રાખીને તાજના પ્રતિનિધિ બહુ ટુંકમાં જ રાજાઓને હીંદી સરકારના કાયદામાં વર્ણવેલા ફેડરેશનમાં તેમના પ્રવેશ માટેની શરતો સંબંધી વિગતવાર માહીતી મોકલી આપશે.

(૨) કાયદામાં વર્ણવેલી ફેડરેશનની યોજનામાં કાંઈ સુધારા વધારા કરવાનો વિચાર રાખવામાં આવ્યો નથી.

(૩) ઓનરેબલ મેમ્બરને, તા. ૧૬ મી ડીસેમ્બરે મેં વાળેલા જવાબ વાંચવા જણાવું છું.

મી. સોરેન્સન—મારે એમ સમજવું કે લોકશાસનવાદ પ્રત્યેની કેટલીક સુચનાઓનો તેમાં સમાવેશ થાય છે?

નાયબ હીંદીપ્રધાન—ના. અમે એ ધોરણ પર રાજાઓને કંઇ પણ આગ્રહ કરતા નથી, પણ અલબત રાજાઓ પોતે તેમને યોગ્ય લાગે તે પગલું ભરે તો તેમાં અમે તેમને રોકનાર નથી.

મી. સોરેન્સન—તમે જાણો છો કે મહાસભા પક્ષ અને મહાસભા પ્રત્યે સહાનુભુતિ ધરાવતા પક્ષો, રાજ્યોને લોકશાસનવાદી બનાવવાની બહુજ તરફેણ કરે છે?

નાયબ હીંદીપ્રધાન—મને બરોબર માહીતી છે કે કોઈ પણ રીતે મહાસભાના કેટલાક સભ્યો આ બાબતો માટે દબાણ કરે છે, પણ દાખલા તરીકે મિ. ગાંધીએ જ્યારે તેઓ અત્રે ગોળમેજી પરિષદમાં હતા ત્યારે ભારપુર્વક એવો અભિપ્રાય દર્શાવ્યો હતો કે રાજ્યોએ શું કરવું અને શું ન કરવું તે તેમને જણાવવાનો આપણને કંઈ હક નથી. સરકાર એજ ધોરણ આ બાબતમાં લઇ રહી છે.

---

# નોંધ અને ચર્ચા.

### રાજ્યોમાં જવાબદાર રાજ્યતંત્ર

અત્યારે એક સાથે લગભગ બધાં દેશી રાજ્યોમાં જવાબદાર તંત્રની માગણી થાય છે, લોકોમાં રાજ્ય કારોબાર ચલાવવાની વૃત્તિ ઉત્પન્ન થાય અને તેઓ રાજ્ય કારોબાર ચલાવે એ નરેશો માટે સંતોષપ્રદ બીના ગણાવી જોઈએ. પરન્તુ સામાન્ય મત અત્યારે એવો પ્રચલિત થઈ ગયો છે કે જેઓ જવાબદાર રાજ્યતંત્રની માગણી કરે છે તેઓ આપણી નરેશ સંસ્થાની વિરૂદ્ધ છે. અને તેથી રાજ્ય અને રાજ્યની પ્રજા વચ્ચે જ્યાં ત્યાં વિરોધ થતો જોવામાં આવે છે. આ સંબંધમાં જેઓ વિશિષ્ટ રીતે જવાબદાર હોય (અત્યારે મહાસભા છે.) તે જો આ ગેરસમજુતી દૂર કરે તો અમને લાગે છે કે દેશી રાજ્યોમાં અત્યારે જે ઉગ્ર વાતાવરણ ઉપસ્થિત થયું છે તે દૂર થાય. થોડા વખતમાં મહાસભાની બેઠક ભરાવાની છે તેમાં આ સંબંધી કાંઈ સ્પષ્ટ વિચારણા થાય તો તેથી માત્ર દેશી રાજ્યોનું જ નહીં પણ સમગ્ર હીંદની પ્રજા માટે તેથી હિતકારક પરિણામ આવશે.

---

### આગામી નરેન્દ્ર મંડળ

માર્ચ મહીનાના બીજા સપ્તાહમાં નરેન્દ્ર મંડળની બેઠક ન્યુ દીલ્હી ખાતે ભરાશે. આ વખતે નરેન્દ્ર મંડળ આગળ બે મહત્વના પ્રશ્ન છે: (૧) પ્રવેશનામા સંબંધી અને (૨) દેશી રાજ્યોના બંધારણની વિચારણા. પ્રવેશનામાનો ખરડો તેમાં સુધારા સાથે રાજ્યોને મળી ગયો છે એટલે હવે તો રાજ્યોએ તેના સ્વીકાર કે અસ્વીકારનો નિર્ણય કરવાનું જ રહે છે. જ્યારે બીજો મહત્વનો સવાલ દેશી રાજ્યોમાં પ્રજાકીય બંધારણ દાખલ કરવા સંબંધી છે. આ સંબંધી નરેશો એક ધોરણ સ્વીકારે અને તે માટે મંડળની ખુલ્લી બેઠકમાં જો શકય ન હોય તો ખાનગી બેઠક (informal meetings) માં પણ એની ચર્ચા કરી દેશી રાજ્યોના બંધારણમાં કેવા ધોરણે ફેરફાર કરવો એનો એક ખરડો તૈયાર કરે એ ઇચ્છવા જોગ છે: નરેશોની ઇચ્છાનુસાર અને તેઓ જે ધોરણ નક્કી કરે તે ધોરણેજ આ જમાનામાં પ્રજા સહકાર કરવા તૈયાર થાય એ શંકાસ્પદ છે. એટલા માટે નરેશ મંડળે કોઈ એવી મધ્યસ્થ યોજનાની રૂપરેખા તૈયાર કરવી જોઈએ કે જેથી રાજ્યોની પ્રજાને વધતે ઓછે અંશે પણ સંતોષ થાય. દરેક રાજ્યનાં સ્થિતિ અને સંયોગો એક સરખાં જોકે નથી, પરન્તુ દરેક રાજ્ય ચોક્કસ સિદ્ધાંતોને તો માન્ય રાખી શકે છે.

---

### પ્રાચીન સંગીત કળાનું સંશોધન.

થોડાં વખત પહેલાં પોરબંદરના મહારાજા સાહેબ સર નટવરસિંહજીએ મુંબઈમાં "ઇન્ડીયન મ્યુઝીક સ્કૂલ" મેળાવડાના અધ્યક્ષપદેથી પ્રાચીન સંગીત કળાના વિકાસની અગત્ય ઉપર ભાર મૂકતાં કહ્યું હતું કે "પ્રાચીન અને મૌલિક સંગીતની શોધખોળ થવી જોઇએ અને એનો પ્રચાર થવો જોઈ એ." એ ખરૂં છે કે પશ્ચિમની કલાઓની આયાત થવાથી પ્રાચીન સંગીત તરફ દુર્લક્ષ રહ્યું છે. કાઠીઆવાડના આદિત્યરામ વ્યાસ અને વડોદરામાં મૌલાબક્ષ જેવા સંગીત કલા પ્રવીણ ગવૈયાઓ અને કલાકારો અત્યારે ભાગ્યે જ મળશે. અત્યારે કેટલીક સંગીત શાળાઓ જો કે આપણી સંસ્કૃતિને પોષક સ્થપાય છે, પરન્તુ યોગ્ય પ્રોત્સાહનના અભાવે અને હાલના રેડીઓ વગેરેના કાળમાં તેને સફળતા મળી શકતી નથી. આપણા શ્રીમંત વર્ગે આ કલાને ધર્મબુદ્ધિથી પોષવી જોઇએ.

---

# અમાલોચના અને સ્વીકાર.

**ફેડરેશનમાં દેશી રાજ્યોનું સ્થાન**:—પ્રકટકર્તાઃ જે. એલ. હાથી અને કે. એલ. હાથી, રાજકોટ, ડેમી ૮ પૃષ્ટ ૨૦૦ કિંમત રૂ. ૨-૮-૦

દેશીરાજ્યોમે સંગસા અત્યારે સર્વ દીશામાં જ્યારે ઘણી ચર્ચાઇ રહ્યા છે ત્યારે પ્રકાશકોએ આ પુસ્તક પ્રસિદ્ધ કરી ફીડરેશન અને દેશીરાજ્યોના વિષયમાં રસ લેનાર વર્ગ માટે એક ઉપયોગી અને આધારભુત સાહિત્ય પુરૂં પાડયું છે. પ્રયોજકો પોતે કાયદાશાસ્ત્રી છે એટલે દરેક હકીકત સંક્ષિપ્તમાં પણ સંભાળથી મુકી શકયા છે. નાનાં માનાં થાણાંઓને સ્પર્શતા સવાલની ચર્ચા કરવાની સાથે તે સબંધી તેમજ ઇન્સ્ટ્રુમેન્ટ ઓફ એકસેશન (પ્રવેશપત્ર) સબંધી સંદરહુ પુસ્તકમાં માર્ગદર્શક સુચનાઓ પણ કરવામાં આવી છે. દેશી રાજ્યોના રાજકરણમાં રસ લેનાર અમે યોગ્ય રીતે એ પ્રશ્ન સમજવાની ઇચ્છા રાખનાર દરેકે આ પુસ્તક વાંચવા જેવું છે.

---

**સર હોરમસજી કાવસજી દીનશા (જીવન ચરિત્ર)**:—આવૃત્તિ બીજી, લેખક અંબાલાલ નારણજી જોશી, બી. એ., એલએલ. બી. મુંબઈ, સુપર રૉયલ પૃષ્ટ ૨૧૬, કિંમત રૂ. ૫-૦-૦

આપણા સાહિત્યમાં જીવન ચરિત્રો ઓછાં છે બલ્કે જવલ્લેજ લખાય છે, એટલે સર હોરમસજી દીનશાના જીવન ચરિત્રથી સાહિત્યમાં એક શિષ્ટ ગ્રંથનો ઉમેરો થયો છે, જો જીવન ચરિત્રો તટસ્થ બુદ્ધિથી અને લોકહિતની દૃષ્ટિથી લખવામાં આવે તો તે લોકોમાં આદર પામે છે એ આ ગ્રંથની પાંચ મહીનામાં બીજી આવૃત્તિ થવા પામી છે એ ઉપરથી જણાય છે. આ જીવન ચરિત્ર વાંચતા એમ જણાઇ આવે છે કે આપણા દેશના સાહસિક વેપારીઓ પોતાની શક્તિ અને તેમાંય ખાસ કરીને સત્ય ઉપરની પ્રીતિ તથા પ્રમાણિકતાથી કેવી સરસ રીતે શાંટ જમાવી શકે છે. સર હોરમસજીની સાદાઈ, દાનશીલતા, નિરભિમાની વૃતિ અને પવિત્ર જીવન ખરેખર આપણા શ્રીમંત વર્ગે અનુકરણ કરવા યોગ્ય છે. પ્રભુ ધન અને સુખી જીવન અર્પે છે એ પોતાને માટે નહિં પણ પારકાઓનું હિત કરવાને માટે આપે છે એ જો સર હોરમસજીની માફક આપણો ધનાઢય વર્ગ સમજે તો દેશમાં વારંવાર ઉભાં થતાં ઘણાં અમદુઃખો ઓછાં થાય. આ પુસ્તકનો આમુખ ડૉ. સર ચીમનલાલ સેતલવાડે અને ઉપોદ્‌ઘાત શ્રી. જે. આર. બી. જીજીભાઈએ લખી પુસ્તકની ઉપયોગિતામાં અભિવૃદ્ધિ કરી છે. કાગળ અને છપાઈ ઘણાં સારાં છે. અને ઉપર્યુક્ત કિંમતે કર્ણાટક પ્રેસ મુબઇમાંથી પુસ્તક મળે છે.

---

**શ્રી હિમાંશુ વિજયજીના લેખોઃ**—સંપાદક મુનિ વિદ્યાવિજયજી. ક્રૉઉન સોળ પેજી પૃષ્ટ ૫૭૦ કીં. ૧-૮-૦ સ્વર્ગસ્થ મુનિ હિમાંશુવિજયજીના લેખોનો આ સંગ્રહ ઐતિહાસિક બાબતોમાં રસ લેનારાઓને ઉપયોગી છે. સદ્ગત મુનિરાજે જુદાં જુદાં વર્તમાનપત્રોમાં આપેલા લેખોનો આ ગ્રંથમાં સંગ્રહ છે, પરન્તુ લગભગ બધા લેખો અન્વેષણ દૃષ્ટિથી લખાયેલા છે. અને લેખક પોતે સ્યાદ્વાદ વિચારક છતાં આ એમના લેખોમાં એમણે કેવળ ઇતિહાસની દૃષ્ટિ નજર આગળ રાખી છે. ગુજરાતના ઇતિહાસ પરત્વે તો જૈન સાહિત્યનો અથાગ ઉપકાર છે. કમનસીબે આ મુનિરાજ યુવાવસ્થામાં સ્વર્ગગમન કરી ગયા નહીં તો જૈન સાહિત્યમાંથી, અત્યાર સુધી ગોપ્ય રહેલાં ઘણાં ઐતિહાસિક સત્યો તેઓ પ્રસિદ્ધ

કરત. અમે જૈન મુનિઓને વિનતિ કરીએ છીએ કે તેઓ મુનિશ્રી હિમાંશુવિજયનું અનુકરણ કરી ગુજરાતી સાહિત્યમાં પોતાનો હિસ્સો નોંધાવે. પુસ્તકના કદના પ્રમાણમાં કિંમત બહુ નથી. પણ અમને લાગે છે કે આવા ગ્રંથો હજી પણ સસ્તા પ્રસિદ્ધ થવા જોઇએ. આ ગ્રંથ મંત્રી: શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા, ઉજ્જૈન (માલવા)થી મળે છે.

---

ઘરકામ, શરીર અને તંદુરસ્તી માટે ઉપયોગી સુચનાઓ:–લેખક હીરાબાઈ અ. તાતા. મુંબઇ. રોયલ ૧૬ પૃષ્ટ ૧૩૨.

આ પુસ્તકના નામને સાર્થ કરતી તેમાં ઘરકામની ઉપયોગી સૂચનાઓ છે. અને ખાસ કરીને સ્ત્રીવર્ગને તો આ પુસ્તક ઉપયોગી થઈ પડે તેવું છે. પુસ્તક જો કે નાનું છે પણ તેમાં ઘણી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. અત્યારના જમાનામાં જ્યારે સ્ત્રીઓ ભણી ગણીને હોશિયાર થાય છે પણ તેમને ઘરકામના અંગનું કશું વ્યવહારૂ જ્ઞાન હોતું નથી, ત્યારે આવાં પુસ્તકો પ્રસિધ્ધ થાય એ ઇચ્છવા જોગ છે.

---

રાષ્ટ્ર શક્તિ:—(સાપ્તાહિક) વઢવાણ કેમ્પથી રાણાશ્રી જોરાવરસિંહજીના તંત્રીપદ નીચે પ્રસિધ્ધ થાય છે. આ સાપ્તાહિકના ત્રણ ચાર અંકો નીકળ્યા છે એ ઉપરથી પ્રતિત થાય છે કે ભવિષ્યમાં રાષ્ટ્રશક્તિનો વિકાસ કરવામાં તે સહાયભૂત થશે. વળી તેના તંત્રસ્થાને રાણાશ્રી જોરાવરસિંહજી જેવા અનુભવી, ઠરેલ વિચારના અને દેશી રાજકારણના અભ્યાસી ગૃહસ્થ હોવાથી આ સાપ્તાહિક નિરંશય વાચકોને યોગ્ય દોરવણી કરી શકશે. દેશીરાજ્યોના ભાયાત વર્ગને માટે અને તાલુકદાર વર્ગને માટેના વિષયોની ચર્ચા કરવાનું જો કે "રાષ્ટ્ર શક્તિ" નું પ્રયોજન છે છતાં તે ઓદાશથી બ્રિટિશ હિંદના રાજદ્વારી પ્રશ્નોને પણ સ્પર્શે છે. જે વર્ગને માટે આ પત્ર પ્રસિધ્ધ કરવામાં આવે છે એ વર્ગે તેને અવશ્ય ઉત્તેજવું જોઇએ.

---

પોરબંદર રાજ્યનો વહીવટી રિપોર્ટ ૧૯૩૬–૩૭:–પોરબંદર રાજ્ય એ કાઠીયાવાડમાં પ્રાચીન ઐતિહાસિક સંસ્કૃતિ ધરાવનારૂં રાજ્ય છે. પુરાણોમાં અને ઇ. સ. પૂર્વે પશ્ચિમના જે વિદ્વાનો હિંદુસ્થાનમાં આવેલા તેઓ પણ આ રાજ્યના ભૌગોલિક સ્થાનથી પરિચિત હતા. અંગ્રેજી સત્તામા પ્રવેશ પહેલાં આ રાજ્યનો વિસ્તાર ઘણો હતો પરન્તુ અત્યારે ૬૪૨ ચો. મા. નો રાજ્યનો વિસ્તાર છે અને ૧૦૫ ગામ છે. રાજ્યના મહાલો પૈકી બડાળાણા મહાલ મોટા છે. પરન્તુ પોરબંદરની વિશિષ્ટતા, એનો દરીઆઇ વેપાર, એના શાહ સોદાગરોનો પરદેશો સાથેનો વ્યાપારી સંબંધ અને એની આકર્ષક નગર રચનાને લીધે સવિશેષ છે. હાલના રાજકર્તા ના. રાણાસાહેબશ્રી સર નટવરસિંહજીએ પોતાના સ્વભાવની શીતળતાથી, ઉદારતાથી, રાજા છતાં સ્વાભાવિક નમ્રતાથી, નિરભિમાની વૃત્તિથી અને સમભાવથી આ વિશિષ્ટતામાં અસાધારણ ઉમેરો કર્યો છે.

આ અહેવાલમાં આવક ખર્ચના જે આંકડાઓ આપ્યા છે એ ઉપરથી જણાય છે કે આવક લગભગ ૨૬ લાખ અને ખર્ચ લગભગ ૩૨ લાખ થવા પામ્યું છે અર્થાત્ આવક કરતાં ખર્ચ ૬ લાખ જેટલો વધારે છે, અને વાર્ષિક બજેટમાં ખાદ્ય આવવાનું કારણ રાજ્યની કસ્ટમ્સમાં થયેલો ઘટાડો હોય એમ જણાય છે. અને એ ખરૂં છે કે કાઠીઆવાડનાં રાજ્યોનાં બંદરો પરત્વે હીંદી સરકારની હાલની નીતિમાં જ્યાં સુધી ફેરફાર નહીં થાય ત્યાં સુધી રાજ્યોના બજેટમાં કસ્ટમ્સની આવક અનિશ્ચિત ધોરણ ઉપર જ રહેવાની. આમ છતાં રાજ્યના નાણાં પ્રકરણની સ્થિતિ સંતોષપ્રદ છે એમ અહેવાલ ઉપરથી જણાય છે. રાજ્યની, એકંદર ૪૧½ માઇલમાં રેલ્વે

છે અને ૧૯૩૬ના સપ્ટેમ્બર મહીનાથી તેનો વહીવટ કરવાનું કામ ગોંડલ રેલ્વેને સોંપવામાં આવ્યું છે. છેલ્લાં કેટલાક વખતથી આ રાજ્યમાં ઉદ્યોગોનો વિકાસ થતો જાય છે. દીવાસળીનો ઉદ્યોગ, સીમેંટ, સોલ્ટ વર્ક્સ, તેલનો ઉદ્યોગ, કાપડનો ઉદ્યોગ અને બીજા ઘરગથ્થુ ઉદ્યોગો ઉપર રાજ્ય તરફથી ખાસ ધ્યાન આપવામાં આવે છે. અત્યારના યુગબળને ઓળખી દેશી રાજ્યોએ કેવળ જમીનની આવક ઉપર આધાર રાખી બેસી રહેવું મુનાસબ નથી. રાજ્યોમાં ઉદ્યોગો દ્વારા પણ આવકનાં સાધનો વધારવાં જોઇએ કે જેથી ખેડુત વર્ગ ઉપર બોજો ઓછો પડે. પણ આવા બધા ઉદ્યોગો શરૂ કરતા પહેલાં અને બીજાઓને રોયલ્ટી આપતા પહેલાં પૂરતી તપાસ કરવાની જરૂર છે. નહીં તો પરિણામે રાજ્યને આર્થિક નુકસાન જાય છે. જો કે કોઈ રાજ્ય પોતે ઉદ્યોગ ધંધામાં પડે એ યોગ્ય નથી પરંતુ અમને લાગે છે કે ઉદ્યોગોના શરૂઆતના જીવનમાં તો રાજ્યની સાવચેતી ભરી દેખરેખ જોઇએ.

---

## સ્વીકાર

**૧. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો-૧૯૩૭ના વાર્ષિક રિપોર્ટ સાથે.** પ્રકાશકઃ રસિકલાલ છોટાલાલ પરીખ આસિ. સેક્રેટરી ગુ. વ. સો. અમદાવાદ.

(૧) **પ્લેટોનું આદર્શનગર,** પુ. ૨ જું, કર્તાઃ પ્રાણજીવન વિ. પાઠક, (૨) **મનોમુકુર (ગ્રંથ ૪થો)** કર્તાઃ સ્વ. નરસિંહરાવ ભો. દીવેટીઆ, કીંમત રૂ. ૧–૦–૦, (૩) **ઓખાહરણ** (પ્રેમાનંદ, નાકર અને વિષ્ણુદાસનાં) કીંમત રૂ. ૧–૦–૦ સંપાદક ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા એમ. એ. (૪) **જંતુશાસ્ત્ર પ્રવેશિકા** લેખક ડૉ. બાળકૃષ્ણ અમરજી પાઠક કીંમત રૂ. ૧–૦–૦ (૫) **માનવ ધર્મ** મૂળ લેખક રવીન્દ્રનાથ ઠાકુર, અનુવાદક રા. જયંતીલાલ આચાર્ય કીંમત ૦–૬–૦, (૬) **ભૌગોલિક કોશ** (પ્રાચીન અને મધ્યકાલીન) દ્વિતીય ખંડ દ થી વ લેખક સ્વ. ડાહ્યાભાઈ પીતાંબરદાસ દેરાસરી કીંમત રૂ. ૧–૦–૦ (૭) **દાર્શનિક કોશ** (દ્વિતીય ખંડ) સંપાદક સ્વ. શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ કીંમત રૂ. ૧–૦–૦ (૮) **પ્રશ્નોપનિષદ્** અનુવાદક મણિલાલ છબારામ ભટ્ટ કીંમત ૦–૮–૦ (૯) **દાંત અને તેની સંભાળ** લેખકો રણછોડભાઈ મોહનલાલ પટેલ અને ડૉ. કેખશરૂ દોરાબજી જીલા કીંમત ૦–૬–૦.

**૨. વડોદરા રાજ્યનો વહીવટી અહેવાલ સને ૧૯૩૭–૩૮.**

૩. શ્રીવિઠ્ઠલ કન્યા કેળવણી મંડળનું સને ૧૯૩૭–૩૮નું નિવેદન.

૪. શ્રી કચ્છ લોહાણા કેળવણી જનરલ ફંડનાં ટ્રસ્ટી મંડળ તથા વ્યવસ્થાપક મંડળનો અહેવાલ (ચોથો) સંવત ૧૯૯૨–૯૩.

---

## ક્ષમા યાચના

અમદાવાદની પ્રેસ હડતાલને લીધે આ અંકની પ્રસિદ્ધિમાં વિલંબ થયો છે તે માટે વાચકો દરગુજર કરશો.

यतो धर्मस्ततो जयः

# દેશી રાજ્ય

(ત્રૈમાસિક)

વર્ષ ૧૧ મું ] જાન્યુઆરી–માર્ચ : ૧૯૩૯ [ અંક ૪

## રાજકોટ પ્રકરણ પરત્વે વિચાર

૨

દેશી રાજ્યના ગયા અંકમાં રાજકોટ પ્રકરણ સંબંધે અમે કેટલાક વિચારો દર્શાવ્યા હતા. ત્યારપછી આ પ્રકરણ પરત્વે અણધાર્યા વિશેષ ખેદકારક પ્રસંગો ઉપસ્થિત થયા છે. અને સરદાર વલ્લભભાઈ પટેલે રાજકોટને અંગે એક નિવેદન પ્રકટ કરી તેને લગતો કેટલોક પત્રવ્યવહાર અને રેસીડેન્ટ સાથે રાજકોટ નરેશ વગેરે મંડળીને થયેલી વાતચીતમાંથી એ પત્રવ્યવહારના અંગનો કેટલોક ભાગ પ્રકટ કરી દીધો છે.×

સર પેટ્રીક કેડલનાં ગયા પછી પુનઃ દરબારશ્રી વીરાવાળા રાજ્યતંત્રના સંચાલક પદે આવ્યા. અને સરદાર વલ્લભભાઈ સાથેની વાતચીત પછી રાજકોટ રાજ્યે જે સુધારા કમિટી નીમવાની હતી તેમાં ગરાશીયા, મુસલમાન, ભાયાતો વગેરે લઘુમતિ પક્ષોની માગણીથી રાજ્યે કમિટીનાં નામોમાં ફેરફાર સૂચવ્યો. પરિણામે આખું સમાધાન જેને સમાધાન કહેવામાં આવતું હતું તે–મલેખાંના માંડવાની જેમ તૂટી પડયું. શાસ્ત્રોમાં કહ્યું છે કે બુદ્ધિશાળી માણુસોનું લક્ષણ એમણે આગ્રહ ન કરવો એ છે. રાજકોટ પ્રકરણમાં બુદ્ધિશાળી માણુસો જ આગ્રહની સાથે ઓતપ્રોત થઇ ગયા. બન્ને પક્ષનાં બુદ્ધિશાળી માણસો પ્રજાના હિતની ચર્ચા કરે છે. અને એ રીતે બંનેનો હેતુ એક છે, છતાં આશ્ચર્ય તો એ છે કે ઉભય વચ્ચે મેળ થઈ શક્યો નથી. અને તેનું એક કારણ તો એ છે કે બંનેની વિચારસરણીમાં પારાવાર તફાવત છે. તછાં બંને પક્ષે કોઈ ત્રીજા પક્ષને દરમિયાન રાખ્યા વિના ખાનગી જેવું સમાધાન કર્યું. રેસીડેન્ટને પણ પાછળથી ખબર પડી છતાં બધાને એમ લાગતું હતું કે "કેડલના ગયા પછી રાજકોટનું હવે શાંત થઈ જશે". પરન્તુ કાઠીઆવાડના રાજકારણમાં જે કેટલીક વખત વૈચિત્ર્યનાં દર્શન થયા કરે છે એવા વિચિત્રપણાના પ્રતાપે ગાંધીજીને રાજકોટ આવવું પડયું, અને સતત ત્રણ દિવસના પ્રયત્ન પછી તથા જાતીય અનુભવ પછી એમને અનશન વ્રતની પ્રતિજ્ઞા લેવી પડી. આ પહેલાં પોતે રાજકોટના ના. ઠાકોરસાહેબને એક પત્ર લખી સમાધાનની શરતો જણાવી હતી. પરન્તુ ના. ઠાકોરસાહેબે તેનો જે પ્રત્યુત્તર આપ્યો તે એમને "બળતામાં ઘી હોમ્યા જેવો" થયો.

ગાંધીજી જેવા રાષ્ટ્રપુરૂષ સામે ઠાકોરસાહેબે પોતાના પત્રમાં જે નીતિ અંગિકાર કરી તે પહેલાં

× આ પત્રવ્યવહાર અમે આ અંકમાં અન્યત્ર આપ્યો છે. તંત્રી

એમણે કાઠીઆવાડના પોતાના મિત્રનરેશોની અને એજન્સિના વરિષ્ટ અધિકારીઓની સલાહ ન લીધી હોય એ સંભવિત નથી. ગાંધીજીની રાજકોટની હાજરીથી રાજકોટનો પ્રશ્ન સ્થાનિક મટી રાષ્ટ્રીય જેવો બની ગયો. અને તેમાં એમના ઉપવાસે તો લોકોમાં હાહાકાર જેવી સ્થિતિ ઉભી કરી. રાજકોટ રાજ્ય અને એના કારોબારીઓની નીતિ તરફ મહાત્માજીનું અનશન એટલે આસુરી સંપત્તિ સામેનું આક્રમણ એવી પ્રચલિત વાતોના પરિણામે જાહેરપત્રો અને લોકોમાં અતીશય ધૃણા પ્રકટ થઈ. માત્ર આ ઈલાકામાં જ નહીં પણ સમગ્ર હિંદમાં મહાત્માજીના અસાધારણ વ્યક્તિત્વની અસર થઈ. અને પ્રાંતિક પ્રધાનમંડળો પણ રાજકોટના પ્રશ્ન ઉપર રાજીનામું દેવા તૈયાર થયાં. નાની લાગતી વાતને ક્રમે ક્રમે કેવું મોટું સ્વરૂપ મળતું ગયું અને તેમાં પોતાને લાભ હાનિ કેટલાં છે તેનો જો રાજકોટના નરેશને કે એમના કાર્યભારી મંડળને ખ્યાલ રહ્યો હોત તો અમને લાગે છે કે આટલી હદે વાત જાત નહીં. પણ એક વાત અહિં યાદ રાખવા જેવી છે, કે રાજકોટનો સવાલ એ રાજકોટનો જ નહિં પણ સમગ્ર દેશી રાજ્યોની સંસ્થાનો સવાલ છે એમ રાજકોટના કાર્યભારી મંડળને પણ લાગ્યું છે. અને આ માન્યતા કેટલેક અંશે યથાર્થ છે. રાજકોટ રાજ્ય આ માન્યતાને વશ બની–પોતે કોઈ પણ રીતે હવે નિમિત્ત ન થવું એવી મનોવૃત્તિથી કરેલા નિશ્ચયને વળગી રહ્યું. અને એ નિશ્ચયને પાર પાડવા રાજ્ય કારોબારીઓને વારંવાર વિચારભેદોનો માર્ગ સ્વીકારવો પડયો, અર્થાત્ મહાત્માજીએ જ્યારે પોતાની હાજરીના બે ત્રણ દિવસ રાજ્યના અધિકારીઓ સાથે વાટાઘાટમાં ગાળ્યા ત્યારે તેમને શાંતિ અને સહાનુભુતિને બદલે ખટપટનાં જાળાં દેખાયાં. પોતે રાજકોટના વતની છતાં, ત્યાં ભણ્યા ગણ્યા છતાં અને પોતાના ઘણાં સ્નેહી સંબંધી રાજકોટવાસી હોવા છતાં જ્યારે રાજકોટના પ્રકરણમાં સર્વત્ર પોતાને ખટપટનો ભાસ થયો ત્યારે એમને મન બહુ દુઃખ થયું અને એ ખટપટને નિર્મૂળ કરવી હોય તો અનશન માર્ગનો સ્વીકાર કરી તેમાં પોતાનું બલીદાન આપી કાઠીઆવાડના રાજકરણમાં ચિરસ્થાયી શુદ્ધ વાતાવરણ કરવાનો એમણે નિશ્ચય કર્યો. જગતને જે માર્ગે જવું હોય તે માર્ગે જવા દેનાર સુખમાં રહી શકે છે, એવો એક વ્યવહારૂ મત છે. જગતમાં તો દુઃખના ડુંગરા છે. એ ડુંગરાઓ પરંપરાથી છે. એનો નાશ અશક્ય છે. આ ખરૂં છે પણ જ્યારે કોઈ મહાપુરૂષ એ દુઃખ કોઈ પણ સ્વરૂપમાં જુએ છે ત્યારે તેને કાં તો એ દુઃખ દૂર કરવાની અને તેમ ન બને તો એ દુઃખમાં પોતાનો ભોગ આપવાની મનિષા થાય છે. ગાંધીજીના સંબંધમાં રાજકોટના પ્રકરણમાં આવું જ કાંઈ બનવા પામ્યું છે. અમારા આ મતની અને એમના આ પગલાની યોગ્યાયોગ્યતા કોઈ ભવિષ્યનો ઈતિહાસકાર એના પરિણામ ઉપરથી નક્કી કરશે.

દેશી રાજ્યો એ ખટપટનાં સંગ્રહસ્થાનો જેવાં છે એવો પ્રચલિત અભિપ્રાય બ્રીટીશ હીંદના મોટા ભાગમાં છે. હિંદમાં દેશી રાજ્યો સાથે બ્રિટીશ હિંદનો ભૌગોલિક અને સામાજીક સંબંધ છતાં માત્ર દેશી રાજ્યોની ઉપર જ આવો આરોપ રહે એ એક કમનસીબી છે. કાઠીઆવાડનાં દેશી રાજ્યોની, રાજપુતાનાનાં રાજ્યોની, મધ્ય હીંદનાં રાજ્યોની ઘણી પ્રજા બ્રિટીશ હિંદના શહેરોમાં વસે છે. એ પ્રજા વારંવાર પોતાના રાજ્યમાં પણ જાય–આવે છે. મુંબઈ જેવા મોટા શહેરની હયાતી દેશી રાજ્યની પ્રજાને અંગે છે છે. એટલે જો એકજ પ્રજામાં સ્થળાંતરને લીધે સ્વભાવમાં ફેર પડતો હોય તો તેનું ખરૂં કારણ રાજ્યતંત્રની અમરનું હોવું જોઈએ. દેશી રાજ્યોમાં નરેશ તંત્રનું ધોરણ કે એનો અધિકારી વર્ગ કે નરેશો પોતે, આ ત્રણમાંથી આ માટે કોણ વિશેષ જવાબદાર છે એ સમજવું મુશ્કેલ છે. અમને લાગે છે કે જે વસ્તુને ખટપટના નામે ઓળખવામાં આવે છે તે લાંચ રૂશ્વતની માફક જગતના રાજકારણમાં સર્વવ્યાપક છે. છતાં માત્ર જો દેશી રાજ્યોનો વહીવટ જો ખટપટને નામે ઓળખાતો હોય તો તેનું કારણ એ તંત્રને ચલાવનાર

અધિકારી વર્ગ છે. એક નરેશ રાજ્યની પ્રજાના હિતને માટે જે શુભ નજરથી જુએ છે, તે નજર જેને માત્ર યોગક્ષેમ પૂરતો જ સબંધ હોય છે એવો અધિકારી વર્ગ રાખી શકતો નથી. અને એમાંનો મોટો ભાગ કેવળ સ્વાર્થપરાયણ કે મિથ્યાભિમાની હોઈ રાજ્યવહીવટમાં ગુપ્તતા તથા બુધ્ધિભ્રમ ઉત્પન્ન કરે છે. નરેશતંત્રમાં આ દોષ સહજ પ્રવેશ કરી શકે છે અને તેથી અગત્યના એવા નરેશતંત્રનું સત્વ ક્રમે ક્રમે શિથિલ થવાના પરિણામે દેશી રાજ્યોના વહીવટમાં બુધ્ધિ ચાંચલ્યના પ્રયોગો થતા જાય છે. આથી જ્યાં ત્યાં, જેને અત્યારે ખટપટ કહેવામાં આવે છે, એનાં જાળાં બાઝેલાં જણાય છે. નરેશ તંત્રના આદિકાળમાં નરેશો સત્સંગતી, સદ્‌વિચાર અને સદ્‌વર્તનને આભુષણ રૂપ માનતા, એ કાળ જતાં અને અધિકારી વર્ગ નીતિ નિપુણ ન હોવાના પરિણામે, રાજ્યોના તંત્રમાં બુધ્ધિ ચાંચલ્યે પ્રવેશ કર્યો અને તેમાંથી અત્યારે આપણે જોઈએ છીએ તેવા કમનસીબ સંયોગો જ્યાં ત્યાં જણાવા લાગ્યા.

કેટલાંક કાર્ય અકાર્ય હોય છે. એટલે મહાત્માજીની જગપ્રતિષ્ઠા, એમના ચારિત્ર્યનો પ્રભાવ, એમની શુદ્ધ નિષ્ઠા અને પ્રાંતોમાં કોંગ્રેસના પરિબળનો વિચાર કરી રાજકોટ રાજ્યે કેવળ બુદ્ધિ ચાતુર્યને બદલે એમના હૃદયને સ્પર્શ કરે એ ધોરણે વાટાઘાટ કરી હોત તો થઈ એવી કઢંગી પરિસ્થિતિ ઉભી ન થાત. અને થાત તો પણ રાજ્યની વર્તણુંક ઉપર આક્ષેપ ન આવત તથા સમગ્ર પ્રકરણમાં કડવાશને બદલે મીઠાશ રહેત એમ લાગે છે. ગમે તેવી બલિષ્ટ સાર્વભૌમસત્તા પણ અંતે તો લોકમતને અનુકૂળ રહે છે, એ હકીકત જો રાજ્યના લક્ષમાં રહી હોત તો એનું પરિણામ ઇષ્ટ જ આવત. સમગ્ર હીંદમાં રાજકોટ રાજ્યનાં સ્થિતિ અને સંયોગો કેવાં છે એનો વિચાર ન કરતાં કેવળ કાલ્પનિક પીઠબળ ઉપર આધાર રાખી સમગ્ર નરેશ સંસ્થાના ધોરણ ઉપર રાજકોટ પ્રકરણથી અનિષ્ટ અસર થઈ છે. રાજકોટમાં અને ત્યાર પછી લીંબડી સંસ્થાનમાં બુદ્ધિ ચાંચલ્યના પ્રયોગોથી મુશ્કેલી ઉભી થવા પામી છે અને પ્રજામાં કોઈ વખત નહીં કલ્પેલો એવો અસંતોષ, નરેશો સામે ઘૃણા અને એમના કારભારીઓના વર્તન તરફ તિરસ્કાર વૃત્તિ ઉત્પન્ન થયાં છે.

જો કે આમાં રાજ્યના સલાહકારોને કે સંચાલકોને દોષ દેવો અને તેઓ કેવળ સ્વાર્થ દૃષ્ટા હતા એમ કહેવું એ યુક્ત નથી. કેમકે મહાત્માજીના રાજકોટના આગમન પછી સ્થાનિક પરિસ્થિતિ, લોકમત અને રાજદ્વારી વિચારણા એટલી અમર્યાદ હદે પહોંચી ગયાં કે તે વખતે તો કોઈ પણ સમજુ મનુષ્ય સ્વાર્થની એટલી બધી નીચી કક્ષાએ ન જઈ શકે કે જેથી રાજ્યનું અહિત થાય. રાજકોટ રાજ્યના કારભારી મંડળ અને એના સલાહકારોને પક્ષે આ વિધાન અમને યથાર્થ લાગે છે. અને માત્ર રાજકોટ રાજ્યની જ નહીં પણ બધા દેશી રાજ્યોની પ્રતિષ્ટાનો તથા ભવિષ્યનો આધાર એમના વર્તન અને નિશ્ચય ઉપર છે એવી એમની માન્યતા આટલું બધું થયા પછી પણ ખરી હતી એ વિષે શંકા રાખવાનું કારણ નથી. દરબાર શ્રી વીરાવાળામાં રાજકોટ નરેશને અંતિમ હદ સુધી–ગાંધીજીની છેલ્લી મુલાકાત સુધી–અડગ વિશ્વાસ રહ્યો છે, અને રહેશે એમ લાગે છે. જ્યારે મહાત્માજી વગેરે ઈતર ગૃહસ્થોની એવી માન્યતા છે કે આ બધી ધમાધમીમાં દરબાર શ્રી વીરાવાળા કારણભૂત છે અને એઓ પોતાના અભિપ્રાયમાં વારંવાર ફેરફાર કરે છે એમ પણ તેમણે કહ્યું છે. આ હકીકત જો યથાર્થ હોય તો તેનો તલસ્પર્શી અને ઝીણવટથી વિચાર કરવામાં આવે તોજ ખરી પરિસ્થિતિ સમજાય એમ લાગે છે. નરેશના માત્ર એક જ નામથી ચાલતા તંત્રમાં જ નહીં પણ કોઈ પણ વ્યક્તિગત સત્તાથી ચાલતા તંત્રના ધોરણમાં ઘણી વખત અધિકારી વર્ગમાં વિચારોની એક વાક્યતા જાળવી શકાતી નથી. તેઓ પોતાની ઉપરી સત્તાને તાબેદાર હોવાથી એ સત્તાના માનસને સંતુષ્ટ રાખવા તેમને પ્રયત્ન કરવો પડે છે. અને જો તેમાંથી કાંઈ અનિષ્ટ જન્મ પામે તો તેના અપયશની

જવાબદારી પ્રાયશઃ અધિકારી વર્ગ ઉપર આવે છે. રાજકોટમાં, અધિકારી વર્ગના ગૃહસ્થોએ અવાર નવાર જે રાજીનામાં આપ્યાં તે ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે.

મહાત્મા ગાંધીજીએ પોતાના રાજકોટ નિવાસ દરમિયાન દરબાર વીરાવાળા સાથે, તેમના સહકર્મચારીઓ સાથે જ તેમજ રેસીડેન્ટ સાહેબ સાથે રાજકોટની પરિસ્થિતિ સંબંધી ચર્ચા કરી. અને પોતાને કોઈ દાશામાં સમાધાનનો માર્ગ ન સુઝયો એટલે આ આખા પ્રકરણને શુદ્ધિને માર્ગે ચડાવવા ઉપવાસના પ્રયોગનો એમણે આરંભ કર્યો. પરિણામે સાર્વભૌમસત્તાના પ્રતિનિધિ તરીકે વાઈસરોય સાહેબે દરમિયાનગીરી કરી. ગાંધીજીએ ઉપવાસ છોડયા અને પોતાને પણ આ દરમિયાનગીરીથી સંતોષ થયો એમ જાહેર કર્યું. મતભેદવાળી બાબતો કે જેના શબ્દાર્થ પરત્વે મતભેદ હતો તેવી બાબતો, ફીડરલ કોર્ટના વરિષ્ટ ન્યાયાધિશને સુપ્રત કરવાની વાઇસરોય સાહેબે દરખાસ્ત કરી, ગાંધીજીએ તે સહર્ષ સ્વીકારી. રાજકોટ રાજ્યને તો આમાં કાંઈ સ્વીકાર—અસ્વીકાર જેવું હતું જ નહીં, કારણકે રાજ્ય તરીકે સાર્વભૌમસત્તાના નિર્ણયને સ્વીકારવાની તેના ઉપર કરારી જવાબદારી છે. આ આખા પ્રકરણમાં એક બાબત સ્પષ્ટ રીતે નક્કી થઈ છે કે રાજ્ય અને પ્રજા વચ્ચે જ્યારે આવો કોઈ બંધારણીય પ્રશ્ન ઉપસ્થિત થાય ત્યારે હીંદની વરિષ્ટ ન્યાયકોર્ટના જડજ દ્વારા તેનો ઉકેલ કરાવવો અને પક્ષકારોએ તેનો સ્વીકાર કરવો એ યોગ્ય માર્ગ છે. દેશી રાજ્યોના ભવિષ્યના રાજ્યબંધારણમાં આ નિયમ એક પ્રથા તરીકે સ્વીકૃત થશે એમ અમને લાગે છે.

મહાત્માજીના અનશનના દિવસો દરમિયાન એમના અને વાઇસરોય સાહેબ વચ્ચે કેટલોક તારપત્ર વ્યવહાર ચાલ્યો હતો અને ગાંધીજીને જ્યારે ખાત્રી થઈ કે પોતાનો હેતુ સફળ થયો છે, ત્યારે એમણે અનશન વ્રત ભાંગ્યું. આ સંબંધમાં મહાત્માજીએ લખ્યું છે તે વીચારણીય છે. "ઇશ્વરકૃપાએ જે હેતુથી હું આવ્યો હતો તે સફળ થયો છે. ના. ઠાકોર સાહેબની પ્રતિજ્ઞા પળાશે અને તા. ૨૬મી ડીસેંબરની એમની જાહેરાતને અનુસરતું રાજ્યતંત્ર સ્થપાશે અને તેમ થવાની ખોળાધરી ના. ઠાકોરસાહેબ તરફથી ને તેમની સંમતિથી વડી સરકાર તરફથી મળી છે. આટલો સરળ અને લૌકિક અર્થ ના. વાઇસરોય સાહેબ અને મારી વચ્ચે થયેલા તાર વહેવારનો છે" અર્થાત્ કે તા. ૨૬ મી ડીસેંબરના જાહેરનામાનો પોતે જે અર્થ કરે છે એજ અર્થ ફીડરલકોર્ટના વડાન્યાયાધિશ પણ કરશે એવો મહાત્માજીને વિશ્વાસ છે.

તેઓ લોર્ડ લીન્લીથગોને મળવા ન્યુદીલ્હી ગયા અને પોતાને વાઈસરોય સાહેબ સાથે બે વખત લગભગ બબ્બે કલાક મિત્રાચારી ભરી વાતચીત થઇ. લૉર્ડ લીન્લીથગો દિલસોજ વાઈસરોય છે. મુંગા કામ કરનારા છે. અને વાણી વિહાર કરતાં કાર્યમાં વિશેષ માનવાવાળા છે, એમ એમની અત્યાર સુધીની પ્રવૃત્તિ ઉપરથી જણાય છે. દેશીરાજ્યો પ્રત્યેની એમની વલણ સહાનુભુતિવાળી છે. પણ રાજમહેલો અને ઝુંપડીઓ વચ્ચે સમાધાન કરાવવાનું કઠિન કાર્ય એમના હસ્તક આવ્યું છે. બન્ને પક્ષે સમગ્ર હીંદમાં એક જ સાર્વભૌમસત્તા છે એવો સ્વીકાર કર્યો છે અને એટલે અંશે વાઈસરોય સાહેબે સફળતા મેળવી છે. પરન્તુ રાજકોટનો પ્રશ્ન બીજાં દેશી રાજ્યોને સ્પર્શ કરતો નથી એવું ગાંધીજીએ માન્ય રાખ્યું હોવાથી એવી આશા રહે છે કે રાજકોટનું નવું બંધારણ કેટલે અંશે સફળ થાય છે, તે સ્થાનિક સંયોગો અને સ્થિતિને બંધબેસતું છે કે નહીં અને તેની શું અસર થાય છે, એનો પ્રથમ વિચાર કરવામાં આવશે સાર્વભૌમસત્તા માટે, લોકો માટે અને રાજ્ય માટે આ વ્યવહારુ ઉકેલ છે. અત્યારે જે નરેશોમાં પોતાના દરજ્જા પરત્વે ભય ઉત્પન્ન થયો છે, તે કેટલે અંશે યોગ્ય છે એ આ બંધારણીય પ્રયોગમાંથી સહજ જણાઈ આવશે, અને ત્યાં સુધી દેશી રાજ્યો કોઈ પણ નવા પ્રયોગનો આરંભ ન કરે એ ઇચ્છનીય છે.

રાજકોટ પ્રકરણને અંગે અધિકારીવર્ગની અમર્યાદ સત્તા પરત્વે આક્ષેપો કરવામાં આવ્યા છે. અને તે

સાવ નિર્મૂળ તો નહીં જ હોય. તે છતાં સામેથી કેટલાક વ્યક્તિગત રીતે અધિકારીવર્ગ સામે તેમજ નરેશ સામે ગાલિપ્રદાન જેવા જે શબ્દ પ્રયોગો કર્યા છે– જે છાપાઓમાં આવ્યા છે તે પણ ક્ષંતવ્ય ન ગણવા જોઈએ. વાણીનો અનિષ્ટ પ્રયોગ એ પણ અધર્મ છે. વાચિક હિંસા છે. એથી જેઓના હસ્તક સત્તા છે, તેઓને નિરર્થક ક્રોધનું કારણ મળે છે અને તેથી તેઓ ઘણીવાર અનિચ્છાએ પણ વિમાર્ગે દોરવાઈ જાય છે. રાજકોટ પ્રકરણમાં શરૂઆતમાં, સામ સામે આગ્રહ બંધાઈ જવાનાં મુખ્ય કારણો પૈકી આ વાચિક હીંસા પણ એક કારણ હોય એમ અમને લાગે છે: કોઈ પણ વ્યક્તિને અનિચ્છનીય રીતે તિરસ્કૃત કરવી, સમાજમાં તે સર્વશ્રેષ્ટ દુષ્ટ છે એવું સમજાવવા પ્રયત્ન કરવા અને પોતે ન્યાયસંગત કામ કરનાર છે એવો વિચાર ફેલાવવો એ પણ હીંસા જ છે. સામાના દ્રષ્ટિબિંદુને સમજવામાં, તેને માન આપવામાં અને તેમાં કાંઈ સત્ય છે, કે નહીં તે તપાસવામાં ખરૂં મનુષ્યત્વ છે. શું લોકોના આગેવાને કે અધિકારી વર્ગે રાજકોટમાં વ્યવસ્થા સ્થાપવાના પ્રયત્નમાં અગ્ય સ્થાને આશ્રય દીધો છે, લોકોનાં મન સામાન્ય નીતિના માર્ગેથી ચલિત થવા દેવામાં અને સત્તાની સામે થવા દેવામાં, તેમ તેને ખોટી રીતે દાબી દેવામા ભવિષ્યના તંત્રને હંમેશાંને માટે નુકસાન છે એમ અમને લાગે છે. લોકોની સાચી લાગતી વાતને પ્રોત્સાહન આપવું. અને એમના સ્પષ્ટ અહિતની વાતને નિર્મૂળ કરવી એ રાજધર્મ છે.

જયપુર, ત્રાવણકોર, લીંબડી વગેરે રાજસ્થાનોમાં વધતે ઓછે અંશે ધાંધલ છે. પરન્તુ રાજકોટ જેવું તો નહીં જ. સાર્વભૌમસતાએ તેમાં કશી દરમિયાનગીરી કરી નથી. અને હવે તો કરશે પણ નહીં એમ લાગે છે. પણ દેશી રાજ્યોનાં પ્રશ્નોમાં સીધી રીતે બ્રિટિશ હીંદના રાજદ્વારી ગૃહસ્થોએ દરમિયાનગીરી કરવી એ ધાર્યા કરતાં ઉતાવળીયું છે. અને એમ થવાથી રાજ્યોમાં જેઓ કોંગ્રેસ પ્રત્યે સંપૂર્ણ સહાનુભુતિ ધરાવનારા હતા તેઓની પણ લગભગ એવી માન્યતા બંધાઈ ગઈ છે. બહારથી કુદંકુદા થવાથી રાજ્યોમાં મન દુઃખ ઉભાં થયાં છે. દેશીરાજ્યોમાં સર્વત્ર અંધાધુંધી છે એવી પ્રચલિત વાતોને જો તત્કાલ સ્વીકારી લેવામાં ન આવી હોત અને જ્યાં એ પ્રમાણે હોવાનો સંભવ હતો ત્યાં બંધારણીય માર્ગનો સ્વીકાર કરવામાં આવ્યો હોત તો તે યોગ્ય લેખાત. રાજ્યાધિકારીઓ અને પ્રજા વચ્ચે અત્યારે જે નિરર્થક અવિશ્વાસની લાગણી ઊભી થઈ તે ન થાત. મહાત્માજીએ નરેશોને ટ્રસ્ટની મીલકતના સંરક્ષક જેવા ગણ્યા છે. એ હકીકત સત્ય છતાં બધ હારૂં રીતે એક આખા વર્ગ ઉપર એની અનિષ્ટ અસર થઈ છે. અને રાજકોટમાં આખા કાઠિઆવાડના લગભગ વીશ હજાર જેટલા ગીરાસદારોએ એકત્ર થઈ વ્યવસ્થિત રીતે જે દર્શન કર્યું એ ઉપરથી આ વાત સ્પષ્ટ થાય છે.

આ બધુ થયું છે, થાય છે અને થશે તે છતાં રાજ્યોએ એક વાત લક્ષમાં રાખી લેવી જોઈએ કે માત્ર સ્વેચ્છાથી તંત્ર ચલાવવાનો યુગ ચાલવા માંડયો છે. રાજ્યના સચાલકોએ પોતાના સ્વાર્થ કરતાં પ્રજાના સ્વાર્થનો વિચાર પ્રથમ કરવો પડશે. જે રાજ આ ધોરણે ચાલશે એ રાજ્ય હાલના જમાનામાં ગમે તેટલું નાનું હશે તો પણ ટકી રહેશે. અને બીજાં બધાં ચાલ્યાં જશે એમાં કશો મીન-મેખ નથી.

તટસ્થ.

# કેટલાક પ્રાસંગિક વિષયો

## (૧) નિયંત્રણ અને નિયામક

કોઈ લખનારે કહ્યું છે કે "એક સરખી સંખ્યાવાળાં વરુના ટોળા કરતાં માણસોનું ટોળુ કાબુમાં રાખવું મુશ્કેલ છે." સિવાય કે તેમનામાં સહિષ્ણુતાની અને નિયંત્રણમાં રહેવાની ટેવ ન કેળવાઈ હોય તો. જેઓ રાજકીય કે ધાર્મિક કે સામાજિક ક્ષેત્રમાં કામ કરનારા હોય છે એઓને આ અનુભવ સહજ જ થાય છે. બધાં મનુષ્યોમાં સમાનબુદ્ધિ અને સર્વથા સહિષ્ણુતા હોવી અશક્ય છે. દરેક વ્યક્તિનું દષ્ટિબિંદુ, એની ઈચ્છાઓ અને તેના વિચારો સરખાં નથી એટલા માટે મનુષ્યો મનુષ્યોમાં પણ નિયંત્રણ હોવાની જરૂર છે. પ્રાણીમાત્ર શાંતિપ્રિય છે. પણ સ્વાર્થ પરત્વે એમનામાં યુદ્ધની વૃત્તિ જાગૃત થાય છે. મનુષ્ય પણ નિઃસ્વાર્થી હોતું નથી. એટલે જો મનુષ્યોના સ્વાર્થ ઉપર નિયંત્રણ ન હોય તો તે અશાંત રહી સભ્યતા જાળવી શકતા નથી. દરેક મનુષ્ય, બીજાં મનુષ્યો નિયંત્રણમાં રહે એવુ ઈચ્છે છે. નિયંત્રણની આ ભાવનામાંથી વ્યવસ્થા, સત્તાભાર, કાયદા બંધન, કાયદા ભંગની શિક્ષા વગેરે ઉપાયોનો જન્મ થયો છે.

વ્યવસ્થા જાળવવાથી વ્યવસ્થિત જીવન ગાળી શકાય છે. કલહ, ઉદ્વેગ, ચીડીયાપણું, અને અશાંતિ એ અવ્યવસ્થિત જીવનની નિશાની છે. ટકોરાબંધ કામ કરનારની સવાર વહેલી પડે છે. અને સાંજ મોડી થાય છે. અને અવ્યવસ્થિત ચિત્તવાળાના દિવસનાં બધાં કામો અધૂરાં રહે છે. ધારેલું એકેય કાર્ય એનાથી પૂરું થતું નથી. એનામાં નિશ્ચયાત્મક બુદ્ધિ નહિ હોવાને લીધે એ બીજાની નજરે દેખે છે, બીજાના કાને સાંભળે છે, બીજાની સલાહે ચાલે છે. બીજાની બુદ્ધિએ પોતાનાં અનુમાનો દોરી તેના આધારે નિરાધાર નિર્ણયો બાંધે છે. વેલાઓને જેમ આલંબનની જરૂર પડે છે, તેમ આવાં મનુષ્યો આલંબન વગર જીવી શકતાં નથી. સ્વયંસ્ફુરણાથી એમને કશો સુઝકો પડતો નથી. શાસ્ત્રોમાં કહ્યું છે કે અવ્યવસ્થિત ચિત્તવાળાં માણસોની કૃપા પણ દુઃખ ઉપજાવે છે.

આ કરતાં ઉલટ, વ્યવસ્થાના ઓછાયા નીચે રહેલાં આગ્રહી માણસો પણ લોકોમાં હોય છે. એમના સ્વભાવમાં નિયમન નથી હોતું. તેઓ જો શ્રીમંત હોય છે કે સત્તાધારી હોય છે, તો વ્યવસ્થાના નામે તેઓ કૃત્રિમ નિયમન ઉભું કરે છે. આવા લોકોનો આગ્રહ પણ બીજાને દુઃખરૂપ છે. જેઓ કૃત્રિમ ઉપાયોથી બીજાઓને નિયમનમાં રાખવા મથે છે તેઓ અંતે નિષ્ફળ જાય છે. બીજાઓને નિયમનમાં રાખવા ઈચ્છનારે પોતે દઢતાપૂર્વક નિયમ પાલન કરવું એ નિર્દોષ માર્ગ છે. લોકો બધા ડાહ્યા કે સમજુ નથી હોતા. મૂર્ખ પણ હોય છે, ગાંડા પણ હોય છે, દુરાચારી પણ હોય છે અને ઘમંડી પણ હોય છે. આવા ભિન્નરુચિ અને સ્વભાવવાળાં માણસો યથેચ્છ વર્તન કરે તો વ્યવહારમાં બાધ આવે. માટે તેમના ઉપર નિયંત્રણ રાખી શકે એવી ઉપરના દોષોથી વંચિત હોય એવી સત્તાની જરૂર છે. કારણ કે યોગ્ય રીતે નિયંત્રણ રાખી શકે એ સત્તા જ જગતના માણસોમાં સ્વાસ્થ્ય જાળવી શકે છે અને તેમનું રક્ષણ કરી શકે છે.

દયા અને શિક્ષા એ સત્તાના અંશો છે. રાજ્યનીતિ વ્યવહારમાં આ ગુણદ્વયની અતિ આવશ્યકતા છે. પણ એની અતીશયતા જેમ હાનિકારક છે તેમ તેનો અસ્થાને ઉપયોગ એ, એ કરતાં પણ વિશેષ હાનિકારક છે. પણ એ ગુણમાત્રથી સત્તાનું સ્થાયીપણું સિદ્ધ થતું નથી, સત્તાની પ્રાપ્તિથી નહિ પણ તેના ઉપભોગથી તેની વિશિષ્ટતા જળવાય છે. સત્તા, એ, લોકો ઉપરનું.

નિયંત્રણ અને એમનું જીવન વ્યવસ્થિત, કલેશરહિત રીતે ચાલે એટલા માટે છે. ખરો માર્ગ તો દરેક જાણે છે, છતાં એ માર્ગે સૌ જાય છે એવું નથી, અબાધ્ય નીતિ-ધર્મ બધા જાણે છે છતાં સૌ એનું પાલન કરે છે એવું નથી. કોઈક ઈરાદાપૂર્વક, કોઈક અનાયાસે, કોઈક સંયોગોને અંગે, કેટલાક બીજાઓથી દબાઈને, કોઈક સ્વાર્થથી પ્રેરાઈને પણ વિપરિત રીતે વર્તે છે. આ બધા ઉપર સત્તાના નિયંત્રણની જરૂર ઉભી થાય છે. અને સામાન્યતઃ બધા લોકોએ પોતાનાજ હિતની ખાતર એવા નિયંત્રણને માન્ય રાખ્યું છે

નિયંત્રણ આવશ્યક છે. પણ નિયંત્રણ એ નિયામક નથી. નિયંત્રણ પદ્ધતિ છે અને નિયામક મનુષ્ય છે. બીજાઓ ઉપર નિયમન કરવા પોતાપણાનો ત્યાગ કરવો, બીજાઓના હિત માટે જીવવું અને બીજાનાં સુખદુઃખનો વિચાર કરનાર ખરો નિયામક છે. લોકોના અંગત વર્તન ઉપર અને તેના હેતુઓ ઉપર નજર રાખવી, એમની રાજકીય અને સામાજિક પ્રવૃત્તિ માટે નિયમો રચવા અને એ બધાને લોકો માન્ય રાખે એવું એમનું માનસ બનાવવું એ નિયામકનું કાર્ય છે. આ કાર્ય નિઃસ્વાર્થી નિયામક સારી રીતે કરી શકે, અને જુના વખતમાં રાજ્યતંત્રમાં સાધુઓને એટલા માટે દરમિયાનગીરી કરવા દેવામાં આવતી હતી કે તેઓ લોકોના હિતના વિચાર વધારે તટસ્થતાપૂર્વક કરી શકતા. નરેશોને અમાત્યોને અને અધિકારી વર્ગ, સર્વને આ સાધુ પુરુષો નિર્ભય રીતે એઓની ક્ષતિઓ દર્શાવતા.

નિયંત્રણ ઉત્કૃષ્ટ હોય-સર્વોત્કૃષ્ટ હોય છતાં નિયામક અસ્થાનિક હોય તો નિયંત્રણ નિષ્ફળ જાય છે. જે પ્રજામાં એણે નિયમન કરવાનું છે તેમાં નિયામક ધીરોદાત્ત, સદ્‌ગુણી અને સ્વાર્થત્યાગી હોવો જોઇએ. બીજાની ન્યાયી જરૂરિઆત માટે પોતાની ,અનિવાર્ય જરૂરિયાતોનો ભોગ આપનાર હોવો જોઈએ. એની ઇન્દ્રિયો નિયમનમાં હોય. કર્ણેન્દ્રિય સત્તાના ઉપભોગમાં અગત્યનું સ્થાન ધરાવે છે. એટલે જે સત્તાધારીના કર્ણો સ્વચ્છ નથી રહી શકતા તે સત્તાધારી સત્તાના પદને યોગ્ય નથી. એનાથી નિયંત્રણ રાખી શકાતું નથી. અને રાજકારણમાં એનાથી અવ્યવસ્થા ઉત્પન્ન થાય છે. એટલે લોકહિતવાળું અને ન્યાયી નિયંત્રણ ચલાવવાની ઇચ્છા રાખનારે પોતાના કાનના પડદા ઉપર ગંદી વાતો, નિંદા, ચાડીચુગલી વગેરેના કુસંગતિના ડાઘ પડવા દેવા ન જોઈએ. એવી બાબતો સાંભળવાની ઇચ્છા એ વ્યક્તિનાં માનસનું અને એની હેઠવાસ જતી વૃત્તિઓનું સૂચક છે. સત્સંગ વગર ઘણાં મનુષ્યો જીવન વ્યતિત કરે છે. અને એ ક્ષમાપાત્ર છે. પણ દઢિભૂત થઇ ગએલી કુસંગતિ તો મનુષ્યને વ્યસન રૂપે વળગી એનો ધીમે ધીમે હ્રાસ કરે છે અને કોઈ સત્તાનો નિયતા-ધાર્મિક કે સામાજીક કે રાજકીય બાબતોમાં જો કુસંગે ચઢી જાય છે, તો તે પોતાનો ઘાતક બને છે.

---

## (૨) બુદ્ધિ કૌશલ્ય

અણી અને ધારોની તીવ્રતાથી દર્ભને કુશ કહે છે. ઝીણી બુદ્ધિને લોકો કુશાગ્ર બુદ્ધિ વિશેષણ આપે છે. અને બુદ્ધિના કુશપણાને કૌશલ્ય કહે છે. કૌશલ્ય એ બુદ્ધિનું, વાણીનું અને શરીરનું માપ છે. શારીરિક પ્રયોગ કરનારાઓનું કૌશલ્ય તો પારખી શકાય એવું છે, પણ બુદ્ધિ તથા વાણીનું કૌશલ્ય એના પરિણામવિનાં સહજ જણાતું નથી. અને લોકોમાં જે કુશળતા પ્રસિદ્ધ છે, તે વાણીની અને વિશેષ કરીને બુધ્ધિની કુશળતા છે. શરીર કરતાં વાણી સાથે બુધ્ધિનો સમન્વય વિશેષ છે. કારણ કે કૌશલ્ય વિકસાવવામાં શરીર કરતાં વાણીને-બુદ્ધિને વિશેષ અધીન રહેવું પડે છે. પણ જ્યાં બુદ્ધિના અનાશ્રયે વાણી વિહરે છે ત્યાં તે શરીરના ધર્મોનું બહુધા અનુકરણ કરે છે. આવી વાણીમાં અસંબદ્ધતા અને કૌશલ્ય કરતાં સ્વેચ્છા વિશેષ હોય છે. શરીર, વાણી અને બુદ્ધિની ત્રિપુટીમાં બુદ્ધિનું કૌશલ્ય લોકોમાં વિશેષ માનનીય અને પ્રશસ્ય ગણાય છે. આ કૌશલ્ય સ્વભાવજન્ય ઘણી વખત નથી હોતું પરન્તુ અનુભવ, જ્ઞાન અને કાર્ય કારણના અભ્યાસે વિકાસ પામે છે. જીન્દગીમાં બનેલા કે જોયેલા બનાવો અને તેનાં પરિણામો એ અનુભવ છે. અનુભવથી સિદ્ધાંતનું જ્ઞાન થાય છે અને જ્ઞાનના પ્રભાવે કાર્યકારણ કે પરાપૂર્વતા-પરંપરાનો સમન્વય

કરવાનું સહજ બને છે. અર્થાત્ જેવા પ્રકારના અનુભવ કે સંસ્કારો એવા પ્રકારની બુદ્ધિની તીવ્રતા રચાય છે. મનુષ્યનું કૌશલ્ય ઘડાય છે અને સમાજમાં તદનુસાર એ સ્થાન પ્રાપ્ત કરે છે, જે સ્થાન ચોરનું પણ હોય છે, અને શાહુકારનું પણ હોય છે, જુલ્મીનું પણ હોય છે અને ક્ષમાવાનનું પણ હોય છે, મૂર્ખનું પણ હોય છે તેમ સજ્જનનું પણ હોય છે. એટલે બુદ્ધિ સ્વયં ( પછી તે કુશાગ્ર હોય છે કે અન્યથા ) અભીનંદનીય નથી પરન્તુ તેનો વ્યાપાર તથા તેના પરિણામથી તેનુ મૂલ્ય અંકાય છે. હજારો મનુષ્યના ટોળામાંથી દક્ષ મનુષ્યનું ખીસ્સુ કાતરી જનારનો બુદ્ધિ વ્યાપાર અને પરસ્પરનો વધ કરવા તત્પર થઇ રહેલાં સૈન્ય વચ્ચે ક્ષણમાત્રમાં શાંતિ સ્થાપનારના બુદ્ધિ વ્યાપાર કેવળ એક બીજાથી વિપરિત છે. આપણા રાજકારણમાં બુધ્ધિ વ્યાપારનું મૂલ્ય કોઈક આવા ધોરણે અંકાશે ત્યારે એમાં શુધ્ધિ આવશે. આના અભાવે અત્યારે જ્યાં ત્યાં નિર્બુદ્ધ મનુષ્યો હોશિઆરમાં અને ખરા બુદ્ધિમાન માણસો અણસમજુમા ગણાય છે. લુચ્ચા માણસો બુદ્ધિમાનમાં ખપે છે, સર્વત્ર માન અકરામ કે સત્તા કિંવા દ્રવ્યના ભોક્તા બને છે જ્યારે ધર્મ તથા નીતિમા શ્રધ્ધાવાળા મનુષ્યોના હૃદયમાં રહેલી સમર્થ શક્તિ અજ્ઞેયવાસમાં રહે છે. રાજકારણમાં, સમાજમાં અને ધર્મમાં પણ પાખંડ સ્થિર થઈ જવાનુ મુખ્ય કારણ આ જ છે.

એટલે કૌશલ્ય માત્ર હિતકર નથી. એના વ્યાપાર અને પરિણામ ઉપરથી જ્યારે સમાજમાં એનું સ્થાન નિશ્ચિત કરવામાં આવશે ત્યારે અત્યારની અધમી અને દુઃખમય જીવનનો અંત આવશે.

---

### (૩) મદજ્વર:

જ્વરમાં મનુષ્ય બેભાન જેવો બને છે તેને કશી ગતાગમ હોતી નથી, એનું શરીર અને મન અસ્વસ્થ બને છે, એ બકવા કરે છે, સારાસારનુ એનું ભાન લોપ થાય છે અને એનું મનુષ્યત્વ પણ જતું રહે છે. ઉપરનાં બધાં પરિણામો નિરોગી છતાં મદવાળા મનુષ્યમાં સતત જાગૃત રહેતાં હોવાથી ભર્તુહરી કવિએ મદને જ્વરનું રૂપક આપ્યું છે. પણ મદમાં જ્વર કરતાં એક વિશિષ્ટતા છે. અને તે એ કે મર્યાદા પૂરી થતાં શરીરજ્વર ઉતરી જાય છે, જ્યારે મદ જ્વર અણઉતાર રહે છે. જ્વર, માત્ર શરીરને હાની કરે છે. અને મદ શરીર અને મન બંનેને બગાડે છે. તથા બંનેને સતત નીશામાં જ રાખે છે. મદજ્વરથી ઘેરાયેલા મનુષ્યના પરિચયમાં જેઓ આવે છે, તેઓને પણ હાની થાય છે. ઘરમાં સરપ હોય અને જેટલી ભયગ્રસ્તતા કે ભીરૂતા પ્રકટે એટલી ભયભીતતા મદ જ્વરવાળા ક્રુધ્ધ મનુષ્યના ઘરમાં અને એની સમીપમાં રહ્યા કરે છે.

મદ અને અભિમાન સમાનાર્થ શબ્દ છે. પણ અભિમાન કંઈક અંશે બુદ્ધિજન્ય હોય છે. જ્યારે મદમાં જડતા સવિશેષ છે. મદમાં પશુતા છે. મનુષ્યને મદ સંયોગવશાત્ બંધાઈ જાય છે: અપાત્રતા છતાં અસાધારણ વિદ્યા, સત્તા કે દ્રવ્ય પ્રાપ્ત થઈ જવાથી મનુષ્યમાં વિચિત્ર મદ બંધાઈ જાય છે. એને પોતાનું વ્યક્તિત્વ બીજાઓ કરતાં ભિન્ન પ્રકારનું લાગ્યા કરે છે, અને ઘણીવાર તો સામાન્ય મનુષ્યો પણ એમ માને છે કે એ રોગિષ્ટ હોવાથી એનાથી છેટા રહેવું એ ધર્મ છે. મૂર્ખતા અને દંભની સાથે મદને ખૂબ મેળ છે. અને જ્યારે એમાં ઉપર કહ્યું તેમ મદનાં આતુસ્થાન સત્તા અને દ્રવ્ય ભળે છે ત્યારે મદનું સ્વરુપ જોવા જેવું થાય છે.

મદરોગનું ઔષધ જ્ઞાન છે: બધું સમજતાં છતાં પોતે ખરેખર અણસમજુ અને જીજ્ઞાસા માર્ગનો પથિક છે એવું સતતભાન જે મનુષ્યને રહ્યા કરે છે, તેને મદ જ્વર સ્પર્શ કરી શકતો નથી બીજા પોતાના કરતાં સવિશેષ બુદ્ધિ શક્તિ ધરાવનાર છે એવું મનાવા દેવાની વૃત્તિવાળાથી મદાંધતા હંમેશા દૂર રહ્યા છે. બીજાના અભિપ્રાયો, બીજાનું જ્ઞાન અને બીજાની સમજણ એ પણ જગતનાં અંગો હોવાથી વિચારણીય છે એવી જે સત્તાધીશ, પંડિત કે ધનાઢ્યની માન્યતા હોય, બીજાની અલ્પજ્ઞતા સામે જેની ક્ષમાદષ્ટિ હોય મદના પ્રવેશદ્વાર સમીપ જેની સતત ચોકીદારી હોય, અને આ વિશાળ જગતમાં પોતે તો બિંદુમાત્ર પણ નથી એવી જેની દૃઢ માન્યતા અને વર્તન હોય એ મનુષ્ય જગતમાં પ્રતિષ્ઠિત રીતે ચિરંજીવ સ્થાન પ્રાપ્ત કરે છે.

---

# થાણાંઓના તાલુકદારો—ભાગદારો.

થોડાં વખત પહેલાં પશ્ચિમ હિંદ એજન્સિના ફીડરેશન ઓફિસર મિ. ઇગર્ટન ફીડરેશનના સવાલને અંગે કાઠીઆવાડની મુસાફરીએ નીકળ્યા હતા. અને તેમણે જુદા જુદા થાણાંઓના તાલુકદાર-ભાગદારોને રૂબરૂ મળી તેઓનો અભિપ્રાય જાણવા પ્રયત્ન કર્યો હતો. લગભગ સવાસો વરસથી કાઠીઆવાડના તાલુકદારો ભાગદારો એજન્સિના નિકટ સંપર્કમાં રહ્યાને પરિણામે સ્વાભાવિક રીતે એમનું વલણ ચાલુ વહીવટી પદ્ધતિમાં ફેરફાર ન થાય એવું હોય, પરંતુ હિંદી સરકારના બંધારણના નવા કાયદા અન્વયે, કે જે કાયદાનો પ્રાંતોમાં અમલ થઈ ચૂકયો છે, તે કાયદા પ્રમાણે જો મધ્યવર્તી સરકારનું બંધારણ થાય તો એજન્સિના તાબાના થાણાંઓનો વહીવટ હાલ ચાલે છે તે પ્રમાણે ચાલી શકે જ નહિં. આ કાયદા અન્વયે દેશી રાજ્યોનો સંબંધ સીધો તાજ સાથે જોડાયો છે અને એ સંબંધ વચ્ચે સાંકળરૂપ તાજના પ્રતિનિધિ તરીકે હિંદી સરકારનું રાજદ્વારી ખાતું અને તેના વડા વાઈસરોય છે. મધ્યવર્તી ફીડરલ સરકારની જ્યારે રચના થશે ત્યારે સમગ્ર હિંદના આંતરિક વહીવટનો કાબૂ એ સરકાર હસ્તક મૂકાશે અને તેમાં દેશી રાજ્યોને લગતા સામાન્ય વિષયોના વહીવટનો પણ સમાવેશ થશે. અને તાજના પ્રતિનિધિ સમક્ષ દેશી રાજ્યોના બહુ ઓછા પ્રશ્નો-વારસાને લગતા, ગાદીનશીનને લગતા, કરારી હક્કો, રાજકીય વિધિ કે બીજા એવા પ્રશ્નોનો નિકાલ કરવાનું બાકી રહેશે. એટલે કાયદેસર રીતે થાણાંઓનો હાલનો વહીવટ જેમનો તેમ ચાલુ ન રહી શકે એ બનવા જોગ છે.

થાણાંઓના તાલુકદાર ભાગદારો માટે હવે શું માર્ગ લેવો એવો સવાલ ઉભો થયો છે. તેમનો મોટો ભાગ બ્રિટિશ જીલ્લાઓમાં જવા તો બિલકુલ ખુશી નથી. જો કે તેઓ અત્યારે તો ઘણી નાની સ્થિતિમાં આવી ગયા છે, પરન્તુ કર્નલ વોકર સાથે કાઠીઆવાડનાં રાજ્યોને જે કરારી સમજણ થઈ છે તેમાં હાલના તાલુકદાર ભાગદારોના પૂર્વજોના વડાને પણ સમાન દરજ્જાના ગણવામાં આવ્યા છે અને તેમના તાલુકાઓને પણ રાજ્યોની હરોળમાં મૂકવામાં આવ્યા છે. ઈ. સ. ૧૮૦૭ થી ૧૮૦૯ સુધીમાં કાઠીઆવાડમાં ફેલજામીન દસ્તાવેજ થયા, જમાબંધીનાં લખત થયાં, અને જામીનત બાબત દસ વરસની મુદતના દસ્તાવેજ થયા તે બધા એક જ વખતે લગભગ બધા પાસેથી લેવામાં આવ્યા હતા. અને તેમાં કાંઈ ભેદ પાડવામાં આવ્યો ન હતો.

નવા બંધારણમાં આ સર્વ થાણાઓનું સંયુક્ત બંધારણ રચાવાનું અસંભવિત છે, એવી હકીકત મિ. ઇગરટને તાલુકદાર-ભાગદારો આગળ જાહેર કરી હતી અને તેઓને પિતૃરાજ્યમાં કે બીજા મોટા રાજ્યમાં ભળી જવાની સલાહ આપી હતી. અમને લાગે છે, કે જે રાજ્યમાં તેઓ પોતાના હાલના હક હલાકાઓ જળવાય એ રીતે ભળી જાય એ યોગ્ય અને વ્યવહારૂ માર્ગ છે. અને જે રાજ્ય સાથે તાલુકદારોનો પિતૃરાજ્ય ( Parent state ) નો સંબંધ હોય એ રાજ્યે એમના હાલના રાજકીય, આર્થિક અને સામાજીક હકોની સલામતીની ખાત્રી આપવી એ પણ એટલું જ જરૂરનું છે. જો કે અત્યારે સમગ્ર દેશમાં જે પ્રજાકીય વાતાવરણ ત્વરિત ગતિથી ફેલાતું જાય છે અને તેમાંથી જે પરિણામ આવે છે એની અસર રાજ્યો ઉપર થયા વગર રહેવાની નથી અને એટલે અંશે તાલુકદારોએ પણ તેમાં, હાલ નહિં તો ભવિષ્યમાં પણ સહકાર આપવો પડશે. જે પ્રજા ઉપર અત્યાર સુધી તાલુકદારોએ વર્ચસ્વ ભોગવ્યું છે. એ પ્રજાનો સહકાર અને સંતોષ એમની સ્થિતિ

વધારે દૃઢ અને સલામત બનાવશે એ નિઃસંશય છે. એટલે તાલુકદારો પોતાના ભવિષ્યનો નિશ્ચય કરે એમાં એઓ એમની પોતાની પ્રજાનો પણ અભિપ્રાય લે એ ઇચ્છવા જેવું છે. અને જો એમ નહિ કરવામાં આવે તો સંભવ છે કે પ્રજાનો વિરોધ મુશ્કેલીઓ ઉભી કરશે. બ્રિટિશ સરકારે નવા બંધારણને અંગે દેશી રાજ્યોને વચન આપ્યું હતું કે રાજ્યોની ઇચ્છા વગેરે તેમના ઉપર, અન્યથા સાર્વભૌમત્વ મૂકવામાં નહિ આવે. આવું વચન આપનાર બ્રિટિશ સરકાર તાલુકદારોની સંમતિ વિના કોઈ પણ પ્રકારનું ઉતાવળનું પગલું ન ભરે, પણ તે જ પ્રમાણે તાલુકદારોની પ્રજાના મતને પણ માન આપે તે સ્વાભાવિક છે. એટલે તાલુકદારોએ છેવટે પોતાની પ્રજામાં જે અગ્રણી હોય એમના વિચાર જાણ્યા પછી નિશ્ચય ઉપર આવવું એ વધારે વ્યવહારૂ રસ્તો છે. વરાડપ્રાંત નિઝામ સરકારને જો સુપ્રત કરવામાં આવશે તો બળવત્તર રાજકીય આંદોલન થશે, એ પ્રમાણે એ પ્રાંતની પ્રજાએ નિશ્ચયપૂર્વક જાહેર કર્યાના પરિણામે સરકારને મધ્યસ્થ માર્ગ કહાડવાની ફરજ પડી હતી. આ ધોરણ સામાન્યતઃ આવા બીજા સવાલોમાં પણ સરકાર સ્વીકારે તો તે સામે તાલુકદારોએ વાંધો ઉઠાવી શકાય એવું નથી. એટલે અમારા મત પ્રમાણે તાલુકદારોએ પિતૃરાજ્ય (Parent State) ની બાબતમાં પ્રજાનો પણ અભિપ્રાય લેઈ, પછી નિશ્ચય કરવો જોઈએ. વિરોધ જાગૃત થાય ત્યાર પછી સિદ્ધાંતોનો સ્વીકાર કરવો, તેના કરતાં પ્રથમથી જ જે ખરૂં હોય તે માન્ય રાખવું એમાં ડહાપણ છે.

અત્યારે કાઠીઆવાડ, સાબરકાંઠા વગેરે એજન્સિમાં પ્રધાનતઃ ગાયકવાડ સરકાર તરફથી થાણાંઓના તાલુકદાર સાહેબોને વડોદરા રાજ્યના આધિપત્ય તળે ભેળવવાનો પ્રયત્ન થાય છે. કાઠીઆવાડનાં અને સાબરકાંઠાના થાણાંઓ એજન્સિની હકુમત નીચે આવ્યાં તે પહેલાં એ થાણાના તાલુકદારો ગાયકવાડ સરકારના ખંડિયા હતા એ મુખ્ય સિદ્ધાંત ઉપર ગાયકવાડ સરકારનો તાલુકદારો ઉપર હકુમતી અગ્રહક છે. એ સિદ્ધાંતને લક્ષમાં રાખી ગાયકવાડ સરકારની પુનર્ઘટનાની યોજના ઘડાયેલી છે. અને મિ. ઈગર્ટને તાલુકદાર ભાગદારો સમક્ષ જાહેર કર્યું હતું તેમ તે યોજના હિંદી સરકારે મંજુર પણ રાખી છે. પણ એનો અર્થ તો એટલો થઈ શકે કે જો તાલુકદારોને એ યોજના માન્ય હોય તો સરકારને તે સંબંધી કશી અડચણ નથી. કોઈ યોજના પોતાને કેટલે અંશે અનુકૂળ કે પ્રતિકૂળ છે તેનો વિચાર તાલુકદારોએ કરવાનો છે. સરકારને નહીં. એમ જણાય છે કે મિ. ઈગર્ટન અને તાલુકદારોની ચર્ચા દરમિયાન ભાવનગર રાજ્યની યોજના પરત્વે પૃચ્છપરચ્છ થઈ હતી. પરન્તુ સરકારી રાહે એવી કોઈ યોજનાની માહિતી મિ. ઈગર્ટન પાસે ન હતી. પણ એમ જાણવામાં આવ્યું છે કે ભાવનગર રાજ્યની આસપાસનાં થાણાંઓના કેટલાક ગામોના તાલુકદારો ભાગદારોએ પોતે કઈ શરતોએ ભાવનગર રાજ્યમાં જોડાવાને ખુશી છે તેનો મુસદો Application ના રૂપમાં ભાવનગરના ના. મહારાજા સાહેબ ઉપર મોકલ્યો છે અને એ મુસદામાં તેઓએ ભાવનગર રાજ્યમાં જોડાવાની શરતો રજુ કરી છે આ હકીકત ઉપરથી એટલું સૂચન થાય છે કે ભાવનગર રાજ્ય આગ્રહથી નહીં પણ તાલુકદારોની સ્વેચ્છા હોય તો તેઓને સ્થાન આપવા ખુશી છે. ભાવનગર રાજ્યે એ સંબંધમાં છેવટનું પગલું ભર્યું નથી, એમ જણાય છે. કોઈપણ રાજ્ય પોતાની હકુમતમાં જુદી ચુકવતી ધરાવનારા વિભાગને સ્થાન આપે તે પહેલાં રાજદ્વારી દૃષ્ટિએ એની પુખ્ત વિચારણા થવી જોઈએ, એ ખરૂં છે પરન્તુ આ પ્રશ્નને હવે વખતના વહેણમાં બહુ રહેવા દેવો જોઈતો નથી કાઠીઆવાડનાં થાણાંઓ સાથે જે Parent State સંબંધ ધરાવે છે તે રાજ્યોએ આ દીશામાં પ્રવૃત્તિ શરૂ કરવી જોઈએ. અને જામનગર રાજ્યે પોતામાંથી ઉતરી આવેલાં થાણાના તાલુકદારોમાં કામ કરવાની યોજના સરકાર મંજુરીથી માન્ય કરાવી તદનુસાર કાર્ય કરવાનું શરૂ કર્યું છે, એમ જણાયું છે.

પરન્તુ એમ કહેવું યોગ્ય જ છે કે આ પ્રવૃત્તિના આરમ્ભનો યશ વડોદરા રાજ્યને છે. લોર્ડ વીલિંગડન સાહેબે ૧૯૩૬ ના જાન્યુઆરીની શરૂઆતમાં જ્યારે વડોદરાની મુલાકાત લીધી, ત્યારે ભોજન સમારમ્ભ ઉપરના પોતાના ભાષણમાં મરહુમ મહારાજા શ્રીમંત સર સયાજીરાવ ગાયકવાડે આ સંબંધી જે ઉલ્લેખ કર્યો હતો અને તેનો જે પ્રત્યુત્તર લોર્ડ વીલીંગડને આપ્યો હતો તે અમે આ નીચે આ નીચે આપીએ છીએ.

મર્હુમ મહારાજાશ્રી સર સયાજીરાવે કહ્યું હતું કે:—

"So far, I have spoken of India generally. I may now refer to a question which concerns my own State—its relations with tributary states and estates. Over a hundred years ago, the British Government elected to mediate between my House and the tributaries. Conditions have changed greatly since, and the policy of these early days needs a new orientation. I have proposed a scheme for the re-adjustment of these relations. In preparing this, I have kept two principles in view. The first is that the powers and privileges of these states and estates should on no account be reduced: but that, on the other hand, their financial position should be strengthened by the abolition of the tributes which were fixed on no logical basis and are unequal in their incidence. Secondly, the interests of good government and economic development in this part of India should be furthered. I venture to express the hope that this scheme will be accepted and that the new order of things will soon be established."

Late H. H. maharaja Sir Sayajirao Gaekwar.

× × ×

"I have been very greatly interested in Your Highness' reference to the scheme which you have put forward with a view to the re-adjustment of the relations existing between the Baroda State and certain of her tributaries. Under this scheme, while you have sought to effect an improvement in economic and administrative conditions and to provide for financial relief to the States and Estates concerned, you have wisely taken care to leave their powers and privileges unimpaired. I sincerely trust that the Feudatories to whom Your Highness has referred will give your proposals their full and careful consideration, for they will certainly be well advised to do so."

H. E. Lord Wilingdon

લોર્ડ વીલીંગડને છેલ્લા વાક્યમાં કહ્યું છે કે—"They will certainly be well advised to do so" અર્થાત્ કે આ સંબંધમાં રાજ્ય તરફથી જે યોજના સરકારમાં રજુ કરવામાં આવશે તેના તરફ સરકાર તાલુકદારોને યોગ્ય સૂચના કરશે. આ વખતે લૉર્ડ વીલીંગડને કાઠીઆવાડનાં કેટલાંક રાજ્યોની પણ મુલાકાત લીધી હતી તેમાં રાજકોટ ખાતે નાનાં રાજ્યોના નરેશોને ઉદ્દેશી તેમણે કેટલાક વિચારો દર્શાવ્યા હતા, પરન્તુ તેમાં કાઠીઆવાડના તાલુકદારો સંબંધી કે તેઓએ ક્યાં, કઈ રીતે, ફીડરલ તંત્રમાં સ્થાન મેળવવું તે સંબંધી કશું કહ્યું ન હતું.

આ સિવાય બીજાં કોઈ સ્થળે આવી કોઈ યોજના પરત્વે એમણે ઉલ્લેખ પણ કર્યો હોય એમ જણાતું નથી. અર્થાત્ કે વડોદરા રાજ્ય આ દીશામાં છેલ્લાં ત્રણ વર્ષથી સતત પ્રયત્ન કરે છે. છેલ્લાં સવાસો વર્ષમાં એજન્સિ વહીવટે તાલુકદારોને, તાલુકદારો તરીકે ટકાવી રાખ્યા એ જો કે મહત્વની વસ્તુ લેખવી જોઈએ છતાં તેમનામાં કેળવણીનો ફેલાવો નામ માત્ર થયો છે. તેમાંના ભાગ્યે જ કોઈએ ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરી હશે. પોતાની જમીનની આવક ઉપર આધાર રાખી બેસી રહેવામાં એમાંનો મોટો ભાગ દેવાદાર અને સાધારણ સ્થિતિમાં આવી ગયો છે. આમ છતાં ય એજન્સિ વહીવટ નીચે તેઓ સુખી છે, એવી દઢ માન્યતા તેમની બંધાઈ ગઈ હોવાથી ફેડરેશનને અંગે બીજા તંત્રની હકુમતમાં જવા તેઓ સ્વાભાવિક રીતે નારાજ છે. ઈગટંન સાહેબે તેમને ખુલ્લું દર્શાવ્યું છે તે પ્રમાણે હવે જ્યારે બીજી હકુમત તેમને માટે અનિવાર્ય છે, ત્યારે અમને લાગે છે કે તાલુકદારોએ અંદરો અંદરના મતભેદો ભુલી જઈ ક્ષત્રિયો તરીકે તેમણે એક નિશ્ચય ઉપર આવી જવું જોઈએ અને વચનની કીંમત બરાબર સમજવી જોઇએ. અને જો તેમ ન બને તો છેવટે સરકારે પણ બની શકે ત્યાં સુધી જે તે પિતૃરાજ્ય (Parent State) સાથે એમને જોડી દેવા જોઈએ. અમારો દઢ મત એવો છે, કે Parent State માં જોડાઈ જવામાં તાલુકદારોનું વહીવટી રીતે પણ હિત સમાયેલું છે. દરેક તાલુકદારોને પોત પોતાના પિતૃરાજ્ય સાથે સ્નેહસંબંધ અને સગપણનો સંબંધ છે. આર્થિક અને ભૌગોલિક સંબંધ પણ તેઓ ધરાવે છે. એમની રહેણી કરણી અને સામાજીક રિવાજો એક સરખા છે, તેઓ પરસ્પર એક બીજાને વારંવાર મળે હળે છે. એટલે કે પિતૃરાજ્ય સિવાય જો તાલુકદારોને માટે અન્યથા વ્યવસ્થા કરવામાં આવશે તો સામાજીક અને આર્થિક રીતે તેઓને મુશ્કેલીઓ ઉભી થશે, એમ લાગે છે. એટલું જ નહીં પણ તેમાંથી કેટલીક વહીવટી મુશ્કેલીઓ પણ ઉભી થશે.

ગુજરાત–કાઠીઆવાડમાં જે બીજાં નાનાં રાજ્યો છે, તે સંબંધી અત્યારે સરકાર સંયુક્તબંધારણ રચવાનો વિચાર ચલાવે છે. મિ. ઈગટંને આ સંબંધી ઈસારો પણ કર્યો છે. અને અત્યારે તો એવો સંભવ ઉપસ્થિત થયો છે કે વીસ લાખથી ઓછી ઉપજવાળાં રાજ્યોનું સરકાર સયુક્તબંધારણ રચે. અને જો એમ થાય તો તે સર્વને માટે પોલીસ, ન્યાય, અને કારોબારનું એક સરખું બંધારણ રચાશે. અર્થાત્ કે મહેસુલી હકુમત આ રાજ્યોની માત્ર સ્વતંત્ર રહેશે. ફેડરેશનની સ્થાપનાની આ પૂર્વ રચના જેવું છે. જો કે આવા પ્રકારની યોજના આ રાજ્યો સ્વીકારે અને પોતાના સર્વાધિકાર કોઈપણ પ્રકારની સયુક્ત કારોબારી સંસ્થા હસ્તક મૂકે કે કેમ એ પ્રશ્ન છે. પરન્તુ આ ઉપરથી એટલું તો ફલિત થાય છે કે તાલુકદારો માટે વળી કોઈ અકસ્માત નવી રચના ઉપસ્થિત થાય તે પહેલાં તેઓ પિતૃરાજ્યમાં અને જો તેમની પિતૃરાજ્યમાં ભળવાની ઈચ્છા ન હોય તો પછી કોઈ બીજા મોટા રાજ્યમાં કે બ્રિટિશ હીંદના પ્રજાજનની સાથે એક થઈ જાય એમાં તેઓનું હિત રહેલું છે એમ અમને લાગે છે. કાઠીઆવાડમાં જુદી ચૂકવતી ધરાવનારા તાલુકદારો પૈકી ઝાલા, જાડેજા અને ગોહિલ તથા કાઠી તાલુકદારો મુખ્યત્વે છે. તમાથી જેઓ સીધી રીતે કોઈ પિતૃરાજ્યમાથી ઉતરી આવ્યા હોય તેઓ તેમાં, અને જેઓને કોઈ પિતૃરાજ્ય સાથે નજીકનો સંબંધ ન હોય તેઓ, નજીકના મોટા રાજ્યમાં એક થઈ જાય એ ઈચ્છવા જેવું છે. કારણકે અત્યારે તેઓના હકનું જેટલું સરક્ષણ થશે એવુ ભવિષ્યમાં નહીં થાય એમ પણ લાગે છે. અને તે વખતે કોઈ પણ રાજ્ય યથેચ્છ શરતો કરી લેશે એવો પણ સંભવ છે. કાળ ફરતો જાય છે અને પ્રજાના માનસમાં તાલુકદારોના દરજ્જા પરત્વે ઘૃણા ઉત્પન્ન થતી જાય છે, એવા સંયોગામા મોટા રાજ્યો સાથે પોતાના દરજ્જાને અને શાભાને યોગ્ય સબધ બાંધી સરકારની બાંહેધરીથી તાલુકદારો પોતાનો માર્ગ ચોક્ખા કરી નાંખે તો સારું. છેલ્લાં થોડાંક જ વરસમાં કાઠીઆવાડનાં

અને ગુજરાતનાં દેશી રાજ્યોનું બંધારણ આશ્ચર્યકારક રીતે ફેરવાઈ જશે અને તે વખતે જે ઝંઝાવાત આવશે તેમાં તાલુકદારોનાં નાનાં ગામો ઉભાં નહીં રહી શકે. કારણકે અત્યારે ગામો ટકાવી રાખવાનું બળ તેઓમાં રહ્યું નથી. અને સરકાર પાસેથી પણ તાલુકદારો ઈચ્છે તે રીતે રક્ષણ નહીં મેળવી શકે. આ કરતાં કોઈ મોટા રાજ્યના સહકારમાં તાલુકદારોએ આવી જવું એમાં ખરૂં રાજદ્વારી ડહાપણ છે. અને તેઓ એ રીતે જે રાજ્યમાં જોડાશે તે રાજ્ય ઉપર એમનો હાલનો દરજ્જો રક્ષવાની જવાબદારી આવી પડશે. એમનો એ દરજ્જો કરારી દરજ્જા જેવો દરજ્જો થશે. આવી બાબતોમાં તાલુકદારોએ પક્ષપાતથી કે કોઈ પ્રકારના ક્ષણિક પ્રલોભનથી કે લાગવગથી કે તત્કાલના આર્થિક લાભથી દોરવાઈ જવું ન જોઈએ, પરન્તુ ભવિષ્યની પોતાની પ્રજાના હિતનો વિચાર કરવો જોઈએ.

કાઠીઆવાડ એજન્સિમાં જેવાં થાણુંઓ છે એવાં જ થાણુંઓ સાબરકાંઠા એજન્સિ અને રેવાકાંઠા એજન્સિમાં પણ છે. પરન્તુ ત્યાં થાણુંઓના પ્રશ્ન કરતાં પણ વધારે મહત્વનો પ્રશ્ન નાનાં રાજ્યોનો છે. સુદાસણા અને આમલીયારા એ બે તાલુકાઓ આ સંબંધી પ્રવૃત્તિ કરે છે. પણ આશરે ચાર પાંચેક વરસો પહેલાં દાંતાના હાલના મહારાણાશ્રીની આગેવાની નીચે આ એજન્સિનું એસોસીએશન સ્થાપવામાં આવ્યું હતું. પરન્તુ નાના રાજ્યોના પૂરતા સહકાર વગર અને અંદર અંદરના મતભેદના કારણે એ એસોસીએશન કાંઇ વધારે કામ કરી શક્યું ન હતું. વડોદરા રાજ્યની પુનર્ઘટનાની જે યોજના છે તે યોજના આ બન્ને એજન્સિના તાલુકાઓ સાથે પણ સંબંધ ધરાવે છે. આ એજન્સિના તાલુકાઓ પૈકી કેટલાક તાલુકાઓ ઈડર રાજ્યમાંથી ઉતરી આવેલા છે. જ્યારે કેટલાક તાલુકાઓ રાજપીપલા, બારીઆ, લુણાવાડા વગેરે રાજ્યો સાથે સંબંધ ધરાવે છે. કેટલી આવક, કેટલી વસતી અને કેવો દરજ્જો ધરાવનારાં રાજ્યોને પિતૃ-રાજ્યનો અધિકાર સ્થાપવો, એ અમને લાગે છે કે સરકારની મુનસફી ઉપર આધાર રાખશે. વાર્ષિક ૨૦ લાખની આવક ઉપરનાં રાજ્યો તો ગુજરાતમાં ભાગ્યે જ એક બે છે.

આ રાજ્યો ઉપર પેશ્વા સરકારની સાર્વભૌમ-સત્તા હતી. અને ત્યારપછી પેશ્વા સરકારના પ્રતિનિધિ તરીકે ગાયકવાડ સરકાર જમા અને ખંડણી ઉઘરાવતા હતા. અમદાવાદમાં પહેલાં પેશ્વા સરકારનો પ્રતિનિધિ રહેતો. પરન્તુ પાછળથી ગાયકવાડ સરકારને જમાબંધી ઉઘરાવી દેવાની શરતે આ પ્રાંત ઈજારે આપવામાં આવ્યો હતો. અને તે વખતે ગાયકવાડ સરકાર તરફથી મહીકાંઠા (હાલના સાબરકાંઠા) અને રેવાકાંઠામાંથી જમાબંધીની રકમ ઉઘરાવવામાં આવતી હતી. એ તરફ આ ભાગમાં ઇડર રાજ્યનાં ઘોડાઓ પણ ફરતાં હતાં. પેશ્વાની જમાબંધીની સાથે સાથે ગાયકવાડ સરકાર પોતાની ટ્રીબ્યુટ પણ ઉઘરાવતા હતા. અને એ માટે કયાંક કયાંક તોફાન બખેડા પણ થતા હતા. ત્યાર પછી ઈજારાની મુદ્દત પૂરી થતાં કંપની સરકારની દરમિયાનગીરીથી આ બધાં સંસ્થાનો સાથે જુદો બંદોબસ્ત કરવામાં આવ્યો અને કલમબંધી ખતો કરવામાં આવ્યાં. અને પેશ-કશીની, જમાની, ટ્રીબ્યુટની, ખીચડીની તથા ઘાસ દાણાની રકમો નક્કી કરવામાં આવી. દેશમાં શાંતિ સ્થપાઈ. પરંતુ શાંતિ સ્થપાયા પછીના સુખી કાળમાં તાલુકદારો, રાજાઓ અને રૈયત પૈકી કોઈએ ભૂત-કાળના ઈતિહાસમાંથી સત્ય તારવવા કે કરેલા કરારોના અર્થ કે તેના પરિણામનો વિચાર કરવાનો પ્રયત્ન કર્યો નહિ. ઘણા કાળ સુધીના અવ્યવસ્થિત તંત્રમાં રહ્યા પછીની મુક્તિથી તથા હક ઉપર નહિં પણ કેવળ બળ ઉપર ટકી રહેવાના કઠીન સંયોગો દૂર થઇ જવાથી ઉપરનાં બધા વર્ગમાં એક પ્રકારનો આત્મસંતોષ ફેલાયો હતો. અને જેનું જે છે તેનું તેની પાસે હવે રહેશે એથી એ બધાને પ્રતિતી થઇ ચૂકી હતી. હવે આ જ આટલા વરસે જ્યારે એમની પ્રતિતી યથાર્થ ન હતી એવું જ્યારે એમને ભાન થાય ત્યારે તે ખેદકારક કહેવાય. એટલે ઓછામાં

એછું એટલું તો થવું જ જોઈએ કે બ્રિટીશ સરકારે આ તાલુકદાર વર્ગને એમની ઇચ્છા પ્રમાણે જ કરવામાં આવશે અને જે રાજ્યમાં એમની જોડાવાની ઇચ્છા હશે તે રાજ્યમાં એમને જોડાવામાં મદદ કરવામાં આવશે એવી ખાત્રી કરી આપવી જોઈએ.

એમ છતાંય તાલુકદારોનો પણ ધર્મ છે કે એમણે પોતાનું અનિશ્ચિત વલણ ન રાખતાં સ્પષ્ટ કરી દેવું જોઈએ કે "અમારી આ ઇચ્છા છે." મિ. ઈગરટન સહાનુભુતિવાળા અધિકારી છે. જે સત્તા નીચે તાલુકદારોએ સો કરતાં વધારે વરસ રહ્યા છે તે સત્તાના પ્રતિનિધિ તરીકે તેઓ તાલુકદારોની ઇચ્છાને માન આપવામાં એ સત્તાની પ્રતિષ્ઠાનું સરંક્ષણ છે એમ માનનારા છે. એટલે જો તાલુકદારો પોતાના મનનો અભિપ્રાય સમુહગત કે વ્યકિતગત મિ. ઇગરટન આગળ જાહેર કરે તો અમને તો લાગે છે કે જેઓને જે રાજ્યમાં જોડાવાની મનીષા હોય તે માટે તેઓ પોતે જ યોગ્ય ગોઠવણ કરી આપે. કારણકે એમ કરવામાં આખા હીંદમાં જે બળવાન સાર્વભૌમ-સત્તા છે તેની આટલાં વરસોની પ્રતિષ્ઠાની અને તેના વચન પાલનની તેમાં સાચી કિંમત રહેલી છે, એમ તેઓ માનવાવાળા છે. માત્ર તાલુકદારોમાં નિશ્ચયબળ અને કરેલા નિશ્ચયને વળગી રહેવાનું બળ જોઈએ.

---

# મોટા ગોપનાથજી

**પ્રવેશક**

જ્યાં ભવ્ય મંદિરના શિખર ઉપરનો, સફેદ અને મહાન ધ્વજ ફરફરાટ કરતો, આ પુણ્ય ધામની સુકીર્તિ અને મહાત્મ્યને દિગતમાં ફેલાવતો, એ મોટા ગોપનાથજીના તિર્થધામ પ્રત્યે દર્શન માટે, ભકિતભીના જનસમાજને આકર્ષી રહ્યો છે.

જ્યાં રત્નાકર સાગર, પોતાના પવિત્ર જળથી અહર્નિશ શ્રી મોટાગોપનાથજીને અભિષેક કરી રહ્યો છે. સૂર્ય ચંદ્ર આરતી ઉતારી પોતાની ભકિત પ્રદર્શીત કરે છે, જ્યાં સુંદર વનરાઈ, આસપાસની ધારો, સમુદ્રકિનારાનો વિશાળ પટ, અને એ કિનારા પરનાં ભવ્ય ભાઠોડાથી દિવ્ય બની રહેલું સૃષ્ટિ સૌન્દર્ય, જોનાર મનને આનંદ અને શાંતિ આપે છે.

એવા સુરમ્ય કુદરતને ખોળે આવેલા શ્રીમોટા ગોપનાથજીના ધામની હકીકત આ નિચે આપવામાં આવી છે.

**સ્થળ વર્ણન**

શ્રીમોટાગોપનાથજીની જગ્યો, સૌરાષ્ટ્રના ભાવનગર રાજ્યમાં તળાજા મહાલમાં તળાજાથી દસ માઇલ દૂર ખંભાતના અખાતને કિનારે છે.

જ્યાં અરબીસમુદ્ર પુરો થઈ, ખંભાતના અખાતનો વાંક વળે છે, એ વાંક ઉપરના ખુણા ઉપર જ આ જગ્યો છે.

જગ્યોમાં પૂર્વ દિશા મુખે પ્રવેશ કરતાં, સાચા એટલે પશ્ચિમ દિશાએ બે દરવાજા આવે છે. જમણી બાજુના દરવાજામાંથી મહન્તશ્રીની જગ્યોમાં જવાય છે અને ડાબી બાજુના દરવાજામાંથી બ્રહ્મચારીશ્રીની જગ્યોમાં જવાય છે. આ જગ્યો બ્રહ્મચારીશ્રી અને મહંતશ્રી એમ બે વિભાગમાં વહેંચાયેલી છે. બંને જગ્યાનું અનુસંધાન એક જ છે, વચ્ચે કશું અંતર નથી.

ડાબી બાજુના દરવાજેથી બ્રહ્મચારીશ્રીની જગ્યોમાં

પ્રવેશ કરતાં દરવાજા ઉપરની માઢ મેડી, તે નિચે સાર્વજનિક દવાખાનું, તે પછી ગૌશાળા, તેની પછવાડે હયશાળા, વચ્ચે બેઉ બાજુ ફુલ ને ફળનાં ઝાડોનાં નાના બગીચાં, ને તેની વચ્ચે મૂકેલા ફુવારા જોવામાં આવે છે. સામેજ બ્રહ્મચારીશ્રીને રહેવાનો વિશાળ અને સુશોભિત બંગલો દેખાય છે. ત્યાંથી ઉત્તર દિશા ભણી વળતાં ડાબી બાજુ પાણીના નળ ને ભંડાર તેમજ જમણી બાજુ બ્રહ્મચારીશ્રી મથુરાનંદજીની કાચવાળી મેડી ને તેની પાસે વેદધ્વની કરતા વિદ્યાર્થીઓની પાઠશાળા જોવામાં આવે છે સામે શ્રી કોટેશ્વર મહાદેવનું મંદિર, ને તેના ઉપરનું સુશોભિત બિલ્ડીંગ દેખાય છે. ત્યાંથી પશ્ચિમ દિશા ભણી વળતાં, પૂર્વ દિશાભિમુખે શ્રીમોટાગોપનાથજીનું ભવ્ય શિખરબંધી દેવાલય દેખાય છે. એ દેવાલયમાં પ્રવેશ કરતા પહેલાં બહારના ભાગમાં ડાબા હાથ તરફ ઉત્તરાભિમુખે, રાધાકૃષ્ણનું મંદિર, મહાકાળીનું મંદિર, અને ભક્ત નૃસિંહ મહેતાને તેના સાધુવૃન્દનું ખુલ્લું મદિર દેખાય છે. જમણા હાથ તરફ નિચેના ભાગમાં મરડીયા ક્ષેત્રપાળની દહેરી છે.

શ્રી મોટા ગોપનાથજીના મંદિરમાં પ્રવેશ કરતાં, અંદર ડાબી બાજુ શ્રી નૃસિંહજીનું મંદિર છે. અને સામે શ્રી મોટાગોપનાથજીના શિવલીંગનાં દર્શન થાય છે.

બહાર અને અંદરના દરેક મંદિરનાં બારણાં રૂપાનાં પતરાંથી મઢેલાં સારી નકશીવાળાં છે.

મંદિરની બહાર પૂર્વ દિશાએ સમુદ્ર છે. ત્યાં પણ બ્રહ્મચારીને ઉગમણે દરવાજેથી જવાય છે. જે સમુદ્ર એટલો નજીક છે કે, ભરતી વખતે તેનું પાણી બ્રહ્મચારીશ્રીનાં મકાનોની દિવાલોથી આઠ દસ ફૂટ દૂર રહે છે.

મંદિરની ઉત્તર દિશાએ મહંતોનાં સમાધીસ્થાનો અને તેના ઉપર બંધાવેલી નાની મોટી શંકરની દેરીઓ છે. એ દેરીઓ પાસે પશ્ચિમ દિશાએ ભોંયરૂં છે. એ ભોંયરાનું ઉંડાણ બહુ લાગતું નથી.

શ્રીમોટાગોપનાથજીના મંદિરની પશ્ચિમે અને ઉત્તરે મહંતની જગ્યોનાં સુંદર મકાનો છે.

ઉપરોક્ત મુજબ બહારનો પશ્ચિમ દરવાજેથી બ્રહ્મચારીની જગ્યોમાં પ્રવેશ કરી, મહાદેવનાં દર્શન કરી પશ્ચિમ દિશાએ મહંતની જગ્યોમાં થઈ, એજ દિશાને મહંતને દરવાજેથી બહાર નીકળી જવાય છે. અને મંદિરથી ઉગમણી દિશાને બ્રહ્મચારીને દરવાજેથી સમુદ્ર કિનારે જવાય છે.

જગ્યોની બહાર શ્રી ભાવનગર રાજ્યનો દરબારી ઉતારો છે. તે પછી થોડે દૂર ચાલતાં, જગ્યો તાબાના એક માઈલ દૂર ગઢુલા ગામેથી શરૂ થએલી સડક દક્ષિણ ભણી દરિયા કિનારે જાય છે. ત્યાં પણ ભાવનગર દરબારશ્રીનો હવા ખાવાનો મુસાફરી બંગલો અને બીજા નાનાં મકાનો તેમજ ફરતા દિવાવાળી દિવાદાંડી છે જગ્યોથી આ સ્થળ એક માઈલ દૂર છે, ને તે પણ કિનારા ઉપર જ છે.

જગ્યોની બહાર થોડે દૂર એક વાવ છે. જે આનંદ બ્રહ્મચારીએ સંવત ૧૭૫૦માં બંધાવેલી હોવાનો તેની અંદર શિલાલેખ છે, તે પછી થોડે દૂર બ્રહ્મચારીશ્રીની ફુલવાડીઓ છે, તેની નજીક ધર્મશાળા છે. પાસે પાણીનો કુવો ને તેની નજીક બાંધેલી વિશાળ નળની ટાંકી છે. ત્યાંથી સમુદ્ર કિનારા નજીક બ્રહ્મકુંડ છે તેમાં શિલાલેખ નથી સમુદ્રમાં કિનારે પત્થરવાળા ભાગમાં પત્થરમાં કોરી કાઢેલો શ્રી વજલભાઇનો કુંડ છે. બ્રહ્મચારીની જગ્યોની દક્ષિણે શ્રી. વજલભાઈએ બંધાવેલો કુવો છે તે વજલભાઈનો વીરડો કહેવાય છે.

જગ્યોની બહારના ભાગમાં અનેક વડો છે જેમાંના એક બાગના વડને વીશાવડ કહે છે.

**ઇતિહાસ અને માહાત્મ્ય**

સુપ્રસિદ્ધ શ્રી મોટા ગોપનાથજી સંબંધે જુદીજુદી હકીકત છે. તે નિચે મુજબ.

૧. શ્રીકૃષ્ણ ભગવાન જ્યારે વીરાટથી દ્વારકા તરફ જતા હતા, ત્યારે પોતે રસ્તામાં આ સ્થળના સૌન્દર્યથી આકર્ષાઈને શ્રીગોપનાથજી મહાદેવની સ્થાપના કરી, એ વખતે ગોપીઓ સાથે હોવાથી તેમની પ્રત્યેના દિવ્યપ્રેમના પુણ્યસ્મરણ માટે એ સ્થાપીત શંકરનું નામ ગોપનાથજી રાખ્યું.

૨. ગોપીઓ કોઈ વખતે આ પ્રદેશમાં આવેલ, અને તે દિવસે શંકરનો તહેવાર એટલે શિવરાત્રી કે એવો બીજો કોઈ પ્રસંગ હોવાથી, તેમને શિવ પુજન કરવાનું હતું. પણ ત્યાં શંકરનું દેવાલય કે બાણુ તો હતું નહિ, એટલે પોતાનાં આભુષણો ઉતારી શિવલીંગના આકાર જેવો તેનો ટગલો કર્યો, તેનું યોગ્યોપચારથી વીધીસર પુજન કર્યું તેથી ગોપીઓ સ્થાપીત ગોપીનાથજી એવું નામ પાડયું.

આ પ્રદેશમાં ગવાતી ગરબીઓમાં એક ગરબીની પહેલી કડી "ગોપીઓએ તે ગોપનાથ સ્થાપીયા" એ પ્રમાણે ગવાય છે.

હવે તેના પ્રાગટયની હકીકત આ પ્રમાણે કહેવાય છે.

૧. રાજપીપળાના એક વખતના રાજ્યકર્તા શ્રી ગોપસિંહજી નરેશ સૌરાષ્ટ્રમાં દરિયા કિનારે પંચ તિર્થે નીકળેલા, તે આ સ્થળે આવતાં અહીંના સૌન્દર્યથી આકર્ષાયા, ને જુનું શિવલીંગ તેના જોવામાં આવ્યું, જેથી તેના ઉપર મંદિર ચણાવ્યું, ને શંકરનું નામ ગોપનાથજી રાખ્યું એમ કહેવાય છે.

૨. સુપ્રસિદ્ધ ભક્ત નરસિંહ મહેતા પોતાનાં ભાભીશ્રીનાં મહેણાથી દુઃખ પામીને આ સ્થળે આવ્યા અને અહીં શ્રી ગોપનાથજી મહાદેવનું તપ કર્યું મહાદેવ પ્રસન્ન થયા, અને વરદાન માગવા કહ્યું. નરસિંહ મહેતાએ શ્રીકૃષ્ણ ભગવાનનાં દર્શન કરાવવાનું માગ્યું. જેથી મહાદેવે તેને દર્શન કરાવ્યાં. એ રીતે શ્રી ગોપનાથજી મહાદેવનું મહાત્મ્ય વધ્યું.

સ્વામીનારાયણ સંપ્રદાયના હરિલીલામૃત ગ્રન્થના કળશ ૪ વિશ્રામ ૧૩માં પદ્યાત્મક કથામાં લખ્યું છે કે સુરતના કોઇ બાર ભાયા વણીક શેઠની ગાયે એકદિ દોહવા દીધું નહિ. આ હકીકત શેઠે ગોવાળને કહી, ગોવાળે આ બાબતની તપાસ કરી શેઠને જણાવ્યું કે ગાય હંમેશાં સાંજના સમુદ્રમાં ચાલી જાય છે. આ ચમત્કારીક હકીકત શેઠે પોતાને ત્યાં રહેલા એક યોગ સિદ્ધ સંન્યાસીને મહાત્માને કહી. મહાત્માએ પોતાના યોગબળથી ગાયની હકીકત જાણી લીધી. બીજે દિવસે શેઠને લઈને ગાયની પાછળ એ મહાત્મા ચાલી નીકળ્યા. ગાય સમુદ્રમાં ચાલી નીકળી. જેટલી જગ્યામાં ચાલતી હતી તેટલો માર્ગ પાણીથી ખુલ્લો થઈ જતો હતો. ગાય ચાલતાં ચાલતાં આ સ્થળે આવી પહોંચી. અને એક જગ્યોએ ઊભી રહી પોતાનું તમામ દુધ વહાવી દીધું. આ ઉપરથી મહાત્માએ કહ્યું કે અહીં શિવલીંગ હોવું જોઈએ, તે ઉપરથી એ જગ્યોનાં પાંદડાં માટી વગેરે દૂર કરતાં નીચેથી શિવલીંગ દેખાયું જેથી એ શેઠે ત્યાં શંકરનું દેવાલય બંધાવ્યું. એ સંન્યાસી મહાત્મા કે જેનું નામ ગોવિંદાનંદ હતું, તેઓ ત્યાં રહ્યા. આથી પણ ગોપનાથજીનું પ્રાગટ્ય થતાં મહાત્મ્ય વધ્યું.

**જુના શિલાલેખો**

ગોપનાથજીના મંદિરની અંદરના એક શિલાલેખમાં, મુંબાઈ નિવાસી બારભાયા કપોળ જ્ઞાતિના મહેતા ભવાન સુત પ્રેમજી અને ધારસીએ દહેરૂં બંધાવ્યાનો, તથા બાઈ અમરીએ પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ છે. ખાત મુહૂર્ત સંવત ૧૮૭૫માં અને વાસ્તુ સં. ૧૮૮૫માં બ્રહ્મચારીશ્રી નાનાભાઈ અને મહંત ખુશાલગરના વખતમાં, તેમજ રાજ્યકર્તા ભાવનગર નરેશશ્રી વજેસિંહજીના અમલમાં કર્યાની પણ, તેમાં નોંધ છે.

બીજો શિલાલેખ સં. ૧૯૧૮ની સાલનો મુંબાઈ નિવાસી કપોળ જ્ઞાતિના બારભાયા મહેતા મુળજી મેઘજીનાં માતા બાઈ અમરીએ મંદિરને કળીચુનાનું પ્લાસ્ટર કરાવ્યાનો છે. અને તે બ્રહ્મચારીશ્રી વેલજીભાઈ તથા બાવા ગુમાનગરના વખતમાં અને,રાજ્યકર્તા ભાવનગર નરેશ શ્રી વજેસિંહજીના અમલનો છે.

પૂર્વ તરફના દરવાજા ઉપર મેડામાં સં. ૧૭૮૨ ના સાલનો બ્રહ્મચારી શ્રી ગોપાળાનંદજીના વખતનો છે.

અને એજ દરવાજા ઉપર બીજા બે ભાગ વધાર્યા તેના ઉપર સં. ૧૮૭૬ ની સાલના બ્રહ્મચારીશ્રી નાનાભાઈના વખતના, અને રાજ્યકર્તા ભાવનગર નરેશ શ્રી વજેસિંહજી અને દિવાનશ્રી જીભાઈના અમલના છે

વાવની અંદર આનંદજી બ્રહ્મચારીના નામનો સં ૧૭૫૦ની સાલનો શિલાલેખ છે.

મહંતની જગ્યામાં દેહ વિલય થએલા મહંતોનાં સમાધીસ્થાનો ઉપર બંધાવેલી શંકરની દેરીઓમાં સં. ૧૭૫૦, સં. ૧૮૫૮, સં. ૧૮૭૩ની સાલના શિલાલેખો છે. અને તેમાં મહંતનાં નામો છે. બીજી હકીકતો નથી.

નરસિંહજીના મંદિરમાં અન્નપૂર્ણાની મૂર્તિ ઉપર સં. ૧૪૦૧ અને ગણપતિની મૂર્તિ ઉપર સં. ૧૬૦૨ નો શિલાલેખ છે.

## નવા શિલાલેખો

શ્રી રાધાકૃષ્ણ, મહાકાળીનું મંદિર સથરાનિવાસી બહેચરદાસ ભોટભાઈએ સં. ૧૯૬૩માં બંધાવ્યાનો શિલાલેખ છે.

નૃસિંહ મહેતાની મૂર્તિ ભાવનગરના નાગર બ્રા. છગનલાલ ગણપતરામે સં. ૧૯૬૪માં પધરાવ્યાનો શિલાલેખ છે.

પાણીની ટાંકીનો નળ, તણુસા નિવાસી શેઠ મગનલાલ તથા પરમાણંદદાસ વણારસીએ કરાવ્યાનો સં. ૧૯૬૬ની સાલનો શિલાલેખ છે.

સદાવ્રતને અંગે સથરા નિવાસી શેઠ ભાણજી અભજીએ આપેલ દાનનો સં. ૧૯૮૭ની સાલનો શિલાલેખ છે.

દવાખાનાને અંગે સથરા નિવાસી શેઠ પ્રભુદાસ જીવણદાસે આપેલ મદદનો સં. ૧૯૮૯ની સાલનો શિલાલેખ છે.

## મઠાધિપતિઓ

આ જગ્યો બ્રહ્મચારીજી અને મહંતજી એમ બે અધિકારીઓના અધિકાર નિચે વહેચાએલી છે. તેમાં બ્રહ્મચારી મહાદેવની પુજા કરનાર અને મહંતશ્રી શંકરનું શિવ નિર્માલ્ય ઉતારનાર, અને થાળે આવેલ ભેટ લેનાર તરીકે નિયત થએલા છે.

એ મઠાધિપતિઓમાં બ્રહ્મચારીની જગ્યોમાં પહેલાં તો ઉપર લખ્યા તે મહાત્માશ્રી ગોવિંદાનંદજી છે. ને તે પછીના અનુક્રમે આનંદાનંદ, ગોપાળાનંદ, નાનાભાઈ, વેલજીભાઈ, સુખાનંદજી, જેઠાભાઈ, દેવાનંદજી, આત્માનંદજી, દયાનંદજી મથુરાનંદજી અને હાલના બાલાનંદજી બ્રહ્મચારીઓ થયા છે.

ગોપાળાનંદજી યોગ ,વિદ્યામાં નિષ્ણાત હોઈ, શ્રીજી મહારાજથી સહજાનંદસ્વામી તેના પાસે રહેલા એમ કહેવાય છે.

સુખાનંદજી પણ યોગવિદ્યા જાણનાર, ને પ્રતાપી બ્રહ્મચારી હતા.

બ્ર. આત્માનંદજી બુદ્ધિશાળી, વ્યવહારકુશળ ને લોકપ્રિય બ્રહ્મચારી હતા. જેના પ્રભાવથી જ રાધાકૃષ્ણ, મહાકાળી ને નરસિંહ મહેતાનાં મંદિરો, પાણીના નળ ને ટાંકી તેમજ ધર્મશાળા ને તલાજા રામજીમંદિર વિગેરે કરાવવાની પ્રેરણા ઉદાર ગૃહસ્થોને થએલી હતી.

અત્યારની જગ્યાની આબાદી, બંધારણને શોભા, એ બ્રહ્મચારીની બુદ્ધિમતાનું જ પરિણામ છે. તેઓશ્રી સં. ૧૯૬૯માં કૈલાસવાસી થયા.

એ બ્રહ્મચારીના શિષ્ય મથુરાનંદજી પણ લગભગ પંદર વરસ માત્ર ફળાહાર ઉપર જ રહ્યા ને તેણે ૭ સાત વરસ જગ્યાનો વહીવટ ચલાવ્યો, તે દરમિયાન પાઠશાળા, સખવદરના શિવાલયમાં શંકરની પ્રતિષ્ટા, મહુવા ગોપાળનાથજીની જગ્યામાં નરસિંહજીનું મંદિર, વિગેરે બનાવી પોતાની કારકીર્દી ઉજ્વળ કરી છે. ને હાલ તેઓ નિવૃત્ત થઈ માત્ર ભજનમાંજ પોતાનો વખત ગાળે છે.

હાલના ગાદીપતિ બ્રહ્મચારી બાલાનંદજી પણ નાની ઉમરના હોવા છતાં લોકપ્રિય છે. વળી પોતે કાશીએ સંસ્કૃત-વેદાંતનો અભ્યાસ કર્યો છે. તેમજ ઇંગ્રેજી જ્ઞાન પણ સારૂં છે.

મહંતની જગ્યામાં પ્રથમ કોણ મહંત હતા તે હકીકત મળી નથી પણ જે હકીકત મળી છે તેમાં અનુક્રમે કરપાલનાથ, અમરનાથ, રામગર, રાઘવગર, ખુશાલગર, ગેમાનગર, મંગળગર, લક્ષ્મણગર, ઇશ્વિરગરને હાલના સગીર કાશીગર મહંતો થયા છે.

એ મહંતોમાં કોઇ પ્રભાવશાળી થયો હોવાની હકીકત મળતી નથી, પણ ગોપનાથજીને થાળે આવતી ભેટને લઈને, તેમજ ખર્ચ ઓછો હોવાથી પહેલા જગ્યામાં પૈસો સારો હતો એમ કહેવાય છે.

દાતાઓ

આ જગ્યાના નિભાવ અર્થે અને યાત્રાએ આવતા યાત્રાળુઓની સગવડ તેમજ રોટલાને માટે, રાજ્યકર્તાઓ અને ગૃહસ્થોએ દાન આપ્યાં છે.

આ દાતાઓમાં આદ્યદાતા ઝાંઝમેરમાં ભૂતકાલીન રાજ્યકર્તા વાજા ક્ષત્રિઓ છે. તેઓએ જગ્યાની બાંધણી વખતે જ દાન આપ્યાનું કહેવાય છે. જેમાં કરણસિંહજીએ ગઢુલા ગામ, ખીમાજીએ અને ગજસિંહજીએ જમીન ઘણી આપી છે. આ કારણથી ગોપનાથજીની જગ્યામાં મહંત અથવા બ્રહ્મચારીનો જ્યારે પદાભિષેક થાય છે, ત્યારે પહેલો ચાંલ્લો ઝાંઝમેરના વાજાક્ષત્રિયો કરે છે, જે પ્રણાલિકા હજુ ચાલી આવે છે. ભાવનગરના ગોહીલ નરેશોએ તો આ જગ્યાને માટે ઘણું કરી આપ્યું છે. સખવદર ગામ શ્રી વજેસિંહજી મહારાજાએ, કૈલાસવાસી નરેશ શ્રી વખતસિંહજીની પાલખી બ્રહ્મચારીની જગ્યામાં આપી તે નિમિત્તે આપ્યું છે.

એ સિવાય બ્ર. ની જગ્યા માટે મહુવા, તળાજા ને વિકટર બંદરે માલ ઉપર અમુક જગાત લેવાની ઠરાવી છે. સિહોરમાં પણ અમુક માલ ઉપર જગાત લેવાનું કરી આપ્યું છે.

મહુવામાં વાડી તેમજ ગામમાં ઘણી જગ્યા કાઢી આપી છે જેમાં ગોપનાથજીનું મંદિર ને જગ્યાને લગતાં ઘણાં મકાનો છે. મહુવા ગોપનાથજીની જગ્યાએ આ મોટા ગોપનાથજીના બ્રહ્મચારીની જગ્યાની શાખા છે.

એ સિવાય વાળાક પંથકમાં દરબારશ્રીના ગામોના ખેડુતોએ બ્રહ્મચારી અને મહંતની ઝોળીમાં અમુક દાણો આપવાનો લાગો કરી આપ્યો છે.

આ રીતે આ બંને જગ્યાના નિભાવ માટે ભાવનગર રાજ્યનો મોટો ફાળો છે.

સથરા નિવાસી શ્રીમંતોએ મંદિરો, સદાવ્રત દવાખાનું વગેરેને અંગે સારી રકમની મદદ આપી છે.

તણસા નિવાસી ગૃહસ્થે નળ ને ટાંકા માટે સારી રકમ ખર્ચી છે.

ખુદ તળાજામાં શેઠ ગંગાદાસ મનોરદાસે રામજી મંદિર તથા તેને લગતાં મકાનો બ્રહ્મચારીની જગ્યાને અર્પણ કર્યાં છે.

ભાવનગરમાં રાજ્ય સિવાયના ગામડામાં પણ બંને જગ્યાની ઝોળીને ખેડુતો દાણા આપે છે.

વળાના ઠાકોરશ્રીએ પણ બ્રહ્મચારીની જગ્યાને અમુક જમીન આપેલી છે.

વ્યવસ્થા

આ જગ્યા ઉપર લખ્યું તેમ બ્રહ્મચારીશ્રી અને મહંતશ્રી એમ બે વહીવટમાં વહેંચાએલી છે.

બંને જગ્યાના વહીવટ ઉપર કેટલાંક વર્ષથી નામદાર દરબારશ્રીની આંતરીક દેખરેખ છે.

બ્રહ્મચારીની જગ્યામાં હાલ ગાદીપતિ બ્રહ્મચારીશ્રી બાલાનંદજી વહીવટ ચલાવે છે, તોપણ ના. દરબાર શ્રીની પસંદગીના કામદાર રહે છે. આવક અને ખર્ચ ઉપર ના. દરબારશ્રીની દેખરેખ છે.

મહંતની જગ્યામાં હાલના મહંત સગીર હોઈ અભ્યાસ કરે છે, જેથી એ જગ્યાનો વહીવટ નામદાર દરબારશ્રી તરફથી રહેતા ટ્રસ્ટીદાર કરે છે.

બંને જગ્યા પૈકી બ્રહ્મચારીની જગ્યા આવકમાં, વિશાળતામાં, દરેક જાતની અનુકૂળતામાં અને મકાનોની રમણીયતામાં, આબાદ અને ઉજ્વળ છે.

બ્રહ્મચારીઓ બ્રાહ્મણ જાતિના સંસ્કારી અને ધર્મનું પાલન કરનારા હોઈ જનસમાજનું આકર્ષણ તેઓ અત્યે વધારે રહે છે.

મહંતો બ્રાહ્મણેત્તર એટલે અન્ય વરણના હોવાથી સંસ્કારમાં ને સહવાસમાં ઉતરી ગએલા, જેથી એ જગ્યાની આબાદી બ્રહ્મચારીની જગ્યા જેવી રહી નથી. પ્રથમથી જ યાત્રાળુઓ કે સદ્ગૃહસ્થો બ્રહ્મચારીની જગ્યામાં ઉતરતા આવ્યા છે. મહંતની જગ્યામાં કોઈ જવલ્લે જ યાત્રાળુઓ ઉતરે છે.

માર્ગદર્શન

શ્રી. મોટાગોપનાથજીનું ધામ સૌરાષ્ટ્રના પંચ તિર્થોમાં ગણાય છે. જેથી તેનું મહાત્મ્ય સારૂં છે.

આ સ્થળ ભાવનગર સ્ટેટના તલાજા સ્ટેશનથી દશ માઇલ દૂર છે, ત્યાં આવવા માટે બળદ ગાડી કે મોટર ભાડે મળી શકે છે.

મહુવા, આ જગ્યાથી બાર ગાઉ દૂર છે, ત્યાંથી પણ બળદ ગાડી કે મોટરમાં અવાય છે.

આ જગ્યામાં આવનાર બ્રહ્મચારીશ્રીની જગ્યામાં ઉતરે તો તેને સારી સગવડ મળે છે.

જગ્યાના કોઠારેથી જોઇતો સામાન મળે છે, તેમજ મકાન, પાગરણ અને દૂધની સગવડ બ્રહ્મચારીજી કરી આપે છે.

અહીં આવનારાઓમાં યાત્રાળુઓ, મશીલા ક્ષેત્રપાળની માનતાવાળાઓ, છોકરાંના વાળવડા કરાવવાની માનતા રાખનારાઓ, ને ગાય કે ભેંસ જગ્યામાં આપનારાઓ મુખ્યત્વે છે.

વળી આ જગ્યા દરિયા કિનારે હોવાથી અહીંની હવા બહુ સારી છે. પાણી પણ બહુજ સારૂં છે. જેથી અહિંનાં હવાપાણી શરીરની આરોગ્યતાને માટે બહુ જ અનુકૂળ ગણાય છે. આ કારણથી પણ શ્રીમંતો, નિવૃત્ત અમલદારો વારંવાર આવે છે.

આ જગ્યાએ શ્રાવણ વદ ૩૦ (ભાદરવી અમાસે) મેળો ભરાય છે તેમાં પણ નજીક અને દૂરના પ્રદેશનાં માણસો આવે છે.

જગ્યામાં દવાખાનું છે, એટલે તેનો લાભ સ્થાનિક માણસો, યાત્રાળુઓ અને આસપાસનાં ગામોને મળે છે.

જગ્યોની નજીક પીથલપુર મોટું ગામ છે, ત્યાં પણ દરેક વસ્તુ મળે છે.

ઝાંઝમેર ગામ કે જે ઇતિહાસ જુનું છે. તે પણ આ જગ્યાથી ચાર માઇલ દૂર દરિયા કિનારે છે. ત્યાં ઉપરકોટ ને વાવ જોવા લાયક છે.

ઉપર લખ્યું તેમ આ જગ્યામાં આવનારને રોટલો મળે છે, વળી હાલના બ્રહ્મચારીજી શ્રીબાલાનંદજી વિવેકી, દયાળુ ને આતિથ્ય સત્કારમાં મોટા મનવાળા હોવાથી ગરીબને તવંગરનો એક સરખો સત્કાર કરે છે.

શાંત રમણિય સ્થળ, નજીક થનથન કરતો વિશાળ રત્નાકર, ને તેનો મનોહર કિનારો, આસપાસની વનરાઇ જગ્યાનું શાંત વાતાવરણ, મંદિરમાં બે વખત થતી પુજામાં, બ્રહ્મચારીશ્રી અને વિદ્યાર્થીઓ અને અન્ય પુજારીઓના સ્તુતિના ધ્વનિ, આરતી વખતના દહેરૂં ને દિગંત ગજાવતા ઘંટાનાદ, ને નગારાના અવાજ મનને કોઇ અવર્ણનિય આનંદ આપે છે. અસ્તુ.

---

# મિ. મોરગનનો ફેડરેશન પરત્વે અભિપ્રાય

જાણીતા ધારાશાસ્ત્રી મિ. મોરગન કે જેઓ ફેબ્રુઆરી મહિનાની આખરમાં મુંબઈ આવ્યા હતા. તેઓ ચેંબર ઓફ પ્રીન્સીસના ૧૯૩૪થી ૧૯૩૭ સુધી કાયદાના સલાહકાર હતા. અને બંધારણીય કાયદા પરત્વે તેમનો અભિપ્રાય સત્તાવાર ગણાય છે. એક પત્ર પ્રતિનિધિને પોતાના વિચારો દર્શાવતાં એમણે કહ્યું હતું કે "હાલના વાઇસરોય, ફેડરેશનની સ્થાપના કરવા માટે જે પ્રયત્ન કરી રહ્યા છે તેમાં અંગ્રેજ પ્રજાનું તેમને અનુમોદન છે. મારી માન્યતા છે કે દેશી રાજ્યોમાં હાલમાં જે અન્તર્ગત માગણીઓ થઈ રહી છે કે રાજ્યોએ પોતાનાં ઘરો વ્યવસ્થિત કરવાં જોઇએ અને એકદમ એક સાથે જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરી દેવું જોઈએ, તે માગણી ઘણી વિશેષ પડતી છે."

"અત્યારે ઇંગ્લેંડમાં કોઈ એવી વ્યક્તિ નથી–પછી તે ગમે તે પક્ષનો હોય–કે જે ફેડરલ યોજનાની સફળતા ન ઇચ્છતો હોય. હિંદુસ્તાનની બાબતો પરત્વે ઇંગ્લેંડમાં

કોઈ " Die-hards " રહ્યા નથી. હિંદી સરકારનું બીલ સ્ટેચ્યુ બુકમાં દાખલ કરવામાં આવ્યું છે અને જ્યારે એક બીલ પાર્લામેન્ટમાં કાયદો બને છે ત્યારે ઇંગ્લીશ ધોરણ તો એ છે કે તેના અંગના ગુણદોષોની ચર્ચા સત્વર બંધ કરી દઈ તેનો બને તેટલો સદુપયોગ કરી લેવો."

" હું ખાત્રીપૂર્વક માનું છું કે વાઇસરોય અત્યારે સમગ્ર હિંદમાં શાંતિ સ્થાપવા માટે અને અથાગ પ્રયત્ન કરી તેના છેવટના સ્વરૂપમાં ફેડરેશનની સ્થાપના કરવા જે તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે તેને અંગ્રેજ પ્રજામતનો સજ્જડ આધાર છે. પણ મને ભય લાગે છે કે કોંગ્રેસ કે જેનું ધ્યેય સંસ્થાનિક સ્વરાજ્ય છે તે, તે મેળવવાનો પ્રયત્ન કરતાં ઉતાવળ કરી બેસશે. "

"હમેશાં યાદ રાખવું જોઈએ કે સામ્રાજ્યનાં હાલના સંસ્થાનોને પણ સંસ્થાનિક સ્વરાજ્ય પ્રાપ્ત કરતાં લગભગ ૫૦થી ૧૦૦ વર્ષ લાગ્યાં હશે. કેનેડાને ૧૮૩૭માં સંસ્થાનિક સ્વરાજ્યનું બંધારણ આપવામાં આવ્યું હતું પણ કારોબારી તંત્રમાં તદન સ્વતંત્ર રીતનું સંસ્થાનિક સ્વરાજ્ય તેને ૧૯૨૬ સુધી મળ્યું ન હતું. ૧૯૨૬માં જ્યારે ઇમ્પીરીયલ કૉન્ફરન્સના ઠરાવોથી જ્યારે એવો કન્વેશન થયો કે ગવર્નર જનરલે પોતાની "ડીસ્ક્રેશનરી, સત્તા તેના પ્રધાનોની સલાહ મુજબ જ વાપરવી, ત્યારે જ કેનેડાનું સંસ્થાન કારોબારી રીતે સ્વતંત્ર થયું."

"ઑસ્ટ્રેલીઆને પણ કેનેડા પછી પાંચ વર્ષે સ્વ-રાજ્ય આપવામાં આવ્યું હતું. એટલે આ સંસ્થાનને પણ એટલા જ લાંબા ગાળા સુધી રાહ જોવી પડી હતી. હજી હમણાં ૧૯૦૬માં ઑસ્ટ્રેલીઅન કૉમનવેલ્થના ગવર્નર જનરલે શાહી સરકારની સૂચના અનુસાર, ધારાસભામાં પ્રધાનોએ લાવેલું બીલ પોતાની ખાસ સત્તાથી અટકાવ્યું હતું અને તેના કારણોમાં એવું જણાવ્યું હતું કે આ બીલ ના. શહેનશાહની બ્રિટિશ હીંદની પ્રજાની વિરુદ્ધમા હતું."

"કેનેડા અને ઑસ્ટ્રેલીઆના જુદા જુદા ભાગોને પ્રાંતો નહીં પણ સ્ટેટ્સ કહેવામાં આવે છે. એ સ્ટેટ્સમાં હજી પણ પોતાના પ્રધાનોથી સ્વતંત્ર રીતે વર્તવાની ગવર્નરોને 'ડીસ્ક્રીશનરી' સત્તા છે. ખાસ કરીને (૧) પ્રધાનો જ્યારે ધારામંડળો બરખાસ્ત કરવાની માગણી કરે તે બાબતમાં અને (૨) પ્રાંતિકધારાને અંગે પોતાની "વેટો" સત્તાનો ઉપયોગ કરવાની બાબતમાં."

"હમણાં જ થોડા દિવસ પહેલાં કેનેડાની ગવર્નર જનરલ ઇન કૌંસીલે આલ્બર્ટાની ધારાસભામાં તેના વડાપ્રધાન મિ. એબર્ટે જે બીલો આણ્યાં હતાં તે બીલોને મંજુરી આપી ન હતી. અને કેનેડાની સુપ્રીમ કોર્ટનો પણ એવો અભિપ્રાય થયો કે પ્રાંતિકધારાને મંજુરી ન આપવાની જે સત્તા છે તે અદ્યાપિ ચાલુ છે. એટલે અત્યારે હીંદના રાજદ્વારી આગેવાનો કે જેઓ એમ માને છે કે ગવર્નરો અને ગવર્નર જનરલને જે "ડીસ્ક્રીશનરી" ખાસ સત્તા છે, તે એક પ્રકારના ગુલામીપણાનું બંધન છે તે તેઓની ભૂલ છે. આ સત્તા, જેમ અન્ડરગ્રેજ્યુએટો "કલર્સ" પહેરે છે તેના જેવી છે. પરંતુ જ્યારે હીંદનો રાજદ્વારી પ્રધાન અનુભવની શાળામાં શિક્ષણ મેળવી રાજદ્વારી ગ્રેજ્યુ-એટ બનશે ત્યારે એ બંધન સ્વયં નીકળી જશે. અર્થાત્ બ્રિટિશ સામ્રાજ્યના દરેક સંસ્થાને એક વખત અથવા બીજી વખત આ રંગો ધારણ કર્યા છે."

"૧૯૩૭ના જુન મહીનામાં ના. વાઇસરોયે તેના યાદગાર સંદેશામાં કહ્યું હતું કે કોઈ વસ્તુ સ્થાયી રહી શકતી નથી. તેમ આ નવા બંધારણના સંબંધમાં પણ સ્થિરતા ન હોઈ શકે. તેમાં ઘણા ફેરફાર થયા કરશે, યંત્રની માફક એ બંધારણ ઉપર રાજદ્વારી શક્તિથી અંકુશ મૂકવામાં આવ્યો છે. અને એ યંત્રની સ્વીચો ગવર્નર અને ગવર્નર જનરલના હસ્તક રાખવામાં આવી છે. જેટલે અંશે પ્રાંતિક પ્રધાનો સંયમ, ધીરજ અને સમાધાનપણાની ટેવો કેળવતા જશે તેટલે અંશે એ સત્તા ઓછી કરવામાં આવશે. ૧૯૩૪માં જોઇન્ટ પાર્લામેન્ટરી કમિટીએ કહ્યું હતું તેમ આ કાયદામાં કાંઈ એવું નથી કે જે હીંદને સ્વરાજ્યના માર્ગમાં પ્રત્યવાય રૂપ થાય. અને ઇન્સ્ટ્રુમેંટ ઓફ એક્સેશનમાં સહેજ સુધારો કરવાથી આ પરિણામ લાવી શકાશે."

પાર્લામેંટે ઈન્સ્ટ્રમેંટ ઓફ એકસેશન મંજુર કર્યો છે. એટલે તેમાં કાંઈ સુધારો કરવો હોય તો તેની મંજુરીની અગત્ય રહે છે. એટલે જો પાર્લામેંટને એમ લાગશે કે હીંદના જુદા જુદા વર્ગોને, દેશીરાજ્યો કે જેનાં હિતો પણ આમાં છે તેને તથા રાજ્યોને જે વચનો આપવામાં આવ્યાં છે તે જોતાં તેને અનુકૂળ સુધારાની તેમાં જરૂર છે તો જરૂર પાર્લામેંટ તેમાં સુધારો કરવાની મંજુરી આપશે તે વિષે શંકા નથી. જો કે વહેલામાં વહેલી તકે આવો સુધારો કરવાનું પાર્લામેંટને સમજાવવું જોઈએ પણ તે સંબંધી દબાણ લાવવું. નિરર્થક છે. પ્રાંતિક સ્વરાજ્યની પ્રગતિ પ્રધાનો હસ્તક થઈ રહી છે. એટલે તેઓએ ફક્ત પાર્લામેંટને સમજાવવાનું જ રહે છે કે તેમની સત્તા ઉપર જે મર્યાદા મૂકવામાં આવી છે તે મર્યાદાનું વફાદારી પૂર્વક તેઓ પાલન કરી રહ્યા છે. પરિણામે અલ્પ સમયમાં આ મર્યાદાઓ દૂર થઈ જશે."

"એક સાવ નવા મકાન જેવું આ બંધારણ છે. આ મકાનને અંગે ગવર્નરની સત્તાઓ લાકડાના મોડેલ જેવી છે. મકાન તૈયાર થાય કે તુરતજ જેમ આ મોડેલનો નાશ ન કરતાં મકાનનો ચૂનો સીમેન્ટ સુકાય અને પવનના સપાટા સામે સુરક્ષિત રહે ત્યાં સુધી જેમ રાહ જોવામાં આવે છે તેવું આ બંધારણ પરત્વે પણ છે. હજી તેનો ચુનો સીમેન્ટ સુકાયો નથી એ લક્ષમાં રાખવું જોઇએ."

"અઢાર મહીનાથી બંધારણના કાયદાના અમુક ભાગનો અમલ ચાલુ થયો છે. પણ હીંદુસ્તાનમાં મને અત્યારે એક જ મુશ્કેલી લાગે છે અને તે એ કે હીંદી યુવાનોને બધું એક સાથે જોઇએ છીએ. એક માઈલ દોડવાની હરીફાઈમાં tape પહેલવહેલાં પકડી લેવા દોડનારના જેવી હીંદની સ્થિતિ છે. આ દોડનાર પહેલાં એટલો બધો ઉતાવળો થાય છે કે લગભગ સો વાર દોડીને જ પકડી લેવાશે એવા અનુમાનમાં દોડવાની શરૂઆતમાં થાકી જઈ અંતે પાછળ પડી જાય છે. આ રીતે હીંદ પાછળ પડી જાય એવું કોઈ પણ ન ઈચ્છે. મને આશા છે કે ગવર્નરોની ધીરજ અને ડહાપણ ભરેલી સલાહથી તે પૂર્ણ સ્વરાજ્ય પ્રાપ્ત કરશે. અને સંસ્થાનોમાં આ માટે જેટલો સમય લાગ્યો છે એટલો જ લાગશે એમ લાગે છે. જો તે માટે અનુકૂળ થવાની મનોભાવના રાખવામાં આવશે તો."

"ગવર્નરો અત્યારે જે રીતે પોતાના પ્રધાનોને અનુકૂળ થવાનું વલણ દર્શાવે છે તે અભિનંદનને પાત્ર છે. દોઢ વરસ પહેલાં બિહારના ગવર્નરે જેમ કહ્યું હતું તેમ તે એક પ્રકારની "ભાગીદારી" છે. ગવર્નરો પ્રાંતિક સ્વરાજ્યની યોજનાને સફળ બનાવવા જે પ્રયત્નો કરી રહ્યા છે તે માટે હીંદુસ્તાનના પ્રગતિકારક અંગોના સહકાર અને ટેકાની એમને જરૂર છે. આ નવા બંધારણની રૂએ પોતાના પ્રધાનો સાથે સ્થપાયેલો ગવર્નરોનો સંબંધ અને આ સંબંધમાં મુંબઈના ગવર્નરે રોટરી કલબમાં જે ભાષણ કર્યું હતું તેની મારા મન ઉપર અસર થઈ છે, આ ભાષણ ખરેખર રાજ્યનીતિજ્ઞતા દર્શાવનારૂં હતું. આખા બ્રિટિશ હીંદમાં આ ભાષણના વિચારો પ્રસરે એ ઈચ્છવા લાયક છે."

"ફેડરેશન સંબંધમાં મારા સહકારી વકીલ કે જેઓ પહેલાં ફેડરેશનની વિરૂદ્ધમાં હતા તેમણે થોડા વખત પહેલાં કહ્યું કે 'ફેડરેશન વહેલું આવે તેમ સારૂ." તેમના આ વિચારની સાથે હું સહમત થાઉં છું. અત્યારની પરિવર્તનવાળી સ્થિતિ ખરેખર દરેક માટે તેમજ દેશીરાજ્યો માટે મુશ્કેલી ભરી છે."

"હું એક વકીલ તરીકે નહીં પણ કોન્ઝરવેટીવ પક્ષના એક સભ્ય તરીકે શરૂઆતમાં ફેડરેશનની વિરૂદ્ધ હતો. અને ધંધાદારી કારણોને લીધે મે ૧૯૩૩ સુધી ફેડરેશન પરત્વે મેં મારો અભિપ્રાય આપ્યો ન હતો. એ વખતે મેં જે વાંધાઓ જણાવ્યા હતા તે "વ્હાઈટ પેપર"ની જે દરખાસ્તો હતી તેને અંગે હતા. અને સર્વ કોઈ જાણે છે કે જોઈન્ટ પાર્લામેંટરી કમિટીમાં "વ્હાઈટ પેપર"ની દરખાસ્તોને સુધારવામાં આવી હતી, તેમ કેટલેક ઠેકાણે તેમાં ફેરફાર કરવામાં આવ્યો હતો. અને લોર્ડ લીન્લીથગોની ડહાપણવાળી સલાહને અનુસરી જે રિપોર્ટ તૈયાર કરવામાં આવ્યો,

ના આધારે બંધારણનો આ નવો કાયદો પછીથી રચાયો."

"ફેડરેશનમાં રાજ્યોના જોડાવાના સંબંધમાં જે મુશ્કેલી છે તે એ છે કે કોંગ્રેસ બધું એકી સાથે ઇચ્છે છે. કોંગ્રેસ ઇચ્છે છે કે ફેડરલ ધારામંડળોમાં રાજ્યના પ્રતિનિધિઓ પ્રત્યક્ષ કે પરોક્ષ ચુંટણીથી આવે અને રાજ્યોએ પોતાને ત્યાં વ્યવસ્થિત જવાબદાર રાજ્યતંત્ર સ્થાપન કરવું જોઈએ. આ બધું વિશેષ આગળ પડતું લાગે છે. પહેલાં જે ફેડરેશનો સ્થપાયાં છે તે ઘણાં સફળ થયાંછે. ૧૮૭૧ અને ૧૯૧૮નું જર્મન ફેડરેશન તેનો એક દાખલો છે. જેમાં ઉપલા ધારા મંડળમાં રાજ્યોના પ્રતિનિધિઓ ચુંટાઈને આવતા ન હતા. દેશી રાજ્યોમાં જવાબદાર રાજ્યતંત્ર સ્થાપવાના સંબંધમાં કહેવું જોઇએ કે તે વ્યક્તિગત રાજ્યની મુનસફી ઉપર રહેવું જોઇએ. અર્વાચીન કાળમાં પણ જ્યાં ફેડરેશનો છે ત્યાં આજ ધોરણ પ્રવર્તે છે. કેનેડા અને ઓસ્ટ્રેલીઆના ફેડરલ બંધારણમાં જોડાયેલાં અંગો—સ્ટેટો અને પ્રાંતો—ના બંધારણનો પ્રશ્ન સ્થાનિક ગણવામાં આવ્યો છે. કેનેડાના મેનીટોબા અને સાસ્કેચેવન એ બે પ્રાંતોએ તો જવાબદાર રાજ્યતંત્રને બીજી રીતે ફેરવવા પ્રયત્ન કર્યો હતો."

"ફેડરેશનને સફળ બનાવવા માટે તેમાં જોડાતાં અંગોનું બંધારણ એકજ જાતનું હોવું જોઈએ એ કાંઈ અગત્યની વાત નથી. ઓસ્ટ્રેલીઅન, કેનેડીઅન કે સ્વીસ ફેડરેશનમાં આ જાતની જ્યારે કોઈ પ્રકારની એક વાક્યતા નથી તો પછી હીંદમાં શા માટે આગ્રહ કરવામાં આવે છે? હીંદુસ્તાનમાં ખાસ નવાઈ પમાડે એવું કાંઈ હોય તો તે એ છે, કે ત્યાં જુદા જુદા ધર્મો, કાયદાઓ, ભાષાઓ, નાતો અને પોષાકો છે. જેમ તુર્કીમાં કમાલઆતા તુર્કે આ બધી જુદી જુદી રીતો કાઢી નાંખી તેમ હીંદુસ્તાનમાંથી પણ નીકળી જાય તેમ કોઈ ડાહ્યો માણસ ન ઇચ્છે? સમાજ જીવનની જેમ બંધારણીય જીવનમાં પણ ભિન્નતા હોય છે અને જે બંધારણ મુંબાઈ પ્રાંતને અનુકુળ હોય તે બંધારણ મ્હૈસુર સ્ટેટને અનુકુળ ન હોય અને જે બંધારણ વડોદરા રાજ્યને અનુકુળ હોય તે બંધારણ એવીજ રીતે જામનગર સ્ટેટને અનુકુળ ન હોય એ સ્વાભાવિક છે.

જો કે હીંદુસ્તાનમાં કોચીન જેવાં કેટલાંક રાજ્યો છે કે જે સ્વાયત્તશાસન માટે યોગ્ય છે. જ્યારે બીજાં મધ્ય હીંદ અને કાઠીઆવાડનાં રાજ્યો એવાં છે કે જેમણે સ્વાયત શાસનની દીશામાં પંચાયતો કરતાં વિશેષ પ્રગતિ કરી નથી. વળી બીજાં કેટલાંક નાનાં રાજ્યો ગામડાં જેવાં છે. અર્થાત્ આવા સંયોગોમાં આ બધાં રાજ્યો પાસે તેમના વહીવટમાં ફેરફાર કરાવી નાંખવાની આશા રાખવી એ યોગ્ય નથી. છતાં જો તેમના વહીવટમાં ફેરફાર કરી નાખવામાં આવશે તો તેઓ સારી રીતે કામ કરી શકશે નહીં. ટાઇમ્સ પત્રે થોડા વખત પહેલાં લખેલા એક અગ્રલેખમાં લખ્યું હતું કે હીંદને આદર્શવાદ તરફ ઘસડી જવામાં તે માટેની પ્રવૃત્તિ હિંદને આશીર્વાદ કરતાં શાપરૂપ નીવડશે અને તેનું પરિણામ એ આવશે કે હીંદુસ્તાનની રાજકીય પ્રગતિ થવાને બદલે તે રાજકીય મુંઝવણમાં પડી જશે."

"દેશીરાજ્ય" ઓફીસ.

---

આપ સાહેબનું ગયા વરસનું કે ચાલુ વરસનું લવાજમ બાકી હોય તો મહેરબાની કરી મોકલી આપો

તંત્રી

# મહુર્મ સર સાલારજંગ

આ મહાપુરૂષનો આત્મા રાજ્યની ખટપટે થી અને આ ફાનિ દુનિયાની જંજાળોથી તા. ૮ માહે ફેબ્રુઆરી સને ૧૮૮૩ને રોજ રાતના સુમારે આઠ વાગે એના શરીરથી છુટો પડયો. સર સાલારજંગ કોલેરાના દરદથી એક દિવસની ટુંકી માંદગી ભોગવી એકાએક સ્વર્ગવાસી થયો હતો. સર સાલારજંગનું નામ હૈદ્રાબાદ કે નિઝામના રાજ્યમાં જ નહીં પણ હીંદુસ્તાન અને પાશ્ચાત્ય દેશોમાં ઘણું મશહુર હતું, માત્ર મુસલમાનોમાં જ નહીં પણ સર્વ કોમના માણસોમાં તે પ્રિય હતો. અમે તેથી તેના અવસાનથી દેશી અને પરદેશી નાનાં અને મોટા સઘળાને એની ખોટ પડી હતી.

સર સાલારજંગના વડવાઓ અરબસ્તાનના રહેવાશી હતા. તેમાં ખ્વાજા અવીસકરીન કરીને મહંમદ પેગંબરના સમયમાં મહમદનો ધર્મ માનનારો હતો, તેણે મહમદ પેગંબરને દીઠા ન હતા. છતાં પણ મહમદીધર્મ પાળવા લાગ્યો. તેણે સાંભળ્યું કે એક લડાઇમાં પેગંબરના બે દાંત પડી ગયા. તે વખતે તેણે પોતાના બધા દાંત પાડી નાંખ્યા. એનાથી ૨૫મી પેઢીએ શેખ અવીસ કરીને થયો તે આ દેશમાં આવી વસ્યો. તે પ્રથમ મદીને હતો. ત્યાંથી તે બસરાની નજીકના ગામમાં આવી વસ્યો અને ત્યાંથી તે દક્ષિણ હીંદુસ્તાનમાં આવ્યો. તે વખતે વીજાપુરમાં આદીલશાહ રાજ્ય કરતો હતો હતો. તેણે તેને પોતાની નોકરીમાં રાખ્યો. શેખ અવીસનો દીકરો મહમદઅલી ભણેલો અને હોંશીઆર હતો તેને આદીલશાહે પોતાનો સેક્રેટરી ઠેરાવ્યો. એ મહમદઅલી વીજાપુર રાજ્યના દીવાન મુલ્લાં અહેમદની દીકરી સાથે પરણ્યો હતો. એના વંશની સાતમી પેઢીએ સર સાલારજંગ થયો.

સર સાલારજંગ દક્ષિણ હૈદ્રાબાદમાં તા. ૨૭ જાનેવારી સને ૧૮૨૯ને રોજ જન્મ્યો હતો. એના બાપની માએ એને નાનપણમાં કેળવણી આપી હતી. પણ એની કેળવણી સાધારણ હતી. અમીર ઉમરાવો કે કેળવાયેલા લોકો પોતાનાં બચ્ચાંઓની કેળવણી માટે જેવો બંદોબસ્ત કરે છે, તેવો કોઈ જાતનો કાંઈ ખાસ બંદોબસ્ત સાલારજંગની કેળવણી માટે કરવામાં આવ્યો ન હતો. એના બાળપણમાં એનું કુટુંબ દુઃખી હાલતમાં અને આપદામાં હતું. સાલારજંગનો બાપ એના બચપણમાં જ મરણ પામ્યો. અને એ ચાર વરસનો થતાં અવલ તો એનો દાદો મુનીરઉલમુલ્ક પણ મરણ પામ્યો. મુનીરઉલ્મુલ્કના મરણ પહેલાં થોડા જ વખત પર સાલારજંગ ઘણોજ બીમાર પડયો. સાત દિવસ અને સાત રાત સાલારજંગ બેભાન રહ્યો. આથી એના દાદાને ઘણું જ દુઃખ થયું. એ સાતમે દિવસે રાત્રે સાલારજંગના બિછાના આગળ આવ્યો અને મુનીરઉલ્મુલ્કે પરમેશ્વરની પ્રાર્થના કરી કે આ છોકરાને જે કાંઈ દુઃખ પડવાનું હોય, ગમે તો એનું મોત મને આવો પણ એને ઉગારો. જેમ બાબરે હુમાયુની પથારી આગળ પ્રાર્થના કરી હુમાયુનું મોત પોતે માગ્યું હતું, તેમ મુનીરઉલ્મુલ્કે સાલારજંગનું મોત પોતે માગ્યું. અને જેમ દૈવેચ્છાથી બાબરની માગણી પ્રમાણે થયું હતું. તેમ મુનીરઉલ્મુલ્કની માગણી પ્રમાણે થયું. એક પખવાડીઆમાં સાલારજંગ સાજો થયો પણ એજ મુદતમાં એનો દાદો મુનીરઉલ્મુલ્ક મરણ પામ્યો. એ વખતે મરનારને સુમારે ૨૫ લાખ રૂપીઆનું કરજ હતું. તે વખતના રાજકર્તા નિઝામ નસીરઉદ્દૌલાએ પોતાના અમીરોનું દેવું તે વખતના રાજધારા પ્રમાણે પોતે પતાવવા માંગ્યું. તેમાં મુનીરઉલ્મુલ્કનું દેવું પતાવ્યું પરંતુ તેના બદલામાં તેની ઘણું સારું થયું. એની બેનને શીખવવા માટે એક મોલવી રાખ્યો હતો તે વખતે સાલારજંગને પણ સાથે

સઘળી જાગીરો કબજે કરી અને બીજાં ઉપજ થવાનાં સઘળાં સાધન લઈ લીધાં. એટલું જ નહિ પણ કુટુંબનાં ઘરેણાં ગાંઠાં હતાં તે પણ લઈને વેચી દીધાં. માત્ર તારબંધ બજારની ઉપજ જે મહીને સાતસે રૂપીઆને સુમારે આવતી હતી તેટલી જ મિલ્કત રહેવા દીધી તે તથા ચંદુલાલે આપવું કહેલું વર્ષાસન જે દર વરસે સુમારે ૧૫ હજાર રૂપીઆનું હતું તે રહેવા દીધું. આ ઉપર એના આખા કુટુંબનો નિભાવ હતો. તથા તે સિવાય તેમના નોકર ચાકર અને સિપાઈઓના પગારના દરમાસે સાતસે રૂપીયા ખર્ચ થતો હતો. તેથી તેઓ ગરીબાઈથી રહી પોતાનો નિભાવ કરતા. પૈસા હતા નહિ અને બજારમાં સાખ પણ નહીં એટલે નિઝામે જપ્ત કરતાં થોડાંક કીંમતી કપડાં બાકી રાખ્યાં હતાં તે પણ વેચવાં પડયાં. એમના કુટુંબને બહાર જવા માટે ગાડી ઘોડા પણ નહોતા. માત્ર એક ઘરડી સરખી હાથણી તેમની પાસે ઘણા વરસથી હતી, તેજ હતી. આવી સ્થિતિમાં સાલારજંગને સારી કેળવણી કયાંથી આપી શકાય ? એના કુટુંબમાં એના કાકા સીરાજઉલ્મુલ્ક વગર બીજો કોઈ મરદ નહોતો. અને તે સાલારજંગની કેળવણી ઉપર ધ્યાન આપતો નહોતો. તેમ એને ધ્યાન આપવા જેટલી નવરાશ પણ નહોતી. સાલારજંગની દાદી(બાપની મા) એના ભવિષ્ય માટે બહુ ચિંતા રાખતી. એને સુખના અને દુઃખના બન્ને પ્રકારના દિવસોનો અનુભવ થયો હતો. તેથી તે સાલારજંગને નીતિની કેળવણી આપવા માટે બિલકુલ લાયક હતી. એણે આ વખતમાં જે સંભાળ લીધી તેનું પરિણામ શીખવવા માટે ભલામણ કરવામાં આવી. સાલારજંગ તે વખતે ૭ વરસનો હતો. એક વરસ સુધી એ પ્રમાણે સાલારજંગે ખાનગી અભ્યાસ કર્યો, પણ એની નાજુક પ્રકૃતિને લીધે અને વારંવાર માંદા પડવાથી તે વધારે મહેનત કરી શકયો નહીં અને તે વખતે એને અભ્યાસનો શોખ પણ ન હતો. તેથી તે જેમ બને તેમ નિશાળે જવાનું ચુકાવી દેતો. એવું કહેવાય છે કે એ જ્યારે દસ અગીઆર વરસનો હતો ત્યારે તે બહુ માંદો પડયો હતો. અને તેથી ૭ અઠવાડીઆ સુધી તેને ઘેર પથારીમાં રહેવું પડયું જ્યારે સારૂં થયું ત્યારે તેની દાદીએ એને ભણવા જવાનું કહ્યું, ત્યારે સાલાર સંતાઇ ગયો. ઘરડાં માજીએ એને ખોળી કાઢીને સજા કરવાનો વિચાર કર્યો ત્યારે તે બહાર સંતાઈ ગયો. એનાં માજીએ ત્યાંથી પણ ખોળી કહાડી આ પ્રમાણે સંતાઈ જવાની અને ભણવા નહીં જવાની રીત ધિક્કારી કાઢી કહ્યું કે આ કરતા તો તું મરી ગયો હોત તો ધુળ નાંખી. આ ઠપકાથી સાલારના મન ઉપર સારી અસર થઈ. અને તે વખતથી તે બહુ ધ્યાન આપીને તથા મહેનત કરીને અભ્યાસ કરવા લાગ્યો. દસ અગીઆર વરસ સુધી એની કેળવણી સાધારણ પ્રકારની હતી. પણ હવે એને માટે એક ખાસ શિક્ષક ફારસી અને અરબી શીખવવા માટે રાખ્યો. તેથી તથા એક બીજા ઇરાની સાથે ફારસીમાં બોલવાનો મહાવરો રાખ્યાથી તેને ફારસી બોલતાં સારૂં આવડયું. અને લખતાં પણ ઠીક શીખ્યો. પરંતુ અરબી તો બીજા બોલતા હોય તે સમજે ખરો પણ પોતાને તો બોલતાં કે લખતાં આવડયું નહીં. ઈ. સ. ૧૮૪૭થી ૧૮૫૧ સુધીમાં એક અંગ્રેજ પાસે તે દરરોજ અરધો કલાક અંગ્રેજી શીખ્યો. સાલારજંગનો અભ્યાસ એની ૧૫ થી ૧૯ વરસની ઉંમર સુધીમાં ઝાઝો ચાલ્યો નહીં. એના બાળપણમાં એની દાદી એની જાગીરના ગામનો હિસાબ સમજાવતી અને કહેતી કે હવેથી કારકુન પાસેથી તું સાંભળીને મને બધી હકીકત કહેતો રહેજે ૧૯ વરસનો થયો ત્યાં સુધીમાં માત્ર એને એટલું જ જ્ઞાન મળેલું હતું. નાનાં છોકરાંને નાનપણમાં જેવી ઘરમાં અને ઘર બહાર રમવાની આદત હોય છે, તેવી આદત સાલારજંગને નહોતી. અગીઆર વરસનો થયો ત્યાં સુધી તો તે ઘોડા ઉપર પણ બેઠો નહોતો. કેમકે ગરીબાઇને લીધે તેઓ ઘોડાં રાખી શકયાં નહોતાં. તેના કાકા પાસે માત્ર એક મ્યાનો હતો તેમાં જ્યારે જ્યારે તે જતો ત્યારે પોતાના ભત્રિજાને પણ સાથે લઈ જતો વધારે નવાઈ જેવું તો એ છે, કે આટલી ઉંમર સુધી

સાલારજંગે કોઇ નાચ કે તમાસો જોયો નહોતો. તેમ છોકરાંની કે મરદની કોઈ ટોળીમાં સામેલ થયો નહોતો. ૨૧ વરસનો થયો ત્યાં સુધી તેને દસ રૂપીયા જેટલું પણ દર માસે ગજવા ખરચ મળ્યું નહોતું. પણ આ બધી હરકતો વેઠવાથી એને બહુ ફાયદો થયો. અમીર ઉમરાવના કે આપણા ધનાઢયોના છોકરા પોતાની પાસે પૈસા આવવાથી અને લાગ મળવાથી જેવા કુછંદ કે કુટેવમાં બગડી જાય છે તેમ એનું થયું નહીં. ૨૦ વરસનો થયો ત્યાં સુધી નોકરીમાં પડયો નહોતો. પણ એજ વરસમાં (ઇ. સ. ૧૮૪૯) અંગ્રેજ સરકારે હુકમ કર્યો કે કોઇપણ સરકારી રાજવહીવટમાં યુરોપીઅન નોકર રાખવા નહીં. આજ સુધી કેટલાક મહાલોનો વહીવટ યુરોપીઅનો કરતા હતા. તે હવે બંધ થવાથી એનો કાકો જે તે વખતે નિઝામનો દિવાન હતો તેણે એક ખાલી પડેલી તૈલંગણના કેટલાક તાલુકાના તાલુકદારની જગ્યા સાલારજંગને આપી. એ જગ્યાએ સાલારજંગે આશરે આઠ માસ સુધી કામ કર્યું. જો કે એ તાલુકામાં પોતે જાતે ગયો નહોતો તથા કાંઈ નવા સુધારા તે દાખલ કરી શકયો નહોતો તોપણ એણે ત્યાંના વસુલાત ખાતાનું જ્ઞાન સારી પેઠે મેળવી માજી અંગ્રેજ તાલુકદારે કરેલા સુધારા ચાલુ રાખ્યા. સન ૧૮૫૦માં જે જાગીર નિઝામે લઈ લીધી હતી તે પાછી આપી. તેથી સીરાજઉલ્મુલ્કે સાલારજંગને તેની દેખરેખનું કામ સોંપ્યું ત્યારથી સાલારજંગ જાતે તે જાગીરનો વહીવટ કરવા લાગ્યો. સીરાજઉલ્મુલ્ક દીવાન હતો. તે વખતમાં રાજપ્રકરણી વિદ્યા નિયમસર સાલારજંગને શીખવવા ઉપર તેણે બરાબર ધ્યાન આપ્યું નહોતું પણ તે જ્ઞાન સાલારજંગે અહીંતહીંથી મેળવી લીધું. જ્યારે ત્યારે સીરાજઉલ્મુલ્ક પોતાના ભત્રીજાને કાંઈ કાંઈ થોડાં અગત્યનાં કામો સોંપતો અને સાધારણ બાબતોમાં તેની સલાહ પણ લેતો. સીરાજઉલ્મુલ્કની વર્તણુંક તે વખતને અનુસરતી હતી. પણ તેમાં કાંઈ વિશેષ ડહાપણ કે પ્રમાણિકપણું નહોતું પણ સાલારજંગ તો ચોકખા દીલનો અને પ્રમાણિક હતો, સીરાજઉલ્મુલ્કે પોતાના દફતરદાર લાલા બહાદુરને કહ્યું હતું કે અગત્યની બાબતમાં સાલારજંગની પણ સલાહ લેવી. એક દિવસે સીરાજઉલ્મુલ્કને સરકાર માટે વ્યાજે નાણાં લેવાની જરૂર પડી અને આરબો પાસેથી મોટે વ્યાજે નાણાં લેવાનો વિચાર કર્યો. લાલા બહાદુરે પણ તેને ટેકો આપ્યો. સાલારજંગ તે વખતે ત્યાં બેઠેલો હતો, તેણે એ રીતની સામે વાંધો લીધો ને કહ્યું કે મોટે વ્યાજે નાણાં લઇ રાજ્ય કરવાની જે રીત ચાલે છે તે ઘણી ખરાબ છે અને તેથી કાંઈપણ ફાયદો થતો નથી પણ એના કહેવાની કાંઇપણ અસર થઈ નહીં ત્યારે એણે ગુસ્સાથી લાલા બહાદુરને કહ્યું કે હવેથી કોઇપણ કામમાં મારી સલાહ માગવી નહીં કેમકે જે રીતમાં અપ્રમાણિકપણું રહેલું છે તે રીત હું બિલકુલ પસંદ કરતો નથી. એ પછી સાલારજંગના કાકાએ કે લાલાબહાદુરે કોઇપણ જરૂરી કામમાં એની સલાહની દરકાર રાખી નહીં. રાજપ્રકરણમાં સાલારજંગનો જો કે કાંઇપણ હાથ નહોતો તો પણ તે વખતનો અંધેર રાજકારભાર જોઇ તે બહુ ચીંતાતુર રહેતો અને તે ઘણીવાર ખુલ્લું બોલતો કે રાજ્ય ચલાવવાની રીતમાં શા માટે સુધારો કરવો નહીં જોઇએ? આ સાંભળી તેનો કાકો હસતો અને પોતાના ભત્રિજાની રાજપ્રકરણી ચિંતા જોઈ તેને કહેતો કે "મીઆં દુબલે કયું તો કે સારા ગામકી ફીકર" એવી વાત તું પણ કરે છે. સાલારજંગને નિઝામના ખાનગી દરબારમાં કોઈવાર લઈ જવામાં આવ્યો નહોતો. તેથી નિઝામ સામે તેને રાજપ્રકરણી બાબત વાત કરવાનો વખત પણ મળ્યો નહોતો અને તેથી નિઝામને પણ સાલારજંગની હોશિયારી વિષે વિચાર બાંધવાનો પ્રસંગ આવ્યો નહોતો.

સીરાજઉલ્મુલ્કે બે વરસ દીવાનગીરી કર્યા પછી રાજીનામું આપ્યું. પણ ઈ. સ. ૧૮૫૧માં તેને ફરીને દીવાન બનાવ્યો. તે ૧૮૫૩માં મરણ પામ્યો, ત્યાં સુધી દીવાન રહ્યો. એના મરતા અગાઉ ૭ દીવસ ઉપર નિઝામ સાથે અંગ્રેજોએ સંધી કરી વરાડપ્રાંત લીધો હતો.



૪

સીરાજઉલ્મુલ્કના મુઆ પછી સન ૧૮૫૩માં ૨૪ વરસની ઉંમરે સર સાલારજંગ દીવાન થયો. લોકોમાં તેના વિષે સારો મત હતો. તે સાચો, પ્રમાણિક, ઈન્સાફી, બહોળાં જ્ઞાનવાળો, ત્વરાથી સમજી શકે એવો અને હકીકત ઉપરથી બરાબર તોલ કરી ખરા પરિણામ ઉપર આવે એવો હતો. તેમજ તે સ્વતંત્ર વિચારનો, ઉદાર, માયાળુ અને હસમુખો હતો. તે દીવાન થયો ત્યારે આરબ લોકો ઘણા બ્હેકેલ હતા. તેમના ઉપર બરાબર દાબ રાખી ઈન્સાફ આપે એવી એક કોર્ટ સાલારજંગે હૈદ્રાબાદમાં સ્થાપી

૧૮૫૭માં જ્યારે હીંદુસ્તાનમાં બળવો થયો ત્યારે સર સાલારજંગ અંગ્રેજોનો ખરો મિત્ર થઈ રહ્યો. હીંદુસ્તાનના બળવાના ઇતિહાસમાં કર્નલ મોલીસન લખે છે કે હૈદ્રાબાદના રાજ્યમાં સલાહ–શાંતિ રાખનાર તે આ જુવાન દીવાન જ હતો. વળી તે લખે છે કે સર સાલારજંગ બહુ હોશીઆર, ચપળ અને પોતાના દેશનું અને ધણીનું ભલું ચાહનાર હતો. તે કહેતો કે હીંદુસ્તાનના દેશીઓ ઉપર રાજ્ય ચલાવવાને દેશીઓ જ લાયક છે. દેશી લોકો વાજબી રીતે ઈન્સાફ આપે એટલું જ નહીં પણ તેઓની રીતભાત ચાલચલણ વગેરે ઉપર ધ્યાન આપી શકે, જે પરદેશી લોકો આપી શકે નહીં. તેનું આ કહેવું તેણે પોતાના જ દાખલાથી ખરૂં કરી આપ્યું. તેનો આવો વિચાર હતો તોપણ તે અંગ્રેજોની વર્તણૂંકનાં વખાણ કરનાર હતો તેમજ દેશી રાજ્યો ઉપર દેખરેખ રાખવાને અને તે રાજ્યોના હીંદુના કારભારમાં જેમ બને તેમ ઓછું પડતાં તેમને માંહો માંહે લડી મરતાં અટકાવવાને અંગ્રેજી રાજ્યના ઉપરીપણાની જરૂર છે તે પણ તે સારી પેઠે સમજતો હતો. જે વખતે આખા હીંદુસ્તાનમાં બળવો સળગી ઉઠયો હતો તે વખતે હૈદ્રાબાદમાં બળવો થાય તો તેનો કેવી રીતે બંદોબસ્ત કરવો તે બાબત એની કરેલી ગોઠવણથી એને બહુ માન ઘટે છે. સન ૧૮૫૭ના જુલાઈની આખરે હૈદ્રાબાદના શુમારે ૫૦૦ મુસલમાનોએ બળવો કરી રેસીડેન્ટના બંગલા ઉપર હુમલો કર્યો. અને ત્યાંના બે દરવાજા તોડી પાડયા. તે વખતે તેમના ઉપર ત્રણ તોપોનો મારો ચલાવી તેમને વીખેરી નાંખ્યા. આ બળવો વધતો અટકાવવા માટે તેમના કેટલાકને સર સાલારજંગે પકડી કેદ કર્યા સર સાલારજંગે પોતાનો જીવ જોખમમાં નાંખીને પણ રેસીડેન્સીનો બચાવ કર્યો. આવા બારીક વખતની તેની સેવા, અંગ્રેજો પણ કરે છે કે "અમૂલ્ય હતી." તેણે બળવો થતો અટકાવ્યો નહીં હોત તો દક્ષિણ હીંદુસ્તાન અંગ્રેજો ખોઈ બેસત. બળવાના બધા વખતમાં તે ઉઘાડી રીતે આગળ પડીને અંગ્રેજોની પક્ષમાં રહ્યો. એ વખતમાં એની જાતના અને ધર્મના લોકો અંગ્રેજો સામે ધર્મયુદ્ધ કરવા માટે વારંવાર ધ્યાણુ કરતા. તેની કાંઈપણ તેણે દરકાર રાખી નહીં. તેની પોતાની જ બહાદુરીથી અને દૃઢતાથી દીલ્હી અને લખનોર જેવી હૈદ્રાબાદની હાલત થતી અટકી. નિઝામની રૈયતનાં ઘણાં માણસો બળવાખોરના મળતીયા હતા. તેઓ બળવાખોર સરદારો સાથે છુપા જાસુસો માર્ફત કાગળ પત્ર લખતા અને બળવાખોરની દયા ખાતા. નહીં તો આખા દક્ષિણમાં એ બળવો ફેલાઈ જાત. એ વખતમાં એણે એક નિષ્ઠાથી અંગ્રેજોના જીવ ઉગાર્યા અને તે અંગ્રેજ લાભની પક્ષમાં રહ્યો.

એ બળવો થયો એટલામાં જ હૈદ્રાબાદનો નિઝામ મરણ પામ્યો. મરતી વખતે તેણે સાલારજંગને સઘળો રાજકારભાર કરવાનું સોંપી પોતાના દીકરાને બે લાવી તેને સલાહ આપી કે અંગ્રેજોએ આજસુધી આપણી સાથે સારો દોસ્તી દાવો રાખ્યો છે માટે તારે પણ તેમની સાથે દોસ્તી દાવે વર્તવું તે વખતે કર્નલ ડેવીડસન રેસીડેન્ટ હતો. તેણે નિઝામના પુત્રને નિઝામની ગાદીએ બેસાડયો. અને તેણે રાજ્યાભિષેકની ક્રિયા કરતી વખતે સીકન્દરાબાદના સઘળા લશ્કરી અમલદારોને હાજર રહેવાને બોલાવ્યા. એ ક્રિયા થઈ રહ્યા પછી રેસીડેન્ટ પોતાને બંગલે ગયો કે તુરત હીંદુસ્તાનના ગવર્નર જનરલ લૉર્ડ કેનીંગ તરફથી તાર આવ્યો કે દીલ્હી બળવાખોરોએ લીધું છે. તે ખબર સર સાલારજંગને દેવા માટે બોલાવ્યો. સાલારજંગે

જવાબ દીધો કે ત્રણ દિવસથી એ ખબર શહેરમાં ફેલાયેલી છે. આ ઉપરથી પણ નિઝામ સરકાર અંગ્રેજોના પક્ષમાં હતી એમ માલુમ પડે છે. કેમકે જો તેમણે મુસલમાની રાજ્ય સ્થાપવાનું અને અંગ્રેજોની સામા થવાનું ધાર્યું હોત તો તેમને જે વખતે સઘળા અંગ્રેજો નિઝામના મહેલમાં એકઠા થયેલા અને નિઝામી હથીઆરબંધ લશ્કરથી ઘેરાયેલા હતા તે વખત કરતાં બીજો વધારે સારો લાગ તેમને મળવાનો નહતો. પણ તેઓ ખરી રીતે અંગ્રેજોના પક્ષમાં હતા. જે વખતે હૈદ્રાબાદના લોકો બળવો કરવાને બહુ આતુર થયા તે વખતે સાલારજંગે ડહાપણ વાપરી સઘળા આરબો, જેઓ નિઝામના રાજ્યમાં જમીનદાર હતા તેમને હૈદ્રાબાદ બોલાવી હૈદ્રાબાદને દરેક મુખ્ય દરવાજે આ બહાદુર અને ભય વગરના આરબોને મૂકયા. અને તેમને હુકમ આપ્યો કે જેઓ અંગ્રેજની સામા ઉઠવાને ઉશ્કેરે તેમને મારી નાંખવા. આ તાત્કાલિક પગલાથી દક્ષિણ હીંદુસ્તાન બચ્યું. કેમકે જો હૈદ્રાબાદના લોકો ઉઠયા હોત તો મદ્રાસની મુસલમાન પ્રજા પણ ઉઠત એવી ખાત્રી હતી. આ ઉપરથી એમ સાબીત થાય છે કે દક્ષિણ હીન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની મજબૂતી, તે વખતે સાલારજંગના ડાહ્યા અને તાત્કાલિક પગલાથી જ માત્ર ટકી રહી હતી.

સને ૧૮૫૯ ના માર્ચ મહીનાની ૨૮ મી તારીખે રેસીડેન્ટ કર્નલ ડેવીડસન અને સાલારજંગ એક બીજાનો હાથ પકડી બહાર જતા હતા તે વખતે તે બંનેને કે બેમાંના એકને મારી નાંખવા માટે એક જણે બંદુકની ગોળી મારી, તે ચુકી ગવાથી તે ગોળી મારનાર પઠાણ તરવાર લઈ દોડયો એટલામાં તેના કટકે કટકા કરી નાંખ્યા. આ વખતે સર સાલારજંગ બહુ શાંત મનથી વરત્યો. અને ૧૮૬૧ માં રાજ્યના કેટલાક ખટપટીઆ લોકોએ દગો કરી નિઝામને ઉંધુ સમજાવ્યું તેથી નિઝામે સર સાલારજંગને બરતરફ કરવા માટે અંગ્રેજ સરકારની પરવાનગી માગી. પણ સારા નશીબે નિઝામ અને દિવાન વચ્ચેનો અણુબનાવ પતી ગયો. ગવર્નર જનરલે નિઝામને લખ્યું કે સર સાલારજંગને બરતરફ કરવાની પરવાનગી અમે આપી શકતા નથી.

સાલારજંગની રાજ્યપ્રકરણી હોંશીઆરી એણે રાજ્યના વસુલાત ખાતાના કરેલા બંદોબસ્તથી માલુમ પડે છે. જે વખતે એ દીવાન થયો તે વખતે નિઝામ સરકારની બજારમાં કાંઈ પણ શાખ નહોતી. તે વખતે તેને ૧૦ હજાર રૂપીઆ બ્યાજે જોઈતા હોય તોપણ ઘણી ભાંજગડ કે મુશ્કેલી વગર શાહુકારો ધીરે નહિં એવું હતું. પણ સાલારજંગની જાતની વર્તણુંકથી નિઝામ સરકારની આબરૂ વધી. સન ૧૮૬૫ માં નિઝામી રાજ્યની ઉપજ પાછલાં વરસો કરતાં સવાઈ થઈ. સન ૧૮૬૬ માં અંગ્રેજ સરકારે સર સાલારજંગની કદર બુજી તેને "ગ્રાંડ કમાન્ડર ઑફ ધી સ્ટાર ઑફ ઇંડીઆ" નો ખીતાબ આપ્યો. તેથી બધા લોકો ખુશી થયા. બીજે વરસે ફરીને દીવાન અને નિઝામ વચ્ચે અણુબનાવ થયો તેથી નિઝામી રાજ્યના યુરોપીઅન નોકરો બહુ ભયભીત થયા. અને તેથી નિઝામે તેનું રાજીનામું મંજુર કર્યું નહીં. વળી સારે નસીબે નિઝામ અને સાલારજંગ વચ્ચે સમજુત થઈ. અને ૧૮૬૮ માં સર સાલારજંગને મારવા માટે કોઈએ પ્રયત્ન કર્યો. સાલારજંગ નિઝામને મળવા જતો હતો ત્યારે રસ્તામાં કોઈ માણસે તેના ઉપર બે વાર ગોળીઓ ફેંકી પણ સાલારજંગને કાંઈપણ ઈજા થઇ નહીં. એવું કહેવાય છે કે સાલારજંગ પાછા વળતી વખતે પણ તેજ રસ્તે આવ્યો અને પોતાના દુશ્મનની જાણે કાંઈ પણ દરકાર કરતો નહીં હોય એમ બતાવવાને પોતે જતી વખતે જે વાહનમાં બેઠો હતો તેના કરતાં વધારે ખુલ્લા વાહનમાં બેસીને આવ્યો. ઈ. સ. ૧૮૬૯માં નિઝામ મરણ પામ્યાથી તે વખતના હીંદુસ્તાનના ગવર્નર જનરલ લોર્ડ મેયોએ તે વખતના બાળક નિઝામની મોટી ઉમ્મર થતાં સુધી નિઝામના રાજ્યનો સઘળો રાજ્ય કારભાર સર સાલારજંગના હાથમાં સોંપ્યો.

સન ૧૮૭૫ માં સર સાલારજંગ મુંબાઈ આવ્યો. તે વખતે તેને પ્રીન્સ ઑફ વેલ્સની અને ગવર્નર,

જનરલની મુલાકાત થઈ. બાદ સને ૧૮૭૬ ના એપ્રીલ મહીનામાં તે ઇંગ્લેંડ જવા નીકળ્યો. ઈંગ્લેંડમાં તે સધરલેન્ડના ડયુકને ત્યાં ઉતર્યો. એ ડયુક સાથે પ્રીન્સ ઓફ વેલ્સની મુલાકાત થઈ તે વખતે ઓળખાણ થયું હતું. ઈંગ્લેન્ડના લોકોએ સર સાલારજંગના બહુ વખાણ કર્યા અને ઘણી હોંસથી તેની મુલાકાત લીધી. ઓકસફર્ડમાં તેને "ડોકટર ઓફ સીવીલ લૉ" ની પદવી આપી. લંડનમાં તેને "ફ્રીડમ ઓફ ધી સીટી ઓફ લન્ડન" ની બક્ષિસ કરી. એ રીતે ઇંગ્લેન્ડમાં તેને બાદશાહી માન મળ્યું. અને જ્યારે તે હૈદ્રાબાદ પાછો આવ્યો ત્યારે લોકોએ પણ ઘણી ખુશી દર્શાવી.

સને ૧૮૭૬-૭૭ માં નિઝામના રાજ્યના ૧૭ મહાલમાંથી ૮ મહાલમાં થોડો કે ઘણો દુકાળ પડયો. દુકાળની આફત લોકો ઉપર વધારે અસર કરે નહિ માટે સાલારજંગે લોકોપયોગી કામો કોન્ટ્રાકટથી ઉઘાડયાં. તેમાં લોકો મજુરી કરી અન્ન મેળવતાં તેથી ઘણું નુકશાન થતું અટકયું. સન ૧૮૭૭ માં સાલારજંગનો સાથી દીવાન મરણ પામ્યાથી તેની જગ્યા વીકારઉલ ઉમરાને આપી. એ નીમણુંક સામે સાલારજંગે વાંધો લીધો પણ તેમાં તેનું કાંઈ વળ્યું નહીં કેમકે તે વખતના ગવર્નર જનરલ લોર્ડ લીટન સામે એને વાંધો પડેલો હતો. એ વાંધો વરાડપ્રાંત પાછો લેવા સંબંધીનો હતો.

એના કાકાના મરતા પહેલાં ઈ. સ. ૧૮૫૩ માં કટીજંટ લશ્કરના ખરચની જામીનગીરી તરીકે વરાડ પ્રાંત અંગ્રેજ સરકારે લીધો હતો તે પ્રાંત પાછો આપવા માટે સાલારજંગે માગણી કરી. એના મનમાં કાકાએ ખોએલો પ્રાંત પાછો મેળવવાની મોટી ઉમેદ હતી. અને કેટલાક કહે છે કે એજ માટે તે ઈંગ્લેન્ડ ગયો હતો. પણ તે ઉમેદ તેની પૂરી થઈ નહિં. નિઝામ મોટી ઉમ્મરનો થતા સુધી એ સવાલ નહિ ઉઠાવવા માટે અંગ્રેજ સરકારે ઠરાવ કર્યો. તે ઠરાવને વળગી રહી સાલારજંગ એક વરસ પછી એ સોંવાનું ઉઠાવત કેમકે એક વરસ પછી નિઝામને રાજ્ય સોંપવાનું હતું. પણ એટલામાં સર સાલારજંગ પોતાની એ વહાલી ઇચ્છા પૂરી કરવા આગમચ પોતાની પાછળ બે દીકરા અને બે દીકરીઓ મૂકી આ દુનિયા છોડી ચાલ્યો ગયો.

નિઝામને રાજ્ય મળ્યા પછી એ રાજ્યનો વહીવટ કેવી રીતે ચલાવવો એ બાબત પોતે ઘણી મહેનતે, દીર્ઘદ્રષ્ટિ વાપરી, રાજા પ્રજાને લાભકારી થાય એવો ધારો ઘડી પ્રસિદ્ધ કર્યો હતો.

સર સાલારજંગનો દેખાવ ભવ્ય હતો. તે સાધારણ ઉંચાઈનો અને પાતળો હતો. તે શાંત વજનદાર અને મોભાદાર હોવાથી એના સંબંધમાં જેઓ આવતા તેની પ્રીતિ મેળવતો. જો કે એનું અંતઃકરણ ચિંતાવાળું રહેતું, તો પણ તે ખુબસુરત હતો. તે હસમુખો મહેનતુ અને દઢ મનનો હતો. માણસને જોતાં જ તે તેના વિચાર સમજતો. તેમજ એકવાર જેને જોયો તેને કદી ભૂલતો નહીં. તે બોલવામાં શરમાળ તથા સામાને ખોટું નહીં લાગે એવો અને રીતભાતમાં નમ્ર અને માયાળુ હતો. એ બાળપણમાં ઉતાવળીયો અને ક્રોધી હતો પણ જેમ મોટો થતો ગયો તેમ તે શાંત અને ગંભીર થતો ગયો. એ ગમે તેટલો ગુસ્સે હોય કે ગમે તેટલો ગુસ્સો કર્યો હોય પણ તે પોતાનો ગુસ્સો એવી રીતે છુપાવી શકતો કે તેના બોલવામાં કે રીતભાતમાં તેના મનની સ્થિતિ સામા માણસને માલુમ પડતી નહીં. જે એના ઘણાજ ઘાડા સંબંધી હતા તે સિવાય બીજો કોઇપણ સાલારજંગ કયારે ગુસ્સામાં હતો તે કહી શકતું નહીં. અને કેટલીકવાર તો તેઓ પણ અજાણ્યા રહેતા. તેનો પોશાક સાદો હતો તો પણ નિઝામની જન્મગાંઠને દિવસે અને કુટુંબમાં લગ્ન હોય ત્યારે માત્ર કીંમતી અને ભભકાદાર પોશાક પહેરતો. સાલારજંગની તંદુરસ્તી સારી હતી. ને સવારથી તે મધ્ય રાત્રી સુધી કામ કરતો તોપણ તેને કાંઈ અસર થતી નહીં. તે કવચિત જ દવા લેતો અને જ્યારે લેતો ત્યારે અંગ્રેજી અને મોગલાઈ મિશ્ર લેતો. એનો મુસલમાન હકીમ બન્ને જાતની દવા જાણતા હતો. સાલારજંગ પારીસ હતો

તે વખતે એને વાગ્યું હતું અને તેથી તે લગાર લંગડો થયો હતો યુરોપથી પાછા આવ્યા પછી તેને તાવ આવ્યાથી તેની તંદુરસ્તી થોડા વખત સુધી બગડી હતી. આ બે વખત સિવાય એણે નાનપણથી તે મરતાં સુધી કોઈ વાર સખત માંદગી ભોગવી નહોતી. સાધારણ મંદવાડની એ દરકાર કરતો નહીં. એનો વખત હંમેશાં કામમાં ને કામમાં જવાથી તેને કોઈજ-વાર ગમત કરવાનો વખત મળતો. એની પાસે શીકારના ૭ હાથી હતા. તો પણ તે પોતે શીકારી નહોતો. તે હાથીઓ શીકારના શોખીલા અંગ્રેજોને આપતો. એના મહેલમાં અંગ્રેજી અને મોગલાઈ એવી બે લાયબ્રેરી હતી. અંગ્રેજી લાયબ્રેરીમાં ત્રણ હજાર પુસ્તકો હતાં. એ પોતે કવચિત જ પુસ્તકો વાંચતો પણ એનાં પુસ્તકો વાંચવાને કોઈ માગતું તો તે ખુશીથી આપતો. વળી એ દેશી ભાષામાં છપાતાં સઘળાં ચોપાનીયાં તથા વર્તમાનપત્રો રાખતો પણ કવચિત જ વાંચતો. તે સઘળાં અંગ્રેજી વર્તમાનપત્રો ઉપર ઉપરથી જોઈ જતો, તેમજ પોતાના રાજ્યની અને અંગ્રેજી રાજ્યની સઘળી ઉપયોગી બાબતોથી જાણીતો રહેતો. હીંદુસ્તાનને લગતા દરેક સવાલ ઉપર અને અંગ્રેજી પ્રધાન મંડળની પૂર્વ તરફના મુલકને લગતી રાજ્યનીતિ ઉપર બહુ ધ્યાન આપતો, ટીકા કરતો અને તેનું છેવટ શું આવશે તે પોતે અગાઉથી ધારતો. એ નાટકકારોને અને કારીગરોને મોટી બક્ષિસ આપી ઉત્તેજન આપતો. રાજ્યપ્રકરણી પ્રસંગ ઉપર જ્યારે સાલારજંગ નિઝામને મળવા જતો ત્યારે તે ભપકાબંધ સવારીમાં જતો. તેમાં પ્રથમ આરબો, પછી ઘોડેસ્વાર, અમીર ઉમરાવ અને આરબ જમાદારો, તે પછી ભાલાવાળા, તે પછી નેકીવાળા ને પછી પોતે ને પોતાની આસપાસ પોતાના શરીર રક્ષકો અને છેવટે સીપાઈઓ. એ રીતે વરસમાં ત્રણવાર એટલે બે ઈદ ઉપર અને હીજરીસન બેસવાને દિવસે. એ રીતે ત્રણવાર નિઝામની મુલાકાત લેતો. પણ બીજા પ્રસંગ ઉપર સાલારજંગ પોતાની ગાડીમાં પોતાના શરીર રક્ષકો લઈ કાંઈપણ ભભકો કર્યા સિવાય નિઝામને મળવા જતો એ વખતે માત્ર તેની પાસે ૨૫-૩૦ સવારો રહેતા.

ઉપર મળેલા સાલારજંગના ચરિત્ર ઉપરથી માલુમ પડે છે કે એ દીવાન થયો ત્યારે નિઝામના રાજ્યમાં અંધેર, ગડબડાટ, તોફાન, લુંટ ચોરી તથા લોકોનું બેકેદપણું ઘણું હતું. એ એણે ધીરજથી અને હીંમતથી યુક્તિબંધ ધીરેધીરે બધ પાડયું; ને દેશમાં શાંતિ કરી. એણે ૩૦ વરસ વગર હરકતે કારભાર કર્યો. તથા તેથી દેશ આબાદ, વેપાર બહોળો અને લોકો ધનવાન થયા. અને રાજ્યની ઉપજ તથા વસ્તી એ દીવાન થયો તે વખત કરતાં ત્રણ ગણી વધી. એ ઈન્સાફ કરવામાં ને જગાઓ આપવામાં ચામડીનો કે ધર્મનો તફાવત રાખતો નહીં એણે પોતાના ધણીનું સારૂં ઇચ્છી વરાડપ્રાંત માગી અંગ્રેજી અમલદારોનો કોપ પોતાને માથે વહોરી લીધો પણ ડગ્યો નહીં. અરે પરમેશ્વર, અમારા ગરીબ દેશના દેશી રાજ-કારભારીઓ સર સાલારજંગ જેવા દઢ મનના, ધણીનું શુભ ઇચ્છનારા, નિર્લોભ અને આગ્રહી ક્યારે ઉત્પન્ન કરીશ ?

ઉદ્ધૃત.

# ગુજરાતનાં કરારનામા

## ( રેવાકાંઠા એજન્સિ. )

( ગતાંક પૃષ્ટ ૧૪૩ થી )

**[ ગાયકવાડ સરકાર પાસેથી વર્ષના રૂ. ૧૦૦૦ લઇ ધુંનવાળી ખુંટી ઉપરનો સઘળો દાવો ઉઠાવી લેવાને કુંવરીઆ વસાવાએ જે. પી. વીલોબી સાહેબને લખી આપેલું લખત. ચઈતર વદ ૫ સંવત ૧૮૮૧ તા૦ ૮ મી એપ્રીલ સન ૧૮૨૫ ]**

નામદાર કમ્પનીના તાબાનાં, ગાયકવાડ સરકારના તથા રાજપીપલાની ગાદીના તથા હરકોઈ તાલુકામાં મારે ફીસાદ અથવા લુંટફાટ કરવી નહીં; પણ હું સારી વર્તણુંકથી ચાલીશ. આ બાબત મારી સારી ચાલનું જામીનખત મેં સરકારને આપ્યું હતું. એ હજુ કાયમ છે. ગાયકવાડ સરકાર તરફથી હાલ સોનગઢમાં ધુવાળીનો ખુટો એકઠો ઉઘરાવાય છે અને તેમાં અડધી ભાગીદારી મારી છે. આ તકરારનું નકી કરવાનું કામ મેં સરકારને સોંપ્યું હતું, એ ઉપરથી સરકાર જે ઠરાવ કરે તે મારે કબુલ છે તે ઉપરથી સરકારે મોટી મહેરબાની કરી એ ખુંટીના અડધાના ભાગના બદલાના રૂ. ૧૦૦૦ વર્ષના ગાયકવાડ સરકાર પાસેથી લેવાને ઠરાવ્યું છે. એ ઠરાવ મ્હારી રાજીખુશીથી મ્હારે કબુલ છે. આજ પછી નામદાર કંપનીના, ગાયકવાડ સરકારના, રાજ-પીપલાના અને બીજા કોઈ પ્રગણાના મુલકમાં ચોરી કે ફસાદ મ્હારે કરવી નહીં પણ નીરાંતથી રહેવું અને સરકારના હુકમ પ્રમાણે નોકરી બજાવવી. આ કબુલાતમાં કંઈ ફેરફાર પડે તો હું સરકારનો ગુન્હેગાર થાઉં અને તે ગુન્હા માટે સરકાર જે મ્હારૂં વતન અથવા ગરાસ જપ્ત કરે તો હું તે ઉપરથી હાથ ઉઠાવું આ સરત સરકારની મરજી રાખવા મેં કરી છે, અને એ કબુલાત પ્રમાણે ચાલવા માટે, અને સારી વર્તણુંકનો ઉદ્યમ લેવા માટે આગલી સારી ચાલના જે જામીનો આપેલા છે તે કાયમ છે; તે મારે વાસ્તે જવાબ આપશે અથવા મ્હારી પાસે જવાબ અપાવશે.

( સહી ) વસવા કુવરીઆ ઉમેદ.

સાક્ષી.

( સહી ) અબદુલાખાન બલોચી જમાદાર

---

**ગાયકવાડ સરકાર તરફથી જે. પી. વીલોબી સાહેબે તીલકવાડાના મેવાસી બાજી દામી અને વજીઆ દામી પાસેથી લખાવી લીધેલું ફેલજામીન ખત ફાગણ સુદ ૧૪ સંવત ૧૮૮૧ તા. ૧૮ મી માર્ચ સન ૧૮૨૫.**

સરકારની જાણમાં અમારી ગેરવર્તણુંક આવવાથી અમારા ઉપર લસ્કર મોકલ્યું હતું તેણે અમને સજા કરી છે. હવે સરકારની મહેરબાનીથી અમારાં ગામ ફરી વસાવી સરકારના હુકમ પ્રમાણે રૈયત માફક અમારે ચાલવાનો હુકમ થયો છે; તે હુકમ કબુલ કરી અમે અમારી રાજીખુશી અને અકલ હુશિ-આરીથી નીચે લખેલી કલમો લખી આપીએ છીએ.

કલમ ૧.

સરકારના મુલકમાં અમે રૈયત માફક વસીશું અને અમારૂં કામ બરાબર રીતે ચલાવીશું અમે ચોરી કરીશું નહિ, અથવા ગાયકવાડ સરકારના મુલકમાં, નામદાર કંપનીના રાજ્યમાં, રાજપીપલા, છોટા ઉદેપુર, ગર, તથા બીજા કોઈ તાલુકદારના મુલકમાં રહેનાર

કોઈ જોડે કંઈ ટંટો કરશું નહિ. હાલ જે સરકારનાં થાણાં છે અને હવે પછી જે થશે તેના હુકમ પ્રમાણે અમે ચાલશું.

કલમ ૨.

તીલકવાડાના ગામની સરકારની જમાબંધી જે નીકળશે તે આપીશું, અને સલામી તથા બાપતી વર્ષો વર્ષના સિરસ્તા પ્રમાણે આપ્યા ઉપરાંત મુલકના રિવાજ પ્રમાણે ઉપર વર્ષો જમીન ઉપર જે દર બેસાડશે તે આપ્યા કરીશું.

કલમ ૩.

હવે મી. વીલોબીને ગાયકવાડના રાજ્યમાં તથા રાજપીપલા પ્રગણામાં રહેનારા લોકો ઉપર અમારો વાજબી હક, જમીન, અને માગતું હોય તેનો લખેલો કાગળ આપેલો છે. તપાસ કરતાં એમાંથી જેટલું સરકારની નજરમાં વાજબી આવે તેટલું અમને અથવા અમારા વારસોને પેઢી દર પેઢી કબુલ છે. આ ઠરાવ પ્રમાણે અમે ચાલીએ અને સરકાર અપાવે તેટલું અમો લેઈએ.

કલમ ૪.

કેટલા એક ગામોમાં અમે પૈસા ધીરી તે પેટે ગીરાસ લખાવી લીધેલો છે. અમે કબુલ કરીએ છીએ કે તે ગીરાસ ઉપર અમારો હક નથી અને અમારાં ધીરેલાં નાણાં તજવીજ કરી વાજબી નીકળે તેટલાં અપાવાને સરકાર જે ગોઠવણ કરશે તે અમારે કબુલ છે. એ બાબત આજથી સદરહુ ગામોના લોકો ઉપર અમારે કંઈ ટંટો કરવો નહી. લેણુ દેણુ બાબત ફરી તકરાર પડે તો સરકારને અરજી કરી સરકાર જે હુકમ કરે તે પ્રમાણે ચાલવું. લોકો જોડે અમે બારોબાર તકરાર કરશું નહી અને સરકાર અપાવશે તેથી વધારે લઈશું નહી અથવા ગામ ઉપર કંઈ ખરચ પણ પડવા દઈશું નહી.

કલમ ૫.

સરકારના તાલુકદારના ગામોમાં અમે ગેરવાજબી રીતે લીધેલી જમીન અને ગામો જ્યારે સરકાર હુકમ કરશે ત્યારે આપી દેઈશું. સરકારની રજા શિવાય હવે પછી કોઈ પણ પાસેથી ગીરાસ, પસાયતું, અથવા જમીન ગીરો રાખીશું નહી વેચાણ લઈશું નહી, અથવા બક્ષીસમાં લઈશું નહી.

કલમ ૬

ગાયકવાડ અને નામદાર કમ્પનીના મુલકમાં સુલેહના ભંગ કરનાર લોકો, અને ફિતુરીઓ જોડે હમે વ્યવહાર રાખીયે નહી, તેમને ઊતારો ન આપીએ તથા અમારા ગામમાં કોઇને આવવા પણ દઈએ નહીં તેઓને ખાવાનું આપીએ નહી અથવા આપવા દઇએ નહી. અમારાથી બનશે તો તેઓને પકડીને સરકારના હાથમાં આપી દઇએ. એવા પ્રકારનાં માણસો જોડે અમારો સંબધ છે એવું માલમ પડે તો સરકારનો જેટલો દાવો હોય તેની જવાબદારી અમો આપીએ અને તે વાતના ગુન્હેગાર અમો થઈએ. કોઈ ચોરની પગલી હમારા ગામમાં નીકળે તો અમે આગલે ગામ પહોંચાડી આપીએ અને ત્યાં તે સાબીત કરીએ નહીં તો ચોરેલો માલ, તથા ચોરને હાજર કરી આપીએ.

કલમ ૭.

ઉપર લખેલી કલમો પ્રમાણે અમો બરોબર ચાલીશું એવી સરકારની ખાતરી કરી આપવા માટે બાજી દયગર આજ તારીખથી પાંચ વર્ષ સુધી વડોદરામાં પોતાને ખરચે રહેવાનું કબુલ કરે છે અને તે દર પાંચ વર્ષના દરમીઆનમાં સરકારની ખાત્રી થાય કે તે ઉપર લખેલી કબુલાત પ્રમાણે અમો ચાલ્યા છીએ, અને તેમાં કાંઈ વાંધો કહાડયો નથી તો તે પછી સરકાર જે પ્રમાણે હુકમ કરે તે પ્રમાણે અમારા ઓળવાળાને છોડાવવાનો હુકમ કરે તે માથે ચ્હડાવીએ. આ લખતમાં ઠરાવ્યા મુજબ તે ઓળમાં રહેશે.

આ પ્રમાણે કબુલાતની સાત કલમો લખાઈ છે તેમાં જે કંઈ આજ પછી વાંધો નીકળે તો સરકાર જે શિક્ષા ઠરાવે તે અમારે કબુલ છે. એ કબુલાત માટે અમારૂં વતન તથા ગીરાસ જમીનમાં છે. વડોદરા પ્રગણાના તંબુલજા ગામના રહેનાર રાવજીબાવા

ગેમલસીંગ બારોટ અમારી સારી ચાલના તથા અમને હાજર કરવાના ઉપર લખ્યા પ્રમાણે હંમેશના જામીન છે; તથા આમોદ કસબાના રાણા અભેસીંગ અને વજીરીઆના રાઠોડ, સાહેબખાંન તે બાબતના આડ જામીન છે. ઉપર લખ્યા પ્રમાણે તે લોકો ચાલશે તથા તેઓ અમને પણ ચલાવશે. અમારા ઉપરના દાવાના જવાબદાર તે છે માટે તે અમારી પાસે જવાબ દેવડાવશે.

(સહી) બાજી દાયમર
દા આમોદના ઠાકોરના મ્હેતા.
વિજુ ———— એજન
,, એજન રાવજી બારોટ.
રાણા અભેસીંગ દા. કારભારી મ્હેતા હરીરામ દયારામ
તથા; રાણા કેસરીસીંગ સુજાનશીંગ
સાહેબખાન વજીરીઆના ઠાકોર,

---

**ગાકાંઠાના રહેવાસીઓ જોડે બંદોબસ્ત થયો તે બાબતની ગાયકવાડ સરકાર તરફની યાદી**

૧. પ્રગણાના રહેવાસી જમીનદારોની ટીપ નીચે પ્રમાણે -

૧. શીનોર પ્રગણામાં શીનોર તથા માંડવાના ત્રણ ગામ માંડવા, નંદુરીઆ, અને અડધું આણોદ.

૨. પ્રગણે સંખેડા, નસવાડીના ૧૨ ગામ અને ૪ તાબાના ગામો તથા આગર તેમા આગર તથા સીસાના.

૩. તિલકવાડાના પ્રગણાનાં નવ ગામો કુમાવી-સદારની યાદીમાં બતાવ્યા પ્રમાણે વજીરીઆ, ઓછાદ, સુરેસર, પલસાણી, પારા, બીલોરીઆ, નળીયા, બીલોદરા અને સીરાદ.

૪. પ્રગણા સાવલી આ પ્રગણાના કુમાવીસદારે મહેવાસી ગામનો રિપોર્ટ મોકલેલો નથી, પણ તેનો રિપોર્ટ આવશે ત્યારે જમીનદાર અને મેહેવાસી ગામોને એ બંદોબસ્તમાં દાખલ કરવામાં આવશે; અને તેઓને પણ નીચેની પાંચ કલમો લાગુ રહેશે.

૫. દશ ગરાસીઆનાં ગામો જે દશ ગામ કહેવાય છે તે મહેવાસી જમીનદારોના તાબાના ઉપર જણા-વેલા છ ગામો અથવા હાલ જે રહી ગએલાં એવાં બીજાં તપાસતાં માલમ પડી આવશે તો તેવાં એટલે કે, જે સઘળાં ગામોએ લાંબો વખત થયાં જમીનદાર મારફત અમુક ઠરાવેલે આંકડે જમાબંદી આપ્યા કરી છે તેઓને માટે તેઓના હક્કનો અને તેઓના રાજ્યનો સારો બંદોબસ્ત રાખવા માટે નીચે લખેલી કલમો કબુલ થઇ છે.

**કલમ ૧.**

જે કસબામાં તલપદ તથા વાંટા જમીન જાણવામાં આવશે અને ઘણી લાંબી મુદત થઇ જમીનદાર હસ્તે નક્કી ઠરાવેલો આંકડો આપવામાં આવ્યો હશે તો એમ સમજવું કે તલપદ જમીન ત્યાં હોવાના સબબથી કસબો સરકારનો છે.

**કલમ ૨**

કોઈ ગામમાં જમીનદારોએ ઘણા કાળ થયાં જમીનમાં તલપદની જમીન ભેળી નાખી હશે તથા પાછલા જમાનાથી એક જ આંકડે જમાબંધી અપાઈ હશે એવું માલુમ પડશે તો તેવા કસબા મહેવાસીઓના કબજામા થશે, અને હવે પછી તેઓએ શો દર ભરવો તે હાલની તપાસમાં નક્કી થશે.

**કલમ ૩**

કુમાવીસદારોયે જે ગામો જમીનદારોને ઇજારે આપેલાં હોય અને તે કઈ પણ વાજબી હક શિવાય તેઓ રાખી બેઠા છે તથા તેની જમાબંધી કુમાવીસદારના ઠરાવેલા આંકડા પ્રમાણે ભરાતી હશે તો તે કસબાઓ ગરાસીઆના નહી થાય પણ સરકારના થશે.

**કલમ ૪**

જે કોઇ કસબો ઘણીજ લાંબી મુદત થયા જમીનદારના કબજામાં છે, અને એવો કસબો તેના પૂર્વજેનો અથવા બીજા ગરાસીઆઓનો હતો ત્યારે તો એવી ઘણી મુદતના કબજાના સબબથી તેને તે મંજુર કરી આપવામાં આવશે; અને હવે પછી તેઓ શું જમા વસુલ આપે તે આ તપાસમાં નક્કી થશે.

ઠરાવ ૫

કોઈ કસબામાં જમીનદારની વાંટાની જમીન હોય અને ત્રીસ ચાળીસ વરસ થયાં ઈનામમાં મળેલી તલમટની જમીન હોય તો એવી સનંદો રજુ કરવાથી તે કસબો રહેવાસીઓના કબજામાં રહેવા દેવામાં આવશે. અને હવે પછી આપવાનો આંકડો હાલની તપાસમાં મુકરર થશે.

આ પ્રમાણે મ્હેવાસી જમીનદારોની જમાબંધીનો આંકડો પડશે. પણ અડધું ચાણોદ જે સરકારે કુમાવીસદારના હાથમાં આપેલું છે તે હાલ પ્રમાણે રહેશે. મ્હેવાસી ગામોની જમાનો આંકડો પડતાં ખરાજાત બાબત વગેરે મળીને દશ વર્ષની સરાસરી ગણી હંમેશાં આપવાની ખંડણી ઠરાવવામાં આવશે. પણ એ દશ વર્ષમાં જે દુકાળ પડયો હોય અથવા ફીસાદ ચાલ્યો હોય તે ગણાશે નહીં, કેમકે એ ગણીએ તો હવેના દુઃખના વર્ષમાં ઓછું કરવાની કબુલાત અપાય નહી. આ પ્રમાણે સરકાર સાથે લખાણ કરી કારભારીએ આંકડો ઠરાવવો.

જ્યારે કોઈ જમીનદાર ઘણીજ ગરીબાઈમાં આવી પડે ત્યારે સરકારને લખી જણાવી તેની જોડે પાંચ વર્ષનીજ શરત કરવી, તેમાં તેની શક્તિ પ્રમાણે થોડી થોડી રકમ લેવી અને પાંચમા વર્ષથી વાજબી ખંડણી તેઓ ભરે. કદાચ કોઈ જમીનદાર એવો થઈ ગયો હોય કે, તેનો કારભાર ઉપલા ઠરાવ પ્રમાણે એક રીતે જણવામાં આવે નહી, ત્યારે કારભારીએ સરકારને લખી જણાવી સારામાં સારો વખત જોઈ ઉત્તમ ગોઠવણ કરવી, ને હવે પછીને માટે નક્કી આંકડો ઠરાવવો.

બંદોબસ્ત કરવા પ્રમાણે જુદા જુદા પ્રગણાના મ્હેવાસી જમીનદારોએ પોત પોતાના ખાતાંના કુમાવીસદારોને કાંઈ બાદ કર્યા સિવાય જમાબંધી ભરી આપવાના વર્ષો વર્ષ જામીન આપવા. પ્રથમ આબરૂદાર જમીનદારોનાં ઠાકોરી ગામો વજીરી, સીનોર, માંડવા અગર, નસવાડી, પલસોની અને દશ ગામ તથા બીજી કોઈ પણ જગ્યા આબરૂદાર ઠાકોરના તાબાની હોય તે બધી હાલના બંદોબસ્ત પ્રમાણે જેટલી જમાબંધી આપવાની ઠરે તે રેસીડેન્ટની મારફતે વર્ષો વર્ષ કુમાવીસદારને પહોંચાડવી.

બીજું નાના મ્હેવાસી ગામડાંઓએ પોતાની જગા હાલના ઠરાવમાં ઠરેલી કુમાવીસદારને આપવી, અને કોઈ આપતાં વાર લગાડશે તો કુમાવીસદારે એજન્ટને જાહેર કરવું અને તેની જોડે લખાણ કરી વસુલ કરી લેવું.

૨. મ્હેવાસીઓ જોડે કરારની શરતો થવાની તે નીચે પ્રમાણે.

ક, ગીરાસ, વાંટા, દાપું, રખાવા વિગેરેના નામનો જમીનદારોનો પોતાના ગામમાં જે કંઈ હક હશે તે હાલ શિરસ્તા પ્રમાણે સરકાર તરફથી મળ્યાં જશે; તેમાં કંઈ વધારે થશે નહિ, અને કંઈ જુના અથવા નજીવા દાવા કહાડશે અને તે ગયા વરસોમાં મળેલા છે, એવો દાખલો નીકળશે તો તે બાબતની તજવીજ ચલાવવામાં આવશે. અને એજન્ટસાહેબ તેની પુરી તપાસ કરી નીકાલ કહાડશે, અને દશ વર્ષ ઉપરાંતનો દાવો કહાડશે તો સરકારને જવાબ આપવાની જરૂર નથી. અને જે જે ગામમાંથી જમીનદારને રખાવો મળે છે, તે તે ગામમાં તેણે બંદોબસ્ત રાખવાનો છે. અને કોઈ ગામમાં નુકશાની થાય તો દેશી રીવાજ પ્રમાણે નુકશાન તેને ભરી આપવું પડશે.

ઘ. મ્હેવાસી ગરાસીઆઓથી પ્રગણાના ગામોનો, રખવાળા બાબત થયેલો બંદોબસ્ત.

અ. ચોર અને લુંટારૂઓને કોઈ મ્હેવાસીએ આશરો આપવો નહી, અને કોઈ જમીનદારના ગામના ચોરો, પ્રગણામાં લુંટફાટ યા હુલડ કરે અને તેથી નુકશાન થયું તો જે જમીનદારે આશરો આપેલો હશે તેની પાસેથી દેશ રીવાજ પ્રમાણે થયેલું નુકશાન ભરી લેવામાં આવશે. પણ ચોર લોકો તેની જમીનની હદપાર નીકળી ગયા છે તેવું તેનાથી પુરવાર થાય નહી તો નુકશાની ભરી આપવી પડશે.

ખ. હાલ ગીરાસને નામે જેટલા રૂપીઆ જે પ્રમાણે જારી રાખવામાં આવશે તે બાબત રૈયત લોક ઉપર કાંઈ પણ જોર જુલમ થવો જોઈએ નહી. અને રૈયતને કંઈ નુકશાન થયું તો તેનો બદલો સખ્તાઈથી લેવામાં આવશે.

ક. જમીનદારોના ગામમાં કોઇ ગરાસીઆનો વાસ થઈ ચૂક્યો હોય છે તો તેઓની મરજીમાં આવે તો ગીરાસ રાણવટીઆ વેચાણ, પસાયતા વિગેરે જે હકો તેઓને મળ્યા જાય છે તે લેવા, પણ તે બહાને તે ગામો ઉપર ખોટાં ખોટાં લેણાં કાઢી ત્રાસ અને ખેદીલી ઉત્પન્ન કરવા દેવામાં આવશે નહિ, અને તેઓ તરફથી કોઈ ગામને નુકશાન થાય તો જે જમીનદાર તેઓને પોતાને ત્યાં રાખે છે તેણે તે ભરી આપવું અને ગુન્હેગારને સ્વાધિન કરવા પડશે.

ડ. મ્હેવાસી ગરાસીઆઓને માંહે માહે એક બીજા સાથે ખાનગી લડાઈ કરવાનો આજ સુધી જે રીવટ છે, પરન્તુ તે હવે બધ કરવો, અને સલાહવાળાં ગામોને નુકશાની એથી થવા દેવી નહી. લોકોની શાંતીમાં કાંઈ ભંગ થયો તો તે વગર સજાએ નાંડી વળાશે નહી.

ઇ. જમીનદારોના ગામોના હુલ્લડખોર લોકો સારા ગામમાં જઇ લુંટફાટ કરે અને તેમાંથી કઇ ટંટો થાય તથા તેમાં ગુન્હેગારોમાંથી કોઈ પડે તો પોતાના બચાવને માટે કોશીષ કરતાં જે કંઈ થાય તેના જવાબદાર ગામવાળા થાય નહી અને તેઓ પાસેથી નુકશાની મગાશે નહિ.

ફ. જમીનદારો પોતપોતાના ગામમાં મરજી આવે તેને રજપુત, કોળી અથવા બીજાઓમાંથી રાખે અથવા રજા આપે, અથવા તેઓને પસાયતાની જમીન કાઢી આપે અથવા પગાર આપે, અથવા ગામ વસાવવાને બીજા લોકો બોલાવે પણ તેઓ હુલ્લડખોર લોકોને રજા આપી તેઓના દેશના છુટ થયાથી રૈયતને નુકશાન થતું હોય એમ હોય તો એવા લોકોને રજા આપતાં પહેલાં સારી ચાલના એવડા જામીન લેવાશે અને આ પ્રમાણે કરવામાં આવ્યા પછી તેઓ ચોરી વિગેરે નુકશાન કરે તો જે જમીનદારની કસુરથી આમ થયું હોય તે બાબતનો જવાબ તેણે દેવો પડશે.

૩. પ્રગણાના ગામોના સીમાડા હાલ છે તેજ રહેશે અને જમીનદારના અને સરકારના ગામો બાબત કોઈ વખતે અથવા કોઈ જગાએ સીમની તકરાર પડે તો બંને બાજુની ફરિયાદની એજન્ટ સાહેબને જાણ કરવી. અને તે ખુબ વિચાર કરી નક્કી ઠરાવી આપશે. પણ જો તેઓ માંહે માંહે પંચાયત કરી સમજે તો એવી બાબતમાં તેણે હાથ ઘાલવાની જરૂર નથી સરકારી કામો ઉપર જુલમ કે નુકશાન થવા દેવાં નહી. અને કોઈ કામમાં સરકારી ગામની જમીન જમીનદારે દબાવી છે તો પાંચ દશ વરસમાંની વાત સાંભળવી નહી. અને ફરિયાદ તથા દાવા હોય તે એજન્ટ સાહેબે ચુકવવા.

૪. સરકારી પ્રગણામાં હાલ જે વાંટા મળે તે જમીનદારને નામે ચાલ્યાં કરશે ને તેઓના ઉપર તલપટ વિગેરેના સામા દાવા પેટે કાંઈ પણ અડચણ કરવામાં આવશે નહિ પણ જે ગામો જેટલો વાંટો આપ્યા જાય છે તેટલો રીવાજ, દસ્તુર પ્રમાણે તેમણે આપ્યા જવો. ખેડાણમાંની જમીન બાબત અને સરકારી જમીનમાં ધારો ચાલતા વહીવટ પ્રમાણે આપવામાં આવશે અને બધી વાંટાની જમીનમાં ખેડુતો જે આપતા આવ્યા છે તે આપશે અને તેમાં વધારો કરવામાં આવશે નહિ, અને ગરાસીઆઓએ સરકારી ગામના મ્હેવાસીઓ પાસે તથા જમીનદારો પાસે તથા શાહુકારો વિગેરે પાસેથી કરજ કાઢેલું હશે તે બાબતમાં તથા તે પતાવવામાં અથવા મોટા ગુન્હાના દંડ બદલ તેઓ વાંટો અથવા વાંટાની ઉપજ કોઈને ત્યાં મુકશે તો તે મંજુર રાખવામાં આવશે અને કાંઈ વાંધો લેવામાં આવશે નહિ. આગલા વહીવટના દાખલાઓથી કાયદા પ્રમાણે ગણવા, અને સરકારી કુમાવીસદાર અથવા ગામડાના લોકોએ પેસ્તર દશ વર્ષમાં જમીનદારોની જમીન દબાવી હોય તો તેનો નક્કી બતાવવા ઉપરથી એજન્ટ સાહેબ સરકારમાં

લખીને તે આપાવશે. અને ઉપર લખ્યા પ્રમાણે કોઈ જમીનદાર ગીરાશ અથવા વાંટા સરકારની રૈયતને લખી આપે અને હાલના હકદારોને અડચણ કરે તો તેની તપાસ એજન્ટ સાહેબ કરી નીકાલ કરે.

૫. જમીનદારે પોતાના ગામોમાં રૈયત ઉપર પોતાનો અમલ ચલાવવો પણ તેઓ તરફથી આબરૂદાર લોકોને, સાહુકારોને, તથા બ્રાહ્મણોને જુલમ અથવા ગેરઈન્સાફ થાય તો વહિવટ પ્રમાણે તપાસ થઈ બંદોબસ્ત કરવામાં આવશે.

૬. જ્યારે નર્મદા ન્હાવાને સરકારની સ્વારી જાય ત્યારે શિરસ્તા પ્રમાણે નજરાણું તથા તૈયારી જમીનદારોએ કરી મુકવી પણ કોઇની હાલત નબળી હોય તો સરકાર તે ઉપર વિચાર કરી થોડું માગશે.

૭. વેચાણ, પસાયતાં વગેરે નામે સરકારની મંજુરીયત વિના જમીનદારે હવે પછી જમીન રાખવી નહિ. મેવાશી ગરાસીઆઓ તોફાની લોક છે અને તેઓની સંખ્યામાં ઘટાડો કરવો જરૂરનો છે આ વાત સરકારના તરફથી ગામોમાં જાહેર કરવી.

૮. બ્રાહ્મણ, ભાટ વગેરે બીજા ધર્મના ભિખારીઓ બાબતનાં પસાયતા તથા ધર્માદા જમીનદારની મરજીમાં આવે તો ચાલુ રાખે અથવા બંધ કરે. એ બાબતમાં પોતાના ગામમાં તેઓ મરજી મુજબ કરવાને સ્વતંત્ર છે, પરન્તુ ધર્માદા ખાતે અસલનો કબજો ચાલેલો હોય તે તેઓથી લઈ લેવાશે નહિ.

૯. ચાંણોદના ઘણા બ્રાહ્મણો અને બીજા વેપારીઓ ડુંગરોમાં લાકડાં કાપવાને માણસો મોકલે છે. અને તે લાકડાં કાપીને ત્રાપા બાંધી નર્મદામાંથી આણે છે; તે લાકડાં ઉપર મેવાસીઓએ દસ્તુર કરતાં વધારે દાણ લેવું નહિ; કેમકે વધારે દાણ લેવાય તો, લક્કડ આવે નહિ. અને તેથી આ સરકારને નુકસાન થાય તે માટે મેવાશી જમીનદારોએ આ વિષે સાવચેત રહેવું.

૧૦. ખરાજાત સુદ્ધાં દરેક જાતની મુલકગીરી, રેવાકાંઠામાં એકેક વર્ષને આંતરે બાબતીની લેવામાં આવે છે. તેની જમાબંધીનો એક આંકડો હંમેશનો લોકોએ આજ સુધી આપેલો છે, તે ઉપર ઠરાવવામાં આવશે. આ વિશે લખેલા દાખલા છુટા આપવામાં આવશે.

૧૧. કોઈ મેવાસી જમીનદારને સંતતી ન હોવાથી દત્તક લેવાની મરજી હોય તો શાસ્ત્ર પ્રમાણે તે લે અને દસ્તુર પ્રમાણે સરકારમાં નજરાણું આપે અને કોઈ જમીનદાર મરી ગયે તેની નજીકનો અથવા દૂરનો સગો વારસ થાય તો ચાલતા રીવાજ પ્રમાણે તે વાત સરકારમાં જાહેર કરવી.

૧૨. સાવલી પ્રગણું મીર અમીનુદ્દીન હુસનખાનને રીસાલાની જાગીરમાં આપેલું છે તથા તિલકવાડા પ્રગણું રામરાવ આનાજીને પાયગા પેટે જાગીરમાં આપ્યું છે. તે બન્ને પ્રગણાં વિશેષ કારણસર સરકારે દુમાલમાં આપ્યાં છે. આ બંદોબસ્ત થવાથી જાગીરદારોની મરજી અદલ બદલ કરવાની હશે તો તે સાંભળવામાં આવશે નહીં. આબરૂદાર જમીનદારોએ પોતાની ખડણી રેસીડેન્ટ માર્ફત જમીનદારોને આપવી અને હલકા મેવાસીઓએ ઠરાવ માફક એજંટને હવે પછી આપવી.

(અપૂર્ણ)

# દેશી રાજ્યોના બંધારણનો સવાલ.

( મળેલું )

અત્યારે દેશી રાજ્યોમાં બંધારણીય સુધારા આપવાની સર્વત્ર પ્રવૃત્તિ ચાલી રહી છે. ઇન્દોર, પતીયાલા વગેરે રાજ્યોએ બંધારણીય સુધારા દાખલ કરવાને માટે સમિતિઓ નીમી છે. કાઠીઆવાડમાં રાજકોટ રાજ્યમાં તો એવી સમિતિને હિંદી સરકાર તરફથી ના. વાઇસરોયની સંમતિ મળી ગયા જેવું થયું છે, એટલુંજ નહીં પણ એમ માનવામાં આવે છે કે મહાત્મા ગાંધીજીએ એનો મુસદ્દો પણ ( જેમ ઔંધનો એમણે ઘડયો હતો તેમ ) તૈયાર કર્યો છે. અત્યારના યુગબળના પરિણામે રાજ્યોનો વહીવટ અત્યાર સુધી જેમ ચાલ્યો આવ્યો છે તેમ ચાલવાનો અશક્ય છે. સિવાય કે રાજકર્ત્તાઓ અને એમનો અધિકારી વર્ગ આદર્શકારક ત્યાગવૃત્તિ દેખાડનારું પોતાનું વર્તન રાખે. તેઓ પોતાની જરૂરીઆતો ઓછી કરી નાંખે, દોડદમામ અને જાહોજલાલી ઓછી કરે, સત્તાના તોર કરતા સેવાનો તોર રાખે અને પોતે લોકોના સેવક છે એવા ખરા ભાનથી વર્તે. સર્વત્ર આવી માન્યતા પ્રસરવી એ મનુષ્ય-સ્વભાવથી વિરૂદ્ધ છે અને એટલા માટે અમને લાગે છે, કે દેશી રાજ્યોના બંધારણની એવી વ્યવસ્થા થવી જોઈએ કે જેથી નરેશતંત્રની અવિચ્છિન્નતા સચવાય અને લોકોને પણ રાજ્યતંત્રમાં પોતાની જવાબદારી છે એવું ભાન રહે, તેમ એ બંધારણીય વ્યવસ્થા એવી પણ જોઈએ કે લોકો જો શક્તિશાળી હોય તો ક્રમે ક્રમે તેઓ પોતાના ઉપર વિશેષ જવાબદારી લેતા જાય, અને જો તેઓમાં મતભેદ, સ્વાર્થીવૃત્તિ અને પરસ્પરનાં રાગદ્વેષ હોય તો અત્યાર સુધી ચાલ્યા આવેલા નરેશતંત્રમાં છિન્ન-ભિન્નતા દાખલ ન થઈ જાય.

દેશી રાજ્યની પ્રજામાં "જવાબદાર રાજ્યતંત્ર" એ શબ્દ પ્રચાર પામ્યો છે. થોડા દિવસો પહેલાં અમદાવાદની મ્યુનિસિપાલિટીમાં કૌંસીલર મિ. જાડાવાલાએ પોતાના ભાષણમાં મ્યુનિસિપાલિટીએ રચનાત્મક કાર્ય પરત્વે લક્ષ આપવાનો ઉલ્લેખ કર્યો ત્યારે બીજા સભ્ય ગૃહસ્થે રચનાત્મક કાર્ય શબ્દનો તેમને અર્થ પૂછયો ત્યારે મિ. જાડાવાળાએ કહ્યું કે "રચનાત્મક કાર્ય એટલે રચનાત્મક કાર્ય" આ પ્રમાણે "જવાબદાર રાજ્યતંત્ર" શબ્દનો અર્થ થતો એમ લાગે છે. આમ જનતામાં મોટો ભાગ ખેડુતોનો છે. તેઓ પણ "જવાબદાર રાજ્યતંત્ર" મળવું જોઇએ એમ કહે છે પરંતુ ભાગ્યેજ કોઈ એનો થોડો ઘણો શબ્દાર્થ સમજે છે. અને ખેડુતો તો નહીંજ.

અમને લાગે છે કે શબ્દોના અર્થ તરફ લક્ષ ન આપતાં દેશી રાજ્યોની પ્રજા અને તેના નરેશોનું તેમજ એમના ભાયાત વગેરેનું હિત સચવાય એ રીતે બંધારણનો મુસદ્દો જ્યાં જરૂરીઆત હોય ત્યાં તત્કાલ તો ઘડાવો જોઈએ. મોટાં રાજ્યો આવાં બંધારણ ઘડે તો તે યોગ્ય છે. નાનાં રાજ્યો માટે આવા પ્રકારનું બંધારણ ખરચાળ અને તેઓ ન પહોંચી શકે એવું છે. તેઓનું ક્ષેત્રફળ, વસ્તી અને આવક ઓછાં હોય છે એટલે ત્યાંના અધિકારી વર્ગને કે નરેશને પ્રજાનો સંપર્ક સહજ પ્રાપ્ત છે. અને તેથી તેઓ પ્રજાની ફરીઆદો ઉપર સત્વર ધ્યાન આપી તેનું તત્કાલ નિવારણ કરી શકે છે. એટલે તેઓએ તો બંધારણીય પ્રશ્નમાં પડયા કરતાં સારી રીતે રાજ્ય ચલાવવાની દૃષ્ટિથી આ પ્રશ્ન વ્યક્તિગત રીતે વિચારવો એ યોગ્ય છે. અને અત્યાર સુધીમાં જે નાનાં રાજ્યોએ આમ વ્યક્તિત્વના ધોરણે કામ નથી કર્યું તે રાજ્યોના વહીવટમાં રાજકોટની માફક એક નહીં તો બીજી રીતે મુશ્કેલી ઉભી થઈ છે એવી અમારી માન્યતા છે. છતાં પણ કોઈ રાજ્યને આ

સંબંધી વિચારણા કરવાની આવશ્યકતા લાગે તો તેણે પોતાનાં કારોબારી તેમજ ધારાધોરણને લગતાં વહીવટી કામોની ગોઠવણ એવી રીતે કરવી જોઈએ કે જેથી એક બાજુ નરેશ અને અધિકારી વર્ગ અને બીજી બાજુ લોકમંડળના સભ્યો સામસામા વારંવાર સંઘર્ષણમાં ન આવ્યા કરે. જો હિંદુસ્તાનમાં ફેડરલ સરકાર સ્થાપન થાય તો તેમાં દેશી રાજ્યોએ ભળવું પડશે એટલે અત્યારથીજ દેશી રાજ્યોનાં બંધારણ એવાં ઘડાય એ ઇષ્ટ છે કે ફેડરલ સરકાર સાથેના સંબંધોને તે બંધારણ અનુસરતાં હોય અને ના. વાઈસરોયે જયપુર, જોધપુર વગેરે સ્થળોએ પોતાના ભાષણોમાં કહ્યું છે તેમ લોકો પોતાની ફરીઆદો યોગ્ય રીતે રજુ કરી શકે એવું સાધન એમને સહજ પ્રાપ્ત થાય.

દેશી રાજ્યોમાં ક્રમશઃ સુધારાઓ સફળ થશે, એમ લાગે છે. એટલે જ્યાં સુધી રાજ્યના કારોબારી અધિકારીઓ અને પ્રજાનું પ્રતિનિધિત્વ ધરાવતી સંસ્થાને એક બીજા ઉપર વિશ્વાસ ન બંધાય ત્યાં સુધી રાજકર્તાએ, એ બેની વચ્ચે મધ્યસ્થ તરીકે રહેવું જોઈએ. એટલુંજ નહિ પણ રાજકર્ત્તાનો "વીટો" છેવટનો જ હોવો જોઈએ અમેરિકાના બંધારણમાં 'વિટો' ને ૨/૩ બહુમતિથી ઉડાડી દેવાની ગોઠવણ છે એવી કોઈ પ્રકારની ગોઠવણ દેશી રાજ્યોના બંધારણમાં "વીટો"ની સામે હોય એ જેમ ઇષ્ટ નથી તેમ શક્ય પણ નથી. રાજ્યમાં જે ધારામંડળો સ્થાપવામાં આવે એ મંડળોને જો કે ધારાઓ ઘડવાની સત્તા આપવામાં આવે પરંતુ (૧) ઓર્ડીનન્સો કાઢવાની સત્તા, (૨) કરો અને નાણાં સંબંધી પ્રશ્ન (૩) રાજ્યનીતિનું ધોરણ અને ચાલુ વહીવટમાં અંકુશ રાખવાની સત્તા નરેશના હસ્તક રહેવી જોઈએ. જે ધારામંડળો રચવામાં આવે તેમાં જો ચુંટણીનું તત્ત્વ એકદમ વિસ્તૃત પ્રમાણમાં દાખલ કરી દેવામાં આવે તો શરૂઆતમાં જ પક્ષો પડશે અને પક્ષ નીતિથી કારભાર ચલાવવાની દેશી રાજ્યોમાં ફરજ પડશે; જે નીતિ હંમેશાં લોકોપકારક નથી. ઉપર પ્રમાણે કરવાથી ધારામંડળોનાં કામકાજમાં બની શકયા પ્રમાણે વિશેષ નૈતિક અસર રહ્યા કરશે. કારણકે એ મંડળનો પ્રત્યેક સભ્ય પક્ષના નિયમે નહીં પણ દરેક પ્રશ્નની યોગ્યતાના ધોરણે તેનો વિચાર કરશે. જ્યાં સુધી લોકોમાં સર્વવ્યાપક કેળવણીનો પ્રચાર ન થાય ત્યાં સુધી પક્ષની રચના પ્રજાને હાનિકારક છે. અને એટલા માટે કારોબારી વહીવટ ઉપર દરેક દેશી રાજ્યમાં સીધી દેખરેખ સ્થાયી અધિકારીવર્ગ મારફત રહે એ જરૂરનું છે.

રાજકર્ત્તાની ઇચ્છા હોય ત્યાં સુધી રહે એવું કાયમી કારોબારી મંડળ હોય એવી બંધારણમાં ગોઠવણ થવી જોઈએ. અને આ બંધારણના બધા સભ્યો પોતાના હોદ્દાની રૂએ ધારાસભામાં સ્થાન ધરાવનારા હોવા જોઈએ. વળી તેઓ સીધા રાજા પ્રત્યે જવાબદાર રહે એ તેમની સુગમતા અર્થે ઇચ્છવાજોગ છે. અને તેથી તેઓ ધારામંડળના સમગ્ર વિચારોને યોગ્ય સ્વરૂપમાં રાજકર્તાની આગળ મૂકી શકે અને તેમાં જે અમલ કરવા યોગ્ય હોય તેનો તત્કાળ અમલ કરી શકે. કેટલાંક રાજ્યોમાં દ્વિશાસન પદ્ધતિ (Dyarchy)નું ધોરણ દાખલ કરવામાં આવ્યું છે. ત્યાં પણ તેઓ ચુંટાયેલા હોય તોપણ પ્રધાન મંડળના સભ્યો શરૂઆતમાં રાજકર્તાને જ જવાબદાર રહે એ ઇચ્છવાજોગ છે. તેમ ધારા મંડળની કોઈ ભલામણનો સ્વીકાર કે અસ્વીકાર કરવાનું તેમને—જો કે તેઓ ધારા મંડળમાંના હોય છતાં પણ–સ્વાતંત્ર્ય રહેવું જોઈએ. શરૂઆતના વહીવટમાં આ પદ્ધતિ ઇષ્ટ છે. અને રાજ્યનીતિના નવા પ્રયોગ માટે ઉપયોગી પણ છે તેમ પ્રજાને તેથી ભવિષ્યમાં લાભ છે.

રાજ્યનાં કારોબારી કામોનું સંચાલન અને તેની વ્યવસ્થા રાજકર્તાએ નિયુક્ત કરેલા કારોબારી મંડળ હસ્તક રહેવી જોઈએ. કારોબારી બાબતો બે વિભાગોમાં વહેંચી નાખવી (૧) જેમાં કેવળ રાજકર્તા, એના મંત્રી મંડળની સલાહને ઉપયોગી લેખે પણ તે સંબંધી સ્વતંત્ર રીતે એ પોતે જ નિર્ણય કરે. આવી બાબતો (ત્ર) સાર્વભૌમસત્તાના અંગના–સાર્વભૌમસત્તા સાથેના અને બહારના સંબંધો, (બ) જો રાજ્ય ફેડરેશનમાં જોડાયું હોય તો જે વિષયોમાં જોડાયું હોય તે વિષયોને લગતા વહીવટની બાબતો (ક) પ્રાંતિક બાબતો

સાથેના રાજ્યના સંબંધો (ઙ) જે ફીડરલ વિષયોમાં રાજ્યો જોડાયાં ન હોય તેના વહીવટની બાબતો, તેમ ફીડરલ વિષયોમાં રીઝરવેશન રાખીને જોડાયાં હોય તેવી બાબતોનો વહીવટ અને (ઇ) બંધારણ પ્રમાણે ધારામંડળની મર્યાદામાં કે એના અંકુશ નીચે ન આવતી હોય એવી બાબતો સંબંધી નિર્ણય કરવાની રાજકર્તાને સ્વયંસત્તા રહેવી જોઈએ. જેમાં રાજકર્તા (અ) ના સંબંધમાં તાજના પ્રતિનિધિને અને (બ)ના સંબંધમાં ફીડરલ સરકારને જવાબદાર રહેશે. સિવાય કોઈ બંધારણમાં રાજકર્તા, ધારામંડળના સીધા સંપર્કમાં આવે એવી ગોઠવણ કરવી હાનિકારક છે. બંધારણના સવાલોથી અને વહીવટથી રાજકર્તા અલગ રહે એજ લાભપ્રદ છે.

ઉપરાંત (ક) (ઙ) અને (ઇ) ને લગતા વિષયોનો વહિવટ રાજકર્તાને જવાબદાર હોય એવા કારોબારી અધિકારીઓ મારફત ચલાવવાની બંધારણમાં ગોઠવણ કરવી જોઈએ. આવી ગોઠવણથી રાજ્યના રાજ્યની બહારના સંબંધો સુરક્ષિત અને મીઠાશભર્યા રહે છે. અને ધારામંડળોમા એ વિષયો વિવાદના વિષયો બનતા નથી જેઓ કારોબારી અધિકારીઓ હોય તેઓને ધારામંડળમાં સ્થાન આપવાની જરૂર છે. એથી એમના અનુભવનો લાભ ધારામંડળના સભ્યોને મળે છે. ધારા મંડળમાં જે નિર્ણયો થાય અને જે કારોબારીઓ ઉપર કાયદેસર બંધનકર્તા હોય તેનો અમલ કરવો જોઈએ પણ જે ભલામણના રૂપમાં હોય એવી બાબતો રાજકર્તા આગળ વિચારણા અર્થે રજુ કરવી. આ ભલામણો જો અયોગ્ય લાગે તો તેનો અસ્વીકાર કરવાને રાજકર્તા વતી કારોબારી અધિકારી સ્વતંત્ર સત્તા ધરાવતા હોવા જોઇએ.

કારોબારી અધિકારીઓ ધારા મંડળોમાં હોવાથી એક બીજો લાભ એ છે કે તેઓ મડળના સભ્યો આગળ રાજ્યનું દૃષ્ટિબિંદુ યથાર્થ રીતે રજુ કરી શકે છે. અને એમને ઉતાવળથી નિર્ણય કરતાં અટકાવવા પ્રયત્ન કરે છે. પણ કોઈ પણ સંયોગોમાં કારોબારી તંત્રની વિરૂદ્ધ ધારા મડળનો અભિપ્રાય બંધાઇ જાય તો અથવા કાંઈ મતભેદની બાબત ઉપસ્થિત થાય તો એવા દરેક પ્રસંગે છેવટમાં રાજકર્તાનો નિર્ણય મેળવી શકાય એવી બંધારણમાં ગોઠવણ હોવી જોઈએ. હિંદુસ્તાનમાં લગભગ સર્વત્ર પ્રજાનાં સાચાં હિતો રાજકર્તા સમજતા હોય છે, કારણકે હરકોઈના કરતાં રાજ્યમાં અંગત સ્વાર્થ તેઓનો સવિશેષ છે. એટલે આવી ગોઠવણ આવકારપ્રદ થઇ પડે એમ લાગે છે. અમેરિકાના તંત્રમાં આવાજ પ્રકારની ગોઠવણ છે. ત્યાં કારોબારી તંત્ર અને ધારામંડળ વચ્ચે જ્યારે વિરોધ થાય છે. ત્યારે બંધારણમાં ત્યાંના કાયદામાં કોઈપણ એવી રીત નથી કે સુપ્રિમ કોર્ટ સિવાય બહારનાં કોઈ બળો દરમિયાનગીરી કરી શકે. આ કોર્ટ એ અમેરિકામાં સર્વોપાર નિર્ણયાત્મક સંસ્થા છે.

દેશી રાજ્યના બંધારણમાં રાજા અને એની આવી એકાદ ન્યાયીક કૌંસીલની રચના કરવામાં આવે તો તે લોકોપકારક થાય એમ લાગે છે. આ કૌંસીલના સભ્યો ઉચ્ચ પ્રતિષ્ઠા સંપન્ન, રાજકર્તા તરફ ભક્તિવાળા અને ખાનદાન ખવાસના હોવા જોઈએ. એમના મતને રાજાએ પણ વિચારણીય ગણવો જોઇએ. અને જ્યારે આ લોકોથી પોતાનો મતભેદ થાય ત્યારે રાજાએ પ્રજાશક્તિનું માપ કયાં સુધી પહોંચ્યું છે એ સમજી લેવું જોઈએ જુના વખતમાં રાજાઓ પોતાની અંતરંગ સભામાં આવા ગૃહસ્થોની હાજરી આવશ્યક માનતા અને તેની સામે રાજકાર્યની ખુલ્લા દીલથી ચર્ચા કરતા હતા.

બંધારણનો એક અગત્યનો ભાગ ન્યાયસત્તાને લગતો છે. ન્યાયનું સમગ્ર કામ ધારામડળથી તેમજ કારોબારી વર્ગથી સાવ સ્વતંત્ર રાખવું જોઈએ. ન્યાયને લગતો વિભાગ ચાલુ નોકરીના ધોરણે નહીં પણ ઉત્તમતાના ધોરણે ચલાવવો જોઈએ. અને તેનું બંધારણમાં પણ એવીજ રીતનું સ્થાન હોવું જોઇએ. સિવાય બંધારણમાં રાજ્યની નાણાં પ્રકરણી બાબતો પરત્વે સાવચેતી ભરી ગોઠવણ થવી જોઈએ. ડેમોક્રસીમાં લોકોના ચોક્કસ ભાગને પોતે રાજ્ય ચલાવે છે એવું ભાન થાય છે પરન્તુ તેના અંગની નાણાં પ્રકરણી જવાબદારી સ્વીકારવા તેઓ રાજી ખુશીથી

તૈયાર નથી હોતા કારણ કે તેમની હયાતીનો આધાર સામાન્ય જનતાની રાજીખુશી ઉપર હોય છે. તેઓ જેટલી સહેલાઈથી નાણાં ખરચી શકે છે એટલી સહેલાઈથી તેઓ ઉત્પન્ન કરવાના ઉત્સાહી નથી હોતા. એટલે આર્થિક જવાબદારી છેવટે તો કારોબારી તંત્ર ઉપર અને રાજકર્તા ઉપર જ આવે છે. એટલા માટે રાજ્યની આવકમાંથી બચત રકમ, રાજ્યનાં ફંડો, જામીનગીરીઓ, રોકડ રકમ, ધર્માદા ટ્રસ્ટો, રાજ્યનું રીઝર્વ ફંડ, ઈનામ, બક્ષીસ વગેરે નાણાં પ્રકરણી બાબતો પરત્વે બંધારણમાં એવા પ્રકારની ગોઠવણ કરવી જોઈએ કે જેથી તેની હયાતીને ક્ષતિ ન પહોંચે. જાપાનના બંધારણમાં એટલા માટે જાપાનની માલિકી રાજકર્તાની ગણવામાં આવી છે તે અર્થસૂચક છે. રાજકર્તાએ કે એમના પૂર્વજોએ જે વચનો આપ્યાં હોય, રાજ્યમાં જે પ્રથા પરંપરાથી ચાલી આવી હોય, રાજકુટુંબના પરસ્પરના સંબંધો અને બીજાઓ સાથેના વ્યવહારિક સંબંધો, એમના હકો અને દરજ્જા સંબંધી પણ બંધારણમાં પુખ્ત વિચારણા કરવાનું જરૂરનું છે. જેથી બંધારણની રચના એવા પ્રકારની થાય કે દરેક પક્ષના અને વિચારના સમૂહને બહુ મતિવાળા તંત્રમાં પણ સલામતીની ખાત્રી રહે અને રાજ્યમાં આંતર કલહને સ્થાન ન રહે.

---

## નોંધ.

દેશી રાજ્યોને સામાન્યતઃ ઉપયોગી થાય એવું એક બંધારણ જો સરકાર તરફથી કે નરેંદ્ર મંડળ તરફથી માર્ગદર્શક તરીકે તૈયાર કરવામાં આવે અને તે દરેક રાજ્ય ઉપર જાહેર રીતે નહીં તો ખાનગી રીતે પણ વિચારણા અર્થે મોકલવામાં આવે તો અમને લાગે છે કે સ્થાનિક સંયોગો અને સ્થિતિ પરત્વે ઉપયુક્ત થાય તેટલું તો તેમાંથી રાજ્યો જરૂર ગ્રહણ કરે. વળી એથી બીજો લાભ એ થાય કે આખા નરેશ-મંડળનો એ બંધારણને ટેકો હોવાથી તે સામે નિરર્થક થતા વિરોધોમાં બળ રહે નહીં અને લોકશાસનના સિદ્ધાન્તનું અનુગામી ઓછામાં ઓછું પણ ચોક્કસ ધોરણ સ્વીકારવાની રાજ્યોને ફરજ પડે. બંધારણનો આવો એક મુસદ્દો વિગતસર રીતે "દેશી રાજ્ય"ના આવતા અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

**તંત્રી.**

---

# રાજકોટ પ્રકરણને લગતો પત્રવ્યવહાર

### ( સરદાર વલ્લભભાઈનું નિવેદન )

રાજકોટ સત્યાગ્રહની લડતની સુખદ પૂર્ણાહુતિ થઇ લાગતી હતી પણ ઘણી જ દિલગીરીપૂર્વક તેની ફરી શરૂઆત કરવાની હાકલ કરવાનો પ્રસંગ આવ્યો છે એ વાતનું મને ઉંડું દુઃખ છે. છતાં રાજની પ્રતિષ્ઠાની તેમ જ રાજકોટની પ્રજાના સ્વમાનની રક્ષા ખાતર લડતને ફરી શરૂ કરવાનો ધર્મ થઈ પડ્યો છે.

જાહેર પ્રજાને સ્મરણ હશે કે રાજકોટ રાજ્યના ગેઝેટમાં તા. ૨૬-૧૨-૩૮ને રોજ જાહેર થએલું સમાધાન (પરિશિષ્ટક) તા. ૨૫ ની સાંજે તથા રાતના લગભગ આઠ કલાક સુધી રાજકોટ ઠાકોરસાહેબ અને સર પેટ્રીક કેડલ, શ્રી. માણેકલાલ પટેલ તથા શ્રી. જેઠાનપુત્રા જોડે ચાલેલી અને રાતના પોણા બે વાગે પૂરી થએલી વાટાઘાટને પરિણામે થયું હતું. સમાધાન ને દિવસે ઠાકોરસાહેબે મને નીચે મુજબની લેખી યાદી આપી હતી:

અમરસિંહજી સેક્રેટરીઅટ
રાજકોટ સ્ટેટ, ૨૬-૧૨-૩૮.

એવું કબુલ કરવામાં આવ્યું છે કે આજે રાજ્ય તરફથી કરવામાં આવેલી જાહેરાતની કલમ ૨ જીમાં જણાવેલી કમિટીના સાત સભ્યો સરદાર વલ્લભભાઇ સૂચવશે અને તેમની નીમણુક અમારે કરવાની છે.

(સહી) ધર્મેન્દ્રસિંહ
ઠાકોરસાહેબ, રાજકોટ

અહીં યાદ રાખવું જરૂરનું છે કે રાજકોટના સમાધાનની વાટાઘાટ કરવા હું ઠાકોરસાહેબના આમંત્રણથી ગયો હતો. (પરિશિષ્ટ ख) સમાધાન પછી થોડા દિવસમાં સર પેટ્રીક કેડલ પોતાના ઓદ્ધામાથી નિવૃત્ત થયા, જેનાં કારણો તેમણે જણાવ્યાં છે. (પરિશિષ્ટ ग)

મારે ઘણા ખેદપૂર્વક કહેવું પડે છે કે જેમણે ઠાકોર સાહેબનું લૂણ ખાધું છે એમણે જ એમની ભારે કુસેવા કરી છે. આવા સલાહકારોમાં દરબાર વીરાવાળા સૌથી નપાવટ નીવડયા છે, જેમણે રાજ્યને પાયમાલ કર્યું છે અને ભયાનક ગેરવહીવટથી રાજ્યની તીજોરી તળિયાઝાટક કરી છે. જેમાંથી ઠાકોર ઇચ્છે તોપણ કેમે છૂટી શકે નહિ. દ. વીરાવાળાએ જ સર પેટ્રીક કેડલને આણ્યા. પણ વીરાવાળા જ રાજ્યના શત્રુ છે એમ જાણતાં સર પેટ્રીકે આવતાવેંત એજન્સીની મદદથી એમને રાજ્યમાંથી હદપાર કર્યા. આ પછી દરબાર વીરાવાળા આવા દીવાનને સાંખે તેમ નહોતું; છતાં પોતે રાજકર્તા કોમના છે એ ગુમાન રાખીને ન ચાલ્યા હોત તો સર પેટ્રીકને કદાચ રાજકોટ છોડવા વખત ન આવત.

દરબાર વીરાવાળાને દેશવટો મળ્યો છતાં બગસરા બેઠાં એણે રાજખટપટ ચાલુ રાખી. તેમના દીકરા ભોજવાળા અને ભત્રિજા વાલેરાવાળા તો હજુ રાજકોટ ઠાકોર સાહેબ પાસે જ છે. પોતે સમાધાન નહિ અટકાવી શકે એમ લાગતાં જ દરબાર વીરાવાળાએ મિત્રનો સ્વાંગ ધર્યો અને સમાધાનમાં મદદગાર બનવાનો દેખાવ કર્યો. સર પેટ્રિક રાજકોટ છોડવાની તૈયારીમાં હતા એવામાં દરબાર વીરાવાળા પાછા રાજકોટ પહોંચ્યા અને પોતાની કારવાઈઓ શરૂ કરી, જે હજુએ ચાલુજ છે. રેસીડેન્ટ તથા પોલીટીકલ એજંટની યાદીઓમાં આનો પુરાવો છે. (પરિશિષ્ટ घ અને च)

સમાધાનની શરતો મુજબ નીમવાની કમિટી ઉપર સાત સભ્યોનાં નામો લડતના સંચાલકો જોડે મસલત કરી પસંદ કરતાં અને સૂચવતાં મને થોડા દિવસ વીત્યા તા. ૪-૧-૩૯ને રોજ મેં નીચેનાં સાત નામો મોકલ્યાં.

૧. શ્રી. પોપટલાલ ધનજીભાઈ માલવિયા.
૨. શ્રી. પોપટલાલ પુરુષોત્તમ અનડા.
૩. મુલ્લાં વલીજી અબ્દુલઅલી
૪. દાક્તર ડી. જે. ગજ્જર,
૫. શ્રી. જમનાદાસ ખુશાલચંદ ગાંધી.
૬. શ્રી. વ્રજલાલ મયાશંકર શુકલ
૭. શ્રી. ઉછરંગરાય નવલશંકર ઢેબર.

આ પછી સમિતિ નિમાયાની જાહેરાત વગર વિલંબે થવી જોઈતી હતી. પણ દિવસો વિત્યા છતાં કશું થયું નહિ. દરમ્યાન તા. ૨૮ મી ડીસેમ્બરે રેસીડેન્ટ તથા ઠાકોર સાહેબ અને તેમની કાઉન્સીલ વચ્ચે મંત્રણા થઈ. આ મંત્રણાની તે વેળાએ હાજર રહેલા એક જણે લીધેલી સત્તાવાર નોંધ મારી પાસે છે. આ પ્રસંગે રેસીડેન્ટે કોંગ્રેસ તથા મારા વિષે કાઢેલા ઉદ્‌ગારો વાંચવા લાયક છે. થએલા સમાધાન વિષે તેમજ કોંગ્રેસ તથા મારે વિષેનો અણગમો વાતચીત દરમ્યાન તે છુપાવી શક્યા નથી.

એમ જણાય છે કે ઠાકોર સાહેબે પોતાની પ્રજાને આપેલી ખોળાધરીનો ભંગ કરાવવામાં રેસીડેન્ટ તથા દરબાર વીરાવાળા જ જવાબદાર છે. ઠાકોરસાહેબે મને મોકલેલા આભારના કાગળમાં દરબાર વીરાવાળાનો ઠાકોરસાહેબ ઉપરનો પ્રભાવ સ્પષ્ટ જણાઈ આવે છે. વળી હાલમાં રાજ્ય તરફથી કાઢવામાં આવેલી એક તરફી જાહેરાત પણ અગાઉ સમાધાનની રૂએ કાઢવામાં આવેલી જાહેરાત જોડે સરખાવી જોવા જેવી

છે. આ બીજી વારની જાહેરાતમાં મેં સૂચવેલાં સાત નામોમાં ચાર બાતલ કરવામાં આવ્યાં છે. સમિતિના કાર્યક્ષેત્રને પણ તે રદ કરે છે અને મોઘમ છે. જ્યારે અગાઉની જાહેરાતની ભાષા અસંદિગ્ધ અને ચોક્કસ હતી. અગાઉની જાહેરાતમાં એમ પણ કહેવામાં આવ્યું હતું કે સમિતિનો રિપોર્ટ તા. ૩૧મી જાન્યુઆરી પહેલાં બહાર પડશે. અને ઠાકોરસાહેબ તરફથી એનો અમલ થશે. જ્યારે હાલની જાહેરાતમાં સમિતિનો રિપોર્ટ બહાર પાડવા બાબતમાં કશી મુદત આંકવામાં આવી નથી.

આ છેલ્લી જાહેરાત અગાઉ રાવસાહેબ માણેકલાલ પટેલ તરફથી મને એક કાગળ મળેલો. (પરિશિષ્ટ ૧) નોંધ લેવા જોગ બીના એ છે કે આ કાગળમાં મારાં સૂચવેલાં નામોમાંએ ચાર નામ કબૂલ રાખવામાં આવ્યાં છે, જ્યારે છેલ્લી જાહેરાતમાં એ ચારમાંથી પણ એક નામ વળી પાછું ખરી પડયું છે અને ત્રણ જ બાકી રહ્યાં છે. આ કાગળનો મેં ગુજરાતીમાં જવાબ મોકલ્યો હતો. (પરિશિષ્ટ ૭)

દરબાર વીરાવાળાના ઠાકોરસાહેબ ઉપરના પ્રભાવ વિષે અને તેમની ખટપટો વિષે મેં એટલું બધું સાંભળ્યું હતું કે મારે ઉપર જણાવેલા કાગળમાં લખવું પડયું કે દરબાર વીરાવાળા કોઈ વાતે કમિટી ઉપર ન જ નીમાઈ શકે. મારે કયાંએ બહાનું–બાકોરું રહેવા નહોતું દેવું.

પ્રતિજ્ઞાપૂર્વક કરેલા સમાધાનના રાજ્ય તરફથી થએલા આ ભંગ પછી રાજકોટ રાજ્યની પ્રજાને માટે એકજ રસ્તો ખુલ્લો રહે છે અને તે સ્વેચ્છાપૂર્વકના દુઃખસહન અને આત્મબલિદાનનો માર્ગ ફરી એકવાર ગ્રહણ કરીને પોતાની આઝાદી સ્થાપિત કરવાનો અને રાજકોટ રાજ્યને તથા ઠાકોર સાહેબને પૂરી પાયમાલીમાંથી ઉગારી લેવાનો. આ કષ્ટને માર્ગે ફરી પગલાં માંડવા હું તેને હાકલ કરૂં છું. આકરામાં આકરી અગ્નિપરીક્ષાનો અંદેશો રાખવો અને તેને સારૂ તૈયારી રાખવી એ ડહાપણનો માર્ગ છે. પ્રજાને વધુમાં વધુ રંજાડવાને સારૂ ત્રાસ વર્તાવવાના અને કાઠિયાવાડમાં અજાણી નહિ એવી શારીરિક જુલમની ભૂંડામાં ભૂંડી રીતો અખત્યાર કરવાના છેવટની હદ સુધીના પ્રયત્નો કરવામાં આવશે. તેજ પ્રમાણે અંદરઅંદરના કોમી અને એવા દજિયા ઉભા કરાવવાની કોશીશો થશે. આ દિશાએ તાજેતરમાં મુસ્લીમ ભાઈઓને ઉશ્કેરીને તેમની મારફત બનાવટી કોમી આંદોલન ઉભું કરાવવાના જે પ્રયત્નો થયા છે એ આપણે માટે દાખલારૂપ છે. આપણે આપણી વર્તણુકથી દેખાડી આપવું રહ્યું છે કે પ્રજાકીય અંકુશ હેઠળ સ્થાપી રાજ્યતંત્ર સ્થપાય એમાં બીજા સૌ કોઈના જેટલો જ તેમનો પોતાનો લાભ પણ સમાએલો છે.

અંધેર કારભાર અને લાંચરૂશ્વતખોરીથી રાજકોટ તળિયાઝાટક થયું છે. આસપાસના ઝઘડા જો ચાલવાના હશે તો બહુ બહુ તો આપણી લડત લાંબી ચાલે, પણ જો આમપ્રજા બધી સમજી જાય, સંગઠિત થાય, ગમે તેટલાં અને લાંબાં દુઃખ ખમવાની તાકાત દેખાડી આપે, અને માલમત્તાની નુકશાની છતાં અહિંસક અસહકાર ચલાવ્યે જવાની શક્તિ બતાવે, તો તે કદી હારવાની નથી.

વિદ્યાર્થીઓ સવિનય ભંગમાં અને હડતાળોમાં કોઇ વાતે ન ભળે. જો તેમનામાં શ્રદ્ધા હોય તો તેઓ રચનાત્મક કામો ઉપાડી લે. તેઓ ઘેરઘેર ફરીને પીડિતો અને સંકટગ્રસ્તોને રાહત આપવાનાં અને સંકટનિવારણનાં કામો કરે. આવાં સંકટ લડત ચાલતી જશે તેમતેમ પ્રજાને અનિવાર્યપણે ઝીલવાં પડશે.

અહિંસા, મન વાચા અને કર્મથી જાળવવી રહી છે. સાથીઓ જોડે તેટલી જ વિરોધીઓ અને તટસ્થ જોડે. જેલોમાં તેમજ બહાર, બધે જ જાળવવાની છે. આપણું અહિંસાપાલન એ આપણા વિજયની પારાશીશી હશે.

આપણી શ્રદ્ધા એવી હોવી જોઈએ કે આપણી અહિંસા આજે પ્રજાથી મ્હોં ફેરવી બેઠેલા ઠાકોરસાહેબને પ્રજાના મોં સામું જોવા પ્રેરશે જ પ્રેરશે. આજે તો રાજા નામના જ રાજકર્તા છે. જુવાન રાજા પ્રજા જોડે પવિત્ર પ્રતિજ્ઞાથી બંધાય અને ફરી જઇને વચનભંગ

કરે એ વાત નાના મોટા દરેક પ્રજાજનને ખટકવી જોઈએ

દરબાર વીરાવાળાને માટે દેખીતી રીતે મેં કડવી વાતો કહી છે. સત્ય ઘણીવાર કડવું અને તીખું હોય છે. એમને વિષે જે વાતની મને ગળા સુધી ખાતરી ન થઈ હોય એવી એકે વાત મેં કહી નથી. એની ઉઘાડી બુરાઈ આ. છતાં આપણે એને પ્રેમની નજરથી જોઈએ અને એવો પ્રેમ એનો અને એના પ્રભાવ તેમજ દોરવણી હેઠળ ચાલનારાઓનો અંતે હૃદયપલટો કરશે એવી આશા રાખીએ છીએ.

રાજકોટની પ્રજાનો કાર્યક્રમ તથા નીતિ ઘડવામાં મારી દરમ્યાનગીરી અને કોંગ્રેસનો પ્રભાવ રેસીડેન્ટને અકારાં લાગે છે એ વાતનો મને ખેદ છે. રાજસ્થાની પ્રજાઓ તો હમેશાં કોંગ્રેસથી દોરવાતી આવી છે. તેઓ કોંગ્રેસની આણ માને છે. આરંભના કાળમાં તો ખુદ જાઓ પણ કોંગ્રેસનો ટેકો ખોળતા.

કોંગ્રેસે દેશી રાજ્યોના રાજા પ્રજા વચ્ચેના શ્નોમાં સીધો ભાગ ન લેવાની નીતિ એટલા સારૂ ખત્યાર કરી હતી કે તેને પોતાની શક્તિની મર્યા-દાઓનું ભાન હતું. પણ જ્યારે પ્રજાઓને પોતાની શક્તિઓનું ભાન થયું અને દુઃખ ખમવાની તૈયારી તેમનામાં આવી ત્યારે પછી જો કોંગ્રેસ પ્રજાને પોતાની શક્તિના પ્રમાણમાં વધુમાં વધુ સાથ આપવામાં પાછી પાની કરે તો તે પોતાના ધ્યેયને બેવફા નીવડી ગણાય.

મારે પોતાને વિષે તો એટલું જ કહું કે કાઠિયાવાડ રાજકીય પરિષદનો હું પ્રમુખ થાઉં છું અને તેથી કાઠિયાવાડી પ્રજા પ્રત્યે તેમજ રાજાઓ પ્રત્યે પણ પરિષદના પ્રમુખ તરીકે મારી ચોક્કસ ફરજો રહેલી છે. આ સ્થિતિમાં તેમના તરફથી સાદ આવે ત્યારે મારાથી મદદનો ઈન્કાર કરી શકાય નહિ. રાજકોટના દાખ-લામાં પણ પ્રથમ લોકો તરફથી અને પાછળથી ખુદ રાજકર્તા તરફથી મદદને સારૂ મારી પાસે માગણી આવી. અને મારો દાવો છે કે તે મેં વગર સંકોચે આપી છે. આમાં રેસિડેન્ટને સામ્રાજ્યસત્તાને ઉકળવા જેવું શું છે તે મારા સમજવામાં નથી આવતું. આ સવાલનો ફડચો આણવામાં અનાયાસે નિમિત્તરૂપ બનવાનો રાજકોટને મોકો મળે છે એ રાજકોટનું અહોભાગ્ય છે.

હાલ તુરતને સારૂ સત્યાગ્રહની લડતમાં માત્ર કાઠિયાવાડી પ્રજા જ ભાગ લે એવી મર્યાદા મૂકવામાં આવી છે. કાઠિયાવાડી પ્રજા વહેવારમાં એકબીજા જોડે એવી રીતે સંકળાએલી છે કે નૈતિક દૃષ્ટિએ કોઈપણ કાઠિયાવાડીને એકબીજાના સુખદુઃખમાં ભાગ લેતાં અટકાવી શકાય નહિ.

(અંગ્રેજી ઉપરથી) **વલ્લભભાઇ ઝવેરભાઇ પટેલ**

૧ પરિશિષ્ટ ક

**ના. ઠાકોરસાહેબ અને સરદાર વલ્લભભાઈ પટેલ વચ્ચે તા ૨૫-૧૨-૧૯૩૮ ને રોજ થએલું સમાધાન**

છેલ્લા થોડા માસ દરમ્યાન અમારી પ્રજામાં જે લોકલાગણી જાગૃત થઈ છે અને તેમણે માનેલાં દુઃખોના ઈલાજ માટે તેઓએ જે ખેદજનક દુઃખો સહન કર્યા છે તે જોયા પછી અને કાઉન્સીલ તેમજ શ્રી. વલ્લભભાઈ પટેલ સાથે સમગ્ર પરિસ્થિતિની ચર્ચા કર્યા પછી અમારી ખાતરી થઈ છે કે હાલની લડતનો અને દુઃખસહનનો તત્કાળ અંત આવવો જોઈએ.

(૨) અમે દસ ગૃહસ્થોની એક સમિતિ નીમવાનો નિર્ણય કર્યો છે. આ ગૃહસ્થો અમારા રાજ્યના પ્રજાજનો હશે. એમાંના ત્રણ જણ રાજ્યના અમલદારો હશે અને બીજા સાત પ્રજાજનોનાં નામો હવે પછીથી જાહેર કરવામાં આવશે.

(૩) આ સમિતિ ૧૯૩૯ ના જાન્યુઆરીના અંત સુધીમાં યોગ્ય તપાસ પછી અમારી સમક્ષ હેવાલ રજૂ કરીને સાર્વભૌમસત્તા પ્રત્યેની અમારી ફરજો અને રાજકર્તા તરીકેના અમારા ખાસ અધિકારને બાધ ન આવે એવી રીતે અમારી પ્રજાને વિશાળમાં વિશાળ સત્તા આપી શકાય એવી સુધારાઓની યોજના રજૂ કરશે.

(૪) અમારો અંગત ખર્ચ નરેન્દ્રમંડળની કાઉ-

ન્સીલે કરેલી ભલામણ અનુસાર રહેશે.

(૫) અમે વધુમાં અમારી પ્રજાને ખાતરી આપવા માગીએ છીએ કે ઉપર જણાવેલી સમિતિ તરફથી જે યોજના માટે ભલામણ કરવામાં આવશે તે ધ્યાનમાં લઈ તેનો સંપૂર્ણ અમલ કરવાનો અમારો ઈરાદો છે.

(૬) શાંતિ અને શુભનિષ્ઠાની ફરી સ્થાપના કરવાની જરૂરી પૂર્વભૂમિકા રૂપે સવિનય કાનૂનભંગને અંગે સજા પામેલા સર્વ કેદીઓને તત્કાળ છોડી મૂકવાનું, બધા દંડ પાછા આપવાનું અને દમનનાં સર્વે પગલાંઓ પાછાં ખેંચી લેવાનું અમે જાહેર કરીએ છીએ.

(સહી) ધર્મેન્દ્રસિંહ
તા. ૨૬-૧૨-૩૮

નોંધ:—પેરેગ્રાફ બીજામાં લખેલ 'પ્રજાજન'ની વ્યાખ્યા બ્રિટિશ હદમાં બ્રિટિશ હોદી પ્રજાજનની વ્યાખ્યા જેવીજ રહેશે.

### પરિશિષ્ટ ઘ

### સરદારને રાજકોટ ઠાકોર સાહેબનું આમંત્રણ

અમરસિંહજી સેક્રેટરીઅટ,
રાજકોટ રાજ્ય ડીસેંબર ૧૯૩૮

પ્રિય સરદાર વલ્લભભાઇ

તમારી ચિઠ્ઠી હમણાં મળી, તે માટે આભાર.

આજે સાંજે પાંચ વાગે આવશો અને મારી સાથે ચા પીશો તો મને આનંદ થશે.

તે વખતે આપણે હાલના પ્રશ્નની મારી કાઉન્સીલના સભ્યોની રૂબરૂમાં ચર્ચા કરીશું.

તમારો
(સહી) ધર્મેન્દ્રસિંહ

### ૩. પરિશિષ્ટ ગ

### કેટલીક પત્રવહેવાર

(૧) સર પેટ્રીક કેડલનો ઠાકોરસાહેબ પર પત્ર

અમરસિંહજી સેક્રેટરીઅટ,
રાજકોટ, તા. ૧ લી અક્ટોબર, ૧૯૩૮

ના. ઠાકોરસાહેબ,

ગઈ કાલે મારે ઘણી જ અગત્યની બાબતોની વાત કરવાની હોવાથી, ૮ વાગ્યા પહેલાં આપની મુલાકાત લઈ શકું એવી મેં માગણી કરી હતી. આપ મને સાડા આઠ વાગે મળશો એમ આપે આપના ખાનગી મંત્રી મારફત મને કહેવડાવ્યું, હું એ સમયે હાજર થયો હતો અને મને કહેવામાં આવ્યું કે આપ તે વખતે સ્નાન કરતા હતા. ૯ વાગ્યા સુધી મેં રાહ જોઈ અને મને જણાવવામાં આવ્યું કે આપને બીજો પા અર્ધો કલાક થશે. પછી હું ચાલ્યો ગયો.

આપને સાહાય્ય કરવા માટે મેં ઇંગ્લંડ છોડયું ત્યારે મને એવો વિચાર સરખો પણ ન હતો કે આપ આવું વર્તન કરી શકતા હશો. હું એ ચાલુ રાખવા દઈ શકું નહીં.

કાલે રાતે હું આપને એ કહેવા માગતો હતો કે કોઈ પણ સંજોગોમાં હાલની પરિસ્થિતિ ચલાવી લેવાય એમ નથી. રાજ્ય સામેની ઘણીખરી ફરિયાદો આપની વર્તણુકને કારણે છે. એમ માનવામાં આવે છે કે રાજ્યની આવકનો ઘણો મોટો ભાગ આપ ખરચી નાંખો છો. આપ જે રકમ ખરચો છો તે બાબત હું આપને કાંઈ જ કહેવા માગતો નથી. પરંતુ રાજ્યકારોબારમાં આપ કાંઈ જ ભાગ લેતા નથી એ તો અલબત્ત સાચું છે. આપ પોતે કાંઈ ન કરો અને દમનનીતિ અખત્યાર કરવાનો બધો બોજો આપના અમલદાર વહોરી લે એવી આશા આપ રાખો એ વ્યાજબી નથી. આપે કાંઈક હિસ્સો તો લેવો જ જોઈએ. તેથી આપને નીચે મુજબ વર્તવા સૂચના કરું છું.

(૧) આજે સાંજે ૭-૩૦ વાગે એક કે કદાચ બે મંદિરોમાં 'યજ્ઞ'માં ભાગ લેવા આપ જનાર છો. એ પુરું થયા પછી આપને વખત હોય તો મારી માગણી છે કે આપે શહેરમાં મોટરમાં ફરવું અને આપની સાથે મને રહેવા દેવો.

(૨) આજે તહેવાર હોવાથી હજુર ઑફીસ બંધ છે, પણ સોમવારે ઉઘડે છે; તેથી અરજદારોને સાંભળવા કલાક વખત આપે કાઢવો અને તે માટે ૭ વાગ્યા પહેલા સોમવારે કચેરીમાં આવવા આપે મને વચન આપવું જોઈએ.

મને ખાતરી છે કે આ બે પગલાંથી શહેરમાં ઘણી સારી અસર થશે. ત્રીજી પણ એક માગણી કરૂં.

(૩) કોઈ પણ દિવસે જ્યારે મારે આપને મળવાનું હોય ત્યારે મોડામાં મોડા સાંજના ૭-૩૦ વાગ્યા સુધીમાં મળવાનું આપે મને વચન આપવું જોઈએ. અને નીમેલ વખતથી આપે પા કલાક કરતાં વધુ મોડા ન થવાનું પણ વચન આપવું જોઇએ.

જો આ સુચનાઓ માન્ય રાખવા આપ શક્તિમાન ન હો તો મારાથી કામ થઈ શકે એમ નથી અને વહેલામાં વહેલી તકે ઇંગ્લાંડ પાછો ફરવા ધારૂં છું એવું ના. રેસીડેન્ટને જણાવી દેવાની મને ફરજ પડશે. આવું થશે તો આપના રાજ્ય, મારે, તેમજ આપને પોતાને માટે પણ ઘણા જ કમનસીબ સંજોગો ઉભા થશે. હું આપને ખાતરી આપું છું કે હિંદી સરકાર આપના આવા વર્તન પ્રત્યે રહેમનજરથી જુએ એવો સંભવ નથી. એટલે એવી સ્થિતિમાં આપને સહન કરવું પડે તો હું ખરેખર દિલગીર થઈશ.

આપ નામદાર આજે સાંજે શહેરમાં નીકળવા ધારો છો કે કેમ અને મને સાથે રહેવા દેશો કે કેમ તે આજ સાંજના ૫-૩૦ વાગ્યા પહેલાં મને જણાવશો.

હું છું, આપનો

(સહી) પેટ્રીક કેડલ

**(૨) ઠાકોર સાહેબનો સર પેટ્રીક કેડલને જવાબ ખાનગી**

રણજીતવિલાસ પેલેસ,

રાજકોટ, તા.૨ જી ઑક્ટોબર ૧૯૩૮

**વહાલા સર પેટ્રીક,**

ગઈ કાલના તમારા પત્રથી હું ઘણો જ દિલગીર થયો છું. મારા સામેની ફરિયાદો સત્ય હકીકતના પાયા પર રચાયલી છે એ હું કબુલ કરી શકતો નથી. હાલની ચળવળ તો રાજ્યમાં જવાબદાર રાજતંત્રની સ્થાપના માટે કોંગ્રેસે ફેલાવેલું મોજું જ માત્ર છે.

માઇસોર, ત્રાવણકોર વગેરે રાજ્યોમાં પ્રજા નાગરિક છુટછાટો મોટા પ્રમાણમાં ભોગવે છે ત્યાં તેઓએ એમ જ કર્યું છે અને કાઠિયાવાડમાં રાજકોટની પસંદગી કરવા પાછળ પણ એજ કારણ મને લાગે છે.

આ પરિસ્થિતિને દબાવી દેવા માટે મેં તમને આણ્યા છે. શકય હોય ત્યાંસુધી તમારૂં કાર્ય સરળ કરી આપવાની હજુ પણ મને ઇચ્છા છે અને દશેરા પછી મારી સગવડ મુજબ કોઇપણ દિવસે હું કચેરીમાં આવીશ.

જો તમારે જવું જ પડશે તો મારા રાજ્ય માટે કે મારા પોતાના માટે કમનસીબ પરિણામ આવશે અને મારા વર્તન પ્રત્યે હિન્દી સરકાર રહેમની નજરથી જુએ એ સંભવિત નથી, એ તમારી ટીકા સામે હું સખ્ત વાંધો લઉં છું. આના સંબંધમાં મારે તમને ચોક્કસ સમજાવી દેવું જોઇએ કે મારા દીવાન તરીકે તમારી નીમણુક મેં કરેલી છે, અને તમારી સાથે કાંઇ મતભેદ પડે અને મારે તમને છૂટા થવાનું જણાવવું પડે તો તેથી ના. રેસીડેન્ટ કે ના. વાઈસરૉયને મારા પ્રત્યે અવકૃપાની દૃષ્ટિએ જોવાનું કશું કારણ મળશે નહી.

મારી પરવાનગી વિના, મારા રાજ્યનાં કોઈ દફતરોનો ઉપયોગ તમારાથી થઈ શકે નહીં અને મારી પોતાની સામે તો કદી નહીં. મારા રાજ્ય સંબંધમાં કશી પણ માહીતી મેળવવાની ના. રેસીડેન્ટને જરૂર પડી હોય તો તે મારા દીવાન દ્વારાજ તેઓ મેળવી શકે, અને જો તે આપવા હું તૈયાર હોઉં તો જ. મારે તમને એ પણ જણાવી દેવું જોઇએ કે ના. રેસીડન્ટ અને ના. વાઇસરૉયનો જે સંપૂર્ણ વિશ્વાસ હું ધરાવી રહ્યો છું તે સહેજ પણ ઓછો થાય એવું મેં કાંઇ જ કર્યું નથી. તેથી હું ઇચ્છું છું કે તમે તમારા નિર્ણય સંબંધમાં ફરી વિચાર કરો અને મારા

દરજ્જાને છાજે એવી રીતે વર્તવાને સંમત છો એમ જણાવો.

તમારો
ધર્મેન્દ્રસિંહ

(૩) ઠાકોર સાહેબના સર પેટ્રીક કેડલને બીજો એક પત્ર

રાજકોટ, તા. ૧૬મી અકટોબર ૧૯૩૮

વહાલા સર પેટ્રીક

હાલની પરિસ્થિતિથી તમે પૂરેપૂરા માહિતગાર છો એની મને ખાતરી છે. કોઈ પણ રીતે એમાં સુધારો થયો નથી અને હું જોઈ શકું છું તે પ્રમાણે અત્યારે તો રોજ રોજ એ વધારે બગડતી જાય છે અને પરાકાષ્ઠાએ પહોંચી છે, એમ ખાતરી થતી જાય છે. ટૂંકામાં પરિસ્થિતિ ચોક્કસપણે કાબુ બહાર જતી જાય છે અને મારી મુશ્કેલીઓમાં ઘણો જ વધારો થઇ રહ્યો છે. ચળવળ વધુ ને વધુ તીવ્ર બનતી જાય છે અને નજીકના ભવિષ્યમાં એ કાબુમાં લાવી શકાશે એવી ઘણી ઓછી આશા રહે છે. મારી પ્રજાને એમ લાગે છે અને તેને એમ મનાવવામાં આવે છે કે, તમને સરકારે મોકલ્યા છે અને અત્યાર સુધી હું જે દરજ્જો ભોગવતો હતો તે મેં ગુમાવ્યો છે. તમારા આગમન પહેલાં મારા પ્રત્યે જે પ્રેમ અને વફાદારી પ્રજા બતાવતી હતી તે બતાવવાની પણ મને તેઓ ના પાડે છે. એટલું જ નહિ પણ તેઓ એમ પણ માનતા જણાય છે અને તેઓ પર એવી છાપ પડી છે કે હું નહિ પણ તમે જ રાજકર્તા છો.

દિવાળીના તહેવારો નજીકમાં આવી રહ્યા છે અને હમેશની જેમ ઇજારાઓ અપાઈ જવા જોઈએ પરંતુ લોકોએ તેનો બહિષ્કાર કર્યો છે. વળી તેઓએ અનાજના વેચાણનો બહિષ્કાર કરવાનો પણ વધુમાં નિર્ણય કર્યો છે અને તેઓના અસહકારને કારણે આ વર્ષે અનાજનું કાંઈ વેચાણ નહીં થાય એ સંભવે છે. આનો અર્થ રાજ્યની આર્થિક પાયમાલી. એ કટોકટીભરી સ્થિતિ જણાવવા કરતાં તેની કલ્પના કરી લેવી જ બહેતર થઈ પડશે. આ સ્થિતિનો રાજ્યના અને તેની પ્રજાના હિતમાં કોઈ પણ ભોગે અંત લાવવાને હું રાજકર્તા તરીકે બંધાએલો છું એમ મને લાગે છે.

લોકોએ હવે લડાયક વલણ અખત્યાર કરેલું છે અને તેઓ દુઃખ સહન કરી રહ્યા છે એ તમે જાણો છો, તેથી મારે એ જોવું જ જોઈએ કે આ કમનસીબ પરિસ્થિતિ પૂરેપૂરી હળવી બને. વહેલામાં વહેલી તકે મારી અને તેમની વચ્ચે કોઈક નિશ્ચિત સમાધાન લાવવું જોઈશે. જ્યાં સુધી મારી પ્રજા મને તેઓના સાચેસાચા રાજા તરીકે નહીં સ્વીકારે ત્યાં સુધી આ બાબતમાં મારાથી કાંઈ થઈ શકે નહીં એમ મને લાગે છે. રાજ્યના એક શુભેચ્છક તરીકે, આવા પ્રકારની સ્થિતિ લાંબા સમય પર્યંત ચાલવા દેવી ન જોઈએ એમ તમે પણ ઇચ્છશો અને સંમત થશો. તેથી મારી પ્રજાનો પ્રેમ અને વિશ્વાસ ફરીથી મેળવવા અને તેઓ સાથે ખાતરીપૂર્વક સમાધાન કરવાને હું શક્તિમાન થાઉં એમ કરવાની મારી ફરજ થઈ પડે છે.

આ બાબતમાં તમારા વિચારો જાણવાનું મેં દરબાર શ્રી વીરાવાળાને જણાવ્યું છે. તેઓ મને જણાવે છે કે તા. ૧૩મીએ તેઓ તમને મળ્યા હતા અને તમે તેમને એમ જણાવ્યું હતું કે રાજ્યની આર્થિક સ્થિતિ ખમી શકે ત્યાં સુધી લડત ચાલુ રાખવી જોઇએ અને આપણે જીતીએ કે તેઓ જીતે એ છેવટ સુધી આપણે જોવું જોઈએ.

વળી તમારા ૧ લી અકટોબરના પત્ર ઉપરથી જોઉં છું કે બધી પરિસ્થિતિનું કારણ તમે મને જ ગણો છો, મેં આ વાતનો મારા જવાબમાં ઇન્કાર કર્યો છે. પણ તમારા આક્ષેપો અને તમારૂં વલણ જોતાં મને એ વિષે જરા શંકા રહી નથી કે, મારા રાજ્યના તેમજ મારી પ્રજાના હિતમાં તેમજ મારા રાજકર્તા તરીકેના અધિકારો, દરજ્જો અને મોભાના હિતમાં આપણે ઝાઝો વખત સાથે કામ કરી શકીએ એમ નથી. કારણ કે મારા વિના અત્યારની અત્યંત નાશકારક પરિસ્થિતિ બીજું કોઇજ સમજતું નથી.

મારા રાજ્ય અને પ્રજા વચ્ચેનો ઘરમેળેનો ઝઘડો જેમ બને તેમ વહેલો અને દિવાળીના તહેવારો પહેલાં પતાવી નાંખવાની મારી પોતાની ચોક્કસ ઈચ્છા છે, આપણે વહેલામાં વહેલા છૂટા પડીએ નહીં ત્યાં સુધી આમ થવું શકય નથી એમ મને લાગે છે. આ ઘણી જ કમનસીબ સ્થિતિ છે અને તેથી મારાથી વધારે દિલગીર બીજું કોઈ નહીં થાય. પરંતુ મારાં પોતાનાં અને મારાં રાજ્યનાં હિતો જોખમમાં છે એવે વખતે એના વિના બીજો છૂટકો નથી. તમારી સ્થિતિ કઢંગી કરવાની મારી ઈચ્છા નથી એની તમને ખાત્રી આપવાની ભાગ્યે જ જરૂર હોય, અને તેથી તમારે કઈ રીતે જવું અને નિવૃત્ત થવું તે નક્કી કરવાનું હું તમારા પર જ છોડું છું. કારણ, મિત્ર તરીકે જેમ તમે અહીં આવ્યા તેમ મિત્ર તરીકે જ તમે પાછા જાઓ એ જોવાને હું આતુર છું. પૂરા ૭ માસ માટે મેં તમારી સેવા માગેલી એટલે એ મુજબ તમારો પગાર ચૂકવી દેવાની રાજ્યના ટ્રેઝરરને હું સૂચના કરું છું. મહેસુલ મંત્રી મિ. ભટ્ટને તમને તમારી સગવડે છૂટા કરવાની સૂચના પણ હું આપું છું.

તમારો

ધર્મેન્દ્રસિંહ

(૪) મિ૦ ગીબ્સનનો ઠાકોરસાહેબને પત્ર.

ડે. ઓ. નં. ૧૩૪-૩૮

ખાનગી

રેસીડેન્સી, રાજકોટ,

તા. ૨૬મી અકટોબર, ૧૯૩૮.

વહાલા ઠાકોર સાહેબ,

આપને યાદ હશે કે તા. ૧૬મી અકટોબરની સાંજે આપે મને પત્ર લખીને જણાવ્યું હતું કે સર પેટ્રીક કેડલને છુટા કરવાની આપની ઈચ્છા છે અને આપે તેમને મોકલેલા પત્રની નકલ પણ આપે મને મોકલી હતી. વળતી સવારે આપણે ચર્ચા કરી હતી, તે વખતે આપના રાજ્યનાં તેમજ આપનાં પોતાનાં હિતો માટે દરેક દૃષ્ટિએ ઘણું જ વાંધાભર્યું નીવડે એવું પગલું લેવાથી દૂર રહેવાનો ફરી વિચાર કરવાની મેં આપને ભારપૂર્વક સલાહ આપી હતી. મેં એમ પણ જણાવ્યું હતું કે તા. ૨૫મી ઑગષ્ટે જ્યારે આપે સર પેટ્રીક કેડલની નીમણુક માટે જરૂરી મંજુરી મેળવી આપવાનું જણાવતો પત્ર લખ્યો ત્યારે આપે ઘણી જ ચોક્કસ રીતે જણાવ્યું હતું કે પ્રથમ આ નીમણુક ઓછામાં ઓછા ૭ માસ માટે રહેવાની હતી. આવી સમજથી આપની દરખાસ્તની મંજુરી માટે મે ના. તાજના પ્રતિનિધિના રાજકીય મંત્રીને આપની વિનંતિ મોકલી આપી હતી.

તા. ૧૭મી અકટોબરની આપણી ચર્ચા પછી મેં આપેલી સલાહ સ્વીકારવા આપ નાખુશ હતા એટલે તા. ૧૬મી અકટોબરના આપના પત્રની નકલ મેં રાજકીય મંત્રીને મોકલી આપી.

બાદ તા. ૨૨મી અકટોબરે જ્યારે આપણે મળ્યા ત્યાં મેં આપને જણાવ્યું હતું કે આપે લીધેલું પગલું આપના રાજ્યના અને આપના પોતાના હિતને ખાતર આપ વિના વિલંબે ફેરવી નાખશો એવી ના. તાજના પ્રતિનિધિ ખાતરી રાખે છે એમ તમને જણાવવાની મને સૂચના થઈ છે. તે પછી, આપે એ સલાહ સ્વીકારી છે અને એ સલાહ અનુસાર આપ વર્તી રહ્યા છો એવું આપના તરફથી સાંભળવાની હું આશા રાખી રહ્યો છું. પણ આપના તરફથી આવી મતલબની કોઈ ખબર હજુ મને મળી નથી, તેથી તા. ૨૨મી અકટોબરે હું આપને મળ્યો તે પછી આ બાબતમાં આપે શાં પગલાં લીધાં છે તે વિષે કૃપા કરીને મને જેમ બને તેમ જલદીથી જણાવશો.

આપનો

(સહી) ઇ. સી. ગિબ્સન

(૫) ઠાકોર સાહેબનો મિ૦ ગિબ્સનને પત્ર

ખાનગી

તા૦ ૨૯મી અકટોબર ૧૯૩૮.

વહાલા મિ૦ ગિબ્સન,

તા. ૨૬ મીના તમારા ખાનગી ડે. ઓ. નં. C ૧૩૪-૩૮ માટે હું ઘણો જ આભારી છું.

ના૦ તાજના પ્રતિનિધિની ઈચ્છા અને તમારી

આગ્રહભરી સલાહ અને ભલામણને અનુસરીને સર પેટ્રીક કેડલને મેં નોકરીમાં રાખવાનો નિર્ણય કર્યો છે, જો કે કાયદેસર રીતે મારી વલણ બરાબર છે એમ હું કહું છું.

જેમ બને તેમ જલદી યોગ્ય પગલાં લેવાય એ માટે હું ઘણો આતુર છું અને સુલેહ, શાંતિ તેમજ કાયદા પ્રત્યેનું સન્માન બરાબર જળવાય તે માટે રાજ્ય ચલાવવા સારૂ સર પેટ્રીક કેડલ અને મારા બીજા બે અમલદારોની મજબુત કાઉન્સિલ સ્થાપવાનો મેં નિર્ણય કર્યો છે.

તા. ૧૭ મીએ તમારી મેં મુલાકાત લીધી તે વેળા આવી કાઉન્સીલ સ્થાપવાની મારી સૂચનાને તમે મંજુર રાખી હતી. એટલે નીચેના સભ્યોને જણાવેલાં ખાતાંઓનો અખત્યાર સોંપવાનો મેં નિર્ણય કર્યો છે.

પ્રથમ સભ્ય અને ઉપપ્રમુખ સર પેટ્રીક કેડલઃ ૧ કાયદો અને ન્યાય, ૨ રાજકીય, ૩ નાણાખાતુ, પોલીસ, ૫ પ્રજાપ્રતિનિધિ સભા અને મ્યુનિસિપાલિટી. બીજા સભ્ય રાવસાહેબ, માણેકલાલ સી. પટેલને ૧ નાણાંખાતું, ૨ ઉદ્યોગ, ૩ મહેસુલ, ૪ જાહેર બાંધકામ, ૫ બરદાસી. ત્રીજા સભ્ય શ્રી. જયંતિલાલ એસ. જોબનપુત્રાને ૧ મેડીકલ, ૨ જેલ ૩ કેળવણી, ૪ તબેલા, ને બીજાં નક્કી ન કરેલાં ખાતાં.

હાલની ચળવળને અંકુશમાં લેવાનાં ભાવી પગલાંના સંબંધમાં મારી મંજુરી સાથે કાઉન્સીલ તેનો નિર્ણય કરશે અને બીજા બધા અગત્યના પ્રશ્નો સંબંધમાં ઉપલી કાર્યપદ્ધતિ અખત્યાર કરવામાં આવશે.

તમારા તરફથી જવાબ મળ્યે હું સર પેટ્રીક કેડલને તે મુજબ જણાવીશ.

તમારો

( સહી ) ધર્મેન્દ્રસિંહ

### પરિશિષ્ટ ઘ

### મિ૦ ગીબ્સનનો દરબાર વીરાવાળાને પત્ર

રેસીડેન્સી, રાજકોટ,

૨૫ મી નવેંબર ૧૯૩૯

પ્રિય વીરાવાળા,

તમારા પત્ર માટે આભાર, આજે સવારે મને ખબર પડયા કે તમે અહીં હતા. આ સાંભળીને મને ખુબ અજાયબી થઈ.

મને લાગે છે જો શ્રી. અનંતરાય પટ્ટણીએ તમને મળવું હતું તો તેઓ તમને ભાવનગર બોલાવી શકત અથવા તેઓ જાતે નટવરનગર—જે હું માનું છું કે રાજકોટ કરતાં ભાવનગરની વિશેષ નજીક છે ત્યાં— જઈ શકતા હતા.

હું સમજી શકું છું કે અહીં આવવાને તમે નાખુશ હતા. તમારી લાંબી માંદગી પછી આ લાંબા પ્રવાસો તમારી તંદુરસ્તી માટે ઘણા ખરાબ નીવડયા હોવા જોઈએ

ભવિષ્યમાં તમારી તંદુરસ્તીની તમે વધારે કાળજી લો તેવી આગ્રહભરી સલાહ હું તમને આપું છું.

તમારો

(સહી) ઇ. સી. ગીબ્સન

### પરિશિષ્ટ ચ

### પોલીટીકલ એજન્ટનો દરબાર વીરાવાળાને પત્ર અંગત

રાજકોટ, ૨૯-૧૦-૩૮

પ્રિય વાળાશ્રી,

તમારો કાલનો અંગત પત્ર મળ્યો. કર્નલ ઍસ્પીનૉલને લાગ્યું કે પ્રવાસથી તમને હાડમારી પડી એ જાણી હું દિલગીર થયો છું. તમે તો મને કહેલું કે તમને મુસાફરી સારી લાગી હતી.

ના. રેસીડેન્ટને મેં કરેલા તુમારનો જવાબ મળતા સુધી રાજકોટમાં તમે કોઈને મળશો નહીં તેવી તમે આપેલી ખાતરી પછી તમે રાજમહેલમાં ગયા હતા એમ જાણતાં હું સ્વાભાવિક રીતે જ ખૂબ અજાયબી પામ્યો હતો.

હું તો માત્ર એટલું જ માની લઈ શકું કે ખુદ તમારા પોતાના ભલાને ખાતર પણ આ પગલું ભાગ્યે જ ડહાપણ ભર્યું હતું એ તમે સમજશો અને નટવરનગર પાછા ફરો ત્યાં સુધી સ્થાનિક બાબતોથી

તદ્દન અળગા રહેવાની અને કોઈને નહીં મળવાની જે વલણ અખત્યાર કરવાનું તમે કબુલ્યું હતું તેનાથી ખસશો નહીં.

મને વિશ્વાસ છે કે તમે સંપૂર્ણ આરામ લઇ લીધો હશે અને આવતી કાલે નટવરનગર તરફ પાછા ફરવાનો પ્રવાસ તમને વસમો પડશે નહીં.

તમારો

**સી. કે. ડાલી**

**તા. ૨૮ મી ડીસેમ્બર ૧૯૩૮ ને રોજ રેસીડેન્સીમાં થયેલ મંત્રણાની નોંધમાંથીઉતારા:**

હાજર: ના. મી. ગીબ્સન, ના ઠાકોર સાહેબ, **કાઉન્સીલના સભ્યો**: સર પેટ્રીક કેડલ, રાવસાહેબ એમ. સી. પટેલ., મી. જયંતીલાલ જોબનપુત્રા.

ઓન. મી. ગીબ્સને શરૂઆત કરતાં ના. ઠાકોર સાહેબને જણાવ્યું હતું કે તેમણે કરેલા સમાધાને બધા રાજાઓમાં ખળભળાટ કરી મૂક્યો હતો. વલ્લભભાઈ પટેલ રાજકોટ કેવી રીતે આવ્યા અને ના. ઠાકોર સાહેબે તેમને આમંત્રણ આપ્યું હતું કે કેમ તે મી ગીબ્સન જાણવા માગતા હતા.

ના. ઠાકોર: તેઓ તેમની ઇચ્છાથી આવ્યા હતા અને મને મળવા જણાવ્યું હતું. મેં તેમને ચા પીવા નોતર્યા હતા.

મી. ગીબ્સન: વારૂ, પણ એ સાવ બીનભરોસા માત્ર માણસ છે. તમે જાણો છો કે બહારની કોઈ દખલગીરી ન ચાલવા દેવી એવી હિંદી સરકારની ઇચ્છા છે. પટેલની સાથે સમાધાન કરીને તમે તમારા ભાઈબંધ નરેંદ્રોની તથા સરકારની સહાનુભૂતિ ગુમાવી છે. તમે રુચે તે કરો તેનું હિન્દી સરકારને કાંઇ નથી. પરંતુ પટેલ દ્વારા સમાધાન કરવામાં તમે ભૂલ કરી છે. મહાસભાવાદી કાર્યકર્તાઓમાં પણ મી. પટેલ સૌથી વધુ અવિશ્વાસપાત્ર છે. છતાં જાહેરાત પરથી જણાય છે તે પ્રમાણે સમાધાનની શબ્દરચના એટલી બધી ખરાબ નથી, સિવાય કે, " શક્ય તેટલી વિશાળ સત્તાઓ " એ શબ્દો. આ શબ્દોનો ગમે તે અર્થ થઈ શકે. એનો અર્થ એટલે સુધી પણ થાય કે તમે માત્ર નામના જ રાજા રહો. એ શબ્દોના જોર ઉપર તેઓ શરૂઆતથી જ સંપૂર્ણ જવાબદાર રાજતંત્રની માગણી કરશે અને તમે પોતે ઘણીજ કઢંગી સ્થિતિમાં મુકાઈ જશો.

ના. ઠાકોર: ના, મેં માત્ર સમિતિ નીમી છે.

મી. ગીબ્સન: હા, પરંતુ સમિતિના સભ્યો કોણ નીમશે? અને તે સમિતિનો જે હેવાલ મળશે તે તો અમલમાં મૂકવાનો છે.

ના. ઠાકોર: શ્રી. વલ્લભભાઈ નામો સૂચવશે.

મી. ગીબ્સન: એનો અર્થ જ એ કે મહાસભાવાદી કાર્યકર્તાઓ નીમાશે, જેઓ " શક્ય તેટલી વિશાળ સત્તાઓ " એ શબ્દોની રૂએ સંપૂર્ણ જવાબદાર રાજતંત્રની માગણી કરશે.

સર પેટ્રીક: મી. પટેલ કઇ રીતે નામો સૂચવશે? આપણે તેમને લખવાનું છે?

ના. ઠાકોર: ના. તેઓ નામો મોકલશે.

મી. ગીબ્સન: એક કલમમાં તમે હેવાલને સંપૂર્ણ રીતે અમલમાં મૂકવાનું કબૂલ્યું છે. એથી તમે તમારી બાજી હારી બેઠા છો.

સુધારા સમિતિના પ્રમુખની નીમણુક સંબંધમાં મી. ગીબ્સને ઠાકોર સાહેબને પૂછ્યું: સમિતિના પ્રમુખ કોણ થશે?

ના. ઠાકોર: દરબાર વીરાવાળા.

મી. ગીબ્સન: ના, એ તો આવી નહીં શકે.

ના. ઠાકોર: કેમ? તેઓ તેમની રજાનો સમય પૂરો થયા પછી આવશે.

મી. ગીબ્સન: તેઓ તાલુકદાર છે, તેઓ નહીં આવી શકે. હું તેમને હવે આવવા નહીં દઉં.

ના: ઠાકોર: સર પેટ્રીકના ગયા પછી તેઓ આવી શકશે.

મી. ગીબ્સન: એ જોયું જશે.

**ઠાકોર સાહેબનો સરદાર વલ્લભભાઇને પત્ર**

અમરસિંહજી સેક્રેટેરીયટ, રાજકોટ, સ્ટેટ,

તા. ૨૭ ડીસેમ્બર ૧૯૩૮

**પ્રિય વલ્લભભાઈ પટેલ,**

તમે રાજકોટ આવ્યા તે બદલ હું તમારો ઘણો જ આભારી છું.

મામલાનો અંત લાવવામાં તમે મને જે રીતે મદદ કરી છે તેની હું ખૂબ કદર કરું છું.

અત્યાર સુધીમાં તમને પૂરેપૂરી ખબર પડી ગઈ હશે કે દીવાન સાહેબ વીરાભાઈ મને અને મારા રાજ્યને અત્યંત વફાદાર રહ્યા છે. તેમની કારકીર્દી દરમ્યાન મારી પ્રજાના ભલા માટે તેમનાથી બનતું બધું જ તેમણે કર્યું હતું.

મારી પ્રજાના મનમાં તેમના વિરૂદ્ધ જે કાંઇ ગેરસમજુતી રહેતી હોય તે દૂર કરવાને બનતું બધું કરવાની હું તમને વિનંતી કરું છું.

આ માટે હું તમારો અત્યંત આભાર માનીશ.

ધર્મેન્દ્રસિંહ

ઠાકોર સાહેબ, રાજકોટ

રાજકોટ ગૅઝેટમાંની તા. ૨૧ મી જાન્યુઆરી ૧૯૩૯ ની જાહેરાતઃ -

રાજકોટ દરબારી ગૅઝેટ

વધારો

શનિવાર, તા. ૨૧ મી જાન્યુઆરી, ૧૯૩૯

જાહેરાત નં. ૬૧ અને ૧૯૩૮-૩૯ ની

તા. ૨૬ મી ડિસેંબર ૧૯૩૮ ની નં. ૫૦ માંની જાહેરાતમાં જણાવ્યા મુજબ અમે રાજમાં બધાં મહત્ત્વનાં હિતોના પ્રતિનિધિત્વ ધરાવતા નીચેના ૭ સભ્યોની નીમણૂક જાહેર કરીએ છીએ. આ સાત ગૃહસ્થો હવે પછી જાહેર કરવામાં આવનારા ત્રણ રાજઅમલદારો જોડે એક સમિતિ ઉપર કામ કરશે જે ઘટતી તપાસ પછી અમને એવા સુધારાની યોજનાની ભલામણ કરશે જેનાથી રાજ્યના કારોબારમાં પ્રજાનો વધારે નિકટ સંબંધ આવે:

૧. શ્રી. પોપટલાલ પુરુષોત્તમ અનડા, પ્રમુખ, પ્ર. પ્ર. સભા; ૨. જાડેજા જીવણસિંહજી ધીરુભા; ૩. શેઠ દાદા હાજી વલીમહમદ; ૪. શ્રી. પોપટલાલ ધનજીભાઈ માલવિયા; ૫ શ્રી. મોહનલાલ મ. ટાંક પ્રમુખ મ્યુનિસિપાલિટી; ૬. ડૉ. ડી. જે. ગજ્જર અને ૭. શેઠ હેપતુભાઈ અબ્દુલઅલી. સમિતિએ સંપૂર્ણ તપાસ ચલાવીને પોતાનો અહેવાલ રજૂ કરવાનો છે.

રાજકોટ, ૨૧ મી જાન્યુઆરી ૧૯૩૯

ધર્મેન્દ્રસિંહ

ઠાકોરસાહેબ, રાજકોટ રાજ્ય

પરિશિષ્ટ ૧

**શ્રી. માણેકલાલ પટેલનો સરદાર વલ્લભભાઈને પત્ર ખાનગી**

રણજીત વિલાસ,

રાજકોટ તા. ૧૨-૧-૩૯

પ્રિય સરદાર સાહેબ,

સૂચવાયલી સુધારા સમિતિમાં નીમવાના સાત સભ્યોનાં નામોની ભલામણ કરનારા તમારા તા. ૪ થીના પત્રની પહોંચ સ્વીકારવાનું ના. ઠાકોર સાહેબે મને ફરમાવ્યું છે.

વર્તમાનપત્રો પરથી તમે જાણ્યું હશે કે તમારો પત્ર ના. ઠાકોર સાહેબને મળે તે પહેલાં તમે સૂચવેલાં નામો પ્રકટ થઇ ગયાં હતાં. આ થવા માટે તેમને દિલગીરી થાય છે કારણ કે આવા પ્રકાશનથી તમે અને ના. ઠાકોર સાહેબ કાંઈક કફોડી પરિસ્થિતિમાં મુકાઓ છો.

તમે સૂચવેલાં બધાંય નામો પસંદ કરવાની ના. ઠાકોર સાહેબની ઘણી ઇચ્છા હોય છતાં તેઓ નામદાર તેમની પ્રજાના અગત્યના વર્ગો તરફથી કરવામાં આવેલી વિનંતિઓને અવગણી શકે નહિ અને તેમની પ્રજાના બધા અગત્યના પક્ષોનો વિશ્વાસ ધરાવતા હોય એવા માણસોની સમિતિ બને એ તેમણે જોવું રહ્યું છે એ વાત તમે સમજી શકશો. હકીકત એ છે કે ના. ઠાકોર સાહેબને ભાયાતો તરફથી તેમજ મુસ્લીમ કાઉન્સિલ તરફથી નિવેદનો મળ્યાં છે અને અછુત વર્ગો તરફથી પણ એક અરજી મળી છે.

ના. ઠાકોરસાહેબ તમારી યાદીમાંના નં. ૧, ૨,

૪ અને ૫ નંબરનાં નામોવાળા ગૃહસ્થોને મંજુર રાખે છે.

નં. ૩. સ્થાવર મીલ્કત ધરાવે છે. લગભગ ૪૦ વરસથી અહીં વસે છે અને એક પ્રતિષ્ઠિત શહેરી છે છતાં તેઓ સ્વતંત્ર વિચારોવાળા હોઈ આવા પ્રકારની સમિતિ પર કામ કરવા માટે ભાગ્યે જ ઉપયોગી થવાની આશા રહે છે.

મુસ્લીમો એ ઘણો અગત્યનો વર્ગ છે અને તેઓ એટલા બધા સંગઠિત છે કે સહેલાઈથી તેઓની અવગણના થઈ શકે નહિ એ તમે કબૂલ કરશો. મુસ્લીમ કાઉન્સિલના સર્વાનુમતીવાળા નિર્ણયને પરિણામે તેઓએ રજૂ કરેલા નિવેદનમાં એવી વિનતિ કરી છે કે પ્રજાના સાત સભ્યોમાંના ત્રણ મુસ્લીમ હોવા જોઈએ. તેઓની આ માગણી અલબત્ત વ્યાજબી નથી; પરંતુ વહોરાઓ સમેત તેઓને બે બેઠકો આપવી જોઈએ અને તેમાંના એક તેઓની કાઉન્સીલના પ્રમુખ હોવા જોઈએ. બ્રિટિશ હિંદમાંના તમારા વિશાળ અનુભવથી તમે એ સમજી શકશો કે જો તેઓની કાયદેસરની વિનંતિઓને માન આપવામાં નહિ આવે તો તેઓ બુમરાણ કરી મૂકશે અને વાતાવરણ બગાડી મૂકશે; જે આપણે સૌ ટાળવા માગીએ છીએ.

નં. ૬ અને ૭ સંબંધમાં એમ લાગે છે કે જાહેરાતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે પ્રમાણે પ્રજાની વ્યાખ્યાની મર્યાદામાં તેઓ આવી શકતા નથી.

શ્રી. વ. ગ. શુકલ રાજ્યમાં જન્મ્યા નથી તેમ તેમના જન્મથી એટલે કે લગભગ ૪૦ વર્ષથી તેઓ રાજ્યની હકુમતમાં રહેતા પણ નથી. તેમના પૂર્વજો સરધાર પાટીમાં કાંઈક મિલ્કત ધરાવે છે એથી કંઈ વ્યાખ્યા પ્રમાણે તેમને રાજકોટ રાજ્યના તરીકે લેખાવાનો હક મળી જતો નથી

શ્રી. ઉ. ન. ઢેબર સંબંધમાં પણ ના. ઠાકોર સાહેબને એજ વાંધો આવે છે. જણાવવામાં આવ્યું છે તે પ્રમાણે તેઓ મૂળ જામનગર રાજ્યના છે અને તેમના પિતાએ તેમના જીવનનો મોટો ભાગ મુંબઈમાં ગાળ્યો છે. તેમણે પોતે રાજકોટ શાળામાં અભ્યાસ કરેલો કહેવાય છે અને જ્યારે વકીલ તરીકે વકીલાત શરૂ કરી ત્યારે તે સીવીલ સ્ટેશનમાં રહેતા હતા. રાજ્યની હદમાં તેઓ આશરે બે વર્ષથી જ રહે છે. ગયે વર્ષે રાજ્યમાં તેમણે જમીન પણ ખરીદી છે. ના. ઠાકોરસાહેબને લાગે છે કે મરહુમ ઠાકોરસાહેબના સમયથી, જેઓને પ્રજાના નેતાઓ તરીકે હમેશાં રાજ્યે સ્વીકારેલા છે તે આગેવાન ગૃહસ્થોમાં કાંઈ અસંતોષની લાગણી ઉપજવા ન પામે તે માટે વ્યાખ્યાને ચુસ્ત રીતે વળગી રહીએ તો તેમની નીમણૂક ન થવી જોઈએ.

ભાયાતોએ પણ ના. ઠાકોર સાહેબને વિનંતિ કરી છે, અને વાજબી રીતે કરી છે, કે સમિતિ પર તેઓનો એક જણ હોવો જોઈએ. કારણ કે રાજ્યમાં તેઓનું પ્રમાણ ઠીક ઠીક છે અને તેઓ ઘણા અગત્યના વિભાગનું પ્રતિનિધિત્વ ધરાવે છે. આ બીના પણ આપના ધ્યાન પર લાવવાની જરૂર છે. તેથી સમિતિ પર તેઓમાંથી એક જણ હોવો જોઈએ.

ના. ઠાકોર સાહેબની એવી ઇચ્છા છે અને તે તમે સહેજે સમજી શકશો કે સમિતિ તેમની પ્રજાના બધા અગત્યના વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતા સારામાં સારા બુદ્ધિમાનોની બનેલી હોવી જોઈએ.

ઉપર જણાવ્યું છે તેને અનુસરીને તમારે જો કાંઈ સૂચના કરવાની હોય તો, તે પછી સમિતિના પ્રમુખ ઉપરાંત ત્રણ અમલદારો સાથે સમિતિના સભ્યોની યાદી ના. ઠાકોર સાહેબ જાહેર કરશે.

તમારો

(સહી) માણેકલાલ પટેલ

## પરિશિષ્ટ છ

### સરદાર વલ્લભભાઈનો જવાબ

સ્વરાજ્ય આશ્રમ, બારડોલી ૧૫-૧-૩૯

ભાઈ માણેકલાલ પટેલ,

તમારો ૧૧મી જાનેવારીનો કાગળ મળ્યો. તમારા કાગળથી મને દુઃખ થાય છે. મેં આપેલાં નામો પ્રગટ થયાં એ ખોટું તો થયું, પણ ઘણા માણસોની સાથે જેમાં વહેવાર હોય તે વાત હમેશાં છુપી રહી શકતી

નથી. વળી નામ પ્રગટ થયા છતાં સબળ કારણસર ફેરબદલી અવશ્ય થઈ શકે.

ભાયાતો અને મુસલમાન નામ વિષે તમે જે ભલામણ કરો છો તે મારાથી સ્વીકારી નથી શકાતી. તે સ્વીકારવા જતાં મારે નામો આપવાની આવશ્યકતા પાછળ જે વિચારશ્રેણી રહી છે (તે સમજી શકાય તેવી છે એ) તુટી જાય છે. આ કમિટિ અમુક હેતુ પાર પાડવાને સારૂ થઈ છે, ને એ હેતુ તો અમુક પ્રકારના મત ધરાવતા હોય તેવા પણ પ્રમાણિક માણસોથી જ સિદ્ધ થઈ શકે. હું એટલી ખાતરી આપી શકું છું કે જે સાત સભ્યોનાં નામ મેં સૂચવ્યાં છે તેઓ ભાયાતો વગેરેનાં હિત નજરમાં રાખીને જ કામ કરશે. આથી વિશેષની આશા કોઈ ન રાખી શકે.

કેટલાક સભ્યો રાજકોટ સ્ટેટની રૈયત ન હોવા વિષે તમે ઉલ્લેખ કર્યો છે તે દુઃખદ છે, પણ એ કરવાનો તમને અધિકાર હતો. શ્રી. ઢેબરભાઈ એ વ્યાખ્યામાં નથી જ આવતા એમ તમે ફરી વિચાર કરતાં નિશ્ચય કરો તો તે વિષે તકરારમાં ઊતરવાને બદલે એ નામ ખેંચી લેવા હું તૈયાર છું. અને જો શ્રી. ઢેબરભાઈનું નામ કાઢી નાખવાનો આગ્રહ કાયમ રહે તો એને બદલે શ્રી. ગજાનન જોશી વકીલનું નામ સૂચવું છું. શ્રી. વજુભાઈ શુકલ તો એ વ્યાખ્યામાં આવે છે એવો મારો મત છે.

પ્રમુખ દશમાંથી ચૂંટાય એવો જ અર્થ ના. ઠાકોર સાહેબના નોટીફીકેશનનો થઈ શકે અને એ પ્રમુખ દ. શ્રી. વીરાવાળા ન હોઈ શકે એ મારે કહેવું જોઈએ. એમણે પોતે તો મને કહેવરાવ્યું છે કે એઓ પોતે કશો હોદ્દો લેવાના જ નથી.

મારે કહેવું જોઈએ કે કમિટિની નિમણુક થવામાં ઘણી ઢીલ થઈ છે. રીપોર્ટ તો ૩૧ મી જાન્યુઆરી લગીમાં બહાર પડવો જ રહ્યો. એટલે મારી આશા છે કે કમિટિ આ કાગળ પહોંચતાં તુરત નિમાઈ જશે પણ કમનસીબે કમિટિ નહિ નિમાય તો લોકો તરફથી લડત ફરી શરૂ થવાનો ભય છે. સાથે મારે જણાવવું જોઈએ કે ના. ઠાકોર સાહેબ તથા સર પેટ્રીક કેડલની વચ્ચે થયેલો પત્ર વ્યવહાર અને રેસીડેન્ટની સાથે તા. ૨૮મી ડીસેમ્બરે થયેલી મુલાકાતની યાદી મારી પાસે છે. મને ભય છે કે જો સમાધાની ભાંગી પડશે તો હિતને અર્થે એ કાગળો ને એવા બીજા જે મારા કબજામાં છે તે પ્રગટ કરવાનો મારો ધર્મ થઈ પડશે.

પણ મારી ઉમેદ છે કે એવું કશું નહીં કરવું પડે ને કમિટિની નીમણુક તુરત થશે ને બધુ કામ નિયમસર શરૂ થઈ જશે.

તારથી જવાબની આશા રાખું છું.

લી. વલ્લભભાઈ પટેલના

વંદેમાતરમ્

---

# વડોદરા રાજ્યની ધારાસભાને લગતી નીમાયેલી સમિતિની ભલામણો

[ **વડોદરા રાજ્યમાં** લગભગ પા સદીથી, રાજ્ય વહીવટમાં લોકો પ્રતિનિધિત્વ ધરાવતા થાય એવા હેતુથી ધારાસભાની સ્થાપના થયેલી છે. તેના બંધારણમાં બહુ અંશે મૌલિક ફેરફાર કરવાના હેતુથી શ્રીમંત સરકાર તરફથી એક સમિતિ નીમવામાં આવી હતી. એ સમિતિએ ત્યાંની ધારાસભાના હાલના બંધારણમાં જે ફેરફાર સૂચવ્યો છે, તે અમે આ નીચે આપીએ છીએ. દેશી રાજ્યો પરત્વે લોકશાસનવાળાં બંધારણનો જેઓ વિચાર કરતા હોય તેઓને આ ભલામણો માર્ગદર્શક થાય એવી છે. **તંત્રી.** ]

ધારાસભા હક, વિસ્તાર તથા તેને લગતા પ્રશ્નોનો વિચાર કરવા માટે શ્રીમંત સરકારે નીચેના સભાસદોની એક સમિતિ નિમી હતી.

**સમિતિની નીમણુક.**

અધ્યક્ષ

(૧) મે. રા. રા. કર્નલ કુમાર શિવરાજસિંહ, બી. એ., મંત્રસચીવ.

**સભાસદો**

(૨) મે. રા. રા. સત્યવ્રત મુકરજી, બી. એ. (ઑક્સન), સરસુબા.

(૩) મે. રા. રા. ડૉ. શંકરરાવ માધવરાવ પગાર, બી. એ. (વિસ.), એ. એમ., પીએચ. ડી. (કોલંબિઆ), પ્રગતિ અધિકારી.

(૪) શ્રી. મે. રા. રા. ભદ્રસિંહરાવ આનંદરાવ ગાયકવાડ, બી. એ. એલએલ. બી. (કેંટબ), બાર-એટ-લૉ., રાજ્યકોષાધિકારી.

(૫) મે રા. રા. સખારામ અમૃત સુધાળકર, બી. એ. એલએલ. બી., ન્યાયમંત્રી.

(૬) રા. રા. ગિરધરલાલ ડોસાભાઇ પરીખ, બી. એ. એલએલ. બી.

(૭) રા. રા. છોટાલાલ ઝવેરભાઇ સુતરીયા, બી. એ. એલએલ બી.

(૮) રા. રા. ફરામરોજ રતનજી ડાભુ.

(૯) રા. રા. રસુલખાન હુસેનખાન પઠાણ, બી. એ. એલએલ. બી.

(૧૦) રા. રા. નાગજીભાઇ ગોવિંદભાઈ આર્ય.

(૧૧) રા. રા. બાપુભાઈ ઘેલાભાઇ દેસાઈ, બી. એ. એલએલ. બી.

૨. સમિતિની ભલામણો નીચે પ્રમાણે છેઃ—

**સમિતિની ભલામણો.**

(૧) ધારાસભાના સભાસદોની કમાલ સંખ્યા ૫૫ની રાખવી, આ સંખ્યામાં **સભાસદોની સંખ્યા** ૩૭ ચૂંટાયેલા, ૯ શ્રીમંત સરકારે સરકારી અમલદારોમાંથી નિમેલા અને ૯ સુધી શ્રીમંત સરકારે નિમેલા બિન સરકારી સભાસદો નીચેના ધોરણે રાખવા.

૯ શ્રીમંત સરકારે સરકારી અમલદારોમાંથી નિમેલા સભાસદો. હોદ્દાની રૂએ.

| | |
|---|---|
| દિવાન, અધ્યક્ષ | ૧ |
| મંત્રસચિવો તથા કર્મસચિવ મળી | ૩ |
| ન્યાયમંત્રી | ૧ |
| વરિષ્ટ ન્યાયાધિશના નિમેલા મુખ્ય સરકારીવકીલ | ૧ |
| ઈતર સરકારી અમલદારોમાંથી નિમવાના | ૩ |
| | ૯ |

૩૭ ચૂંટાયેલા સભાસદો.

(ક) ૯ વડોદરા પ્રાંત

| | |
|---|---|
| ૧ વડોદરા શહેર | ૨ |
| ૨ ઈતર સુધરાઈવાળાં સ્થળો | ૨ |
| ૩ સુધરાઈ સિવાયની હદનાં | ૫ |
| | ૯ |

(ખ) ૮ મેહેસાણા પ્રાંત

| | |
|---|---|
| ૧ સુધરાઈવાળાં સ્થળો | ૨ |
| ૨ સુધરાઈ સિવાયની હદનાં | ૬ |
| | ૮ |

(ગ) ૬ નવસારી પ્રાંત

| | |
|---|---|
| ૧ સુધરાઇવાળાં સ્થળો | ૨ |
| ૨ સુધરાઈ સિવાયની હદનાં | ૪ |
| | ૬ |

(ઘ) ૪ અમરેલી પ્રાંત ઓખામંડળ સહિત

| | |
|---|---|
| ૧ સુધરાઇવાળાં સ્થળો | ૧ |
| ૨ સુધરાઈ સિવાયની હદમાં | ૩ |
| | ૪ |

| | |
|---|---|
| (ઙ) ૨ સંઘટિત મજૂર વર્ગના | ૨ |

(ચ) ૨ સહકારી મંડળીઓ

| | |
|---|---|
| ૧ વડોદરા અને નવસારી પ્રાંતોની | ૧ |
| ૨ મેહેસાણા અને અમરેલી (ઓખામંડળ સાથે) પ્રાંતોની | ૧ |
| | ૨ |

| | |
|---|---|
| (છ) ૨ ઈનામદારો અને ઠકરાતી આંકડીયા ગામો ધારણ કરનાર | ૨ |

(જ) ૨ (૧) વેપાર

| | |
|---|---|
| (અ) વડોદરા અને નવસારી પ્રાંતોમાંથી | ૧ |
| (આ) મહેસાણા અને અમરેલી (ઓખા મંડળ સાથે) પ્રાંતોમાંથી | ૧ |
| | ૨ |

૨ (૨) ઉદ્યોગ

| | |
|---|---|
| (અ) વડોદરા અને નવસારી પ્રાંતોમાંથી | ૧ |
| (આ) મહેસાણા અને અમરેલી (ઓખા-મંડળ સાથે) પ્રાંતોમાંથી | ૧ |
| | ૨ |
| | ૩૭ |

૯ સુધી શ્રીમંત સરકારે નિમવાના સરકાર અમલદાર સિવાયના

| | |
|---|---|
| અસંઘટિત મજુરો પૈકી | ૧ |
| સ્ત્રીઓ | ૨ |
| લઘુમતિ હિતસંબંધવાળા પક્ષી | ૬ સુધી |
| | ૯ સુધી |

૫૫

ચૂંટણીના મત હક્ક સંબંધી

(૨) (ક) ગામડાઓમાંથી ચૂંટણી માટે પ્રાંત પંચાયતની ચૂંટણીમાં જે લોકોને મતાધિકાર છે તે લોકોને મત આપવાનો હક્ક રાખવો.

(ખ) શહેર નગરમાંથી સુધરાઈના ઉમેદવારોની ચૂંટણી માટે મત આપવાનો જેમને હક્ક છે તેમને મતાધિકાર આપવો.

(ગ) ધારાસભાના પ્રાદેશિક પ્રતિનિધિઓની ચૂંટણી સીધી થવી જોઈએ.

(૧) વેપાર, ઉદ્યોગ, સંઘટિત મજુર વર્ગ તથા સહકારી મંડળીના પ્રતિનિધિઓની ચુંટણી સીધી રીતે કરવી કે કેમ તે બાબત તથા,

(૨) ચુંટણીની રીત, પદ્ધતિ અને ઇતર વ્યવસ્થા સંબંધની વિગતો બાબત શ્રીમંત સરકારને ભલામણ કરવા તદ્દ સભાસદોની એક સમિતિ નિમવી.

(ઘ) જુદી જુદી કોમો માટે જુદી જુદી ચૂંટણીનું ધોરણ રાખવું નહી. તેમ સામાન્ય ચૂંટણીથી ચૂંટાઈ આવતા સભાસદોમાં કોઇ કોમને જુદું પ્રતિનિધિત્વ આપવું નહી.

(૩) હજુરની અગાઉથી મંજુરી મેળવ્યા સિવાય કોઈ પણ સભાસદ

**કયા મુસદ્દા સભા આગળ લાવવાની મનાઈ છે.**

(ક) સરકારી કરજ અગર મહેસુલ અગર કરને અસર કરે અગર જેથી સરકારી મહેસુલ અગર કર ઉપર કાંઈ બોજો ઉત્પન્ન થાય એવો,

(ખ) શ્રીમંત સરકારના લશ્કરનાં શિરત અને બરદાસ્તને અસર કરે એવો,

(ગ) શ્રીમંત સરકારના ખાનગી ખાતાની વ્યવસ્થાને અસર કરે એવો,

(ઘ) બીજા રાજ્ય સાથેના સંબંધને અસર કરે એવો,

(ઙ) શ્રીમંત સરકારની અને રાજઘરાણાની સત્તા અને મોભાને અસર કરે એવો, અથવા

(ચ) બીજી જે કાંઇ બાબતો હજુર વખતોવખત ઠરાવે તેને અસર કરે એવો,

કોઈ મુત્સદ્દો, ઠરાવ અથવા પ્રશ્ન સભા આગળ લાવી શકાશે નહિ પરંતુ સરકારી કરજ અગર મહેસુલ અગર કરને અસર કરે એવા કોઈ ઠરાવથી શ્રીમંત સરકારની નાણાં સંબંધી આંટને હાનિ કે અસર થાય તેવું ન હોય ત્યારે તેવો ઠરાવ સભા આગળ લાવવાને હરકત ન હોવી જોઈએ.

ઉપરના ધોરણોને પાત્ર રહીને દરેક નિબંધના મુસદ્દા ધારાસભા આગળ ચર્ચા માટે રજુ કરવા.

**અંદાજપત્રકની ચર્ચા સબંધે**

(૪) (ક) ખાનગી ખાતાને લગતી,

(ખ) બીજા રાજ્યના સંબંધને અસર કરે તેવી (જેવી કે દરિયાઇ જકાત, ખંડણી વિગેરે બાબતો),

(ગ) નિવૃત્તિવેતન, નિવૃત્તિપારિતોષિક તથા દ્રવ્ય સંચય નિધીને લગતી,

(ઘ) વ્યાજ અને ઘસારા નિધીને લગતી,

બાબતો સિવાયની અંદાજપત્રની બાબતો ધારાસભા આગળ ચર્ચા કરવા માટે મુકી શકાશે. માત્ર ધારાસભાએ સૂચવેલી કોઈ કપાત શ્રીમંત સરકાર તરફથી ગ્રાહ્ય કરવામાં આવે તોજ તેનો અમલ કરવો.

**ધારાસભાના સભાસદોના હકો**

૫. ધારાસભાના સભાસદોને બીજાં રાજ્યો તથા પ્રાંતિક સરકારોની ધારાસભાના સભાસદોને મળે છે તેવા પ્રકારના વાણી સ્વાતંત્ર્યનો છુટ લેવા જેવા હકો આપવા.

**ધારાસભાના સભાસદની કાયમની સમિતિઓમાં નિમણુક**

૬. કાયમની સમિતિઓ જેવી કે અંદાજ સમિતી નોકરી સમિતિ, હરરાજી સમિતિ વગેરેમાં જે તે સમિતિના પ્રમુખે પસંદ કરેલા ધારાસભાના નિદાન એક સભાસદને નિમવા.

**સભાસદોમાંથી ઉપપ્રમુખની ચૂંટણી**

૭. ધારાસભાના પ્રમુખ ચૂંટાયેલા રાખવાનું ધ્યેય છે, હાલને માટે ધારાસભાના ઉપપ્રમુખની ચૂંટણી શ્રીમંત સરકારે ધારાસભાના સભાસદોમાંથી કરવી.

**ઉપપ્રમુખે ધારાસભાની સમિતિના પ્રમુખ તરીકે કામ કરવું.**

૮. ઉપરની રકમ ૭ પ્રમાણેના ઉપપ્રમુખ જે જે ધારાસભાએ નિમેલી સમિતિમાં તે સભાસદ હોય તે તે સમિતિમાં પ્રમુખ તરીકે કામ કરશે એમ ઠરાવવું.

**ધારાસભાના નિદાન એક સભાસદની સચિવ તરીકે નિમણૂક કરવા બાબત.**

૯. હુજૂરે કૃપાવંત થઈ ધારાસભાના સરકારી અમલદાર સિવાયના ધારાસભાના સભાસદ હોય અને જે ધારાસભાની બહુમતિના સભાસદોનો વિશ્વાસ ધરાવતા ( ગ્રાહ્ય હોય તેવા ) હોય તેવા એક સદગૃહસ્થની તે ધારાસભાના સભાસદ તરીકે ચાલૂ રહે ત્યાં સુધીની મુદત માટે મંત્રીમંડળમાં નિમણૂક

કરવી. પોતાની હોદ્દાની મુદ્દત દરમ્યાન તે હજૂરને જવાબદાર રહેશે.

**ઉપરના મંત્રીમંડળના સભ્યને સાધારણતઃ સોંપવાનાં ખાતાંઓ.**

૧૦. ઉપરની રકમ ૯ પ્રમાણે નિમાયેલા મંત્રીમંડળના સભ્યને સાધારણતઃ નીચેનાં ખાતાંઓ કે તે પૈકી કેટલાંક સુપ્રત કરવાં:—

૧ કેળવણી.
૨ પ્રગતિ, વેપાર ઉદ્યોગ અને કામગાર ખાતાં.
૩ પંચાયત,
૪ આરોગ્ય રક્ષણ
૫ ગ્રામોદ્ધાર
૬ સહકારી.

**બે સભાસદોની સદસ્ય મંત્રી તરીકે નીમણુક**

૧૧. ધારાસભાના સભાસદો પૈકી બે સભાસદોની સદસ્ય મંત્રી (Parliamentary Secretaries) તરીકે શ્રીમંત સરકારે નિમણોક કરવી અને તે પૈકી એક મંત્રીને ઉપરની રકમ ૯ પ્રમાણે નિમાયેલા મંત્રીમંડળના સભ્યના હાથ નીચે કામ કરવા ઠરાવવું. અને બીજા મંત્રીએ શ્રીમંત સરકાર ઠરાવે તે બીજા મંત્રીમંડળના સભ્યના હાથ નીચે કામ કરવા ઠરાવવું. આ મંત્રીઓ મંત્રીમંડળના જે સભ્યના હાથ નીચે કામ કરશે તેને જવાબદાર રહેશે એમ ઠરાવવું.

**પ્રજાને રાજ્યકારોબારમાં સંપૂર્ણરીતે સામેલ કરવાની અંતીમ ધ્યેયની જાહેરાત.**

૧૨. શ્રીમંત સરકાર મહારાજા સાહેબનું પોતાની પ્રજાને રાજ્ય કારોબારમાં સંપૂર્ણ રીતે સામેલ કરવાનું અંતીમ ધ્યેય છે અને તે હેતુ પાર પાડવા માટે તે દિશામાં પ્રથમ પગથિયા તરીકે સંગીન પ્રગતિ કરવા હાલનો સમય અનુકૂળ છે. તેથી ઉપરોક્ત ધ્યેયની જાહેરાત (Proclamation) દ્વારા અગર તેવી ઇતર બંધારણીય રીતે પ્રસિદ્ધ કરવી

**વડોદરા રાજ્યબંધારણ કાયદો ઘડવા બાબત.**

૧૩. વડોદરા રાજ્ય બંધારણ કાયદો (Government of Baroda act) ઘડવો અને તેમાં ઉપરનાં ધોરણો ઉપરાંત વરિષ્ઠ ન્યાયાધિશનો પગાર તથા હોદ્દાની મુદ્દત પણ નિશ્ચિત કરવી.

તારીખ ૬ માહે જાનેવારી સન ૧૯૨૯.

શિવરાજસિંહ
કર્નલ,
પ્રમુખ.

# શ્રીમંત સરકાર મહારાજા સાહેબ પ્રતાપસિંહ ગાયકવાડ સેના-ખાસખેલ સમશેર બહાદુર એઓશ્રીનો પોતાની પ્રિય પ્રજા માટેનો સંદેશો.

અમારા વિશ્વવિખ્યાત પિતામહ સ્વ. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડ એઓશ્રી તરફના પૂજ્યભાવનાં તથા પ્રેમનાં જે અસંખ્ય પ્રદર્શન થયાં છે તેની અમારા મન ઉપર અતિશય ઉંડી અસર થઇ છે. અમને પોતાને તેમ જ સર્વ રાજકુટુંબીઓને આ અતિદુઃખકર ખોટને પ્રસંગે આવાં પ્રેમ અને સહાનુભૂતિનાં પ્રદર્શન ખરેખર મોટા આશ્વાસનરૂપ થઈ પડયાં છે અને તે સ્વર્ગસ્થને પગલે ચાલી અમારી પ્રિય પ્રજાનું કલ્યાણ સાધવાના કામમાં અમારૂં જીવન અર્પણ કરવાના અમારા નિશ્ચયમાં બલપ્રદ સાધન થશે.

૨. જે સમર્થ રાજકર્તાના અવસાન માટે આપણે શોક કરીએ છીએ તેઓશ્રી કહેતા કે "મારા આખા લાંબા જીવન દરમ્યાન મારૂં પ્રધાન ધ્યાન ખેડુતો માટે ને તેમના કલ્યાણ માટે જ હતું." તેઓશ્રી સતત આ લોકોના જ વિચાર કરી રહ્યા હતા, તે એટલે સુધી કે તેઓશ્રીની છેલ્લી ભયકર માંદગીમાં પણ તેમણે જમીન મહેસુલમાં મોટો ઘટાડો કરવાના હુકમ આપ્યા હતા અને તે ગયા વર્ષના ડિસેંબરની ૨૬મી તારીખે પ્રસિદ્ધ કરવામાં આવ્યા હતા. તેઓશ્રીના શાસનકાલના હીરકમહોત્સવ પ્રસંગે તેઓશ્રીએ ગામડાંઓ માટે જે મોટો નિધિ કાઢી તેનો જુમ્મો બનાવ્યો છે તે તે લોકોની સ્થિતિ સુધારવાની તેમની સતત કાળજી બતાવનારૂં દૃષ્ટાંત હતું. રાજ્યશાસનના કામમાં અમે છેલ્લાં દશ વર્ષોથી સીધો ભાગ લીધો છે, તે ઉપરથી પણ અમને એમ સમજાયું છે કે ખેડુત અમારા રાજ્યનો સ્તંભ છે અને તેની આર્થિક સ્થિતિ અને સામાન્ય કલ્યાણ તરફ અમારે વધારેમાં વધારે ધ્યાન આપવું. અમારો પ્રેમ અને અમારી સહાનુભૂતિની વાસ્તવિક સાક્ષાત જાહેરાત માટે અમે ફરમાવીએ છીએ કે અમારા પુરોગામી મહારાજા સાહેબે મહેસુલના આકારમાં ઘટાડાની જે જાહેરાત કરી છે તે ઘટાડેલો આકાર જ હવે ચાલુ આકાર ગણાશે અને રીવીઝન સેટલમેંટ અર્થાત્ ફેરઆકાર વખતે જ તેમાં ફેરફાર કરવામાં આવશે.

અમને એવી ઉત્કટ આશા રહે છે કે આ ઘટાડા સંપૂર્ણ રીતે પ્રજાની સ્થિતિને વાસ્તવિક રીતે પહોંચી વળે છે. પરિણામે ખેડુતો પોતાના જીવનમાં વિવેક રાખવા ને કરકસર કરવા પ્રેરાશે અને વધારે ઉંચા પ્રકારનું જીવન અને આબાદી મેળવવા ગંભીર રીતે પ્રયત્ન કરશે.

૩. તમે બધા જાણો છો કે ૧૯૩૮ના આરંભમાં સરકારે અધિકારી અને બિન અધિકારી સભ્યોની એક પ્રતિનિધિક સમિતિ નીમી હતી અને રાજ્ય-બંધારણીય પ્રગતિનો વિચાર કરવા માટે તેને વિશાળ અવકાશ આપવામાં આવ્યો હતો. આ સમિતિએ પોતાનું નિવેદન ગયા ડિસેંબરમાં સર્વાનુમતે રજુ કર્યું છે તે જ સમિતિના સભ્યોની પ્રજાકીય ભાવનાનું પ્રશંસાપાત્ર પ્રતીક છે અને ભવિષ્યને માટે આશાભર્યું સૂચન છે.

આ નિવેદનની નીચે પ્રમાણે મુખ્ય ભલામણો છેઃ-

(૧) વિસ્તૃત પ્રાદેશિક મતાધિકારવાળી, ભિન્ન ભિન્ન હિતના પ્રતિનિધિત્વ ધરાવતી અને ચુટાયલા સભ્યોની બહુમતીવાળી વિસ્તૃત ધારાસભાની રચના કરવી. કાયદાવિષયક તમામ પ્રસ્તાવ અને રાજ્યના જમાખર્ચનું

અંદાજપત્રક કરે તે નિયમાનુસાર આ ધારાસભા આગળ રજુ કરવાં અને બિનસરકારી ઉપાધ્યક્ષની નિમણુંક કરવી. (૨) ધારાસભાને સામાન્ય રીતે સ્વીકાર્ય થાય એવા સાર્વજનિક કામમાં ઉત્તમ કામ કરી બતાવેલા એક બિનસરકારી ગૃહસ્થને અમારા મંત્રીમંડળમાં સભ્ય તરીકે અમે નીમીએ અને તે સભ્ય મંત્રીમંડળના ઇતર સરકારી સભ્યોની માફક અમને જવાબદાર રહેશે. (૩) મંત્રીમંડળના સભ્યોને ધારાસભાના કામમાં મદદ કરવા સારૂ ધારાસભાના સભ્યોમાંથી બે પાર્લામેંટરી સેક્રેટરીઓ અમે નીમીએ.[1]

આ ભલામણોને અમારી સંમતિ છે એ વાત હવે જાહેર કરતાં અમને આનંદ થાય છે. અમારી ઇચ્છા એવી છે કે એ જ સમિતિની સહાયથી આ બાબતમાં આવશ્યક પ્રારંભમાં પગલાં તરત જ ભરવાં અને હાલની ધારાસભાની મુદત આવતા સપ્ટેંબરમાં પૂરી થતાં પહેલાં આ નવીન યોજનાનુસાર ચુંટણી કરવા સારૂ નવાં મતદારબંધ તથા મતાધિકારીઓ માટેના નિયમો અને બીજી તેના સંબંધીની ઝીણી તપશીલ નક્કી કરી દેવી. આ નવીન તજવીજોનો આરંભ કરવા સારૂં યોગ્ય વખતે એક જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવશે.

રાજા અને પ્રજા વચ્ચેના હિતની અને પ્રજાના તમામ વર્ગો વચ્ચેના હિતની સંપૂર્ણ અભિન્નતા ઉપર એકવાર ફરીથી આ નવું બંધારણ વિશેષ ભાર મુકશે અને અમારી સંપૂર્ણ ઉમેદ છે કે લાંબા સમયથી ચાલતી આવેલી રૂઢીઓથી દબાએલી પ્રજા સહિત અમારી આખી પ્રજાની ઐહિક અને નૈતિક સ્થિતિમાં પ્રગતિ થશે.

૪. અમારા સરદારો, આસામદારો, દરકદારો, જહાગીરદારો અને ઇનામદારોને અમે આશ્વાસન આપીએ છીએ કે તેમનું હિત અમારા હૃદયની ઘણું જ નિકટ રહેશે. જે સંબંધથી તેઓ અમારા વંશ સાથે સંકળાયેલા છે તે સંબંધ ઘણા જ જુના છે અને તે સંબંધો સંગીન કરવા અમારી ઇચ્છા છે. આ પ્રસંગે અમે તેમને ખાત્રી આપીએ છીએ કે તેમના હિતના પ્રશ્નોનો અમારી તરફથી સહાનુભૂતિથી વિચાર થશે અને વિશેષ કરીને એવા સાધનોની યોજના કરવામાં આવશે કે જેને યોગે તેમના પુત્રો ને તેમની ભાવી પ્રજા પોતાની જાતને બદલાતા સંજોગોને અનુકૂળ કરે અને તેઓ પ્રજાકીય સેવામાં ઉપયોગી ભાગ ભજવે.

૫. વડોદરા રાજ્યના ઇતિહાસમાં સ્વ. શ્રીમંત સર સયાજીરાવ ત્રીજા એઓશ્રીનો લાંબો શાસનકાળ સુવર્ણયુગ ગણાશે, અને તેઓશ્રીનું સ્મરણ અનંતકાલ સુધી રહે અને તેમનું જીવન ભાવી પ્રજાને ઉજ્જવળ પ્રેરણા આપનારૂં થાય એ હેતુથી બધા લોકોની ઇચ્છા છે કે તે મહાન રાજકર્તાની વિભૂતીને શોભે એવું એક સ્મારક કરવું.

તેથી અમે એવો નિર્ણય કર્યો છે કે જે સમર્થ મહાન પુરૂષને આપણે ગુમાવી બેઠા છીએ, તેમની યાદગીરી કાયમની જાળવી રાખવા સારૂ અમે અમારી ખાનગી મિલકતમાંથી એક કરોડ રૂપિયા જેટલી રકમ ઇલાહીદા કાઢીશું. અમારી એવી ઇચ્છા છે કે આ જુમ્માનો લાભ કોઈ પણ અપવાદ સિવાય, તમામ વર્ગો અને કોમોને મળે, અને એ ઉદ્દેશની સિદ્ધિને માટે અમે એક વિશાળ યોજના તૈયાર કરાવીએ છીએ.

જે રાજાએ પોતાનું સમગ્ર જીવન પોતાની પ્રજાને જ અર્પણ કર્યું હતું અને જેમણે ઉપદેશમાં ને કૃતિમાં "સેવા"ને જ પોતાનું ઉચ્ચતમ ધ્યેય માન્યું હતું તેઓશ્રીનું સ્મરણ ભવિષ્યમાં થનારી પ્રજાની પેઢીઓની પેઢીઓ સુધી રહેશે.

૬. સ્વ. શ્રીમંત મહારાજા સાહેબ હમેંશ કહેતા કે "હું પોતે રાજ્યનો સૌથી પહેલો સેવક છું." એ જ ભાવનાથી અમારા ઉપર આવેલી ભારે જવાબદારીને પહોંચી વળવાનો અમારો ગંભીર નિશ્ચય છે.

૭. અમે અમારી તમામ પ્રજાને પ્રેમભર્યા અભિનંદન પાઠવીએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ કે તેમને લાંબું આયુષ્ય, સુખ ને સંપત્તિ મળો.

લક્ષ્મીવિલાસ રાજવાડા,
વડોદરા,
તા. ૨૦ માહે ફેબ્રુઆરી ૧૯૩૯

પ્રતાપસિંહ ગાયકવાડ

[1] આ સમિતિનો અહેવાલ આ અંકમાં અન્યત્ર છે.

# મોરબી સ્ટેટ : છેલ્લાં સોળ વર્ષ

( ગતાંક પૃષ્ટ ૨૬૭થી )

### ડાક્ટરી મદદ

કૌટુંબીક દુઃખદાયક પ્રસંગોનો પોતાને જ કપરો અનુભવ થયેલ હોવાથી નામદાર મહારાજા સાહેબનું હૃદય દુઃખીઓનાં દુઃખ દેખીને જેટલું દુભાય છે, તેટલું કોઈનું હૃદય કદી દુભાતું નહિ હોય, તેથી જ્યારે તેઓશ્રીને પોતાની પ્રજાનાં નાનામાં નાના મનુષ્યની માંદગી વિષે જાણ થાય છે, ત્યારે તેઓશ્રીનું હૃદય દયાર્દ્ર બની જાય છે, અને પોતે તેની સંભાળ લે છે, તે જલદી રોગ મુક્ત થાય તેટલા માટે ઘણી જ કાળજી ધરાવે છે, અને પગલાં લે છે. મર્હુમ મહારાજા સાહેબનાં સ્મરણાર્થે આધુનિક ઢબનાં સાધનોવાળી એક હૉસ્પિતાલ, નામદારશ્રીનાં રાજ્યમાતા પુજ્ય માતુશ્રીની યાદગીરીમાં વૃદ્ધ અને અપંગ માટે એક અનાથઆશ્રમ અને મર્હુમ અખંડ સૌ. નામદાર મહારાણીશ્રી નંદકુંવરબા સાહેબની યાદગીરીમાં સ્ત્રીઓ માટેની હૉસ્પીતાલ સ્થાપવાની જાહેરાત નામદારશ્રીના રાજ્યારોહણનાં પ્રથમ દિવસે જ કરવામાં આવી હતી.

હાલની સર વાઘજી હૉસ્પિતાલ એ જાહેરાતનું પ્રથમ પગલું, તેમાં આધુનિક ઢબનાં સાધનો વસાવવામાં આવ્યાં છે.

આ સંબંધમાં ખુદાવિંદ નામદાર મહારાજા સાહેબે એક વધુ મહત્વની યોજનાની જાહેરાત કરી છે. મર્હુમ શહેનશાહ નામદાર પંચમ જ્યોર્જના રજત્ મહોત્સવની યાદગીરીમાં આધુનિક ઢબની હૉસ્પિતાલ સ્થાપવા માટે રૂ. ૩ લાખની રકમ જુદી કાઢવામાં આવી છે. આ હૉસ્પિતાલ સાથે તેઓશ્રીનું મુબારક નામ જોડવાનું નક્કી કરવામાં આવ્યું છે.

રૂ. ૨,૨૫,૦૦૦ના ખર્ચે બાંધવામાં આવેલી ઝનાના હૉસ્પિતાલ બાલ સંરક્ષણ અને પ્રસુતિનાં સંબંધમાં મોરબીની સ્ત્રી જનતાને મહાન આશીર્વાદરૂપ થઈ પડી છે. ઓઝલ પડદો પાળતી તેમજ બધા વર્ગની સ્ત્રીઓ તેનો લાભ લે છે. સ્ત્રીઓનો મોટો ભાગ પ્રસુતિ અર્થે હૉસ્પિતાલમાં જ રહેવાનું પસંદ કરે છે. ચાલુ વર્ષમાં સુવાવડ માટે હૉસ્પિતાલનો લાભ લીધેલ સ્ત્રીઓની સખ્યા ૨૦૦ સુધીની પહોંચી હતી.

ખુદાવિંદ નામદાર મહારાજા સાહેબની ઈચ્છા ક્ષયના દર્દીઓની સારવાર માટે ખાસ અલાયદી ગોઠવણ કરવાની છે. અને તેટલા માટે નામદાર વાઈસરોયનાં પત્ની લેડી લિન્લીથગોએ શરૂ કરેલ સમ્રાટનાં ક્ષય-નિવારણ ફંડમાં પોતે રૂા. એક લાખની રકમ ભરેલ છે.

સ્ટેટના દરેક મહાલમાં દવાશાળા છે. અને તેમાં કેળવાયેલ ડૉકટરથી કામ લેવામાં આવે છે. તે ઉપરાંત કેટલેક સ્થળે આયુર્વેદિક ઔષધાલયો પણ ખોલવામાં આવેલ છે.

કેસરકુંવરબા બાળ પોષક સંસ્થાદ્વારા બાળસંરક્ષણ અને રેડક્રોસનું કામ થાય છે, અને આ સંસ્થા કેળવાએલ ડૉકટરની દેખરેખ નીચે છે. ડૉકટરી મદદ ઉપરાંત ગરીબ બાળકોને દૂધ અને કપડાં મફત આપવામાં આવે છે. કોઈ દર્દીઓને ફળ અગર બરફ આપવાની ભલામણ ડૉકટર તરફથી કરવામાં આવેલ હોય અને તેઓ ખરીદી શકે તેવી સ્થિતિમાં ન હોય તો તે સસ્થા તરફથી તેમને તે મફત પૂરાં પાડવામાં આવે છે.

ઉપરની સગવડતાઓ જાણે ઓછી હોય એમ ખુદાવિંદ મહારાજા સાહેબને જણાતાં તેઓશ્રીએ જાહેર કરેલ છે કે સ્ટેટના કોઈ પણ વતનીને દાક્તરી મદદ માટે પોતાના સ્થળથી પાંચ માઈલ કરતાં વધુ

દૂર જવું પડવું જોઈએ નહિ. આ યોજનાનો અમલ કરવા માટે તૈયારીઓ ચાલી રહી છે. ચીફ મેડીકલ ઑફીસર, રેવન્યુ કમિશ્નર, અને સ્ટેટ એન્જીનીયરની એક કમિટી આ યોજના સંબંધમાં રિપોર્ટ આપવા માટે નીમવામાં આવી છે, અને ડીસ્પેન્સરી બાંધવા માટે એન્જીનીયરીંગ ખાતાના બજેટમાં તે સંબંધમાં પ્રોવીઝન લેવા માટે સ્ટેટ એન્જીનીઅરને ફરમાન કરવામાં આવેલ છે.

**આરોગ્યતા, શહેર ખીલવણી અને ગ્રામોદ્ધાર.**

પોતે ગાદીનશીન થયા ત્યારથીજ ખુદાવિંદ નામદાર મહારાજા સાહેબના નીચે દર્શાવેલ ત્રણ આદર્શો હતા

(૧) દરેક શહેર અને ગામડે સ્વચ્છ પાણી પૂરું પાડવું.

(૨) ગામડા દીઠ નિશાળની સ્થાપના.

(૩) દરેક ગામડાને દાક્તરી મદદ.

નંબર ૨ અને ૩માં દર્શાવેલ બાબતો વિષે ઉપર ઉલ્લેખ કરેલ છે.

પહેલા વિષય સંબંધમાં નિવેદન કરવાનું કે સને ૧૯૨૪ની સાલથી બોરીંગ કામમાં કુશળ મેસર્સ મનહર બ્રધર્સની નામદાર મહારાજા સાહેબે આ કામ માટે નીમણુંક કરી છે, અને તેઓના હાથ નીચે બોરીંગ અને વોટર વર્કસનાં ખાતાઓ મૂકવામાં આવ્યાં છે. પાનેલી વોટર વર્કસ રૂા. આઠ લાખને ખર્ચે સને ૧૯૦૦માં બાંધવામાં આવેલ તે મર્હુમ નામદાર મહારાજા સાહેબની દીર્ઘ દૃષ્ટિનું પરિણામ છે. આ તળાવમાંથી નળવાટે આઠ માઈલ દૂરથી મોરબીને ચોકખું પાણી પૂરૂં પાડવામાં આવે છે. મોરબી તલપદમાં ફીલ્ટ્રેશન પ્લેન્ટ, જુદા જુદા લત્તામાં નાખવામાં આવેલ નળની ટાંકી જેમાં ૩૦૦ કૉક એકંદર છે. ટંકારાનું વોટર વર્કસ અને નવલખીને ચોકખું પાણી પુરૂં પાડવા માટે ૧૧ માઈલની નાખવામાં આવેલ પાઈપ લાઈન વિગેરેનું કુલ ખર્ચ અત્યાર સુધીમાં રૂા. દસ લાખ ઉપર થયેલ છે, તે ઉપરાંત સ્ટેટના તમામ ગામોમાં દરેક ગામે પાકો કુવો તથા અવેડા બાંધી આપવામાં આવેલ છે. આ ઉદાર અને ચિરસ્થાયી સગવડને લઈ સાધારણ વરસોમાં દરેક શહેર અને ગામને પાણીનો પૂરતો અને સગવડતાભર્યો જથ્થો મળી રહે છે, એટલું જ નહિ પણ જ્યારે દુષ્કાળ વખતે ચારે બાજુ પાણીની તંગી અનુભવવામાં આવે છે, ત્યારે મોરબી સ્ટેટને દરેક સ્થળે પાણીની સગવડતા હોવાને કારણે તંગી ભોગવવી પડતી નથી. (ફક્ત જ્યાં પાણી ખારૂં જ હોય છે અને કુવામાં બોરીંગ થઈ શકે તેમ હોતું નથી તેવાં જૂજ ગામડાંઓમાં કંઈક અંશે તંગી જણાય છે).

નગર યોજના અને શહેર ખીલવણીના સંબંધમાં એટલુંજ કહેવું બસ થશે કે મોરબીની મુલાકાત લેનારાઓને આ દિશામાં ખુદાવિંદ નામદાર મહારાજા સાહેબે પ્રાપ્ત કરેલ કાર્યસિદ્ધિનો ખ્યાલ સ્હેજે આવી શકશે. મર્હુમ નામદાર મહારાજા સાહેબના અમલમાં ઘણી પ્રગતિ થઈ હતી અને ખુદાવિંદ નામદાર મહારાજા સાહેબના ગાદીનશીન થયા બાદ અત્યાર સુધીમાં ખાનગી તેમજ જાહેર મકાનો તથા અન્ય રમણિય સ્થાનોની અભિવૃદ્ધિને લઈને શહેરના સૌંદર્ય તથા સગવડતામાં હેરત પમાડે તેવો વધારો થયેલ છે. ખુદાવિંદ નામદાર મહારાજા સાહેબના રાજ્યારોહણ વખતે મોરબીની વસ્તી માત્ર ૧૩ હજારની હતી તે આજે લગભગ બમણી થઈ છે; અને શહેરનો વિસ્તાર પણ ત્રણ ગણા કરતાં વધુ થયો છે.

રસ્તાઓની નવેસર રચના કરવામાં આવે છે. મેકડમાઈઝડ રસ્તાને બદલે કોંક્રીટ અને આસ્ફાલ્ટના રસ્તા થવા લાગ્યા છે.

લખધીરબાગ અને નદી કાંઠે તેમજ અન્ય સ્થળોએ આવેલા નાના બાગો શહેરના સૌંદર્યમાં ઉમેરો કરે છે, એટલુંજ નહિ પણ જનતા માટે વિશ્રામ સ્થાનોની અનુકૂળતા થઈ છે.

રૂા. ૬ લાખને ખર્ચે સને ૧૯૨૫ની સાલમાં ઇલેકટ્રીક પાવર હાઉસ બાંધવામાં આવ્યું છે. જાહેર અને ખાનગી મકાનોને તેમજ નાના નાના ઉદ્યોગોને સાધારણ દરે વીજળી શક્તિ પૂરી પાડે છે.

મોરબીમાં તેમજ ડીસ્ટ્રીકટમાં સર્વ સ્થળે ટેલીફોન

૪. રૂ. ૧૧૫૦૦ કવેટા ભૂ-કંપ ફન્ડ.

૫. રૂ. ૧૫૦૦૦ બિહાર, ઓરિસા ભૂ-કંપ ફંડ.

૬. ૧૦૦૦૦ નામદાર કાઉન્ટેસ ઓફ વીલીંગડનની ઇચ્છાનુસાર પીડીતોની મદદ માટે.

૭. ૧૫૦૦૦ વઢવાણ કેમ્પમાં ડોકટર મથુરદાસે કરેલાં આંખનાં ઓપરેશનના ખર્ચ માટે.

૮. રૂ. ૧૦૦૦ કેથોલીક મિશન અમદાવાદ.

૯. રૂ. ૨૦૦૦ વેસ્ટ હોસ્પીટલ માટે જોઈતાં એક્સરેનાં સાધનોની ખરીદી માટે રાજકોટ.

૧૦. રૂ. ૧૫૦૦૦ ખુદાવિંદ નામદાર મહારાજાનાં સાહેબનાં પૂજ્ય માતુશ્રીનાં સ્મરણાર્થે મંદિર અને ધર્મશાળા બાંધવા માટે પાલીતાણા.

૧૧. રૂ. ૧૦૦૦૦ મહુંમ મહારાણી શ્રી.નંદકુંવરબાના સ્મરણાર્થે શ્રી. નર્મદા કાંઠે શ્રી. હનુમંતેશ્વરનાં મંદિરનાં જીર્ણોદ્ધાર માટે રાજપીપળા.

૧૨. રૂ. ૧૩૦૦૦ ચોક થાણાના ગામ આયાવેજમાં સરવૈયાની કુળદેવીના મદિરના દરવાજા, ધર્મશાળા તથા કમ્પાઉન્ડ માટે. (સંપૂર્ણ)

---

# દેશી રાજ્યોના પ્રશ્નો.

**મુળ ગરાસીયા અને ભાયાતો**

સરકારના દેરા તંબુઓ જ્યારથી કાઠિયાવાડની ભૂમિમાં ગુતુ મુકામે પડયા અને આ પ્રાંતનો કારોબાર તેણે પોતાના હાથમાં લીધો, ત્યારથી મુળગરાસીયા અને ભાયાતોના હીતનું સંરક્ષણ કરવાનું તેણે રાજ્યદ્વારી રીતે સ્વીકાર્યું.

આ સેટલમેન્ટ થતી વખતે મુળ ગરાસીયા અને ભાયાતોની એક સંખ્યાને, તેમની સંમતીથી એજન્સીએ પોતાની હકુમત તળે લીધી, ત્યારથી તેઓ જુદી સુકવતીના તાલુકદારો અને ભાગદારો કહેવાયા, જેઓ રાજ્યની હકુમત તળે રહ્યા તેઓ મુળ ગરાસીયા કે ભાયાતોજ કહેવાયા. આ પ્રમાણે કાઠીયાવાડના જમીનદારોનો એક વર્ગ, બે જુદી જુદી હકુમત તળે વહેંચાયો.

સરકારે સંરક્ષણના કરેલા સ્વિકારની રૂઈએ આ વર્ગને દીવાની કાયદાથી કાંઇક વિશેષ હકદાર માન્યો કારણકે તેમના પર હુકમનામાની બજવણી દીવાની કોર્ટના નાઝરની મારફત નહિ, પણ રાજ્યદ્વારી ખાતા મારફત થતી. તેમના હકોમાં કોઈ પેશકદમી કરતું, તો તે વખતે પ્રાંત તેમાં મુલકી રીતે દરમીયાન થતું. લેણદારોનાં લેણા ઉભા રહેતાં અને તેમના દીકરાનાં લગ્ન અને દીકરીઓનાં આણા પ્રથમ થતાં.

સરકારની આવી સુંવાળી રાજ્યનીતિથી આ વર્ગ પોતાની જવાબદારીથી ચ્યુત થતો ચાલ્યો. તેમને બની શકે તેટલું ઉરાડવું અને કોર્ટોના મુકદમા સિવાય કાંઇ કામ ધંધો કે ઉદ્યમ રહ્યા નહિ. પરિણામે તે વર્ગ પદ્ધતિપૂર્વક નિઃસત્વ બનતાં બનતાં આજે તદન દેવાદાર અને સામાન્ય કોટીની સ્થિતિનો વર્ગ ઉત્પન્ન થયો.

લગભગ ૧૧૦ વર્ષો સુધી આ પ્રમાણે આ વર્ગને પંપાળ્યા પછી થોડા વખતથી વે. કા. સ્ટે. એજન્સીના નોટીફીકેશન નં. ૬૭-૩૬ થી, આ વર્ગમાં જેનો ગીરાસ રૂપીઆ પાંચ હજારની ઉપજનો હોય તેવાઓના ગીરાસ હુકમનામાની રૂઈએ લીલામને પાત્ર ઠરાવવામાં આવ્યો છે. કાઠીયાવાડનું સેટલમેન્ટ થતી વખતે સરકારે આ વર્ગને જે બાંહેધરી આપી હોય તે બાંહેધરીને બાજુએ મુકી સરકાર આ મુજબનો ધારો કરી શકે કે નહિ એ કાયદાની બહુ ઉંડી ગુંચનો પ્રશ્ન છે. પણ અનુમાન એમ થાય છે કે વે. કા. સ્ટે. એજન્સી તળેના તાલુકદારો અને ભાગદારો, ગરાસીયા બનવાના પ્રારંભ કાળમાં આવી ગયા છે.

આ હકીકતને આપણે આહીંજ પડી મુકીયે

તો પછી દેશી રાજ્યો તળે રહેલા મુળગરાસીયા કે ભાયાતો માટે શું સ્થિતિ છે? એ પ્રશ્નવિચારવા યોગ્ય છે.

. ખરી રીતે તો જે રાજ્યના તાબાના આ મુળ ગરાસીયા કે ભાયાતો હતા તેમનું હીત તે રાજ્યોને હૈયે હોવું ઘટતું હતું પણ કુદરતનીજ કોઈ ઇચ્છાથી તેમ ન બન્યું, ઉલટું સરકારની રક્ષણ પદ્ધતિથી તેઓ નિરક્ષર જ રહ્યા. રાજ્યો કરતાં પોતાના જન્મની રૂઈએ મળેલા હક્કોની જાળવણી કરનારો એક ત્રીજોજ ધીંગો ધણી છે એવું તેમનું લક્ષ રહ્યું. એ રાજ્યની સામેજ બાંહ્યો ચડાવવામાં તેઓ સંડોવાઇ ગયા. રાજ્યોએ પણ તેમને નિર્બળ અને વધુ નિર્બળ થવાની તકો આપ્યાજ કરી; આ મુજબ મુળ ગરાસીયા કે જેઓ રાજ્યની સાથે એક રૂપ રહેવા જોઇતા હતાં, તે જુદા પડી ગયા. ભેદનીતિનું આ પરિણામ આવ્યું, છતાં પણ રાજ્યોએજ તેમને સંભાળી લેવા જોઈએ. કારણ કે ડાહ્યા માણસો તો એમ માને છે, કે ભાયાતો વગર રાજ્યોને ચાલવાનુંજ નથી એવો પણ એક કાળ કાઠીઆવાડના રાજ્યોએ જરૂર દેખવાનો છે, અને કાઠીઆવાડનાં કેટલાંક રાજ્યોએ તો પોતાના ભાયાત અને મૂળ ગરાશીઆ સાથેના સંબંધો ઘણાજ મીઠાશભર્યા જાળવી રાખ્યા છે તેમ તેના હક્કોમાં ડખલગીરી કરી નથી.

ભાલાની અણીએ ગીરાસ લઈ શકાતો હતો એ વખત ચાલ્યો ગયો છે, જે ગીરાસ લઇને ભાયાતો ઉતર્યા હોય છે, તેમાં એક ચાસનો પણ વધારો તેઓ કરી શકે એવો મુદ્દલ સમય નથી. ઉલટા, વખતના જવા સાથે તેમાં વધુ ને વધુ ભાગ પાડવાથી આવક ઓછી થતી ગઈ છે. વાર્ષિક ખર્ચને પહોંચી વળે એવો કોઇ ધંધો તેમણે પ્રાપ્ત કર્યો હોતો નથી. શેષ રહેલી થોડી પણ જમીનો વેપારીયોના ચોપડામાં હર હમેશ મંડાઇ થતીજ જાય છે. અમને લાગે છે, કે એ સ્થિતિ સુધારવાને ક્ષત્રિય કુળનાજ કોઈ ડાહ્યા વંશજો કમ્મર નહીં બાંધે, તો એક દસકાની અંદર તેની નાણાં સંબંધી કંગાળ સ્થિતિ બની જશે.

પણ અફસોસની વાત છે, કે લક્ષાધિપતિ ગણાતા એવા ભાયાતો પણ તે પ્રત્યે એક દષ્ટિ સુદ્ધાંત કરતાં નથી. અમે એવા પણ ભાયાતને જાણીયે છીએ કે જે ભાયાત એક હાથે હજારો રૂપીયા કુંડફાળામાં ભરે છે, જ્યારે બીજે હાથે તેમના હુકમનામાઓ તેમનાજ ભાયાતોની વિધવા ઓરતો પર બજતાં હોય છે, અને વિધવાઓ પણ કરૂણાના આંસુઓ પડાવે એવી સ્થિતિમાં પોતાના દીન ગુજારતી હોય છે. તેમને રસોડામાં એક ટંક પણ પુરૂં જમવાનું સાધન હોતું નથી, જ્યારે બીજી બાજુ તેમની પાસે રહ્યો સહ્યો ગિરાસ એવા હુકમનામાનો રૂએ કોર્ટની જપ્તિમાં હોય છે. આ બાબત સમજુ ભાયાતોએ વિચારવી ઘટે છે. જેઓ પોતે હક માગે તેમણે બીજાના હક્કો રક્ષવા જોઇએ.

---

## કુંડલામાં કાઠી બોર્ડિંગ

(ભાવનગર રાજ્યના કુંડલા મહાલમાં, સંસ્થાનના કાઠી કોમના વિદ્યાર્થીઓ માટે એ કોમનાં એક ઉદાર બાઈની સખાવતથી કાઠી બોર્ડિંગ બાંધવામાં આવી હતી. આ બોર્ડિંગની ઉદ્‌ઘાટન ક્રિયા ભાવનગરના મહારાજા સર કૃષ્ણકુમારસિંહજી કે. સી. એસ. આઈ. ના હસ્તે બને. તા. ૮ મીએ કરવામાં આવી હતી. આ પ્રસંગે ના. મહારાજાએ જે સંક્ષિપ્ત ભાષણ આપ્યું હતું તે અમે આ નીચે આપ્યું છે.)

ભાઇશ્રી કાળુભાઇ જેબલીઆ અને પ્રજાજનો,

આ કુંડલા કાઠી બોર્ડિંગ ખુલ્લી મૂકતાં મને આજે ઘણો આનંદ થાય છે. શેલાણાના ખુમાણ પીઠા વાજસુરનાં વિધવાબાઇ નાનબાઇ તરફથી રૂા. ત્રીસ હજાર જેટલી સારી રકમ તેમના પતિની યાદગીરી ખાતર આપવામાં આવી છે, તે ખરેખર દાખલો લેવા જેવું છે, અને તેને માટે તેમને ધન્યવાદ ઘટે છે.

. હું આશા રાખું છું કે કાઠી મુળ ગરાશીયાઓના છોકરાઓ આ બોર્ડિંગનો પૂરો લાભ લઈ કેળવણી લેશે.

રાજ્યનો એક ધર્મ એ છે કે, પ્રજાનું રક્ષણ કરવું. કાઠી મુળ ગરાશીયાઓ રાજ્યનું એક અંગ હોવાથી તેઓ પણ પ્રજાનું રક્ષણ કરવાનું કામ અહીં કેળવણી લેવાથી વધારે સારી રીતે શીખે એવી મારી તેમને ભલામણ છે.

આથી વિશેષ મારે કાંઇ કહેવાની ઇચ્છા નથી. જેમક્ષીઆ કાળુભાઈ, તમે તમારાં બેનશ્રી નાનબાઇને મારા તરફથી ખબર પુછશો, અને આ ઉદાર સખાવતને માટે મારો ધન્યવાદનો સંદેશો પણ તેમને પહોંચાડશો.

---

## ભાવનગર રાજ્ય તરફથી લેવાણને અંગે રાહત.

[ભાવનગર રાજ્યના કેટલાક ભાગમાં નબળા વરસને અંગે ખેડુતોને જે રાહત આપવામાં આવી છે તે રાહત આપવાનું ધોરણ ખેડુતોને અને રાજ્યને બન્નેને લાભકારક છે. આ રાજ્યના વસુલાત ખાતાએ આ સંબંધી રાજ્યના દીવાનને અહેવાલ રજુ કરેલો અને તે ઉપરથી દીવાન સાહેબે હજુરમાં નિવેદન કરતાં તે ઉપરથી થયેલ હુકમને અંગેનો ઇતેખાબ જે ઠરાવ નં. ૭૩ નો મુખ્ય દીવાન સાહેબની સહીથી બહાર પડયો છે તેનો મહત્વનો ભાગ અમે આ નીચે આપીએ છીએ. નબળાં વરસોમાં ખેડુતોની સાથે આવા કોઈ ઉદાર ધોરણે કામ લેવામાં આવે એ ઇચ્છવા જોગ છે. એથી તેઓ સશકત થતાં બીજે વરસે ફારમની રકમ સહજ ભરવાની સ્થિતિવાળા થાય છે, અને પરિણામે રાજ્યને પણ તેથી લાભ થાય છે. બીજાં રાજ્યોએ ખેડુતો પાસેથી લેવાણના કામને અંગે આ યોજના જરૂર પડયે સ્વીકારવા જેવી અમને લાગે છે. તંત્રી]

આ સંસ્થાનનાં ગામોએ સં. ૧૯૯૫ ની સાલ ઉપર ફારમનું શા પ્રમાણે લેવાણ કરવાનું છે તે બાબતનો રીપોર્ટ વસુલાત ખાતા તરફથી આવેલો આ લગત સામેલ છે. તેથી સર્વ હકીકત શ્રી હજૂરને વિદીત થશે.

ગયા ચોમાસામાં શિહોર અને કુંડલા મહાલનાં થોડાં ગામો સિવાય બીજે સ્થળે તા. ૭ જૂનના અરસામાં વાવણી લાયક વરસાદ થયો હતો. ત્યારબાદ તા. ૨૩ મી જૂનના અરસામાં સારો વરસાદ થતાં દરેક ગામે વાવણી થઈ ગઈ હતી, તે પછી જુલાઇમાં પણ વરસાદ થતાં મોલાતને જીવન મળ્યું હતું. પરંતુ જુલાઈની ૨૬ મી પછી એક માસ સુધી વરસાદ નહીં થતાં મોલાત સુકાવા લાગી હતી. દરમિયાન. બેથી ચાર ઇંચ જેટલો વરસાદ સામાન્ય રીતે થતાં મોલાતને નવું જીવન મળ્યું હતું, પરંતુ વરસની સ્થિતિ એકંદર બધે સરખી રહી નથી, તેમજ કપાસ વગેરેના ભાવો પણ મંદા છે.

આપ નામદારને સુવિદીત છે તેમ ફારમની વસુલાતનું જે ધોરણ અત્યારે અમલમાં છે તે પ્રમાણે સંસ્થાનના દરેક ખાતેદારે પોતાની ફારમની પુરેપુરી રકમ વસુલ આપવાની હોય છે. અને જ્યાં સ્થિતિ વધારે સારી હોય છે. ત્યાં વધારાનું નામ પાડવામાં આવે છે, અને તે એ માટે કે જેની પાસે કરજાઉ લોન, ગ્રામ સુધારણા ફંડ વગેરેનું લેણું હોય તેમાં તે વધારાની, વસુલ આવેલી રકમ મજરે આપી શકાય, પરંતુ જ્યારે સ્થિતિ સંજોગો એવા હોય કે ખેડુતોને રાહત આપવામાં ન આવે તો તે મુશ્કેલીમાં આવી પડે અને તૂટી જવાની સ્થિતિ ઉભી થાય, તેમ હોય ત્યારે રાહતની ખાતર કમતી લેવાણની આની મુકરર કરવામાં આવે છે અને તે મુજબ લેવાણ કરવા વિષે આપ શ્રી નામદારની મંજૂરી મેળવીને તે પ્રમાણે અમલ કરવામાં આવે છે.

ચાલુ સાલના સ્થિતિ સંજોગો જોતાં જે આની પ્રમાણે કમતી લેવાણ કરવા જેવી સ્થિતિ જ્યાં ખાતાને લાગી છે તે દરબારી ગામોનાં તથા જપ્તી વહીવટવાળાં ગામોનાં પત્રકો (B) અને (C) તથા જ્યાં કાંઇપણ લેવાણ કરવા જેવી સ્થિતિ નથી તે ગામોનું નિશાની (A) વાળું પત્રક આ સાથે સામેલ છે. *

ઉપરોક્ત પત્રકોમાં ઉત્તર વિભાગનાં બોટાદ, શિહોર અને દસ્કોઈ મહાલના કેટલાંક ગામો દાખલ કરવામાં આવ્યાં છે. તે સિવાયનાં તે તે મહાલનાં તથા ગઢડા અને ઉમરાળા મહાલનાં ગામો દાખલ કરવામાં આવ્યાં નથી. તેમજ દક્ષિણ વિભાગના મહાલોનાં જે જે ગામો દાખલ કરવામાં આવ્યાં છે તે સિવાય મહુવા મહાલના માળવાવ અને બગડાણા

* આ પત્રકો અહીં આપવામાં આવ્યાં નથી.

તપ્પાની સ્થિતિ સારી હોય તે તપ્પાનાં ગામો પણ પત્રકમાં દાખલ કરવામાં આવ્યાં નથી. એટલે એકંદરે બન્ને વિભાગનાં પત્રકે નહીં દાખલ થએલાં ગામો પૂરેપૂરી ફારમ ભરી શકશે એમ લાગે છે. અને તેથી લેવાણની બાબતમાં નીચે મુજબની મંજૂરી પોતે માગે છે.

(૧) નિશાની A પત્રકમાં જણાવેલ ગામોએ કાંઈ પણ લેવાણ નહીં કરવાની.

(૨) નિશાની B પત્રકમાં જણાવેલ ગામોએ જે તે ગામ સામે બતાવેલ આની મુજબ લેવાણ કરવાની.

(૩) નિશાની C પત્રકમાં જણાવેલ જપ્તીવાળાં ગામોએ તેમાં બતાવ્યા મુજબ લેવાણ કરવાની.

(૪) પહેલી કીસ્તની મુદત એક માસ લંબાવી તા. ૧૦ મી જાન્યુઆરીથી તા. ૨૫ મી જાન્યુઆરી સુધીની ગણવાની.

(૫) કેટલાક ભાગોમાં ફારમ છાસટિયો, ડુંગળી વગેરે પિતની મોલાતમાંથી ખેડુતો વધારે અનુકૂળતાથી ભરી શકે એમ છે તેવા મહાલ અથવા મહાલનાં અમુક ગામો માટે બીજી કીસ્તની મુદત લંબાવવા જેવું જણાય ત્યાં વિભાગના આજમ આસિ. વસુ. અધિકારી પોતાની મુનસફીથી લંબાવી શકે તેવો તેમને અધિકાર આપવાની.

ઉપરોક્ત બાબતમાં વિચાર કરતાં નીચે મુજબની મંજુરી હાંસીલ થાય તે યોગ્ય જણાય છેઃ—

(ક) ઉપરની કલમ ૧, ૨, ૩ અને ૪ પ્રમાણેની આજમ વસુલાતી અધિકારી સાહેબની દરખાસ્ત મંજૂર કરવી.

(ખ) ઉપરની કલમ ૫ ની બાબતમાં તેમની દરખાસ્ત મુજબ બીજી કીસ્તની મુદત વધારવા જેવું લાગે ત્યાં વિભાગના આજમ આસિ. વસુ. અધિકારી એક માસ સુધી લંબાવી શકે તેવો તેમને અધિકાર આપવો.

(ગ) સિવાય સાથેનાં પત્રકોમાં ન હોય તેવા ઉત્તર વિભાગનાં તેમજ દક્ષિણ વિભાગનાં તમામ ગામોએ રૂા. ૦–૧૪–૦ મુજબ લેવાણ કરવું અને ઉત્તર વિભાગના ગઢડા મહાલનાં ગામોએ રૂા. ૦–૧૨–૦ મુજબ લેવાણ કરવું અને તે તે વિભાગના પત્રકમાં ન હોય તેવાં જપ્તીવાળાં ગામોએ પણ આ ધોરણે લેવાણ કરવું.

અત્રે એટલું કહેવું જરૂરી છે કે ગઢડા, ઉમરાળા, બોટાદ વગેરે મહાલો મોટે ભાગે રૂપીયો ભરી શકે એવી સ્થિતિ છે. પરંતુ જ્યારે લોકોની વિનતિથી કેટલાંક ગામો જો કે પણ રૂપિયો ભરી શકે તેમ છે ત્યાં દરબારશ્રીએ રહેમ દીલીથી ઓછું નામ પાડયું છે. તો પછી જે લોકોએ પુરેપુરો રૂપિયો ભરી દેવા ખુશી બતાવી છે તેમને લાભ આપવામાં આવે નહીં તે વ્યાજબી ગણાય નહીં આને અંગે તળાજા મહાલની તો ખાસ નોંધ લેવા જેવું છે અને નામદાર હજુરશ્રીને રોશન થાય કે આ મહાલનાં કેટલાંક ગામોમાં સ્થિતિ પુરેપુરી સોળ આના ગણાય નહીં તેવી હોવા છતાં લોકોએ પુરેપુરો રૂપીઓ ભરવા કબૂલ કર્યું છે એટલે તેમને તો ખાસ જણાવવાની જરૂર છે કે તેઓએ કોઈ દિવસ કાંઈ બાકી લેણું રાખ્યું નથી તથા તંગી હોવા છતાં પુરેપુરો રૂપિઓ ભરવા કબુલ કર્યું છે તે વાત પણ નામદાર દરબારશ્રીના ધ્યાન બહાર નથી.

તદુપરાંત હાલના સંજોગોમાં ઉપરોક્ત રાહત આપવાની સાથે બીજી વધારે રાહત ખેડુતોને મળી રહે અને વસૂલના કામમાં જોઈતી સરળતા થાય એ એવડા ઉદ્દેશથી સ્થિતિ નીપજ અનુસાર સારું વસૂલ ભરનાર ખાતેદારને અમુક ધોરણે વધારે રકમ જમા આપવી. વધારે વસુલ ભરવાને ઉત્તેજન આપવા જેવું છે.

આ સંબંધમાં આજમ વસુલાતી અધિકારી સાહેબ સાથે રૂબરૂ ચર્ચા કરતાં નીચે પ્રમાણે ધોરણ રાખવાનું ઈષ્ટ જણાય છેઃ—

(ઘ) જે ગામોએ બિલકુલ નામ પાડવામાં આવ્યું ન હોય અગર ચાર આના કે તેથી ઓછી આનીનું નામ પાડવામાં આવ્યું હોય તેવા ગામના દરબારી ખાતેદારો નામ પાડયા ઉપરાંત જેટલી વધારે આની વસુલ આપે તેથી દોઢી રકમ જમે આપવી અને દશ આની રકમ ભરનાર ખાતેદારને બારમની રૂપિયે રૂપિયો રકમ તેના ખાતામાં જમા આપવી.

(ચ) જે ગામોએ ચાર આનાથી વધુ અને આઠ આના સુધીનું નામ પાડવામાં આવ્યું હોય તે ગામોએ નામ પાડયા કરતાં જેટલી આની વધારે ભરવામાં આવે તેની દોઢ ગણી રકમ જમા આપવી અને બાર આના ભરનાર ખાતેદારને પુરપુરો રૂપિયો તેના ખાતામાં જમા આપવો.

(છ) જે ગામોએ આઠ આનાથી વધુ અને બાર આનાથી ઓછું નામ પાડવામાં આવ્યું હોય તે ગામોએ મુકરર થયેલી આની કરતાં જેટલી વધારે આની ભરવામાં આવે તેની દોઢગણી રકમ જમા આપવી અને તેર આના જેટલું વસુલ ભરનારને પુરેપુરો રૂપિયો ખાતામાં જમા આપવો.

(જ) જે ગામોએ બાર આના અને તેથી વધુ નામ પાડવામાં આવ્યું હોય તે ગામોએ ચૌદ આના જેટલી રકમ ભરે તેવા ખાતેદારને પુરેપુરો રૂપિયો તેના ખાતામાં જમા આપવો.

કમતી વરસાદવાળાં ગામોએ પણ ગામની કોઇ કોઈ સીમમાં સારો વરસાદ પડવાથી નિપજ સારી આવી છે તેવા વ્યક્તિગત્ ખાતેદારો સામાન્ય આની મુકરર કરતી વખતે જુદા તારવી શકાય નહીં. પણ ઉપરના ધોરણે સારૂં વસુલ ભરનારને વધારે રકમ જમા આપવામાં આવે તો તેનો લાભ લેવા ખાતર જે ખેડુતોને સારી નીપજ થઇ હશે તેઓ ગામની આની કરતાં વધારે વસુલ ભરવા ઉત્તેજાશે એમ આશા રહે છે.

નોંધ:—

ઉપર પ્રમાણેની હકીકત રાજ્યના દીવાન સાહેબનાં ઇતેખાબમાંથી સારરૂપે આપવામાં આવી છે. અને રાજ્યની મહેસુલી નીતિ ખેડુતો તરફ કેવી સહાનુભુતિવાળી છે એ, એમાંથી જણાઇ આવે છે. બીજાં રાજ્યોએ અનુકરણ કરવા યોગ્ય આ નીતિ છે કારણ કે એથી ખેડુતોમાં કરકસરથી રહેવાની ટેવ પડે છે. અને આ જમાનામાં રાજ્યને મહેસુલ ઉઘરાવવાની સરળતા મળે છે.

## ખેડુતોની કરજ મુક્તિને અંગે સ્વ. સર પ્રભાશંકર પટ્ટણીનો એક પત્ર

(ખેડુતો ઉપર રાજ્યનું અને લેણદારોનું એમ બે પ્રકારનાં સામાન્ય રીતે કરજ હોય છે. અને એ કરજમાંથી તેઓ છૂટા ન થઈ શકે ત્યાં સુધી એમની અને ખેતીની સ્થિતિ સુધરવી અશક્ય છે. એ અગત્યની વાત ઉપર મર્હુમ સર પ્રભાશંકર પટ્ટણીનું લક્ષ દોરાયું. અને જો કે ખેડૂતોને એક વખત સર્વથા કરજ મુક્ત કરવા એ કાર્ય કઠિન હતું પરંતુ મર્હુમને ભાવનગર રાજ્યમાં એ પ્રયોગ (પ્રયોગ એટલો માટે કે આખા હિંદુસ્તાનમાં કોઈ નાનું કે મોટું દેશી રાજ્ય અથવા તો કોઇ પ્રાંતિક સરકાર પોતાના પ્રાંતમાં તાત્કાલિક જરૂરીઆત છતાં એ કાર્યનો આરંભ કરી શક્યાં ન હતાં, અને હજી પણ પ્રાંતોમાં આ પ્રશ્નનો સફળ રીતે ઊકેલ કરી શકાયો નથી.) કરવાનો નિશ્ચય કર્યો. આરંભમાં એમના સહકાર્યકરોને પણ આ પ્રયોગની સફળતા વિશે શંકા હતી, પરંતુ ખેડૂતના સવાલોમાં રસ ધરાવનારા સર્વ કોઈ જાણે છે કે ખેડૂતોની કરજમુક્તિનો સવાલ ભાવનગર રાજ્યે ધાર્યા કરતાં પણ વિશેષ સફળતાથી પાર પાડયો છે. અને અત્યારે તો ભાવનગર રાજ્યનો બીજે દાખલો લેવામાં આવે છે.

ખેડૂતો કરજ મુક્ત થયા પછી તેઓ ફરીથી પાછા કરજમાં નહી પડે એ અસંભવિત છે. અને

મર્હુમ સર પ્રભાશંકરને એમની હયાતીમાં ઘણા તરફથી આ સંબંધી પુછવામાં આવતું હતું. અને જ્યારે આજથી બે ત્રણ વર્ષ ઉપર મુંબઇ પ્રાંતની સરકારે આ પ્રશ્ન હાથ ઉપર લીધો ત્યારે "Times of India"ના તંત્રીએ "ખેડૂતો એક વખત કરજમુક્ત થયા પછી ફરી કરજમાં પડ્યા છે કે નહીં એ મતલબે પુછ્યું હતું, આ ઉપરથી મર્હુમ સર પ્રભાશંકરે રાજ્યના રેવન્યુ કમિશ્નર રા. રા. નટવરલાલ મા૦ સુરતી (હાલ નાયબદીવાન) ને એક લંબાણ પત્ર લખ્યો હતો, જે અમે આ નીચે આપીએ છીએ. ખેડૂતો ફરીથી કરજમાં ન પડે તેવા ઉપાયોનું માર્ગદર્શન આ પત્રમાં કરવામાં આવ્યું છે, એ જેમ ખેડૂતવર્ગને ઉપયોગી છે તેમ જેઓને રાત દિવસ આ વર્ગ સાથે નિકટનો સંબંધ છે એવા અધિકારી વર્ગને પણ ઉપયોગી છે. ખેડૂતોની સ્થિતિ સુધારણા પરત્વે મર્હુમ સર પ્રભાશંકર કેટલો આગ્રહ ધરાવતા હતા, અને આ વર્ગ પ્રત્યે એમના હૃદયમાં કેટલી કરુણતા હતી એ આ પત્ર ઉપરથી જણાઇ આવે છે. એમના અવસાન અગાઉ કેટલોક વખત એમણે રાજ્યના જે મહાલોમાં મુસાફરી કરી હતી ત્યાં દરેક જગાએ ખેડુતોને એમણે ફરીવાર કરજમાં નહીં પડવાની વારંવાર શિખામણ આપ્યા કરી હતી. અને એમની જાણમાં જો કોઈ એવા ખેડૂત આવતા તો તેને, શા માટે ? કોનું ? કેટલું ? કેટલા વ્યાજથી કરજ થયું છે અને ક્યારે ભરાય એમ છે, એ વગેરે બાબતોની વ્યક્તિગત પૂછપરછ કરતા, પરિણામે એમને તપાસ કરાવતાં માલૂમ પડ્યું હતું કે આખા રાજ્યના ખેડુતોને એમના મૂળ કરજનો લગભગ ૧/૪ ભાગ એક વરસમાં ભરપાઇ થઇ શકે એટલું કરજ સાંસારિક રિવાજોને અંગે થવા પામ્યું હતું. આ પ્રકારનું કરજ પણ ન થાય એ માટે મર્હુમ સર પ્રભાશંકરે આ પત્રમાં ઉપાયોનું સૂચન કર્યું છે. ખેડુતવર્ગ કેળવણીમાં પછાત છે એ જાણીતી વાત છે. એટલે જો એમને એમની સ્થિતિ પરત્વે યોગ્ય ભાન કરાવવામાં આવે તો તેઓ પોતાની આર્થિક સ્થિતિ સુધારવા ઉપર લક્ષ આપતા થઈ જાય, અને એટલા માટે ખેડૂતવર્ગને માટે સાંસારિક રીતરિવાજોનું નિયમન કરવાની સદ્‌ગતને આવશ્યકતા જણાઇ હતી. આ પત્રમાં પણ એ માટે પોતે સૂચન કર્યું છે, અર્થાત્ ખેડૂતોની સ્થિતિ સુધારવા સંબંધી મર્હુમે જે ઉપાયો સૂચવ્યા છે તે વ્યવહારુ છે એટલુંજ નહીં પણ શક્ય છે, એટલા માટે અમે ઇચ્છીએ છીએ કે તપ્પાના થાણદારો–કે જેઓ ખેડૂતો સાથે ઘણો નિકટ સંબંધ ધરાવે છે તેઓ–તેમજ વહીવટદારો આ હકીકત મન ઉપર લઇ ખેડૂતોને એમના ખરા સ્વાર્થનું ભાન કરાવે તો એ વર્ગની ઘણી આર્થિક મુશ્કેલીઓ અવસ્ય દૂર થાય એમ લાગે છે. દરેક ખેડૂતભાઈ પણ આ પત્ર પોતે વાંચે અને બીજા પોતાના ભાઈઓને વંચાવે એવી અમે વિનંતિ કરીએ છીએ. ]

લીલો બંગલો

ભાવનગર તા, ૨૫–૩–૩૭

પ્રિય ભાઈશ્રી નટવરલાલ,

હું દિલ્હી ગયો તે પહેલાં 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'ના એડિટરે, ખેડૂતો કરજમાંથી મુક્ત થયા પછી, તેઓમાંથી કોઈ પાછા હાલ કરજમાં પડ્યા છે કે કેમ ? તે વિષે પૂછાવ્યું હતું. તેનો આપણે ઉત્તર આપ્યો છે કે એ બાબત પુર્ણ તપાસ કરીને લખવામાં આવશે તો આના સંબંધમાં નીચે પ્રમાણેનો પત્ર દરેક વહીવટદારને લખીને દરેક મહાલમાંથી ખેડૂતોના કરજની–ખેડૂતોએ ક્યાં ક્યાં, કેટલું કેટલું અને કોની કોની પાસેથી કરજ કર્યું છે તેની હકીકત મંગાવવાની જરૂર છે.

એક વખત ખેડૂતને કરજમાંથી મુક્ત કર્યા બાદ તે પાછો કરજમાં પડે તો તેનાં કારણો આ પ્રમાણે હોવાં જોઈએઃ—

(अ) ઘણાં વરસની પડી ગયેલી ટેવને લીધે વગર વિચારના ખરચો કર્યા કરતા હોય.

(ब) એમના સંસારવ્યવહારના રીતરિવાજો એમને પરાણે ખર્ચમાં ઉતારી નાંખતા હોય.

(क) વરસો એવાં ખરાબ આવતાં હોય કે

પૈસાની મદદ વગર તેઓ દુષ્કાળનું વર્ષ ઉતરી શકે તેમ ન હોય.

(ड) કોઈ રોગને લીધે ખેતીનાં જાનવરોનો મોટા જથામાં નાશ થઇ જાય અને તેથી તેમને બીજાં જાનવરો ખરીદવા માટે પૈસાની જરૂર પડે.

(ढ) જરૂર પડે ત્યારે બળદ ખરીદવાને તથા બીયારણને માટે ચોગ્ય તગાવી મળતી ન હોય.

(फ) પરણવાને માટે સ્ત્રી મેળવવામાં ગજા ઉપરાંત મોટી રકમ આપવી પડતી હોય.

(ग) અધિકારીઓ તરફથી એમની સ્થિતિ જાળવી રાખવા માટે રાજ્યની ફરજના પ્રમાણમાં તેઓ બરાબર સંભાળ રાખતા ન હોય.

ઉપર પ્રમાણેનાં અને તેના જેવાં બીજાં કારણોને લીધે ખેડૂતોને જે કાંઇ કરજ થયું હોય તો તે થઈ શકે, આ કારણોનો ઉપાય નીચે પ્રમાણે બની શકે એમ છે.

(अ) કરજ ફીટાડતી વખતે બધા અધિકારીઓ જાણે છે તેમ, પડેલી ટેવને લીધે ફરીથી કરજમાં પડે નહિ એમ ખેડૂતોને વારંવાર કહેવામાં આવ્યું છે. અને તેઓના સમજવામાં પણ આવ્યું હતું કે તે લોકો હવેથી તેમ નહીં કરે, તે છતાં જો કયાંઈ એવી ટેવ દેખાતી હોય તો અધિકારીઓની ફરજ હતી અને છે કે વખતો વખત ખૂબ સંભાળથી તે બાબત ઉપર ખેડૂતોનું ધ્યાન ખેંચ્યા કરવું જોઈએ. સંપાસનાં પરિણામે જે ડીસ્ટ્રીકટમાં ખેડૂતો કરજમાં પડેલા માલૂમ પડશે ત્યાંના અધિકારીઓએ આ ફરજ બજાવવામાં કચાશ રાખી છે, એવા અનુમાન ઉપર આવ્યા વગર છૂટકો નથી, એમ મને લાગે છે. માટે આ બાબત ઉપર બરાબર ધ્યાન ખેંચવું. અને દરેકે દરેક વર્ષ દરમિયાન પોતાના મહાલમાં નવા કરજ સંબંધી કાંઈ જણાવવા જેવી હકીકત હોય અને આગલા વરસની હોય તો તે શા કારણથી થયું છે તેનો ટુંકો જવાબ મંગાવવો; જેથી આજ સુધીની કરેલી મહેનત અફળ જાય નહિ. આ ટેવ સુધારી શકાય એવી છે અને તે ન સુધરે તો તે માટે અભણ ખેડૂતોના કરતાં અમલદારોની બેદરકારી જવાબદાર છે.

(ब) એ વાત ખરી છે કે ખેડૂતોના સંસાર-વ્યવહારના રીતરિવાજો વધારે ખર્ચાળ છે; તેમાંથી તેને સમજાવીને અથવા સમજાવટમાં કાંઈ ફળ નથી એમ ધારવામાં આવતું હોય તો ખેડૂતોની જ્ઞાતિના એવાં ખર્ચ અને એમની સ્થિતિની સાધારણ સુધારણા સંબંધી એક ધારો પસાર કરવા માટે ખેડુતો તરફથી દરબારને વિનંતિ થાય તેવો પ્રયત્ન કરવો જોઈએ. એવો ધારો એક વખત પસાર થયા પછી એની વિરૂદ્ધ વર્તન કરનારને એ ધારા પ્રમાણે નશ્યત થવાથી ધીમે ધીમે લોકોની આંખ ઉઘડે; આ વાત પણ બની શકે એવી છે. માત્ર અધિકારીઓમાં ખંત જોઇએ. આપણે માત્ર દરબારની વસુલાત વસુલ કરવા માટે અથવા દરબારી હક્કોને સાચવવા માટેના અધિકારીઓ નથી. લોકોની પ્રીતિ જાળવવા માટે, એમની ભણતર સંબંધી, આર્થિક અને ખેતીવાડી સંબંધી સ્થિતિ સુધારવા માટે પણ છીએ. આ પાઠ દરેક અધિકારીએ બરાબર ખુબ ભણી જવો જોઇએ.

આ ફરજ વહીવટદારોના કરતાં સવિશેષ થાણદારો ઉપર છે, કેમકે તેઓ ગામડાના પરિચયમાં મહાલના વહીવટદાર કરતાં વધારે આવે છે, અને છતાં વહીવટદારો, થાણદારો પર બરાબર દેખરેખ રાખે તો જ થાણદારો પોતાની ફરજમાં ચીવટ રાખી શકે.

(क) વરસો ખરાબ આવતાં હોય તે કારણથી પૈસાની મદદ વગર ખેડુતો વરસ તરી શકે એમ ન હોય ત્યારે, જો દરબારથી તાત્કાલીક ઉપાય ન કરે તો એમાં આપણી ફરજની ત્રુટી છે, એમ જણાવ્યા સિવાય બીજો ઉપાય નથી. આખા સંસ્થાનનું કરજ ફીટાડયા પછી જ્યારે જ્યારે કોઈ મહાલમાં કે કોઇ ગામોમાં એવી ત્રુટી ઉત્પન્ન થાય છે, ત્યારે ત્યારે, હજુરશ્રીએ બહુજ ઉદારતાથી પૈસાનો વિચાર કર્યા કરતાં લોકોનો વિચાર પ્રથમ કર્યો છે.

આ વાત તમને અને વહીવટદારો તથા થાણદારોને સુવિદિત છે. એટલે કરજ થયું હોય ત્યારે ખરાબ વરસને લીધે થયું છે એ બ્હાનાં કોઇ અધિકારી કે લોકો કાઢે તો તે બંનેમાં જુઠાણું છે, એમ હું તો માનું. આવું ફરીઆદનું માનસ લોકોમાં થાય નહિ અને અધિકારીઓમાં ખોટાં બ્હાનાં બતાવવાની લાલસા ઉત્પન્ન થાય નહિ એવી સલાહ એ બંને વર્ગને આપવાની જરૂર છે. તથાં જરૂર પડે ત્યારે દરબારશ્રીની જોઇતી મદદ મળે એવો પ્રબંધ પણ તાત્કાલિક થાય એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. ખરેખરાં ખરાબ વર્ષોમાં તો દુષ્કાળનિવારણ ફંડમાંથી લાખ્ખો રૂપીઆની મોટી મદદ કરવાનો પ્રબંધ છે અને તેનો તાજેતરમાં ઉપયોગ આપણે લીલીયામાં કર્યો છે, એ વાત ભૂલી જવા જેવી નથી. આ ઉપરાંત દુષ્કાળ હોય તો આપણે રીલીફ કેમ્પો કાઢીએ છીએ, જેમ બે એક વરસ ઉપર લીલીયામાં કરવામાં આવ્યું હતું. એટલે દરબારશ્રીની મદદને અભાવે કે દુષ્કાળ અથવા માઠાં વરસોના બ્હાના નીચે આ કરજ થવાનો સંભવ નથી. આ સ્થિતિમાં તો લોકોની અજ્ઞાનતા અને આપણી બેદરકારી જરૂર જવાબદાર છે.

(ङ) ખેતી ઉપયોગી જાનવરો જેવાં કે બળદો મરી જાય અથવા રોગને લીધે મોટા જથ્થામાં નાશ પામે, ત્યારે ખેડુતને પૈસાની મદદની ખાસ જરૂર પડે એ દેખીતી વાત છે. એવી બાબતમાં એને કરજ કરવું પડયું હોય તો ખેડુતોનો વાંક કાઢી શકાય એમ નથી. પણ આવી બાબતમાં બહોળા હાથે તગાવીમાંથી મદદ કરવામાં આવે છે. દરેક વરસે તગાવી માટે બજેટમાં પ્રબંધ છે અને તેમાં દરબારશ્રીએ હાથ સંકોચ્યો નથી, એટલે કરજ થવામાં ઉપરનું કારણ પણ બતાવી શકાય તેવું નથી, છતાં કરજ થયું હોય તો તેનું ખરૂં કારણ શોધીને મને કહેશો. કેમકે એક વખત ભારમાંથી મુક્ત કર્યા પછી, તે લોકો પાછા તેવી સ્થિતિમાં આવી જાય તો તે દળી દળીને ઢાંકણીમાં ઉલેચ્યા જેવી સ્થિતિ ઉત્પન્ન થાય છે, તે થવા દેવી જોઇએ નહિ. આપણાં અખતરા ઉપર કરજમુક્તિના આખા સંચાલનું અવલંબન છે. આ રોગનો ઉપાય જ નથી અને આપણે કરેલા અખતરામાં આપણે રાખવી જોઇએ તેના કરતાં વધારે આશા રાખી છે, એવો આરોપ ભાવનગર સ્ટેટ સહન કરી શકે એમ નથી. હિંદુસ્તાન આખાનું ભવિષ્ય કરજ મુક્તિના સવાલ ઉપર અવલંબી રહેલું છે. અને તે જ એક મુખ્ય કારણ છે કે આપણા સ્ટેટના વિચાર કરતાં પણ દેશના વિચારને માટે આપણે બધાએ સાથે મળીને આ અખતરો નિષ્ફળ ન થાય તેવી તનતોડ મહેનત કરવી ઘટે છે. અને તે થાય છે તેની સાબીતી હું અધિકારીઓ પાસેથી માગું છું. મને તે જરૂર મેળવી આપશો.

(च) ઉપર ङ માં કહ્યા પ્રમાણે પૂર્ણ બંદોબસ્ત છે એટલે આ વિષયમાં ફરીથી કાંઇ લખવાની જરૂર નથી. તગાવી આપવામાં વિલંબ થતો હોય કે કયાંય અધિકારીની બેદરકારી હોય તો તેનો તાત્કાલિક ઉપાય કરશો. તગાવીની રકમ જરૂરીયાત પ્રમાણે મળે છે. એટલે વરસ આખરે પાક આવે અને વરસ વણસ્યું ન હોય તો તે વરસમાં પાક આવે તેમાંથી તે તગાવી રીતસર વસુલ કરવામાં આવે તો તગાવીનું કરજ લોકો ઉપર થાય નહિ. તગાવીનું તો વ્યાજ પણ દરબાર લેતા નથી. એટલે કેટલીક વખત તગાવી લઈને તુરત ન આપવાની લાલચ લોકોને થઈ આવે તે બહુ સ્વાભાવિક છે. આવું થતું જોવામાં આવે ત્યાં લોકોને આપણે સ્પષ્ટ કહી શકીયે છીએ કે આવી ઉદારતાનો બદદાનતથી ગેરઉપયોગ કરવામાં આવશે તો મફત મળતી તગાવીના ઉપર ભવિષ્યમાં વ્યાજ લેવાની તથા તે ચાલુ કરવાની ફરજ પડશે. એ વ્યાજ દરબારશ્રીએ ધીરેલા નાણામાંથી પૈસા કરવાના ઇરાદાથી નહીં પણ લોકોની બેવકુફીમાંથી એમની આંખ ઉઘાડવા માટે લેવામાં આવશે. તગાવી વિચારપુર્વક અપાય છે કે કેમ? વરસ આખરે તે અપાઈ છે કે કેમ? એના આંકડા ઉપરથી કયા મહાલમાં જવાબદાર અધિકારી કેવી ખંતથી કામ કરે.

છે, તેની પરીક્ષા કરવા જેવું છે. અને આ આખી સમસ્યાની તપાસ થયા પછી તમારો રિપોર્ટ આવશે ત્યારે અધિકારીઓના કામની તુલના થશે. અને યોગ્યતાના નંબર પણ વખતે અપાઈ જાય તો એમણે આશ્ચર્ય પામવું નહિ. હજુરશ્રીની ખાસ ઈચ્છા છે અને તે યોગ્ય ઈચ્છા છે કે એક વખત બોજામાંથી નીકળેલો ખેડુતવર્ગ પાછો આપણી બેદરકારીથી ભારમાં આવી પડે નહિ. બહારના માણસને, આપણે ત્યાંની સ્થિતિનો અહેવાલ જોઈતો હોય તો છાતી ઠોકીને સીધે સીધો આપી શકીએ અને આપણી સ્થિતિની ફતેહ બતાવી શકીયે એવી ખંત ખાસ રાખવાની જરૂર છે. કેટલાકને આ ખંત ગાંડાઈભરેલી લાગે, પણ લોકોના ઉપર જોઈએ તેવી નજર ન રાખી, અજ્ઞાનીનું રક્ષણ ન કરવું એના જેવી ગાંડાઈ આ ખંતમાં નથી.

(क) સ્ત્રીઓ પરણવા માટે જે ખોટું ખર્ચ લેક ઠેકાણે થાય છે તેનો ઉપાય તો ૨ માં કહ્યા માણે ખેડુતોનો રીતરિવાજનો એક કાયદો કરવો જ ઉત્તમ છે. મને યાદ છે તે પ્રમાણે એ વર્ગની ક જ્ઞાતિએ (ખરક) તો, એ બાબતનો એક કાયદો ઈ નોરીડી એડમીનીસ્ટ્રેશનમાં કરાવ્યો છે. તેનો અમલ બરાબર થાય છે કે કેમ તે જોવાની જરૂર છે. અને જો તે કાયદાની સફળતા થઈ હોય તો બીજા જે વર્ગને એવો કાયદો ન હોય તેને બતાવીને તેઓને આવા કાયદાના બંધનમાં આવવાની જરૂર છે એમ સમજાવવું; પણ સાંસારિક સુધારણાનું આ પગલું, દરબારે પોતાના અધિકારને અંગે ધારો કરીને ભરવાનું નથી, લોકો એની કિંમત બરાબર સમજશે. પરાણે લાદેલા કાયદાઓનો સામનો કરવાનું માનસ માણસોમાં સહજ હોય છે. એટલા જ માટે બંને ત્યાં સુધી દરેક વર્ગને પોતે પોતાના બંધનમાં રહેવા નિયમો કરવાની જરૂર છે.

(ग) અધિકારીઓની ફરજના સંબંધમાં તો ઉપરના દરેક મુદ્દામાં કાંઈક ને કાંઈક કહેવાઈ ગયું છે, એટલે વિશેષ કહેવા માગતો નથી. પણ જગતમાં ઘણાં દુઃખો સંભાળ રાખવાની બેદરકારીમાંથી ઉત્પન્ન થાય છે. ને મારો પણ એ અનુભવ છે. અને દેશનું વાતાવરણ જે અત્યારે ઘણું ડામાડોળ છે, તેનું મુખ્ય કારણ પણ એ બેદરકારી જ છે, આપણે ત્યાં તે થવા દેવી જોઈએ નહીં.

હવે આ બધી સ્થિતિ તપાસતાં, કયા કયા મહાલમાં શા શા કારણથી કેટલા ખેડુતો પાછા કરજમાં પડયા છે અને શું વ્યાજ આપે છે, તે બધી બાબતનો ચોકખો ખુલાસો જેમ બને તેમ તુરત જોઈએ છીએ. અને એ તપાસ તાત્કાલિક થાય માટે દરેક થાણાનો થાણદાર ગામડે ગામડે ફરીને જેમ પ્રથમ આપણે કમિટીઓ મારફત તપાસ કરી હતી તેમ તપાસ કરે. થાણદારોની એ તપાસ ઉપર ડે. વહીવટદાર અને તે તે વિભાગના આસિસ્ટંટ રેવન્યુ કમિશ્નરે સંભાળ ભરેલી આંખ સાથે અને તો સખ્તાઈ પણ કરવી. અટકાવી ન શકાય એવા રોગ માટે કોઈ વખત માણસ અશક્ત હોય, પણ રોગ શું છે, શા કારણથી થાય છે, તેને માટે કાંઈ ઉપાય છે કે નહિ, તે તપાસ માણસની શક્તિની બહાર નથી. તે તપાસ આપણે કરવી અને હું ઈચ્છું છું કે 'ટાઈમ્સે' માગેલી હકીકત આપણે એવી રીતે આપી શકીએ કે લોકોના મનમાં કરજ નિવારણનો ઉપાય શક્ય છે એવી ખાત્રી આપણે કરાવી શકીએ. એ શક્ય નથી એવું આપણી તપાસને અંતે નીકળે તો પણ તે અશક્ય છે, એવી પ્રતીતિ મને તો થવાની નથી–બની શકે એવી આ શક્ય બાબત છે તે બતાવી શકાય એવો જ આપણો પ્રયત્ન છે. તેમાં નિષ્ફળતા થાય તો આખું ખાતું જવાબદાર છે. અને હું મને પોતાને વધારે જવાબદાર ગણીશ, કેમકે મેં મારા બીજા જીર્ણ લઈ જાય તેવા સવાલોમાંથી આ તરફ આંખ કરવાનો પણ અવકાશ લીધો નહીં. હવે મારે આ બધું તપાસવું છે, માટે તમને યોગ્ય લાગે તો મારા આ કાગળની નકલો દરેક વહીવટદારને મોકલશો અને પોતે તથા પોતાના હાથ નીચેના અમલદારોએ કેટલી જરૂરી અને કેટલા ચોક્કસ આંકડાઓવાળી તપાસ કરવાની

છે તે એમના મન ઉપર ઠસાવશો. માગેલી હકીકતમાં ભૂલ રહી જશે તો ક્યાંક ક્યાંક હું અને તમે બન્ને સાથે જઈને નીમતાણો પણ લેશું. જેથી તપાસ કરનારાઓને પોતાની જવાબદારીનું ભાન રહે.

તમને એમ લાગે કે પહેલાં જે કરજ–નિવારણ કમિટી હતી તેમાંથી અનુભવી વહીવટદાર કે કોઇને ખાસ નીમવાની જરૂર છે. જે જલદી અને સારી રીતે આ સવાલનો તપાસ કરી શકશે, તો તેમ કરવામાં પણ અડચણ નથી. ન્યાયખાતાના એક અમલદારને "આપણે તે કમિટી ઉપર મૂકયા હતા અને વહીવટદાર મિ. ચત્રભૂજ પણ તે બધા ઉપર નજર રાખતા હતા. તે બે માણસનો બંદોબસ્ત થોડી મુદત જરૂર લાગે તો મે. ત્રિભુવનદાસભાઇને કહીને કરવો.

ભાર વધી ગયા પહેલાં આનો ઉપાય કરવા જેવું છે, કેમકે આ અખંતરાની નિષ્ફળતામાં દેશ આખાના નસીબનો નાશ છે અને તેની સફળતામાં લોકોનું હિત છે. માનસિક, આર્થિક અને ઔદ્યોગિક.

લિ૦

P. D. Pattani

તા. ક.

(૧) ન્યાયકોર્ટમાં કોઈ ખેડુત પર નવા લેણદારોની ડીક્રીઓ થઈ હોય તો તે કયા કયા મહાલોમાં કેટલા કેસોમાં થઇ છે તે નામવાર મેળવવું.

(૨) 'ખરકની' જ્ઞાતિ માટે social reformનો ધારો થયો છે તેનો બધા ખેડુતોને સમજાવી કરાવવો અને એના ભંગનો અમલ આ ધારા પ્રમાણે કોર્ટો કરે એમ જો થઇ શકે તો ઘણી હાલાકીઓ એ આખા વર્ગની ઓછી થઈ જશે. આવા સુધારા આપણું સ્ટેટ જ કરાવી શકે એમ છે, અને કરી શકીએ તો જેમ ખેડુતોનો આશીર્વાદ છે તેમ દેશભરમાં આ પગલાની કદર થવાની છે; માટે એમાં બધા મદદ કરે એમ હું ઇચ્છું છું.

"આમજીવન"

P. D. P.

## વડોદરા રાજ્યનાં બંદરો

ચાલુ વહીવટી વર્ષના જાન્યુઆરી ૧૯૩૯ સુધીના ૭ માસ દરમ્યાન ગુજરાતમાં આવેલાં રાજ્યનાં બંદરોમાં ૨૭૧ ટન જેટલો રૂ. ૫૨, ૭૧૪–૬–૩ નો માલ આવ્યો હતો જેની જકાત રૂ. ૧૩, ૨૮૮ લેવામાં આવી હતી.

ઓખા બંદરે ૨૫ જમીનના ટુકડાઓ ઘરો બાંધવા ભાડે આપવામાં આવ્યા હતા.

દીલ્હી, અજમેર, મુંબઈ, વડોદરા, અને અમદાવાદના ટ્રેડ એજન્ટો ચાલુ રાખવા ઉપરાંત લાહોર અને કાઠીયાવાડ માટે બીજા બે વધુ એજન્ટો આ સમયમાં નિમાયા છે.

ઓખા બંદરે ૫૪, ૬૧૩ નિકાશ અને ૨૨, ૭૦૬ ટન માલની આયાત થઈ હતી, જેમાં ૫૩, ૬૯૬ ટન અને ૧૫, ૭૫૬ ટનની હિંદી બંદરોની નિકાશ અને આયાત હતી. નિકાશમાં ૧૦૯ ટનનો પરદેશી બંદરોમાં વધારો થયો હતો.

આ ૭ માસ દરમ્યાન ખાસ નવા માલની આયાત મુખ્યત્વે નિચે પ્રમાણે હતી.

| ચીજનું નામ. | ટન. |
|---|---|
| મેગનેશીયમ કલોરાઈડ. | ૧૦ |
| સ્ટીલ એન્ગલ અને ટી. | ૪૫ |
| સ્ટીલ બાર વિગેરે. | ૨૮ |
| છાપવાના કાગલ. | ૨૩ |
| લાકડાનો માવો. | ૧૦ |
| આર. | ૧૯ |
| ફેના. | ૩૫ |
| ઇમારતી લાકડ. | ૭૬ |
| બીજી ચીજો. | ૫૯ |
| કુલ. | ૩૦૫ ટન |

આ સમય દરમ્યાન ૫૫ મોટી સ્ટીમરો, ૧૧૫ નાની સ્ટીમરો અને ૨૫૩ વહાણો ઓખા બંદરે આવ્યાં હતાં. બ્રિટિશ હિંદની જકાતના દર મુજબ નાણું પાછાં આપ્યા બાદ જકાતની આવક રૂ.૫૦૨, ૮૨૩ આવી છે. તેજ પ્રમાણે બંદરની આવક રૂ. ૩,૩૫૫ આવી છે.

આ ૭ માસ દરમ્યાન જકાતને અંગે ખર્ચ રૂ. ૧૩,૦૮૩નું થયું છે અને બંદરોનો સઘળો વહિવટી ખર્ચ રૂ. ૯૨,૦૮૯ થયો છે.

# હિંદી વહાણવટું

આજે તો એ ઉદ્યોગ છેલ્લો શ્વાસ લઇ રહ્યો છે, પણ ઇસુના જન્મ આસપાસની સદીઓ એનો ખરો સુવર્ણકાળ હતો. ગ્રીકો ને રોમનો જ્યારે ધંગીઓ (Galleyships) ચલાવતા પણ ન હોતા શીખ્યા ત્યારે ભારતનાં વહાણો આફ્રિકા તો શું ઠેઠ મયદેશ (Mexico) સુધી વણજ ખેડતા હતા. સિકંદર અને દારા જેવા સમ્રાટોએ હિન્દી વહાણોથીજ પોતાનો કાફલો ઉભો કર્યો હતો. હિન્દ સાથે સંપર્ક રાખતી એ જૂની સંસ્કૃતિઓનો ઇસ્લામના આક્રમણથી ધ્વંસ થયો અગર અટૂલી પડી ગઈ.

મિસરના છેલ્લા રાજા દેવેન્દ્રે એ ભયથી દેશનો કિનારો છોડયો ને એના વંશજોમાંના એકે કચ્છની ગાદી સ્થાપી ત્યારથી કચ્છનું વહાણવટું હસ્તીમાં આવ્યું, જે આજ લગીયે ટકી રહ્યું છે. આજે પણ એનાં વહાણો નાગબારી (નીકોબાર), માલદીવા (માલદ્વીપ), સીંગાપોર ને બટેવીઆથી માંડી, હિન્દનાં બધાં બંદરો ઉપરાંત બારેન (બહેરીન), કતીફ, બસરા, જંગબાર, મોંબાસા ને માડાગાસ્કરથી લઈ ઠેઠ ડરબન, મોઝામ્બિક, મુરશ (મૉરિશિયસ), અને સિડી સુધી વેપાર ખેડતા ફરે છે. અને એ ઉદ્યોગની વંશપરંપરાનુગત કુશળતાને લીધેજ કચ્છના કારીગરોએ 'રંગમતી' સ્ટીમર બાંધી, એ કૌશલ્યની પ્રતીતિ આપે છે.

પણ કચ્છમાં તો એ શક્યતા હજુ રહી છે એનું કારણ સર્વોપરી સત્તા તેના આંતરવહીવટમાં કોઇ રીતે હસ્તક્ષેપ નથી કરી શકતી એ છે. જમાદાર ફતેહમહમદના પુત્ર હુસેનખાને અંગ્રેજ લશ્કર સામે ચડાઈ કર્યા પછી કપ્તાન મૅકમર્ડોએ કચ્છ રાજ્ય સાથે જે કરારો કર્યા છે તે અનુસાર બ્રિટીશ તંત્રમાં એ Foreign Territory તરીકે ગણાય છે, જ્યારે બાકીના હિન્દુસ્થાનનું એમ નથી રહ્યું. નેપાળ અને ભૂતાન સિવાય સારા હિન્દુસ્થાનપર અંગ્રેજ સત્તા સાર્વભૌમ છે અને એને લઇને હિન્દીમાલ હિન્દી વહાણોજ જ્યારે ઇંગ્લંડને કિનારે થોકબંધ ઉતરવા લાગ્યા ત્યારે ત્યાંના વેપારીઓએ એ માલ નીપજાવતા ઉદ્યોગો સાથેજ હિન્દી વહાણવટા સામે યે પોકાર ઉઠાવ્યો ને શાસકસત્તાએ બન્નેનો સાથેજ મૃત્યુઘંટ વગાડયો. વધુ દૂર જવું તો ક્યાં રહ્યું પણ ૧૮૫૭ માં જ જ્યાં હિન્દનાં વહાણો ને મછવાઓની સંખ્યા ૩૪, ૨૮૬ હતી ત્યાં ૧૯૨૭માં ૮,૬૪૦ થઈ ગઈ. ને જે વહાણ વડે નેલ્સને ટ્રફાલ્ગરનું યુદ્ધ જીત્યું એ 'વિક્ટરી' જેવાં વહાણો નીપજાવતા એ ઉદ્યોગના આજ તો કોણ જાણે કેટલાયે આંકડા ભૂંસાઇ ગયા હશે.

કચ્છ રાજ્યના ઇજનેર મિ. બુધભટ્ટીએ પોતાનીજ કલ્પેલી ડિઝાઈનથી કચ્છના મહારાઓશ્રી માટે ખાસ તૈયાર કરેલી યાટ 'રંગમતી' જ્યારે મુંબઇનાં બારામાં આવી ત્યારે દેશી વહાણવટાના અને વહાણના બાંધકામના ઉદ્યોગો, બાબતમાં ઘણો જાહેર ઉહાપોહ થયો હતો. દેશી કચ્છી કારીગરોએ કરેલી 'રંગમતી' નો બાંધણી તથા અંદરની સજાવટ જોતાં એટલું તો સિદ્ધ થઈ જ ગયું હતું કે એ ઉદ્યોગને જો રાષ્ટ્રીય સ્વરૂપ આપવામાં આવે, રાષ્ટ્રીય મૂડી એકઠી કરવામાં આવે અને રાષ્ટ્રીય ઉદ્યોગોનો વિકાસ સાધવાની ઉત્કટ ઇચ્છાવાળા ઉદ્યોગપતિઓ એમાં રસ લેતા થાય તો સદીઓ પહેલાં ધીકતા ચાલતા એ ઉદ્યોગને પુનર્જીવન મળે અને પરદેશી વહાણો જેવાં વહાણો, સ્ટીમરો, સ્ટીમલૉંચો અને યાટ ઇત્યાદિનું બાંધકામ જતે દિવસે હિન્દમાં પણ શક્ય બની જાય.

હિન્દનો વહાણ બાંધવાનો ઉદ્યોગ, લોખંડ અને પોલાદનાં પતરાં જ્યારથી દરિયા પર તરવા લાગ્યાં ત્યારથી તૂટ્યો એવી એક માન્યતા પ્રચલિત છે. લોખંડ અને પોલાદનાં વહાણો વરાળની મદદથી તરતાં અને ઝડપથી માર્ગ કાપતાં, એને લીધે લાકડાંના વહાણોનો ઉપયોગ ઘટવા માંડ્યો અને તેથી એ બાંધવાનો ઉદ્યોગ પણ કુદરતી રીતે જ નષ્ટપ્રાયઃ થયો.

'બોમ્બે ક્રૉનિકલ'માં આ પ્રશ્નની ઝીણવટથી મીમાંસા કરતાં મિ. એસ. એમ. કાપડીયા જણાવે છે કે, "માત્ર પોલાદી વહાણોના કરતાં પણ વધુ નાશકારક કેટલાંક તત્ત્વો એવાં હતાં કે જેને લીધે આપણા વહાણ બાંધવાના ઉદ્યોગનો નાશ થયો હતો, લોખંડ અને પોલાદનાં વહાણો આપણા દેશમાં આવ્યાં, વહાણોમાં વરાળનો ઉપયોગ થવા લાગ્યો વગેરે અનેક કારણોમાંના એકાદ બે કારણો ગણાય."

"વહાણનું બૉયલર બાંધવામાં પહેલવહેલું લોખંડનું પતરું ૧૮૭૬ માં વપરાયું, પરન્તુ ઈંગ્લેંડની ઔદ્યોગિકક્રાન્તિ પછી એ ઉદ્યોગનો વિકાસ સારી રીતે થયો એમ કહી શકાય. ઔદ્યોગિકક્રાન્તિ પછી ઈંગ્લેંડમાં ઉદ્યોગો ઘણા વધ્યા. યાંત્રિક યુગ બેઠો અને તેથી માલના ઉત્પાદનમાં બીજા અનેક મુદ્દાઓ વિચારવાની જરૂર પડી. તૈયાર બનાવટો કયાં બજારોમાં ઠાલવવી, એ તે વખતનો મુખ્ય પ્રશ્ન નહોતો પરન્તુ કાચો માલ કયાંથી મેળવવો એ વિમાસણમાં નાખે તેવો પ્રશ્ન હતો; હિન્દમાં કાચા માલની વિપુલતા તથા તૈયાર બનાવટો માટેનું વિશાળ બજાર હોવા વિષેની જ્યારે ઇંગ્લંડના લોકોને પ્રતીતિ થઇ ત્યારે તો હિન્દ જવા આવવાના ટૂંકા માર્ગની અને ઝડપી સાધનો માટેની બૂમરાણ થઈ પડી."

ઈ. સ. ૧૮૨૩ માં કલકત્તાના કેટલાક સાહસિક વેપારીઓએ એકઠા થઈ 'સ્ટીમ ફંડ' ઉભું કર્યું અને એ ફંડ જે થાય એ ઇંગ્લાંડ અને હિન્દ વચ્ચે ૧૮૨૬ પહેલાં નિયમિત સ્ટીમરસર્વિસ દોડાવવાનું શરૂ કરનાર કંપનીને ભેટ આપી દેવું, એવી યોજના વિચારાઈ. બૉર્ડ ઑફ ડીરેકટર્સની અનુમતીની આશાએ મધ્યસ્થ હિન્દી સરકારે તેમાં ૨૦,૦૦૦ રૂપિયા ભર્યા અને ફંડમાં ધીમે ધીમે સારી રકમ એકઠી થઈ શકી. ઈ. સ. ૧૮૨૫ ના ઑગસ્ટની ૧૬ મી તારીખે ઈંગ્લેંડની એક કંપની તરફથી 'એન્ટરપ્રાઇઝ' નામની સ્ટીમર પ્લીમથબંદરથી હિન્દ આવવા ઉપડી. એની મુસાફરી તો સાવ નિષ્ફળ ગઈ, કેમકે કલકત્તાની સોસાયટીની કેટલીક શરતો 'એન્ટરપ્રાઈઝ'થી પુરી પડે તેમ ન હતું, તેથી ફંડ તેને ન મળ્યું. પરન્તુ ઇંગ્લેંડની કંપનીને આવી નિષ્ફળતાથી ભયંકર ખોટ જાય તેવું હોવાથી હિન્દી સરકારે રૂપિયા ૬,૦૦,૦૦૦ ની રકમ આપીને 'એન્ટરપ્રાઇઝ' ખરીદી લીધી. મુંબઈ સરકારે પણ ખૂબ પૈસા ખર્ચીને 'હ્યુ લિન્ડસે' નામની સ્ટીમર મુંબઈમાં બાંધી. એન્જીનો ઇંગ્લેંડથી મંગાવી તેને મુંબઇ અને સુએઝ વચ્ચે દોડાવવાનું ૧૮૩૦ ની સાલથી શરૂ કર્યું. મધ્યસ્થ સરકારે એમાં રસ લીધો અને એ સ્ટીમર એક વર્ષમાં ઇંગ્લેંડની ચાર મુસાફરી હિન્દી સરકારને ખર્ચે કરે એવી ગોઠવણ કરી. સુએઝની મુસાફરીઓ માટે બીજી એક 'ફૉર્બ્સ' સ્ટીમર પણ ખરીદવામાં આવી.

આ બધાનો ઉલ્લેખ એટલા પુરતો જ જરૂરી છે કે જો હિન્દી સરકારે ઇંગ્લેંડ-હિન્દની દરિયાઇ મુસાફરીઓની શરૂઆતનાજ જમાનામાં જેટલા પૈસા ખર્ચ્યા તેટલા હિન્દી ઉદ્યોગની પાછળ જ ખર્ચ્યા હોત તો હિન્દી ઉદ્યોગોને જબરો આધાર મળત અને આજે હિન્દની દશા જુદી જ હોત.

મોગલ સત્તાની પડતી થતી ગઈ એ પણ હિન્દી વહાણવટા માટે અને વહાણ બાંધવાના ઉદ્યોગ માટે એક અસહ્ય ફટકો હતો. કેમકે અકબર બાદશાહથી તે ઔરંગઝેબ સુધીના બધા મોગલ સમ્રાટોએ હિન્દી વહાણવટાના તથા બાંધકામના ઉદ્યોગોને રાજ્ય તરફથી ખૂબ મદદ આપી હતી. રીતસરનું નૌકાખાતું જ એ કાળે ચાલતું અને મીર બેહરી નામે ઓળખાતા એ ખાતાના અમલદારોની ફરજ હિન્દી

વહાણવટાને દેશ પરદેશોમાં મદદ મેળવી આપવાની તથા બાંધકામના ઉદ્યોગોમાં પડેલા કારીગરોને મદદ કરવાનીજ હતી. તે વખતમાં હિન્દી ખલાસીઓ દેશપરદેશની સફરો ખેડતા અને ચોર્યાસી બંદરોના વાવટા હિન્દનાં બંદરોએ લ્હેરાતા. પણ ઔરંગઝેબની પછી તો મોગલ સલ્તનતની પડતી દશા બેઠી અને પરદેશી તત્ત્વ હિન્દમાં વધુને વધુ દાખલ થતું ગયું. ૧૮૫૭ ના બળવા પછી તો અંગ્રેજ સત્તા બરાબર જામી ગઈ અને ત્યારે જ હિન્દી વહાણવટાનો અને વહાણોના બાંધકામના ધંધાનો મૃત્યુઘંટ વાગી ચૂક્યો. પરદેશી વેપાર બધો બ્રિટીશ જહાજોમાં થાય એવી આડકતરી કાળજી લેવાવા માંડી અને ઇગ્લેંડની કંપનીઓ માતબર થતી ચાલી.

કંપની સરકારનું રાજ્ય હતું ત્યાં સુધી તો જાણે સાચેસાચ વેપારીઓના હાથમાં જ હિન્દનું રાજ્ય હતું. એટલે બોર્ડ ઑફ ડિરેકટર્સ બ્રિટનના ઉદ્યોગોનો પ્રથમ વિચાર કરે એમાં કશું આશ્ચર્ય ન હોય. પણ બળવા પછી તો બ્રિટીશ પાર્લામેંટે હિન્દના રાજ્યકારભારની દોરીઓ સંભાળી લીધી, તેમ છતાં હિન્દી વહાણવટાનો ઉદ્ધાર તો શું પણ તેને ચાલુ સ્થિતિમાં રાખવાનું પણ હિન્દી સરકારને સૂઝયું નહીં, અને પછીનાં ૫૦ વર્ષમાં હિન્દી કારીગરો નાશ પામ્યા અને તમામ વહાણો પરદેશી બનાવટનાં જ હિન્દને કિનારે નાંગરવા લાગ્યાં.

---

# નોંધ અને ચર્ચા

**દેશી રાજ્યોમાં સુધારા.**

હમણાં હમણાં દેશી રાજ્યોની પ્રજામાં લોકશાસનના ધોરણે સુધારા દાખલ કરવાનીપ્રવૃત્તિ ચાલી રહી છે, એ ખુશી થવા જેવું છે, લગભગ દરેક મોટાં રાજ્યોએ આ માટે કમિટીઓ નીમી છે. અને તેનું નાના રાજ્યોએ અનુકરણ કરવા માંડયું છે. લોકશાસનની સફળતાનો પાયો કેળવણી છે. એટલે રાજ્યોએ પ્રથમ તો કેળવણીનો, સર્વવ્યાપી પ્રચાર કરવો જોઇએ. કારણ કે તેના વિના બંધારણની વાતો હાસ્યાસ્પદ જેવી થઈ પડવાનો સંભવ છે. દરેક રાજ્યના નરેશે પોતાના રાજ્યમાંથી નિરક્ષરતા—સ્ત્રી પુરૂષ બન્નેમાંથી—દૂર કરવાનો નિશ્ચિત સમયનો કાર્યક્રમ યોજવો જોઈએ. આ કાર્યક્રમ જ એની નિષ્ઠાની સાબીતી આપશે.

---

**લીંબડી.**

લીંબડી રાજ્યમાં છેલ્લા થોડા મહીનાથી પ્રજાના એક વર્ગમાં—ખાસ કરીને વેપારી વર્ગમાં—રાજ્ય પ્રત્યે અસંતોષ થયો છે, અને તેથી તે વર્ગનાં કેટલાંક માણસો "હીજરત" કરી ભાલમાં કોઠ પાસે જીલ્લાની હકુમતમાં અરણેજ ગામ છે ત્યાં ચાલ્યાં ગયાં છે એમ જણાવવામાં આવે છે. અમે સાંભળ્યું છે એ હકીકત બરાબર હોય તો લીંબડીમાં આ હીલચાલની આગેવાની મોટે ભાગે જૈનોએ લીધી છે. આ કમનસીબ સમાચાર છે. શાંતિપ્રિય જૈનોને એવું શું કારણ રાજ્યે આપ્યું છે જેથી તેમને હિજરતનો ઉપાય લેવો પડયો? તેમ જૈનોએ એવું શું કારણ આપ્યું કે રાજ્યે એમને જવા દીધા? ગમે તેમ પણ અમને હમણાં હમણાં કાઠીઆવાડનાં રાજ્યોમાં જે પ્રવૃત્તિ ચાલી રહી છે તેમાં વર્ગ વિગ્રહનું બીજારોપણ થતું લાગે છે. અને તેમાં ખાસ કરીને વેપારીઓ સામે ગરાસીઆઓ અને મુસલમાનોનો વિરોધ જાગતો જાય છે. અને લગભગ દરેક રાજ્યમાં આ અસર થઈ છે. અત્યાર સુધી કાઠીઆ-

વાડમાં જે નહતું તે થયું છે. અને એકદીલીનો નાશ થયો છે. લૂંટફાટ, ચોરી અને મારામારી વધ્યાં છે. જ્યાં જ્યાં પ્રજાના નામની પરિષદો થાય છે તેની સામે ગરાશીઆઓ, ભાયાતો અને મુસલમાનોનો મુખ્યત્વે વિરોધ ઉભો થાય છે, આ પરિષદ્‌માં તો માત્ર બ્રાહ્મણ વાણીઆ જ હોય એવો દેખાવ થઈ જાય છે. લીંબડી આ બાબતમાં જ્વલંત દાખલો પૂરો પાડે છે. આ રાજ્યમાં લોકોએ બહાર ચાલ્યા જવા સુધીની હીમત દર્શાવી પરંતુ એનું કશું વ્યવહારૂ પરિણામ નથી આવ્યું અને રાજ્યની પ્રવૃત્તિ જેમની તેમ ચાલુ છે. એનો અર્થ એ કે લોકોએ કાં તો ગ્રહણ કરેલો માર્ગ ખોટો હતો અથવા તો એમણે સ્વીકારેલો સિદ્ધાંત અયુક્ત હતો. અને આ બન્નેમાં જો તેઓ ખરા હતા તો તેમનામાં એકસંપી ન હતી. અથવા તો રાજ્યની સામે તેઓ જે આક્ષેપો કરતા હતા તેમાં કશો સત્યાંશ ન હતો.

અમને લાગે છે, કે લીંબડી રાજ્યમાં લોકોના પ્રતિનિધિત્વના નામે જે પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી હતી તેનો પાયો સુદૃઢ ન હતો. અને તેને અંગે બહારથી પણ જોઈતી સહાનુભુતિ લીંબડીના ગૃહસ્થો મેળવી શકયા ન હતા. તેમ બીજે પક્ષે લીંબડીના કર્મચારીઓએ તોફાન સામે એવી રીતે કામ લીધું કે જેથી સાર્વભૌમસત્તાને તેમાં કશી દરમિયાનગીરી કરવાની જરૂર પડી નહીં. શક્તિ-વિનાની હીંમત અને ખરાં કારણ વિનાની પ્રવૃત્તિ લાભને બદલે હાનિ કરે છે એ, જાહેરપ્રવૃત્તિમાં પડનાર દરેકને માટે ધ્યાનમાં રાખવા યોગ્ય બાબત છે. લીંબડીમાં જેઓએ પ્રવૃત્તિ શરૂ કરી તેઓ પ્રચારના માર્ગે ચાલ્યા ગયા અને રાજ્યના દરેક પક્ષના લોકોનું હિત સાચવનાર તરીકે તેઓ વિશ્વાસ પાત્ર ન ઠર્યા અને એમની પ્રવૃત્તિના મૂળમાં એવું કોઈ સબળ કારણ ન બહાર આવ્યું કે જેથી એમના તરફ ઇતર દિશામાંથી સહાનુભુતિ મળે. ઉલટું લોકોને માટે હંમેશના ઉપયોગની અનાજ વગેરે-ચીજો ઉપર એમણે અટકાવ નાખવાની આદરેલી પ્રવૃત્તિ હાસ્યાસ્પદ જેવી થઈ પડી. અને ગાંધીજી જેવા સમર્થ સમાધાનશીલ વૃત્તિવાળા મહાપુરૂષ રાજકોટમાં છતાં એમને પણ એ પ્રવૃત્તિ દોરવવાનું યોગ્ય ન લાગ્યું.

ધોળકા પાસે અરણેજ ગામમાં લીંબડી રાજ્યના કેટલાક ગૃહસ્થો હીજરત કરી ગયાના સમાચાર પ્રસિદ્ધ થયા છે. પણ તેમાંથી કશું પ્રતિફલદાયક પરિણામ આવ્યું હોય એમ જણાતું નથી. એટલે અમને લાગે છે કે આ પ્રવૃત્તિ વિચારપૂર્વક ઉપાડવામાં આવી હોત તો તે વધારે સુયોગ્ય ગણાત, અને લોકોના આદરને પણ પાત્ર થાત. તેમ રાજ્યમાંના લોકોમાં પરસ્પર જે મન દુઃખ અને આંતરવિગ્રહ જેવું પરિણામ આવ્યું તે ન આવત. લીંબડી નરેશ વયોવૃદ્ધ, અનુભવી અને રાજ્યની પ્રજાના બધા વર્ગોની તરફ પ્રીતિ ભાવ રાખનારા છે. તેઓ લોકોના માનસને પણ ઓળખનારા છે અને આવી નિરર્થક ધમાધમીનો પોતે સહજમાં અંત લાવી શકે એવા વ્યવહારૂ છે. એટલે પ્રજા એ પ્રજાજ છે અને રાજપુતોનો ધર્મ પ્રજાની ક્ષતિને ભૂલી જઇ એનું રંજન કરવાનો છે, એ દૃષ્ટિએ જો પોતે આ આખા પ્રકરણનો ઉકેલ લાવશે તો તત્કાલ આ નિષ્કારણ ઉભા થયેલા ઘટાટોપનો અંત આવશે.

---

## ઇન્દોર નરેશનું પગલું

ઇન્દોર મહારાજાએ એક વિદેશીય લલનાની સાથે પોતાનું લગ્ન થયેલું જાહેર કર્યું છે. અને સાથે સાથે એટલું પણ જાહેર કર્યું છે, કે આ લગ્નને ગાદી વારસાના પ્રશ્ન સાથે કશો સંબંધ રહેશે નહીં. અર્થાત્ કે નવાં સ્ત્રીથી એમને જે સંતતિ થશે એમનો ગાદી ઉપર હક રહેશે નહીં. રાજાઓ જ્યારે અનુલોમ કે પ્રતિલોમ લગ્ન કરે છે ત્યારે એ લગ્નથી ઉત્પન્ન થયેલ સંતતિને વારસા હકમાંથી બાતલ ઠરાવવામાં જો આવે છે, તો પછી તે સામેનો વિરોધ

ઓછો થાય છે, અને લોકો પછી એવા સંબંધને અંગત સંબંધમાં ગણી કાઢી તે તરફ ઉદાસીન રહે છે. હાલના ઈન્દોર નરેશના પિતા સર તુકોજીરાવે પણ વિદેશી લલના સાથે લગ્ન કર્યાં છે. પણ અમને યાદ છે. તે પ્રમાણે ગાદીત્યાગ પછી તેમણે આ પગલું ભર્યું હતું જ્યારે હાલના મહારાજાએ ગાદી ઉપર રહી આ પગલું ભર્યું છે. જો કે જુના વખતના રાજાઓના આવા લગ્નસંબંધમાં પૌરાણિક દાખલાઓ મળે છે. પણ એ પ્રાસંગિક અને અનિવાર્ય જેવા લાગે છે. તેમ એ વિવાહ સંબંધો શૌર્યના પરિણામ રૂપ હતા, જ્યારે અત્યારના વિવાહ સંબંધો વાસનાના પરિણામ રૂપ લાગે છે.

કોઈ સામાન્ય વ્યક્તિની બાબત હોત તો એની આવી પ્રવૃત્તિ તરફ દુર્લક્ષ રહે પરન્તુ એક રાજ-કર્તા કે જેની જવાબદારી વિશાળ છે તે જ્યારે આવું પગલું ભરે ત્યારે શ્રેષ્ઠ પુરૂષો જેવું આચરણ કરે છે તેવું આચરણ ઈતર મનુષ્યો કરે છે એ ધોરણે એક રાજકર્તાના આવા પગલાંની લોકો ઉપર અનિષ્ટ અસર થાય છે અને તેના તરફની માન-વૃત્તિ પણ ઘટે છે. રાજકર્તાઓએ પોતાની પ્રત્યેક પ્રવૃત્તિનો વિચાર અંગત ધોરણે નહિ પણ પ્રજાકીય ધોરણે કરવો જોઈએ. કેટલાક ડયુક ઓફ વીંડસરનો દાખલો આપે છે, પણ હિંદ અને ઇંગ્લેન્ડની સંસ્કૃતિ નિરનિરાળી છે. પ્રજાનાં માનસ જુદાં જૂદાં છે. ધર્મની રીતિ, નીતિનું દૃષ્ટિબિંદુ અને સામાજીક રીત રિવાજો એક બીજાના ભિન્ન ભિન્ન છે, એ ભૂલવું ન જોઈએ. પોતાને ગમે તે બાબતમાં અયોગ્ય ગણાય એવું બહારનું પણ અનુકરણ કરવું અને શિષ્ટ પણ અણગમતી બાબતો પ્રત્યે બેકદર રહેવું એ માનવનીતિ નથી.

---

### કચ્છી રાજ્ય ખેડુત કમિટી રિપોર્ટ:-

આજથી આઠ વર્ષ પહેલાં કચ્છ રાજ્યે ખેડુત કમિટી નીમી હતી. આ કમિટીના ચાર સભ્યો પૈકી શરછ વલભદાસ પ્રજાપક્ષી સભ્ય હતા. શરછ શેઠ મુંબઈના પ્રસિદ્ધ કચ્છી વેપારી છે. અને કચ્છની પ્રજાના વિશ્વસનીય આગેવાન છે. ના. મહારાવશ્રીએ કમિટીમાં એમની નિમણુંક કરી એથી આ કમિટી લોકોનો સપ્રમાણ સહકાર મેળવી શકી હતી. કમિટીના ચાર સભ્યો પૈકી એક સભ્ય નોકરીમાંથી મુક્ત થયા હતા અને એક સભ્ય સ્વર્ગસ્થ થયા હતા. એથી શેઠ શરછભાઈ અને રેવન્યુ કમીશનર મી. દીવાન એ બેની કમિટીથી ખેડુતનાં સંયોગ અને સ્થિતિ સંબંધી તપાસ થઈ એકમતિ રિપોર્ટ થયો છે. આ બે સભ્યોની કમિટીએ રાજ્યનાં ૨૧૧ ગામોના ૧૬૧૨ સાક્ષીઓની જુબાની લીધી છે એ ઉપરથી જણાય છે કે ખેડુત કમિટીના આ સભ્યોએ ઘણી ઝીણવટથી દરેક પ્રશ્નની તપાસ કરી છે. આખો રિપોર્ટ વાંચી જોતાં આ સત્યનો સહજ ખ્યાલ આવી જાય છે. અમે આખો રિપોર્ટ વાંચી જોયો છે અને એમાંની કેટલીક ભલામણો તો દરેક દેશી રાજ્યને સ્વીકારવા યોગ્ય છે. કચ્છી પ્રજાકીય પરિષદ મુંબઈ તરફથી આ રિપોર્ટ પ્રસિદ્ધ કરવામાં આવ્યો છે.

---

### રાજપુત સંગઠન

રાજકોટના પ્રકરણે કેટલાંક નવાં તત્વોનો જન્મ આપ્યો છે તેમાંનું એક "રાજપુત સંગઠન" નું તત્ત્વ છે. જ્યાં સુધી મનુષ્યને ખાત્રી હોય છે કે એના હિત સંબંધો સુરક્ષિત છે, ત્યાં સુધી એને સંગઠન કરતાં એકાકી રહેવાનું પસંદ પડે છે. અત્યાર સુધી રાજપુત કોમ પોતપોતાના હિતસંબંધો માટે હાલના જેટલી સંગઠીત થઇ ન હતી. રાજકોટની ચળવળથી રાજપુત કોમમાં નિશ્ચિતપણે અવિશ્વાસ દાખલ થયો છે કે દેશી રાજ્યો સામેની ચળવળ એમના સ્વાર્થોને પણ હાનિકારક છે. અને તેથી તેઓ અમલી પણે સંગઠિત થઇ શકયા છે. એટલું જ નહીં પણ રાજકોટના પ્રકરણનો ઉકેલ લાવવામાં

મહાત્માજીને જો કઠિનતા સંપ્રાપ્ત થઈ હોય તો તેનું પ્રધાન કારણ આ "રાજપુત સંગઠન" છે. આ સંગઠનની અસર બધાં દેશી રાજ્યોના ભાયાતો ઉપર પણ થઈ છે. અને તેઓ પોતાના સ્વાર્થને માટે કોઈ પણ ભોગે મુસ્તાક રહેવાના નિશ્ચયવાળા થતા જાય છે. આમ હોવું એ સ્વાભાવિક છે. પરન્તુ એમાંથી આંતર વિગ્રહનાં તત્વો ઉપસી આવતાં જાય છે એ તરફ દુર્લક્ષ રાખવું ન જોઇએ. રાજપુત ભાઈઓએ પોતાનાં હિતો જાળવવા માટે એક સાપ્તાહિક પત્ર પણ શરૂ કર્યું છે. જેઓ પ્રજાકીય ચળવળના આગેવાનો કહેવાય છે, તેઓ ઉપર પણ આ સંગઠને પરોક્ષ રીતે ઠીક અસર કરી છે. અને સમગ્ર હિંદમાં જો આ રીતે પ્રચાર થશે તો અમને ભય છે કે હીંદ આખાના હિતના પ્રશ્નોમાં એકમતિ સચવાઇ રહેશે નહીં. રાજપુતોને હલકા પાડવાનો કેટલાક વખતથી જે નાપસંદ પ્રચાર કરવામાં આવ્યો તેના પરિણામનું આ ફળ છે. અને અમને લાગે છે કે દેશી રાજ્યોમાં જે જવાબદાર તંત્રની માગણી કરનારો વર્ગ છે તે વર્ગની પ્રવૃત્તિ આથી નિર્જીવ બનતી જાય છે. શું શ્રેયસ્કર છે એ કોઈ જાણી શકતું નથી એ ખરૂં છે પણ દેશના એક આવશ્યક વર્ગના હિત સંબંધોને બાજુ ઉપર મૂકી કોઈ પ્રવૃત્તિ આદરવામાં આવે તો તેમાંથી કેવાં અનિષ્ટો જન્મ પામે છે તે આ ઉપરથી જણાય છે.

---



સૌને માટે

તાકાત-તાઝગીથી ભરપૂર

લજ્જતદાર

# ઝંડુ દ્રાક્ષાસવ

વિનાવિલંબે વાપરવા માંડો

ખાસ સ્ત્રીઓને માટે

તંદુરસ્તી-તાકાતથી ભરપૂર

પ્રદરાદિક રોગોનો
અકસીર ઈલાજ

# ઝંડુ અશોકારિષ્ટ

સ્ત્રીઓની નબળાઈમાં
આબાદ અસર કરનાર
દરેક ઘરમાં હોવો જોઇએ

બાળકોનાં પેટનાં દર્દોમાં
આબાદ કામ કરનાર

બિલકુલ કેફ વગરનું

# ઝંડુ બાલશૂલાર્ક

—— બાળકોવાળાં ——
દરેક ઘરમાં રાખવું જોઇએ.

ઝંડુ ફાર્માસ્યુટીકલ વર્કસ લી. પો. બો. નં. ૫૨૧૩ મુંબઇ નં. ૧૪

અમદાવાદના એજન્ટ : ભોગીલાલ બ્રધર્સ : ગાંધીરોડ

આયુર્વેદિક દવાઓનું સૂચિપત્ર આજેજ મંગાવો.